૩૩

॥ परोपकाराय सतां विभूतयः ॥

# પંચપ્રતિક્રમણાદિ સૂત્રાણિ.

## શબ્દાર્થ, ભાવાર્થ, ફુટનોટ, વિધિ, હેતુ અને ઉપયોગી વિષયો સહિત.

સ્વધર્મી ભાઈઓ બ્હેનોને ભણવા નિમિત્તે
તૈયાર કરી છપાવી પ્રસિદ્ધકર્તા

**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી**

**વેણીચંદ સુરચંદ શાહ—મ્હેસાણા.**

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં
શા. પોપટલાલ અમથાભાઈએ છાપ્યો—અમદાવાદ. ૧૧૬

વીર સંવત્ ૨૪૪૬. સને ૧૯૨૦. વિક્રમ સંવત્ ૧૯૭૬.

મૂલ્ય, ૧—૪—૦.

અવિહિકયા વરમકયં, ઉસ્સુઅવયણં વયંતિ સવ્વણ્ણૂ;
પાયચ્છિત્તં જમ્હા, અકએ ગુરૂઅં કએ લહુઅં ॥ ૧ ॥

જહાવિસં કુટ્ઠગયં, મંતમૂલવિસારયા;
વિજ્જા હણંતિ મંતેહિં, તો તં હવઈ નિવ્વિસં ॥ ૨ ॥

એવં અટ્ઠવિહં કમ્મં, રાગદોસસમજ્જિઅં;
આલોઅંતો અ નિંદંતો, ખિપ્પં હણઈ સુસાવઓ ॥ ૩ ॥

અર્થ—"અવિધિએ કરવા કરતાં નહિ કરવું એ શ્રેષ્ઠ," એ વચનને સર્વજ્ઞો ઉત્સૂત્ર વચન કહે છે, કારણકે નહિ કરનારને ગુરૂ પ્રાયશ્ચિત અને અવિધિએ કરનારને લઘુ પ્રાયશ્ચિત છે. ૧

મંત્ર મૂળના વિશારદ વૈદ્ય શરીરવ્યાપ્ત વિષને મંત્રોએ કરીને હણે છે ત્યારે તે શરીર નિર્વિષ થાય છે. ૨

એજ પ્રમાણે ગુરૂની સમીપે પોતાના પાપ પ્રકાશતો વળી આત્મસાખે નિંદતો એવો ભલો શ્રાવક, રાગદ્વેષથી બાંધેલાં એવાં આઠે પ્રકારનાં કર્મને શીઘ્ર હણે છે.

યદ્યપિ વિષાર્ત્ત પુરૂષ મણિ મંત્રાક્ષર ઔષધિના પ્રભાવ જાણતો નથી તોપણ તેનો પ્રભાવ અચિંત્ય છે તેથી તેનું વિષ ઉતરે છે, તેજ પ્રમાણે પ્રતિક્રમણ સૂત્રોના શબ્દોનો પણ અચિંત્ય મહિમા છે તેથી તેના અક્ષરના શ્રવણમાત્રથી પણ લાભ થાય છે.



परोपकाराय सतां विभूतयः

# પ્રસ્તાવના.



જ્ઞાનની વૃદ્ધિ થવાનું મુખ્ય સાધન ઉપયોગી પુસ્તકો છપાવી તેનો બહોળો ફેલાવો કરી જનસમૂહમાં વાંચનનો શોખ વધારવો તે પણ એક છે. સર્વ મનુષ્યોની સ્થિતિ પુસ્તકો ખરીદીને વાંચવા જેવી હોતી નથી, તેથી આવાં પુસ્તકો ઉદાર ગૃહસ્થોની મદદથી છપાવી યોગ્ય જીવોને વિના મૂલ્યે કે અલ્પ મૂલ્યે આપવામાં આવે તો તેથી ઘણો સારો લાભ હાંસલ કરી શકાય છે. આ હેતુને ખાસ લક્ષ્યમાં રાખીને અમારો આ પ્રયાસ વર્ષો થયાં ચાલુ છે.

હાલમાં સ્થળે સ્થળે જૈન પાઠશાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપવામાં આવે છે, તે ભવિષ્યને માટે આપણા ઉદયનું સુચિન્હ છે. તે શાળાઓની અંદર ઘણે ભાગે મૂળ પ્રતિક્રમણ મુખપાઠે શિખવવામાં આવે છે. એ તો ખરૂં છે કે દરેક ક્રિયા સમજીને તથા તેના મૂળ હેતુ લક્ષ્યમાં રાખીને સાધ્યદૃષ્ટિપૂર્વક કરવામાં આવે તો તે અપૂર્વ ફળદાઈ થાય છે, અન્યથા ધ્યાન રાખ્યા વિના ફેંકેલું તીર જેમ યોગ્ય વસ્તુને વિંધ્યા વિના જ્યાં ત્યાં પડે છે, તેમ ભાવે કરીને શૂન્ય ક્રિયાઓ અલ્પ ફળની આપવાવાળી થાય છે. તેથી પ્રતિક્રમણનાં સૂત્રોનો યથાર્થ અર્થ સમજવામાં આવે અને તે પ્રમાણે ક્રિયા કરતી વખતે ઉપયોગ રાખવામાં આવે તો

ઉત્તમ ભાવ ઉત્પન્ન થવાથી તે **તદ્હેતુ** અથવા **અમૃત ક્રિયા** સાધ્યને પ્રાપ્ત કરી આપે, એ નિઃસંશય છે.

ઘણેખરે ઠેકાણે પ્રાયઃ આ અમૂલ્ય ક્રિયાઓ માત્ર ગતાનુગતિકપણે, શુષ્કભાવે અને માત્ર શુદ્ધાશુદ્ધ ઉચ્ચારમાં અમુક ટાઇમે ગગડાવી જઈ તે ક્રિયાની સાર્થકતા માનવામાં આવે છે અને તેના અતિ ઉચ્ચ ઉદ્દેશની સફળતા એટલામાંજ પૂર્ણ થયેલી મનાયછે. એ ખામીને અટકાવવા ખાતર અને વિજાતિય ધર્મભાવનાથી સેળભેળ થઈ ગયેલા જનસમાજના ઊંડા હૃદયોમાં વધતી જતી નાસ્તિકતા અટકાવી તેને સ્થાને નિત્ય ક્રિયાનાં સૂત્રો અને તેનું તાત્ત્વિક હાર્દ સમજાવી, તેનું વાસ્તવિક મૂલ્ય અને જરૂરીયાત દ્રઢાવવા માટે આ માર્ગે અમારા પ્રયત્નને જૂદા જૂદા રૂપમાં આગળ વધારવાને અમો યત્નવાન્ થયા છીએ.

આ વિષયને લગતા અનેક આકારવાળા અને જમાનાને અનુકૂળ થઇ પડે તેવા અનેક ગ્રન્થો અમારા તરફથી બ્હાર પાડવામાં આવ્યા છે. તે સઘળાનો વધુ ને વધુ આદર થતો જાણી અમારા પ્રયત્નની સફળતામાં અમને સંતોષ થયો છે. પણ બિચારા માત્ર પાશ્ચિમાત્ય વાસના અને સંસ્કારમાંજ પોષાઇ વૃદ્ધિ પામેલા ભેજાવાળા જૈનાભાસો આવા ક્રિયાકાંડનાં પુસ્તકો માટે અને તેના પ્રસિદ્ધ કરનારાઓ માટે અનેક પ્રકારના અભિપ્રાયો બાંધી તેમને 'જુના વિચારના અને સુધારાથી વેગળા રહેલા' માનવા જેવી ભૂલ કરે છે. અમને તેમની દયા ઉપજે છે. જેઓ માત્ર પરભાષા કે જૂદા જૂદા ધર્મના ખંડ ખંડ ભાગને જેમ તેમ જાણીને પોતાને સુધારક પંક્તિમાં હોવાનો દાવો કરે છે તેવા

અધુરાઓજ ખરી રીતે ખરી ધર્મભાવનાથી બેનસીબ રહે છે. જેના પ્રણેતા શ્રીમાન્ **મહાવીરદેવ** મહાન્ સમર્થ અને સંપૂર્ણ જ્ઞાની નર હતા, તેમનાં કથેલાં આચાર અને ક્રિયા વગેરેનાં ફર માનો ભલે સાધારણ બુદ્ધિના મગજને ઓછી કિમ્મતનાં લાગે, પણ વાસ્તવિક રીતે તેઓશ્રીના પ્રત્યેક શબ્દ, ઉપદેશ અને આ· દેશ પ્રાણીમાત્રના હિતને સાધવા માટે સર્વાંશે **અમોઘ** છે, એ અમને તો નિર્વિવાદ સિદ્ધ થયું છે. તેથીજ અમો આ બાબતની જરૂરીયાતને યથાશક્તિ પૂર્ણ કરવા અમારી ધારણામાં આગળ વધીએ છીએ. જેના પરિણામે આ **પંચ પ્રતિક્રમણનું** પુસ્તક અર્થ સાથે અમારી ગ્રંથમાળાના ૩૩ મા મણકા તરીકે અમોએ પ્રસિદ્ધ કર્યું છે.

યદ્યપિ ભીમસિંહ માણેક તરફથી અર્થવાળું પ્રતિક્રમણ છપા· યેલું છે પણ તેની ભાષા શાસ્ત્રીય અને કઠણ તથા લીપી શાસ્ત્રી હોવાને લીધે, થોડા બોધવાળા તેમાંથી સરળતાથી અર્થ ગ્રહણ કરી શકતા નથી. બીજાઓએ પણ ગુજરાતી ઝીણા અક્ષરમાં અર્થ-વાળાં પુસ્તકો છપાવ્યાં છે પણ તે બધાં એક બીજાનું અનુકરણ કરનારાં તેમજ તેમનાં ઉપર શુદ્ધ કરવા સંબંધી તેઓના પ્રસિદ્ધ કર્ત્તાઓએ ઓછું ધ્યાન આપેલું હોય, એવાં છે. અમોએ સં. ૧૯૭૧ ની સાલમાં જે બે પ્રતિક્રમણની અર્થ વાળી બુક ગુજરાતી ટાઈ· પમાં છપાવી છે તેમાં દરેક સૂત્રમાં પ્રથમ શબ્દાર્થ પછી મૂળ સૂત્ર પછી ગાથાર્થ અને વિશેષ સમજને માટે ફુટનોટ આપવા ઉપ· રાંત સૂત્રો શુદ્ધતાથી બોલવા બાબતનાં દૃષ્ટાંતો, હેતુઓ અને ઉપયોગી વિષયો વગેરે આપેલું છે.

જે શૈલીએ એ પુસ્તક લખાયું છે તેજ શૈલીએ આ પ્રસિદ્ધ

થતું પંચપ્રતિક્રમણનું પુસ્તક છપાયેલું છે. આમાં જે જે વિષયો છે તે અનુક્રમણિકા જોવાથી જાણી શકાશે. તેમજ આ પ્રસ્તાવનામાં પણ એનું યથોચિત દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

અમોએ શાસ્ત્રી ટાઈપમાં પંચ પ્રતિક્રમણની સંસ્કૃત અવચૂરી વાળી બુક લગભગ આ પુસ્તકની પદ્ધતિએજ છપાવી છે, છતાં આમાં કેટલીક શબ્દાર્થ વગેરેમાં વિશેષતા કરી છે અને પાછળના સ્તવનાદિ વિભાગમાં કેટલોએક ફેરફાર કર્યો છે.

પ્રથમ પુસ્તક સંસ્કૃત અભ્યાસીઓને વિશેષ ઉપયોગી થાય તેવું છે, જ્યારે આનો લાભ સર્વ સાધારણ જનસમૂહ લઈ શકે તેવું છે.

ક્રિયામાર્ગ હેતુઓના જ્ઞાન સાથે સાધવાથી તે યથાર્થ ફળ પ્રાપ્ત કરાવી શકે છે-તેનો લાભ અપૂર્વ મળી શકે છે. આ સત્ય વિવાદ વગરનું હોવાથી અમે દરેક પ્રતિક્રમણ સંબંધી ક્રિયાઓના દરેક હેતુઓ આરંભમાંજ બારીકીથી આપ્યા છે. ભાગ્યશાળી ભવ્ય સત્ત્વોએ એનો આદર કરવો, એ અતિ આવશ્યક છે. વાચનનું એજ ફળ છે.

આ ગ્રંથમાં બાળકોના મગજમાં ઉતરી શકે તેવી સરળ અને જમાનાને અનુસરતી ભાષામાં સમજીને મુખપાઠ કરી શકાય એટલાજ સંક્ષિપ્ત અર્થ લખવામાં આવ્યા છે અને વિશેષ સમજને માટે નીચે ફુટનોટ આપી છે.

આ ગ્રંથમાં શરૂઆતમાં બે પ્રતિક્રમણનાં સૂત્રો સાર્થ આપેલ છે. પછી સામાયિક લેવા પારવાનો વિધિ અને પ્રતિક્રમણ વિધિ આપેલ છે; તે પછી પાક્ષિકાદિ પ્રતિક્રમણ સૂત્રો અને નવ સ્મરણ

સાથે આપેલ છે. તે પછી પચ્ચક્ખાણ, પખ્ખી ખામણા, પૂર્વાચાર્ય કૃત ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ, સજ્ઝાય અને પોસહવિધિ વગેરે અનુક્રમે આપેલ છે. અને ત્યારબાદ પ્રતિક્રમણને વિશેષ ઉપયોગી બાબતો જેવી કે, ૧ મુદ્રા, ૨ સ્થાપના, ૩ મુહપત્તિ-પ્રતિલેખના, ૪ સત્તર પ્રમાર્જના, ૫ વાંદણાનાં ૨૫ આવશ્યક, ૬ વંદનથી ઉપજતા છ ગુણ, ૭ ઇરિયાવહિના મિચ્છામિદુક્કડંના ભાંગા, ૮ પ્રતિક્રમણનો કાળ, ૯ પ્રતિક્રમણના આઠ પર્યાય નામ, ૧૦ આવશ્યક વડે આચાર વિશુદ્ધિ, ૧૧ પ્રતિક્રમણને વિષે ક્રિયા, કર્મ અને કર્તા, ૧૨ રાઇ પ્રતિક્રમણ મંદ સ્વરે કરવું, ૧૩ પ્રતિક્રમણનાં સૂત્રોનું દરેક જણે મનન કરવું, ૧૪ કાયોત્સર્ગની દૃષ્ટિ, ૧૫ પ્રતિક્રમણમાં દૃષ્ટિ કેમ રાખવી? ૧૬ પ્રતિક્રમણની ક્રિયા કેવા આસને કરવી? ૧૭ ચાર પ્રકારના અવગ્રહ, ૧૮ મુહપત્તિ અને ચરવળાનું પ્રમાણ, ૧૯ પ્રતિક્રમણ કેવા અધ્યવસાયે કરવું?, ૨૦ તમસ્કાયની વૃષ્ટિ, ૨૧ છ નિમિત્ત, ૨૨ "ચત્તારિ અટ્ઠ દસ દોય" એ ગાથાના ભિન્ન ભિન્ન અર્થો, ૨૩ ચાર પ્રકારનાં પાપ કર્મો, ૨૪ છીંક સંબંધી વિચાર, ૨૫ ચરણસિત્તરિ, ૨૬ કરણસિત્તરિ, ૨૭ અઢાર હજાર શીલાંગરથના ભેદ અને તેનું કોષ્ટક એમ સત્તાવીશ બાબતોનું સ્ફુટપણે સમજ સાથે વર્ણન આપેલ છે.

તે પછી આવશ્યક સૂત્રો ન્યૂનાધિક બોલવાથી કેવા અનર્થ થાય છે, તેનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજીએ આવશ્યક સૂત્રમાંથી ઉદ્ધરીને લખેલાં આપ્યાં છે. તે પછી ભાવ-આવશ્યક અને પ્રભુભક્તિમાં રાખવો જોઇતો આદર એ બંને બાબતના ઉલ્લેખો પણ ઉક્ત મુનિશ્રીના લખેલા દાખલ કર્યા છે તે ઉપર ખાસ ધ્યાન દેવા જરૂર છે.

આશા છે કે ભવ્ય સત્ત્વો આ ગ્રંથનો યથાવિધિ લાભ લઈ યોજકના પ્રયાસને સફળ કરશે.

આ ગ્રંથમાં મતિમંદતાના દોષથી અગર પ્રમાદવશાત્ શાસ્ત્ર વિરૂદ્ધ લખાણ થયું હોય તે ત્રિવિધ ત્રિવિધ મિચ્છામિ દુક્કડં.

જે કોઈ વિદ્વાન્ મુનિમહારાજા અગર શ્રાવકભાઇઓને આ ગ્રંથમાં ભૂલચૂક માલૂમ પડે તેઓ સાહેબે અમારા ઉપર કૃપા કરીને સત્વર લખી જણાવવું, જેથી અમારી ભૂલ સુધરે અને નવી આવૃત્તિમાં સુધારો કરી શકાય. "માણસ ભૂલને પાત્ર છે" પરંતુ ભૂલ સુધારવી તે સજ્જનનું અવશ્ય કર્ત્તવ્ય છે.

લી० પ્રસિદ્ધ કર્ત્તા.



# પ્રતિક્રમણના સામાન્ય હેતુઓ.

( દેવસિ પ્રતિક્રમણ હેતુ. )

પ્રથમ સામાયિક લેવું જોઈએ. " સમ " એટલે સમતા તેનો " આય " એટલે લાભ છે જેને વિષે તે " સામાયિક " કહેવાય. ધર્મનું મૂળ આજ્ઞા છે તેથી દરેક ક્રિયા ગુરૂ મહારાજની આજ્ઞાપૂર્વક તેમની સમીપે કરીએ. જેમ જિનને વિરહે જિનપ્રતિમાનું પૂજન વંદન ફળદાયી થાય છે તેમ તેમને ( ગુરૂ મહારાજને ) વિરહે [1]સ્થાપનાચાર્યની સમક્ષ આજ્ઞાપૂર્વક ક્રિયાઓ કરવી સફળ થાય છે. [2]ગુરૂસ્થાપના ન હોય તો ( થોડા કાળ માટે ) પુસ્તક અથવા નવકારવાળીની સ્થાપના સ્થાપીએ. તે સ્થાપવા માટે જમણો હાથ અવળો સ્થાપના સન્મુખ રાખીએ. આમ કરવાનું કારણ સ્થાપનામાં આચાર્યના ગુણોનું આહ્વાન કરવું તે છે. કારણકે આહ્વાન મુદ્રાની આકૃતિ તેવી છે. પછી " નવકાર તથા પંચિંદિઅ " કહેવા. " નવકાર " મહા મંગળ રૂપ છે અને " પંચિદિઅ " માં આચાર્યના છત્રીશ ગુણનું વર્ણન છે તેનું આરોપણ સ્થાપનામાં કરવાનું છે, એ હેતુ છે. પછી " ખમાસમણ " દેવું તે ગુરૂના વિનય અર્થે છે. પછી " ઇરિયાવહિયં " પ્રતિક્રમવા સંબંધી આદેશ માગવો, કેમકે આજ્ઞા એ ધર્મનું આરાધન છે. એમ આદેશ સંબંધી સર્વત્ર સમજવું. પછી " ઇરિયાવહિયં " પડિક્કમવા. તેનું કારણ એ કે તેની અંદર

---

૧ નવકારથી પંચપરમેષ્ઠિની અને પંચિંદિયથી ગુરૂની એમ બંને સ્થાપના એકી સાથે સ્થપાય છે. કેમકે દેવવંદન, સ્તવનાદિ વખતે પહેલી અને અન્ય સ્થાને બીજી ઉપયોગી છે. ૨ અક્ષાદિરૂપ યાવત્કથિક સ્થાપના.

પાપનું આલોચવું થાય છે. પછી "તસ્સ ઉત્તરી" કહેવી તે ઈરિયાવહિ પડિક્કમતાં અશુદ્ધ રહેલાં એવાં પાપ (અશુદ્ધ આત્મા)ની વિશુદ્ધિને અર્થે છે. પાપની વિશુદ્ધિ થવાથી સંવરક્રિયાઓ વિશેષ ફળીભૂત થાય છે. પછી શેષ પાપને ટાળવા અર્થે કાયોત્સર્ગ કરવો, તેના રક્ષણાર્થે ક્ષેત્રને વાડ તેની પેઠે આગાર ( છૂટ ) રાખવાની જરૂર છે તે માટે "અન્નત્થ૦" કહેવું. પછી એક "લોગસ્સ" નો કાઉસ્સગ્ગ કરવો, તેનો હેતુ એ છે કે તેથી પ્રભુનાં નામોનું સ્મરણ-ધ્યાન થાય છે. તે કાઉસ્સગ્ગનું માન પચ્ચીશ શ્વાસોશ્વાસનું કહ્યું છે તેથી "ચંદેસુ નિમ્મલયરા" સુધી પચ્ચીશ પદ થાય છે, તે એકેક પદે એકેક શ્વાસોશ્વાસ ગણતાં ત્યાં સુધી કાઉસ્સગ્ગ કરવો જોઇએ. "લોગસ્સ" ન આવડે તો ચાર "નવકાર" ગણવા; જો કે તેથી તો બત્રીશ શ્વાસોશ્વાસ થાય છે પણ "લોગસ્સ" નથી આવડતો તેથી "નવકાર" થી ન છૂટકે-અપવાદરૂપે કામ ચલાવવું પડે છે. પછી પ્રકટ "લોગસ્સ" કહેવો, તેનું કારણ એ કે સામાયિક લેવા પૂર્વે દેવવંદન કરવું જોઇએ, તે સામાન્યતઃ "લોગસ્સ" ના પાઠથી થઈ જાય છે. પછી "ખમાસમણ" દઈ મુહપત્તિ પડિલેહવાનો આદેશ માગી મુહપત્તિ પડિલેહવી, તેનું કારણ એ છે કે આગળ ખમાસમણ પૂર્વક આદેશો માગવાના છે, તે ખમાસમણ દેતાં પાંચે અંગ ( બે હાથ, બે ઢીંચણ, મસ્તક ) ભેળાં થાય ત્યાં જીવહિંસાનો સંભવ છે; તેથી તેમાં કોઈ જીવ રહેલ હોય તે પડિલેહણથી દૂર થાય. પછી બે "ખમાસમણ" પૂર્વક "સામાયિક સંદિસાવું" અને "સામાયિક ઠાઉં" એવા બે આદેશો માગવાના છે. પહેલાથી સામાયિક લેવા સંબંધી આદેશ (આજ્ઞા) મંગાય છે,

અને બીજાથી સામાયિકમાં સ્થિર થવા સંબંધી આદેશ મંગાય છે. પછી એક "નવકાર" ગણી ગુરૂ પાસે સામાયિક દંડક ઉચ્ચરવા સંબંધી પ્રાર્થના કરવામાં આવે છે; અત્ર ગુરૂ ન હોય તો સામાયિક લીધેલા કે લેતા જ્ઞાનવૃદ્ધ શ્રાવક પાસે તે પ્રમાણે પ્રાર્થના કરવામાં આવે છે, અને તે "કરેમિભંતે" ઉચ્ચરાવે છે. આ પ્રાર્થના ગુરૂના વિનયાર્થે છે. ગુરૂને અભાવે જે વડીલ શ્રાવક હોય તેની પાસે સૂત્રો બોલવા સંબંધી આદેશો માગવા, તેના પાર્યા પછી કાઉસ્સગ્ગ પારવો, સર્વ આદેશો તેમનેજ માગવા દેવા અને બીજાઓએ તેમની નિશ્રાએ વર્ત્તવું, ઈત્યાદિક વિનયકરણી કરવી જરૂરની છે. જિનાજ્ઞા એવીજ છે માટે તેનો ઉપયોગ પૂર્વક ખપ કરવો. પછી ચાર ખમાસમણ દેવાપૂર્વક ચાર આદેશો માગવામાં આવે છે. તેમાં "બેસણે સંદિસાવું" એ બેસવાની રજા માગવા સંબંધી છે. અત્ર ઉભો હોય તેજ બેસવાની આજ્ઞા માગે તેથી સામાયિક ઉભા ઉભા લેવું એમ સૂચવાય છે; બેઠેલો બેસવાની આજ્ઞા માગે તે જેમ હાસ્યપાત્ર થાય છે તેમ અત્ર પણ સમજવું. પછી 'બેસણે ઠાઉં" એટલે બેસું છું. એજ પ્રકારે "સજ્ઝાય સંદિસાવું" એટલે સ્વાધ્યાય કરવાની આજ્ઞા આપો અને "સજ્ઝાય કરૂં" એટલે સ્વાધ્યાય ( પઠન પાઠન ) માં પ્રવર્ત્તુ છું. પછી મંગલિક અર્થે ત્રણ નવકાર ગણવા. અહીંથી દેવસિ પ્રતિક્રમણનો આરંભ થાય છે. પ્રથમ પચ્ચખ્ખાણ લેવા માટે ગુરૂના વિનયાર્થે વાંદણા દેવામાં આવે છે, તેની પહેલાં ખમાસમણ દેવાપૂર્વક મુહપત્તિ પડિલેહવી. આ ખમાસમણ દેવાનો અધિકાર શ્રી સેનપ્રશ્નમાં છે. મુહપત્તિ પડિલેહી, વાંદણા દઈ, પચ્ચખ્ખાણ લઈ, ખમાસમણ દઈ "ચૈત્યવંદન" કરવું, તે કરતી વખતે બન્ને ઢી-

ચણો[1] ભૂમિપર સ્થાપીને યોગમુદ્રાએ બેસવું. પછી જંકિંચિ કહેવું. ચૈત્યવંદન અને જંકિચિથી જિનનું સ્મરણ તથા વંદન થાય છે. હરકોઇ શુભકાર્યના આરંભમાં દેવવંદન કરવું જોઇએ, એ હેતુથી અત્ર પણ ચાર સ્તુતિએ દેવવંદન કરવામાં આવે છે. પહેલી સ્તુતિથી અમુક અરિહંતનું આરાધન, બીજીથી સર્વ અરિહંતનું આરાધન, ત્રીજીથી શ્રુતજ્ઞાનનું આરાધન અને ચોથીથી ધર્મકાર્યોમાં નડતાં વિઘ્નોને દૂર કરનારા શાસનદેવતાનું સ્મરણ થાય છે. આ દેવવંદનમાં બાર અધિકાર આવે છે, તે લખીએ છીએ. "નમુત્થુણંથી જીઅભયાણ" સુધી પહેલો અધિકાર ગણાય છે; તેથી સમવસરણમાં વિરાજિત **ભાવઅરિહંત** ભગવાનની વંદના થાય છે. નમુત્થુણંની છેલ્લી ગાથાથી દ્રવ્યજિનને વંદના થાય છે. અનાગતકાળે થનારા તીર્થંકરો જેમના જીવો અત્યારે દેવલોક વગેરેમાં છે તે, તેમજ સિદ્ધ સ્થાનમાં ગયેલા તીર્થંકરો પણ દ્રવ્યજિન કહેવાય છે. એ બીજો અધિકાર. "અરિહંત ચેઇઆણં" થી ત્રીજો અધિકાર ગણાય છે અને તેથી એક ચૈત્યના **સ્થાપનાજિન** ( પ્રતિમા ) ને વંદના થાય છે. "લોગસ્સ" એ ચોથો અધિકાર છે, તેથી નામજિનને ( જિનેશ્વરના નામોત્કીર્તનરૂપ ) વંદના થાય છે. "સવ્વલોએ અરિહંત ચેઇઆણં" થી ત્રણ ભુવનના સ્થાપનાજિનને વંદન થાય છે. એ પાંચમો અધિકાર. "પુક્ખરવરદીથી" વિહુરમાણ જિન (વિચરતા જિન શ્રી સીમંધરાદિ) ને વંદન થાય છે; એ છઠ્ઠો અધિકાર. "તમતિમિરપડલ" ઇત્યાદિ ત્રણ ગાથાથી શ્રુતજ્ઞાનને વંદન થાય છે, એ સાતમો અધિકાર.

---

૧ ડાબો ઢીંચણ ઉભો રાખી ચૈત્યવંદન કરવામાં નમ્રતા અને જમણો ઢીંચણ ઉભો રાખી વંદિત્તુ બોલવામાં વીરાસન બતાવવામાં આવે છે.

"સિદ્ધાણં બુદ્ધાણં" થી સર્વ સિદ્ધને વંદન થાય છે, એ આઠમો અધિકાર. નવમા અધિકારમાં "જો દેવાણુવિ દેવો" ઈત્યાદિ બે ગાથાથી તીર્થાધિપ શ્રીવીરસ્વામિની સ્તુતિ થાય છે. દશમે અધિકારે "ઉજ્જિંતસેલસિહરે" એ ગાથાથી રૈવતાચલ મંડન શ્રી નેમિનાથને વંદન થાય છે. "ચત્તારિઅટ્ઠદસદોય" એ ગાથાથી અષ્ટાપદ પર્વતને વિષે સ્થાપેલા ચોવીશ જિનને તથા બીજી અનેક રીતે જિનેશ્વરોને વંદન થાય છે, એ અગ્યારમો અધિકાર. અને છેલ્લે એટલે બારમા અધિકારે "વેઆવચ્ચગરાણં" ઈત્યાદિ પાઠથી સમ્યગ્દૃષ્ટિ દેવનું સ્મરણ થાય છે. એ પ્રકારે બાર અધિકારના સ્થાનકો જાણી તે તે સ્થાનકે ચૈત્યવંદન કરનારાઓએ ઉપયોગપૂર્વક વંદન કરવાનું લક્ષ્યમાં રાખવું જરૂરનું છે. પછી ચાર ખમાસમણપૂર્વક ચારને થોભવંદન કરવાનું છે. પહેલા ખમાસમણથી "ભગવાનહં" એ પદવડે અરિહંત ભગવાન્ અથવા ધર્માચાર્ય પણ લેવા, એટલે જેનાથી ધર્મ પામ્યા હોઇએ તેને વંદન કરવું. બાકીના ત્રણ પાઠથી અનુક્રમે આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને વંદન થાય છે. અત્ર વળી "ઈચ્છકારી સમસ્ત શ્રાવક વંદુ" એ પાઠથી સર્વ શ્રાવકોને વંદન કરાય છે. (આ વિધિનો પ્રચાર થોડો હોવાથી તે પ્રમાણે વર્તવા અને અન્યને વર્તાવવા ઉપયોગ રાખવો.) પછી દેવસિપ્રતિક્રમણ ઠાવાનો આદેશ માગી જમણો હાથ તથા મસ્તક ચરવળાપર સ્થાપી "સવ્વસ્સવિ દેવસિય" નો પાઠ કહેવો. અહીં ચરવળા ઉપર હાથ તથા મસ્તક સ્થાપવા તે ગુરૂનું ચરણસ્પર્શવારૂપ સમજવું તથા સાથે પાપ ભારથી નમવાનું થયું, એમ પણ સમજવાનું છે. "સવ્વસ્સવિ દેવસિય" થી દિવસના પાપનું સામાન્યપણે આલોચન થાય છે, તે પ્રતિક્રમણનું

બીજક સમજવું. પછી ઉભા થઇ "કરેમિભંતે" નો પાઠ કહેવો. અહિંથી પહેલું આવશ્યક શરૂ થાય છે, તે સમતાની વૃદ્ધિ અર્થે જાણવું. આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય કરણી. પછી કાંઈક સ્ફુટ રીતે પાપની આલોચનારૂપ 'ઇચ્છામિ ઠામિ' કહેવું. પછી "તસ્સ ઉત્તરી" આદિ કહી અતિચારની આઠ ગાથાનો કાયોત્સર્ગ કરવો. તે કાયોત્સર્ગની અંદર પંચાચાર સંબંધી જે દૂષણો લાગ્યાં હોય, તે સમકિતની શુદ્ધિ માટે સંભારી કાઢવાં, જેથી આગળ પાપને વિશેષ આલોચતી વખત સુગમ પડે. પછી "લોગસ્સ" કહેવો, એ બીજું આવશ્યક. પછી ત્રીજા આવશ્યકની મુહુપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવાં ( અહીં મુહપત્તિના ૫૦ બોલ, વાંદણાના પચીશ આવશ્યક તથા સત્તર પ્રમાર્જન વગેરે બાબતો ઉપર ધ્યાન રાખવાનું છે. આ સર્વ આજ પુસ્તકના છેવટના ભાગમાં આપેલ છે ત્યાંથી જોઈ લેવું ), એ ત્રીજું આવશ્યક. અહિંથી આગળ ચાલતાં છેક "અબ્ભુઠ્ઠિયો૦" સુધી પ્રતિક્રમણ નામક ચોથું આવશ્યક જાણવું. અહીં ગુરૂની સમક્ષ પાપ આલોચવું છે તેથી તેમના વિશેષ વિનયાર્થે દ્વાદશાવર્ત્ત વંદન કરવું. પછી "જો મે દેવસિયો અઇઆરો કઓ" તથા "સાત લાખ અને અઢાર પાપસ્થાનક" ને આલોચવા, તે પાપની સામાન્ય આલોચના જાણવી. પછી "સવ્વસ્સવિ' કહેવું, તે ગુરૂ આગળ પ્રાયશ્ચિત માગવારૂપ છે. અત્ર ગુરૂ "પડિક્કમેહ" એટલે 'પ્રતિક્રમણ કરો' એમ કહે. એ પ્રકારના દશ માંહેલા બીજા પ્રાયશ્ચિત્તને ગ્રહણ કરી, બેસીને મંગળિક અર્થે એક 'નવકાર' ગણે. સમતાની વૃદ્ધિને અર્થે "કરેમિભંતે" કહે. વારંવાર કરેમિભંતે કહેવાથી સમતાની વિશેષ વૃદ્ધિ થાય છે, જે અતિ આવશ્યક છે. પછી સામાન્ય પાપ આલોચવા-

રૂપ "ઇચ્છામિ પરિક્કમિઉં જો મે દેવસિઓ" કહે, પછી "વંદિત્તુ" કહે, તે વિશેષ સ્ફુટપણે પાપની આલોચનારૂપ છે. જે જે દોષ લાગ્યા હોય તે તે દોષોનું પ્રાયશ્ચિત કરવા મહા પશ્ચાત્તાપ પૂર્વક મહા વૈરાગ્યભાવથી ચિંતન કરવાનું છે. જેવા સંકિલષ્ટ અધ્યવસાય પાપ બાંધતી વખતે આવ્યા હોય તેવાજ અગર તેથી વધારે વિશુદ્ધ અધ્યવસાય પાપને આલોચતી વખતે આવે તો તથા પ્રકારે યથાર્થ રીતે તે પાપનો ક્ષય થઈ શકે છે; અન્યથા પ્રતિક્રમણ કર્યા છતાં પણ પાપનો ક્ષય થતો નથી. ઉપયોગ વગરની ક્રિયા નિષ્ફળપ્રાય: થાય છે, માટે સાવધાનપણે આલોચના કરવા ખાસ ધ્યાનમાં રાખવું. વંદિત્તુ કહેતી વખતે ડાબો ઢીંચણુ વાળીને જમીન ઉપર સ્થાપવો અને તે ( ડાબા ઢીંચણુ ) ના તળીયા ઉપર જમણા પગની બાજુના પાછળના અધોભાગનો સર્વ ભાર આવે તેમ જમણો પગ ઉભો રાખી બેસવું. ખરી રીતે તો આ બે ઢીંચણુ જેવી રીતે સ્થાપવાના કહ્યા છે તેવીજ રીતે ભૂમિપર ફક્ત બંને પગની અંગુલીજ સ્થાપીને ઉભડક બેસવાનું છે. તેમ ન બને તો ઉપર મુજબ બેસવું. આવા ઉત્કટ આસનથી ઉપયોગ એકાગ્ર થાય છે અને તેથી અતિચારની ચિંતના બરાબર થાય છે. "તસ્સ ધમ્મસ્સ૦" ગાથાથી ઉભો થઇને શેષ "વંદિત્તુ બોલે. આ વિધિ ભારને ઉતારીને હળવો થનાર મજુરની પેઠે શ્રાવક પણ પાપરૂપી ભારથી હળવો થયો, એમ સૂચવવા અર્થે છે. પછી ગુરૂનો અપરાધ ખમાવવા અર્થે બે વાંદણા પૂર્વક "અબ્ભુટ્ઠિયો અભિભંતર" સૂત્રથી અપરાધ ખમાવે. પ્રતિક્રમણ કરવાથી પણ જે અશુદ્ધ રહ્યા હોય તેવા ચારિત્રાચારના અતિચારની શુદ્ધિને માટે કાઉસ્સગ્ગ કરવાનો છે તેથી પ્રથમ બે વાંદણા દે.

અહિંથી પાંચમું આવશ્યક શરૂ થાય છે. ચારિત્રાચારની વિશુદ્ધિ કષાયની ઉપશાંતિએજ થાય, તેથી આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિરાદિ પ્રત્યે તથા સર્વ જીવ પ્રત્યે કરેલા અપરાધ ખમાવવા માટે "આયરિય ઉવજ્ઝાએ" સૂત્ર બોલે. તે પહેલાં વંદન કરે ( બે વાંદણા દે ) તેનું કારણ, જેમ હરેક ક્રિયા પંચપરમેષ્ઠિને નમસ્કાર કરીને કરવામાં આવે છે તેમ ગુરૂ સમીપની સર્વ ક્રિયા ગુરૂના બહુમાનાર્થે વંદન કરવા પૂર્વક કરવી તે છે. તેમજ આઠ કારણે વાંદણા દેવામાં આવે છે તેમાંનું કાયોત્સર્ગ પણ એક કારણ છે. અવગ્રહમાંથી પાછો ઓસરતો ઓસરતો "આયરિય ઉવજ્ઝાએ" બોલે, તે જાણે પોતે કષાય ચતુષ્ટયથી પાછો નિવર્ત્તતો હોય એમ બતાવે છે. પછી સમતાની વૃદ્ધિ અર્થે "કરેમિભંતે" કહી પ્રથમ લખેલા હેતુ પ્રમાણે "ઇચ્છામિઠામિ, તસ્સ ઉત્તરી" ઇત્યાદિ કહી બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. તેનું કારણ ચારિત્ર વિનાનું એકલું જ્ઞાન પાંગળું છે, ચારિત્ર સહિત જ્ઞાન સફળ થાય, તે છે. બીજા આચારો કરતાં ચારિત્રાચારમાં વિશેષ દૂષણ લાગે છે, તેથી તેની વિશુદ્ધિ માટે પ્રથમ કાયોત્સર્ગ કરવો. પછી સમ્યગ્જ્ઞાનનું મૂળ દર્શન ( શ્રદ્ધા–સમ્યક્ત્વ ) છે, તેથી દર્શનાચારની વિશુદ્ધિ માટે એક લોગસ્સનો કાઉસ્સગ્ગ જ્ઞાનાચારથી પ્રથમ કરવો. તેને માટે ચતુર્વિંશતિ જિનના ગુણોત્કીર્તનરૂપ "લોગસ્સ૦ સવ્વલોએ" ઇત્યાદિ કહીને કાઉસ્સગ્ગ કરે. પછી જ્ઞાનાચારની વિશુદ્ધિને અર્થે "પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ" ઇત્યાદિ કહેતો એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે. પછી એ સર્વ આચારના નિરતિચારપણે સમ્યક્ આચરણથી ઉત્કૃષ્ટ ફળ પ્રાપ્ત કરનાર સર્વ સિદ્ધોને વંદન કરવારૂપ "સિદ્ધાણં બુદ્ધાણં" કહે. પછી શ્રુતજ્ઞાનથીજ

સર્વ ધર્મનું સ્વરૂપ સમજાય છે, તે શ્રુતધર્મની વૃદ્ધિ શ્રુતદેવતાથી થતી હોવાથી તેના સ્મરણ અર્થે એક નવકારનો કાયોત્સર્ગ કરી, પારીને "સુઅદેવયાની" સ્તુતિ કહે. સ્વલ્પ પ્રયાસે દેવતા સાધ્ય હોવાથી આઠ શ્વાસોશ્વાસ (એક નવકારના આઠ શ્વાસોશ્વાસ થાય છે) નો કાયોત્સર્ગ કરવો. તેજ પ્રમાણે જે ક્ષેત્રમાં આપણે રહીએ છીએ તે દેવતા અનુકૂળ હોય તો આપણું ધર્મકાર્ય નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થાય તેથી તેના સ્મરણાર્થે પણ એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને "જીસે ખિત્તે સાહૂ" ની થોય કહેવી. પછી મંગલાર્થે એક નવકાર ગણી, બેસીને મુહપત્તિ પડિલેહવી, તે હવે પછી ગુરૂને દ્વાદશાવર્ત્ત વંદન કરવું છે તેને અર્થે છે. લૌકિકમાં પણ રાજા અમુક કાર્ય બતાવે તે કર્યા બાદ પ્રણામ કરીને નિવેદન કરવાનું પ્રવર્તન છે, તેમ આ છેલ્લું વંદન સમજવું. પચ્ચખ્ખાણરૂપી છઠ્ઠું આવશ્યક તો પહેલાંજ થઈ ગયું છે તેથી હવે તે કરવાનું નથી. પછી છ આવશ્યક સંભારવા. પછી "ઇચ્છામો અણુસટ્ઠિં" કહી બેસી ઉચ્ચ સ્વરે "નમો ખમાસમણાણં નમોऽર્હત્" ઈત્યાદિ પૂર્વક "નમોऽસ્તુ વર્દ્ધમાનાય" ની ત્રણ સ્તુતિ અને "નમુત્થુણં તથા સ્તવન" કહેવાં. "ઇચ્છામો અણુસટ્ઠિં" એટલે અમે અનુશાસ્તિ–ગુરૂની આજ્ઞા–હિતશિક્ષાને ઇચ્છીએ છીએ, [1]તે આજ્ઞા પ્રમાણે કરવા રૂપ "નમો ખમાસમણાણં" ઈત્યાદિ પદથી ગુરૂને તથા પંચપરમેષ્ઠિને નમસ્કાર થાય છે, અને ઉચ્ચ સ્વરે ત્રણ સ્તુતિ તથા નમુત્થુણં અને સ્તવન કહેવાય છે, તે "ષડાવશ્યક નિર્વિઘ્ને પૂર્ણ થયા" તેનો હર્ષ ઉત્પન્ન થયેલો છે, એ સૂચવવા અર્થે છે. "નમોऽસ્તુ" તથા રાઈ

---

૧ અહીં ગુરૂ મહારાજની આજ્ઞાપૂર્વક મેં પ્રતિક્રમણ કર્યું છે, એમ સંભાવના કરવાની મતલબ એ છે કે પ્રતિક્રમણ સંબંધી હવે બીજા આદેશ ગુરૂમહારાજ પાસે માગવાના નથી.

પ્રતિક્રમણમાં "વિશાલલોચન" ને બદલે સ્ત્રી "સંસાર દાવાની" ત્રણ ગાથા કહે; કારણ કે "નમોઽસ્તુ, વિશાલ લોચન, નમોઽર્હત્" એ પૂર્વાંતર્ગત છે તેથી સ્ત્રી ન કહે, એમ કહેલું છે. પછી ઉત્કૃષ્ટ કાળે વર્તતા ૧૭૦ જિન વાંદવાઅર્થે 'વરકનક' કહે. તથા ચાર ખમાસમણ પૂર્વક ગુર્વાદિકને વંદન કરે, પછી અઢી-દ્વીપમાં રહેલા મુનિઓના વંદન અર્થે "અઢ્ઢાઈજ્જેસુ" કહે. દરેક ક્રિયા દેવગુરૂના વંદનપૂર્વક શરૂ થાય અને દેવગુરૂના વંદનપૂર્વક પૂરી થાય, એ અર્થે અત્ર છેલ્લે પણ દેવગુરૂનું વંદન કરવામાં આવે છે. આ દેવગુરૂવંદન મુનિને નમોઽર્હત્‌થી ચાર ખમાસમણુ દેવા સુધી જાણવું અને શ્રાવકને અઢ્ઢાઈજ્જેસુ કહેવા પર્યંત જાણવું. પછી પ્રથમના "કાઉસ્સગ્ગ" કરતાં રહેલ અતિ-ચારને ટાળવા અર્થે દૈવસિક પ્રાયશ્ચિત્ત વિશોધનાર્થે ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે, પછી મંગળાર્થે પ્રકટ લોગસ્સ કહી, બે ખમાસમણ દેવાપૂર્વક સજ્ઝાયના બે આદેશ માગી, બેસી, એક નવકાર ગણી સજ્ઝાય કહે. ત્રણ આચારની વિશુદ્ધિઅર્થે કાઉસ્સગ્ગો કરવામાં આવ્યા છે અને તપઆચારની વિશુદ્ધિ માટે પચ્ચખ્ખાણ કર્યું છે, તેથી વિશુદ્ધિ થઈ ગઈ છે, તથા પ્રતિક્રમણ કરતાં જે વીર્ય ફોરવવું પડે તેથી વીર્યાચારની શુદ્ધિ થાય છે. સજ્ઝાય કહ્યા બાદ દુઃખક્ષય કર્મક્ષય નિમિત્તે ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. આ લોગસ્સ પૂરા કહેવા, બાકી સર્વ કાઉસ્સગ્ગો "ચંદેસુ નિમ્મલયરા" સુધી કહેવા. કાઉસ્સગ્ગ કર્યા પછી પારીને મંગળાર્થે એક જણ "લઘુશાંતિ" કહે, બીજા કાયોત્સર્ગમાંજ સાંભળે. કાઉસ્સગ્ગ પારી પ્રકટ "લોગસ્સ" કહે. તે પછી ઇરિયાવહિ પ્રતિક્રમે તથા ચઉક્કસાયથી જયવીયરાય સુધી ચૈત્યવંદન કરી સામાયિક પારવા પર્યંત જે વિધિ છે તે સર્વ કરે.

સજ્ઝાય પછીની વિધિની હકીકત મૂળ ગ્રંથમાં નથી. તે વર્ત્તમાન પ્રવૃત્તિને અનુસારે લખી છે. ઇતિ.

---

## રાઇપ્રતિક્રમણના સામાન્ય હેતુઓ.

પ્રથમ સામાયિક લઈ "કુસુમિણ[1] દુસુમિણ ઉહડ્ડાવણી રાઈ પાયચ્છિત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં" ઇત્યાદિ કહી ચાર લોગસ્સનો ૧૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણ એટલે "સાગરવરગંભીરા" પદ સુધી ગણતાં એક લોગસ્સના ૨૭ પદ થાય તેને ચાર ગુણા કરતાં ૧૦૮ પદ થાય છે તેટલો કાયોત્સર્ગ કરવો. અત્ર એ વિશેષ છે કે કુસ્વપ્ન આવ્યું હોય અગર ન આવ્યું હોય તો ૧૦૦ શ્વાસોચ્છ્વાસ (ચંદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સ) નો કાયોત્સર્ગ કરે અને સ્વપ્નમાં સ્ત્રીસેવન થયું હોય તો ૧૦૮ શ્વાસોચ્છ્વાસનો કાયોત્સર્ગ કરે, પણ પ્રમાદવશાત્ કેવું સ્વપ્ન આવ્યું હતું તેની સ્મૃતિ ન રહે, તેથી ૧૦૮ શ્વાસોશ્વાસ પ્રમાણનો કાયોત્સર્ગ કરવાનું પ્રવર્ત્તન છે. એ કાયોત્સર્ગથી રાત્રિ સંબંધી ઘણાં પાપ દૂર થાય છે. પછી સર્વ ધર્માનુષ્ઠાન દેવગુરૂવંદન પૂર્વક કરવું, માટે પ્રથમ "જગચિંતામણી" નું ચૈત્યવંદન "જયવીયરાય" પર્યંત કરવું. પછી "ભરહેસર"ની સજ્ઝાય ઉત્તમ પુરૂષો તથા સ્ત્રીઓનાં નામ સ્મરણાર્થે કહેવામાં આવે છે. પછી ગુરૂમહારાજને સુખસાતા પૂછી રાઈ પડિક્કમણુ ઠાઇને "શક્રસ્તવ" કહેવાય છે, તે પ્રતિક્રમણનો આરંભ થયો તેની પહેલાં દેવવંદન કરવા અર્થે છે. પ્રથમ ચૈત્યવંદન કર્યું તે આવશ્યક બહારની ક્રિયા છે. પછી "કરેમિભંતે" કહે તે પહેલું આવશ્યક. પછી ચારિત્રાચાર દર્શનાચાર તથા જ્ઞાનાચારની વિશુદ્ધિ અર્થે અનુક્રમે એક લોગસ્સ,

---

૧ રાગાદમય કુસ્વપ્ન અને દ્વેષાદમય દુઃસ્વપ્ન.

એક લોગસ્સ[1] તથા આઠ ગાથાનો કાયોત્સર્ગ કરવામાં આવે છે. અત્ર ચારિત્રાચારનો એક લોગસ્સનો કાયોત્સર્ગ કરવામાં આવ્યો અને દૈવસિકમાં બે લોગસ્સનો કરવામાં આવે છે તેનું કારણ દિવસ કરતાં રાત્રીને વિષે પ્રવૃત્તિ ઓછી હોવાને લીધે પ્રાય: અલ્પ દોષ લાગે છે, તે છે. દોષનું ચિંતવન ત્રીજા કાયોત્સર્ગમાં કરાય છે અને પહેલા કાયોત્સર્ગમાં નહિ તેનું કારણ એ છે કે પહેલા કાયોત્સર્ગમાં નિદ્રાનો ઉદય હોય, તેથી દોષનું સંભારવું બરાબર ન થાય માટે ત્રીજામાં સંભારવામાં આવે છે. પહેલા કાઉસ્સગ્ગ પછી "લોગસ્સ" કહેવાય છે, તે બીજું આવશ્યક. ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણા દેવાય છે, તે ત્રીજું આવશ્યક. વાંદણા દીધા પછી ઇચ્છા૦ રાઇઅં આલોઉં ?, સાત લાખ, અઢાર પાપસ્થાનક, વંદિત્તુ, અબ્ભુટ્ઠીઓ વગેરે કહેવામાં આવે છે તે સર્વ ચોથા આવશ્યકની ક્રિયા છે, તેના હેતુ દૈવસિક પ્રતિક્રમણ પેઠે જાણવા. પછી પ્રથમ ત્રણ આચારોના કાયોત્સર્ગથી પણ અશુદ્ધ રહેલા અતિચારોની એકત્ર શુદ્ધ્યર્થે તપ ચિંતવનનો કાયોત્સર્ગ કરવાનો છે, તે ન આવડે તો સોળ નવકારનો કરે, એમ પ્રવર્તન છે. પણ ખરી રીતે તો તપનું ચિંતવન કરવું જોઇએ, તેની વિધિ આ પ્રમાણે-"શ્રી વીર ભગવંતે છ માસી તપ કર્યો, હે ચેતન! તે તું કરી શકીશ? (અત્ર ઉત્તર મનમાં ચિંતવવો કે) શક્તિ નથી, પ્રણામ નથી, તો એક ઉપવાસ ઓછો કર! શક્તિ નથી, પ્રણામ નથી, તો બે ઉપવાસ ઓછા કર, એમ યાવત્-૨૯ ઉપવાસ ઓછા કરવા પર્યંત ચિંતવવું અને દરેક વખતે શક્તિ નથી, પ્રણામ નથી, એમ મનમાં બોલવું.

૧ રાઇપ્રતિક્રમણનો કાઉસ્સગ્ગ ૫૦ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કહેલો છે તેથી ચારિત્રાચાર અને દર્શનાચારના મળી બે લોગસ્સના કાઉસ્સગ્ગને પાંચમા આવશ્યક તરીકે ગણવું ઠીક લાગે છે.

પછી પંચ માસી કર, ચઉ માસી કર, ત્રિમાસી કર, દ્વિમાસી કર. માસ ક્ષપણુ કર, અહીં પણુ દરેક વખતે ઉત્તર મનમાં ચિંતવતા જવું. પછી એક દિવસ ન્યૂન, બેદિવસ ન્યૂન, એમ તેર દિવસ ન્યૂન ( ૧૭ ઉપવાસ ) સુધી વિચારવું. પછી ૩૪ ભક્ત ( ૧૬ ઉપવાસ ) કરી શકીશ ? ૩૨ ભક્ત કર, ૩૦ ભક્ત કર, એમ બબે ભક્ત ઓછા કરતાં યાવત્ ચોથ ભક્ત સુધી કહેવું. પછી એક ઉપવાસ કર, આયંબિલ કર, નિવિ કર, એકાસણું કર, અવઙ્ઢ કર, પુરિમઙ્ઢ કર, સાઙ્ઢપોરિસિ કર, પોરિસિ કર, નમુક્કારસી મુટ્ઠિસહિઅં કર, અહીં સર્વ સ્થાનકે શક્તિ નથી, પ્રણામ નથી, એમ ચિંતવવું. પણુ જે તપ કર્યો હોય પણુ અત્યારે કરવો ન હોય ત્યાં કહેવું કે શક્તિ છે પણુ પ્રણામ નથી, અને છેલ્લે જે તપ કરવો હોય ત્યાં શક્તિ પણુ છે અને પ્રણામ પણુ છે, એમ કહી કાયોત્સર્ગ પારીને લોગસ્સ કહેવો. પછી છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણા દેવા. પછી તીર્થવંદનાદિક કરી કાયોત્સર્ગમાં જે પચ્ચખ્ખાણુ કરવા ધાર્યું હોય તે અત્ર પ્રકટપણે લેવું, એ છઠ્ઠું આવશ્યક. પછી ષડાવશ્યક પૂરા થયા તેનો હર્ષ થયો તેથી વીરસ્તુતિરૂપ “ વિશાલલોચન ” કહે, પણુ મંદસ્વરે કહે. કારણુકે ઉચ્ચ સ્વરે બોલવાથી હિંસક જીવો જાગી હિંસામાં પ્રવર્તે તો, તેનો કારણિક પોતે થાય. આખું રાઇપ્રતિક્રમણુ મંદ સ્વરેજ કરવું જોઇએ. પછી ચાર થોઇએ દેવવંદન કરે, પછી ચાર ખમાસમણુપૂર્વક ગુર્વાદિકને વાંદી, “ અઢ્ઢાઇજ્જેસુ ” કહે. પછી સીમંધરસ્વામીનું તથા સિદ્ધાચળજીનું ચૈત્યવંદન કરે. તે સામાચારી પ્રમાણે તથા સામાયકનો બે ઘડી કાળ પૂર્ણ કરવા માટે જાણવું. એથી બે ઘડીથી ઓછા કાળમાં ઉઠી શકાય નહીં, એમ સૂચન થાય છે. આ પ્રતિક્રમણુમાં “જગચિંતામણી” તથા વિશાલલોચન એમ બે ચૈત્યવંદનો આવે છે, છતાં સીમંધરસ્વામી આ-

દિના ચૈત્યવંદન કરીએ છીએ તે વિશેષ મંગળિકને અર્થે સમજવાં. તેજ પ્રમાણે સાંજના પ્રતિક્રમણમાં "નમોડસ્તુ વર્દ્ધમાનાય" તથા "ચઉક્કસાય" ચૈત્યવંદનો આવે છે, છતાં આરંભમાં દેવવંદન કરીએ છીએ, તે પણ વિશેષ મંગળિકના અર્થે સમજવું. ભગવાનાદિને વાંદ્યા પહેલા શ્રાવક પૌષધમાં હોય તો તે "બહુવેલ સંદિસાવું" તથા "બહુવેલ કરશું" એવા આદેશો માગે, છુટા શ્રાવકને તેમ કરવાનું નથી. કયા આવશ્યકથી કયા આચારની શુદ્ધિ થાય છે, તે આ પુસ્તકમાં પાછળ લખ્યું છે ત્યાંથી જોઈ લેવું.



## પખ્ખી, ચોમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણના સામાન્ય હેતુઓ.

સૂક્ષ્મ અને બાદર અતિચારની વિશુદ્ધિ માટે દિવસ અને રાત્રીને છેડે દેવસી અને રાઈ પ્રતિક્રમણ કરવા છતાં, પણ ચતુર્માસ અને સંવત્સરને અંતે પખ્ખી, ચોમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણ વિશેષ પ્રકારે કરાય છે તે ઉત્તરીકરણ કરવાને અર્થે એટલે દેવસીરાઈ પ્રતિક્રમણ દરરોજ કરતાં છતાં પણ રહી ગયેલ દોષોનું નિવારણ કરવાને અર્થે સમજવું. જેમ શરીરને તૈલાદિ વડે સંસ્કાર કર્યા છતાં પણ ધૂપ, વિલેપન અને આભૂષણાદિકે કરીને વિશેષે શોભિત કરે છે તેમ અહીં પણ વિશેષ શુદ્ધિ કરે છે. તેને માટે શાસ્ત્રકાર દ્રષ્ટાંત આપે છે કે જેમ ઘરને હમેશાં સાફ કરવામાં આવે છે તો પણ પર્વાદિકને વિષે વિશેષ પ્રકારે એટલે ચારે બાજુથી ખુણે ખોચરેથી સાફ કરવામાં આવે છે, તેમ અહીં પણ હંમેશ પ્રતિક્રમણ કરતાં છતાં પખ્ખી આદિ પ્રતિક્રમણ વિશેષ શુદ્ધિને માટે કરવાનાં છે. વળી નિત્ય પ્રતિક્રમણ

કરતાં કોઈક અતિચાર વિસ્મૃત થઈ ગયેલ હોય, સાંભર્યા છતાં ભયાદિકથી ગુરૂ સમક્ષ પ્રતિક્રમ્યો ન હોય અથવા તો પરિણામની મંદતાથી સમ્યક્ પ્રકારે પ્રતિક્રમેલ ન હોય, તેવા અતિચારને પ્રતિક્રમવા માટે પખ્ખી આદિ પ્રતિક્રમણ કરવાનાં છે.

પાક્ષિક (પખ્ખી) પ્રતિક્રમણમાં વંદિત્તા સુધી દેવસી પ્રતિક્રમણ પ્રમાણે વિધિ કરવાની છે તેથી તેના હેતુ દેવસી પ્રતિક્રમણ પ્રમાણે સમજી લેવા. ક્ષમા છે પ્રધાન જેમાં એવા સર્વ અનુષ્ઠાનો સફળ છે, એમ જણાવવાને માટે **अब्भुट्ठिओहं संबुद्धाखामणेगं** ઇત્યાદિ પાઠવડે સંબુદ્ધ જે ગુર્વાદિક તેમને ખમાવવામાં આવે છે. અને ગુર્વાદિકને ખમાવવા છે તે માટે તે અગાઉ દ્વાદશાવર્ત્ત વંદન (વાંદણાં) દેવામાં આવે છે અને વાંદણાં દેતાં વિરાધનાનો સંભવ છે તેથી વાંદણાં અગાઉ શરૂઆતમાં પખ્ખિ મુહપત્તિ પડિલેહવાની છે. તે પછી સંક્ષેપ અને વિસ્તારથી પાપ આળોવવા માટે આલોચનસૂત્ર અને અતિચાર કહે અને પછી **सव्वस्सवि पक्खिय** ઇત્યાદિ સૂત્ર કહીને ઉપવાસાદિરૂપ પ્રાયશ્ચિત અંગીકાર કરે. પછી પ્રત્યેક ખામણાવડે સર્વને ખમાવે તેની પહેલાં અને પછી વિનયાર્થે ગુરૂમહારાજને દ્વાદશાવર્ત્ત વંદન કરે. પછી પાખીસૂત્ર અને વંદિત્તા સૂત્ર કહ્યા પછી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે તે પ્રતિક્રમણ કર્યા છતાં અશુદ્ધ રહેલા અતિચારોની શુદ્ધિને અર્થે જાણવો. પછી **सम्मत्तखामणेणं** ઇત્યાદિ વડે છેવટે ખમાવવામ આવે છે, તે છેવટે કરેલા કાયોત્સર્ગમાં સ્થિત રહ્યા છતાં શુભ એકાગ્ર ભાવવડે કાંઈક અપરાધાદિ સાંભર્યા હોય તેને ખમાવવ માટે જાણવું. અથવા અહીં સર્વથા પાખી પ્રતિક્રમણની સમાપ્તિ થાય છે તેથી પ્રથમના ક્ષામણક પછી કાંઈ અપ્રીતિકારી થયુ

હોય અથવા વિતથ (ખોટી) ક્રિયા થઈ હોય તો તે અહીં ખમાવવા માટે જાણવું. આ વિધિને ભગવંતે ત્રીજા વૈદ્યના ઔષધ સમાન કહી છે. પછી પખ્ખિખામણાં ખામવાનાં છે તેનો હેતુ ખામણાંના અર્થના પ્રસ્તાવે જણાવેલ છે ત્યાંથી જોઈ લેવો. ત્યાર પછી વંદિત્તાસૂત્ર પછીની વિધિ દેવસિ પ્રતિક્રમણ પ્રમાણે કરવાની છે. માટે તેના હેતુ દેવસિ પ્રતિક્રમણ પેઠે જાણી લેવા. એમાં એટલું વિશેષ છે જે શ્રુતદેવતાને પખ્ખીસૂત્રને પ્રાંતે સંભારેલ હોવાથી તેના કાઉસ્સગ્ગને સ્થાને ભુવન દેવતાનો કાઉસ્સગ્ગ કરે. ક્ષેત્ર દેવતાની નિરંતર સ્મૃતિમાં ભુવનનું ક્ષેત્રાંતર્ગતપણું હોવાથી તત્ત્વથી તો ભુવનદેવતાની સ્મૃતિ પણ દરરોજ થઈ જાય છે, તોપણ પર્વ દિવસે તેનું વિશેષ બહુમાન કરવા માટે સાક્ષાત્ તેનો કાઉસ્સગ્ગ કરાય છે. આમાં પંચવિધ આચારની વિશુદ્ધિ આ પ્રમાણે જાણવી–જ્ઞાનાદિ ગુણવાનની પ્રતિપત્તિરૂપ હોવાથી વાંદણાં અને સંબુદ્ધ ક્ષામણકથી જ્ઞાનાચારની, બાર લોગસ્સના કાઉસ્સગ્ગ પછી પ્રકટ લોગસ્સ ( ચઉવિસત્થો ) કહેવાવડે દર્શનાચારની, અતિચારની આલોચના, પ્રત્યેક ક્ષામણક, પખ્ખીસૂત્ર અને સમાપ્તક્ષામણક વગેરેથી ચારિત્રાચારની, તપની પ્રતિપત્તિ અને બાર લોગસ્સના કાઉસ્સગ્ગ વગેરે વડે બાહ્ય અભ્યંતર તપઆચારની અને એ સર્વ પ્રકાર વડે સમ્યગ્ આરાધન કરવાથી વીર્યાચારની વિશુદ્ધિ જાણવી. આ પ્રમાણે ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં પણ સમજવું. સંવચ્છરી પ્રતિક્રમણમાં ૪૦ લોગસ્સ ઉપર એક નવકારનો કાઉસ્સગ્ગ કરાય છે તે નવકાર મંગળિક અર્થે સમજવો. આ "હેતુઓ" "પ્રતિક્રમણ ગર્ભ હેતુ" તથા "પ્રશ્નોત્તર રત્નચિંતામણિ" ગ્રંથને આધારે લખવામાં આવ્યા છે.

—❀○❀—

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

---

આ પુસ્તકની ૨૦૦૦ નકલ અમે સં. ૧૯૭૨ ની સાલમાં છપાવી હતી તે ખલાસ થતાં સજ્જનોની તે માટે વારંવાર માગણી ચાલુ રહેવાથી અમે તેની આ બીજી આવૃત્તિ છપાવી છે. આ આવૃત્તિમાં મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીએ મોકલેલાં કેટલાંએક નવાં સ્તવનો વગેરે દાખલ કરવામાં આવ્યું છે. પ્રેસની અનિયમિતતાને લીધે આ પુસ્તક બહાર પાડવામાં ધાર્યા કરતાં વિશેષ વિલંબ થયો છે. આ વખતે કાગળો વગેરેની અસહ્ય મોંઘવારી અમને નડી છે છતાં તેની જે કિંમત અમે રાખી છે તે ખર્ચ કરતાં ઘણી ઓછીજ છે, તે વાંચનાર મહાશયો ખ્યાલ કરી લેશે. પુસ્તકોના વેચાણથી કમાણી કરવાનો ઉદ્દેશ આ મંડળે રાખ્યોજ નથી, માત્ર જ્ઞાનનો ફેલાવો કરવાનો હેતુ હોવાથી, એ હેતુની સિદ્ધિને અનુકૂળજ મૂલ્ય રાખવામાં આવે છે, એ હવે જનસમૂહથી અજ્ઞાત રહેવા પામ્યું નથી.

આ ગ્રંથ છપાવવામાં શ્રી પોરબંદર નિવાસી શેઠ મોહનદાસ વસનજી તરફથી રૂા. ૧૦૦૦) મળ્યા છે તે બાબત તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવામાં આવે છે.

મ્હેસાણા, સં. ૧૯૭૬ ના<br>દ્વિતીય શ્રાવણ શુદ ૧૫ રવિ,<br>તા૦ ૨૯–૮–૨૦

પ્રસિદ્ધ કર્તા.



# અનુક્રમણિકા.



## નવસ્મરણો.

# શુદ્ધિપત્રક.

—※—

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨ | એઇંદ્રિયા | એઇંદિયા |
| ૧૮ | ૬ | જભાઇએણું | જંભાઇએણું |
| ૨૪ | ૩ | ચંદપપ્પહં | ચંદપ્પહં |
| ૩૫ | ૫ | વોસરામિ | વોસિરામિ |
| ૪૬ | ૨૨ | અઇઅ | અઇઆ |
| ૧૦૪ | ૩ | મનોવૃત્તિને | મનોવૃત્તિ |
| ૧૧૨ | ૧૫ | અણુવ્વયમિ | અણુવ્વયંમિ |
| ૧૯૪ | ૩ | શચ્ય | શચ્યા |
| ,, | ૯ | આશકયા | આશંકયા |
| ,, | ૧૩ | અસ | અંસ |
| ,, | ૧૯ | શલ | શૈલ |
| ૧૯૬ | ૧૨ | હંસા | હંસાં |
| ૧૯૯ | ૧૧ | ગ્રુણ | ગુણ |
| ૨૦૭ | ૧૦ | નર્મલ્ય | નૈર્મલ્ય |
| ૨૧૨ | ૨૦ | મલ્લ | મલ્લં |
| ૨૧૭ | ૧૭ | ચતાનાં | ચિંતાનાં |
| ૨૧૮ | ૭ | અલકાર | અલંકાર |
| ૨૪૬ | ૫ | અચ્છુંસા | અચ્છુસા |

| | | | |
|---|---|---|---|
| ૨૭૩ | ૧૦ | સયલય | સયલ |
| ૩૫૫ | ૧૨ | નેીતં | નીતં |
| ૩૬૪ | ૬ | પુત્રાન | પુત્રાન્ |
| ૩૮૧ | ૧૧ | મા | માળે |
| ૪૨૪ | ૪ | તસ્તવ | તૈસ્તવ |
| ૪૩૮ | ૭ | ભરતરાવત | ભરતૈરાવત |
| ૪૪૪ | ૪ | વજા ં | વજાં |
| ,, | ૬ | ગારી | ગૌરી |
| ૪૪૮ | ૫ | દોમનસ્યો | દોર્મનસ્યો |
| ,, | ૫ | શાંતિર્ભ | શાંતિર્ભવતુ |
| ૪૫૧ | ૩ | વ્યાહરણુ | વ્યાહરણે |
| ૫૨૬ | ૧૯ | ૦ | સાંભળ્યું |
| ,, | ૧૯ | ૦ | તીહાં |
| ૬૨૨ | ૯ | छत्रवामरैः | छत्रचामरैः |





॥ श्री पार्श्वनाथाय नमः ॥

# પ્રતિક્રમણનાં સૂત્રો.

## અર્થ સહિત.



## પ્રથમ નવકાર સૂત્ર-પંચમંગલરૂપ.

### શબ્દાર્થ.

| | |
|---|---|
| નમો—નમસ્કાર હો. | અરિહંતાણં—અરિહંત ભગવાનોને. |
| સિદ્ધાણં—સિદ્ધ ભગવાનોને. | આયરિયાણં—આચાર્ય મહારાજાઓને. |
| ઉવજ્ઝાયાણં—ઉપાધ્યાય મહારાજાઓને. | લોએ—લોકમાં |
| | સવ્વસાહૂણં—સર્વ સાધુઓને. |
| એસો—એ. | પંચનમુક્કારો—પાંચેને કરેલ નમસ્કાર. |
| સવ્વપાવ—બધાં પાપને. | પ્પણાસણો—નાશ કરનાર. |
| મંગલાણં—મંગળોમાં. | સવ્વેસિં—સર્વને વિષે. |
| ચ—અને | પઢમં—પ્રથમ. |
| હવઇ—છે. | મંગલં—મંગળરૂપ. |

# *નમો અરિહંતાણં ॥ ૧ ॥

## શ્રી અરિહંત ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ. ૧

* કેવળજ્ઞાન પામીને ભવ્યજીવોને બોધ દેતા અગર બોધ દેવાને વિચરતા તીર્થંકર મહારાજા તે શ્રી અરિહંત તેમના બાર ગુણ આ પ્રમાણે.—

૧ **અશોકવૃક્ષ**—જ્યાં ભગવંતનું સમવસરણ રચાય ત્યાં ભગવંતના દેહથી બારગણું આસોપાલવનું વૃક્ષ દેવતા રચે છે. જેના નીચે બેસી ભગવંત ધર્મોપદેશ આપે છે તે.

૨ **સુરપુષ્પવૃષ્ટિ**—એક યોજન પ્રમાણ સમવસરણ ભૂમિમાં જળ-સ્થળમાં ઉત્પન્ન થયેલા સુગંધી પંચવર્ણાં સચિત્ત ફૂલોની વૃષ્ટિ ઢીંચણ પ્રમાણ દેવતા કરે છે તે.

૩ **દિવ્ય ધ્વની**—ભગવંતની વાણીને માલવકોશ રાગ, વીણા, વાંસળી, આદિકના સ્વર વડે દેવતા પૂરે તે.

૪ **ચામર**—રત્નજડિત સુવર્ણની ડાંડીવાળા ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવંતને વીંઝે છે તે.

૫ **આસન**—ભગવંતને બેસવાને રત્નજડિત સુવર્ણમય સિંહાસન દેવતાઓ સમવસરણમાં રચે છે તે.

૬ **ભામંડળ**—ભગવંતના મસ્તકની પાછળ શરદ્ઋતુના સૂર્યના કિરણ-જેવું ઉગ્ર તેજવાળું ભામંડળ ( તેજનું માંડલું ) દેવતા રચે છે તે. ભગવંતના તેજને પોતાના તેજમાં સંહરી લે છે. તે ન હોય તો ભગવંતના મુખ સામું જોઇ શકાય નહિ.

૭ **દુંદુભિ**—ભગવંતના સમવસરણ વખતે દેવતાઓ દેવદુંદુભિ વગેરે વાજીંત્રો વગાડે છે તે. એ એમ સૂચવે છે કે હે ભવ્યો ! તમે શિવપુરના સાર્થવાહ તુલ્ય આ ભગવંતને સેવો !

૮ **છત્ર**— સમવસરણમાં ભગવંતના મસ્તક ઉપર ઉપરા ઉપર શરદ્-ઋતુના ચંદ્રતુલ્ય, ઉજ્જ્વલ અને મોતિની હારોએ સુશોભિત ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે તે. ભગવંત સમવસરણમાં પૂર્વાભિમુખે બેસે છે અને

# નમો સિદ્ધાણં ॥ ૨ ॥

## શ્રી સિદ્ધ ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ. ૨

બીજી ત્રણ દિશાઓમાં ભગવંતના જેવા પ્રતિબિંબો દેવતાઓ સ્થાપે છે, તેથી બાર છત્ર સમવસરણમાં હોય છે. એ એમ સૂચવે છે કે ત્રણ ભુવનના સ્વામિ એવા આ ભગવંતને હે ભવ્યો તમે સેવો ! સમવસરણ ન હોય ત્યારે પણ આઠ પ્રાતિહાર્ય તો હોયજ છે.

અતિશય એટલે ઉત્કૃષ્ટતા. વિશિષ્ટ ચમત્કારવાળો ગુણ. આ મૂળ ચાર છે

૧ **અપાયાપગમાતિશય—** ( અપાય–ઉપદ્રવ તેનો અપગમ—નાશ ) આ બે પ્રકારનાં છે.—

**અ**—સ્વાશ્રયી—એટલે પોતાના સંબંધમાં અપાય એટલે ઉપદ્રવનો દ્રવ્યથી અને ભાવથી નાશ કર્યો છે તે.

**દ્રવ્ય ઉપદ્રવ**—સર્વ રોગો. આ પોતાને ક્ષય થઇ ગયા હોય છે.

**ભાવ ઉપદ્રવ**—અંતરંગ અઢાર દૂષણ. આ અઢાર નીચે પ્રમાણે.—

( ૧ ) દાનાંતરાય. ( ૨ ) લાભાંતરાય. ( ૩ ) ભોગાંતરાય. ( ૪ ) ઉપભોગાંતરાય. ( ૫ ) વીર્યાંતરાય. ( ૬ ) હાસ્ય. ( ૭ ) રતિ. ( ૮ ) અ-રતિ. ( ૯ ) ભય. ( ૧૦ ) શોક. ( ૧૧ ) જુગુપ્સા–નિંદા. ( ૧૨ ) કામ. ( ૧૩ ) મિથ્યાત્વ. ( ૧૪ ) અજ્ઞાન. ( ૧૫ ) નિદ્રા. ( ૧૬ ) અવિરતિ. ( ૧૭ ) રાગ. ( ૧૮ ) દ્વેષ.

એ રીતે સ્વાશ્રયી અપાયાપગમાતિશય જાણવા.

**બ** પરાશ્રયી અપાયાપગમ અતિશય—કે જેનાથી પારકા ઉપદ્રવ નાશ પામે. એટલે જ્યાં ભગવાન્ વિચરે, ત્યાં દરેક દિશામાં મળીને સવાસો જોજન સુધીમાં પ્રાયઃ રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, દુકાળ આદિ થાય નહિ.

**૨—જ્ઞાનાતિશય—**જેનાથી ભગવાન્ લોકાલોકનું સ્વરૂપ સર્વ પ્રકારે જાણે છે તે, કારણ કે તેમને કેવળજ્ઞાન છે તેથી કાંઇ પણ તેમને અજ્ઞાત રહી શકતું નથી.

# નમો આયરિયાણં ॥ ૩ ॥

## શ્રી આચાર્ય ( મહારાજને ) નમસ્કાર થાઓ. ૩

---

૩—**પૂજાતિશય**—જેનાથી શ્રી તીર્થંકર સર્વપૂજ્ય છે એટલે ભગવંતની પૂજા રાજા, બલદેવાદિ, દેવતા–ઇંદ્ર આદિ કરે છે અગર કરવાની અભિલાષા કરે છે તે.

૪—**વચનાતિશય**—જેનાથી શ્રીતીર્થંકરની વાણી દેવ, મનુષ્ય અને તિર્યંચને પોતપોતાની ભાષામાં સમજાય છે. કારણ કે તેમની વાણી સંસ્કારાદિક ગુણવાળી છે. આ વાણી ૩૫ ગુણે સહિત છે. તે ગુણો નીચે પ્રમાણેઃ—

૧ સર્વ ઠેકાણે સમજાય તેવી. ૨ યોજન પ્રમાણ સંભળાય તેવી. ૩ પ્રૌઢ. ૪ મેઘ જેવી ગંભીર. ૫ શબ્દ વડે સ્પષ્ટ. ૬ સંતોષકારક. ૭ દરેક મનુષ્ય એમ જાણે જે મનેજ કહે છે એવી. ૮ પુષ્ટ અર્થવાળી. ૯ પૂર્વાપર વિરોધરહિત. ૧૦ મહા પુરૂષને છાજે એવી. ૧૧ સંદેહ વગરની. ૧૨ દૂષણરહિત અર્થવાળી. ૧૩ કઠણ વિષયને સહેલો કરે એવી. ૧૪ જ્યાં જેવું શોભે તેવું બોલાય એવી. ૧૫ ષડ્ દ્રવ્ય અને નવ તત્ત્વને પુષ્ટ કરે એવી. ૧૬ પ્રયોજન સહિત. ૧૭ પદ રચના સહિત. ૧૮ છ દ્રવ્ય નવતત્ત્વે પટુતા સહિત. ૧૯ મધુર. ૨૦ પારકો મર્મ જણાઇ ન આવે એવી ચતુરાઇવાળી. ૨૧ ધર્મ–અર્થ પ્રતિબદ્ધ. ૨૨ દીપ સમાન પ્રકાશ–અર્થ સહિત. ૨૩ પરનિંદા અને પોતાનાં વખાણ વગરની. ૨૪ કર્ત્તા, કર્મ, ક્રિયા, કાળ, વિભક્તિસહિત. ૨૫ આશ્ચર્યકારી. ૨૬ વક્તા સર્વગુણસંપન્ન છે એવું જેમાં લાગે તેવી. ૨૭ ધૈર્યવાળી. ૨૮ વિલંબ રહિત. ૨૯ ભ્રાંતિ રહિત. ૩૦ સર્વ પોતાની ભાષામાં સમજે એવી. ૩૧ શિષ્ઠ બુદ્ધિ ઉપજાવે એવી. ૩૨ પદના અર્થને અનેકપણે વિશેષ આરોપણ કરી બોલે તેવી. ૩૩ સાહસિકપણે બોલે એવી. ૩૪ પુનરૂક્તિ દોષ વગરની. ૩૫ સાંભળનારને ખેદ ન ઉપજે એવી.

# નમો ઉવજ્ઝાયાણું ॥ ૪ ॥

## શ્રી ઉપાધ્યાય ( મહારાજ ) ને નમસ્કાર થાઓ. ૪

આઠ પ્રાતિહાર્યના આઠ અને ચાર મૂળ અતિશયના ચાર મળી કુલ ૧૨ ગુણ અરિહંત ભગવાનના જાણવા.

આઠ કર્મને સર્વથા ક્ષય કરીને સાધ્યું છે મોક્ષપદ જેણે તે **સિદ્ધ** ભગવાનના આઠ ગુણ છે, તે આ પ્રમાણે-

૧ **અનંત જ્ઞાન**—જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણે છે.

૨ **અનંત દર્શન**—દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે દેખે છે.

૩ **અવ્યાબાધ સુખ**—વેદનીય કર્મનો ક્ષય થવાથી સર્વ પ્રકારની પીડા રહિત-નિરૂપાધિકપણું પ્રાપ્ત થાય છે.

૪ **અનંત ચારિત્ર**—મોહનીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આમાં ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્રનો સમાવેશ થાય છે. આથી સિદ્ધ ભગવાન્ સ્વસ્વભાવમાં સદા અવસ્થિત રહે છે; તેજ ત્યાં ચારિત્ર છે.

૫ **અક્ષયસ્થિતિ**—આયુ કર્મનો ક્ષય થવાથી નાશ નહિ થાય એવી અનંત સ્થિતિ પ્રાપ્ત થાય છે. સિદ્ધની સ્થિતિની આદિ છે પણ અંત નથી તેથી સાદિ અનંત કહેવાય છે.

૬ **અરૂપીપણું**—નામકર્મનો ક્ષય થવાથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરહિત થાય છે, કેમકે શરીર હોય તો એ ગુણો રહે છે; પણ સિદ્ધને શરીર નથી. તેથી અરૂપીપણું પ્રાપ્ત થાય છે.

૭ **અગુરૂલઘુ**—ગોત્રકર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. તેથી ભારે હળવો અથવા ઉંચ નીચપણાનો વ્યવહાર રહેતો નથી.

૮ **અનંતવીર્ય**—અંતરાયકર્મનો ક્ષય થવાથી અનંત દાન. અનંત લાભ, અનંત ભોગ, અનંત ઉપભોગ અને અનંત વીર્ય-શક્તિ પ્રાપ્ત

# નમો લોએ સવ્વસાહૂણં ॥ ૫ ॥

**(અઢીદ્વીપ પ્રમાણ) લોકક્ષેત્રમધ્યેના સર્વ સાધુઓને નમસ્કાર થાઓ. ૫**

થાય છે–સમસ્ત લોકને અલોક અને અલોકને લોક કરી શકે તેવી શક્તિ સ્વાભાવિક સિદ્ધમાં રહેલ છે; છતાં તેઓ તેવું વીર્ય કદી ફોરવતા નથી અને ફોરવશે નહિ કેમકે પુદ્ગલ સાથેની પ્રવૃત્તિ એ તેમનો ધર્મ નથી. એ ગુણથી–પોતાના આત્મિક ગુણોને છે તેવાને તેવા રૂપે ધારી રાખે, ફેરફાર થવા દે નહિ.

પાંચ આચારને પાળે અને બીજાને પળાવે એવા અને વળી ધર્મના નાયક તે **આચાર્ય** મહારાજાના છત્રીશ ગુણો છે તે નીચે પ્રમાણેઃ—

૧ સ્પર્શનેંદ્રિય ( ત્વચા–શરીર ), ૨ રસનેંદ્રિય ( જીભ ), ૩ ઘ્રાણેંદ્રિય ( નાક ), ૪ નેત્રેંદ્રિય ( આંખ ), અને ૫ શ્રોત્રેંદ્રિય ( કાન ) એ પાંચ ઇંદ્રિયનાં ત્રેવીશ વિષયોમાં મનગમતા ઉપર રાગ અને અણગમતા ઉપર દ્વેષ આચાર્ય મહારાજ કરે નહિ.

બ્રહ્મચર્યની નવ પ્રકારની ગુપ્તિ એટલે શીયલની નવ વાડોને જાળવી રાખે. ક્ષેત્રનું જેમ વાડથી રક્ષણ થાય છે તેમ આ નવ વાડોથી શીયળનું રક્ષણ થાય છે.

૧ સ્ત્રી પશુ નપુંસક જ્યાં ન હોય ત્યાં વસે.

૨ સ્ત્રીની સાથે રાગથી વાતો કરે નહિ.

૩ સ્ત્રી બેઠી હોય તે આસને પુરૂષ બે ઘડી સુધી બેસે નહિ અને પુરૂષ બેઠો હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહિ.

૪ રાગ વડે સ્ત્રીના અંગોપાંગ જૂએ નહિ.

૫ સ્ત્રી પુરૂષ સુતા હોય અગર કામભોગની વાત કરતા હોય ત્યાં ભીંતના આંતરે રહે નહિ.

૬ અગાઉ ભોગવેલા વિષયાદિને સંભારે નહિ.

૭ સ્નિગ્ધ આહાર કરે નહિ.

# એસો પંચનમુક્કારો ॥ ૬ ॥

## એ પાંચેને કરેલ નમસ્કાર ( નવકાર સૂત્ર ). ૬

૮ નિરસ એવો પણ અધિક આહાર કરે નહિ.

૯ શરીરની શોભા–ટાપટીપ કરે નહિ.

સંસારની પરંપરા જેનાથી વધે તે **કષાય**, તેના ચાર પ્રકાર છે– ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા અને ૪ લોભ એ ચાર કષાય આચાર્ય મહારાજ કરે નહિ.

મહાવ્રત એટલે મોટા વ્રત–પાળવામાં આકરાં હોય તે **મહાવ્રત** પાંચ છે.

**૧ પ્રાણાતિપાત વિરમણ**—કોઇ જીવનો વધ કરવો નહિ.

**૨ મૃષાવાદ વિરમણ**—ગમે તેવું કષ્ટ આવી પડે તેમ હોય તોપણ અસત્ય વચન બોલવું નહિ.

**૩ અદત્તાદાન વિરમણ**—કોઇની અણ આપેલી નજીવી ચીજ પણ લેવી નહિ.

**૪ મૈથુનવિરમણ**—મન વચન કાયાએ કરીને **બ્રહ્મચર્ય** પાળવું–વિષય સુખ ભોગવવાં નહિ.

**૫ પરિગ્રહ વિરમણ**—કોઇપણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ તેમજ ધર્મોપકરણ, પુસ્તક આદિ વસ્તુ પોતાની પાસે હોય તેના ઉપર મૂર્ચ્છા રાખવી નહિ. એ પાંચ મહાવ્રત સાધુ મુનિરાજ પાળે છે.

આચાર્ય મહારાજ જે પાંચ આચારને પાળે છે તે આ પ્રમાણે—

**૧ જ્ઞાનાચાર**—જ્ઞાન ભણે ભણાવે, લખે લખાવે, જ્ઞાન ભંડાર કરે કરાવે, ભણનારને સહાય આપે.

**૨ દર્શનાચાર**—શુદ્ધ સમ્યકત્વને પોતે પાળે, બીજાને પળાવે અને સમ્યકત્વથી પડતાને સમજાવી સ્થિર કરે.

**૩ ચારિત્રાચાર**—પોતે શુદ્ધ ચારિત્ર પાળે, બીજાને પળાવે અને પાળનારને અનુમોદે.

# સવ્વપાવપ્પણાસણો ॥ ૭ ॥

## સર્વ પાપનો નાશ કરનાર છે. ૭

૪ તપઆચાર—૭ બાહ્ય અને ૭ અભ્યંતર એમ બાર પ્રકારનો તપ પોતે કરે, કરાવે અને કરતાને અનુમોદન આપે.

૫ વીર્યાચાર—ધર્માનુષ્ઠાન ( ધર્મક્રિયા ) કરવામાં છતી શક્તિ ગોપવે નહિ તથા તમામ આચાર પાળવામાં વીર્યશક્તિ સંપૂર્ણ રીતે ફોરવે તે.

ચારિત્ર ધર્મની રક્ષાને અર્થે મુનિને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપી આઠ પ્રવચનની માતાને પાળવાની જરૂર છે તે આ પ્રમાણે—

૧ ઇર્યાસમિતિ—સાડાત્રણ હાથ મોં આગળ દૃષ્ટિ નીચે રાખીને ચાલવું.
૨ ભાષાસમિતિ—સાવદ્ય વચન બોલવું નહિ.
૩ એષણાસમિતિ—અપ્રાસુક આહાર પાણી આદિ વહોરવાં નહિ.
૪ આદાન નિક્ષેપણાસમિતિ—વસ્ત્ર પાત્ર અણપુંજી ભૂમિ ઉપરથી લેવું મૂકવું નહિ.
૫ પારિષ્ઠાપનિકા સમિતિ—મલ મૂત્ર અણપુંજી જીવાકુલ ભૂમિએ પરઠવવું નહિ.

૧ મનગુપ્તિ—મનમાં આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાવાં નહિ.
૨ વચનગુપ્તિ—નિર્વદ્ય વચન પણ કારણ વિના બોલવાં નહિ.
૩ કાયગુપ્તિ—શરીર અણપડિલેહ્યું હલાવવું નહિ.

પાંચ ઇંદ્રિયના વિષયને સંવરનાર તેથી ૫ ગુણ, નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર તેથી નવ, ચાર પ્રકારના કષાય રહિત તેથી ચાર, પાંચ મહાવ્રતના પાંચ, આચારના ૫, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી અષ્ટ પ્રવચન માતાના આઠ, એમ સર્વ મળીને છત્રીશ ગુણ આચાર્ય મહારાજના થયા.

# મંગલાણું ચ સવ્વેસિં

### વળી સર્વ મંગળોમાં.

# પઢમં હવઇ મંગલં ॥ ૮ ॥

### પ્રથમ મંગળ ( કલ્યાણરૂપ ) છે. ૮

### પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વવર્ણ (૬૮).

### ઇતિ નવકાર સૂત્ર ૧.



---

સિદ્ધાંત ભણે તથા બીજાઓને ભણાવે તે **ઉપાધ્યાય-પાઠક-વાચક** તેના ગુણ ૨૫:—

૧ આચારાંગ, ૨ સૂયગડાંગ, ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ, ૫ ભગવતી, ૬ ગ્નાતા-ધર્મકથા, ૭ ઉપાસક દશાંગ, ૮ અંતગડ, ૯ અનુત્તરોવવાઇ, ૧૦ પ્રશ્ન વ્યાકરણ અને ૧૧ વિપાક એ અગ્યાર અંગ અને ૧ ઉવવાઇ, ૨ રાયપસેણી, ૩ જીવાભિગમ, ૪ પન્નવણા, ૫ જંબુદ્વીપ પન્નત્તિ, ૬ ચંદપન્નત્તિ ૭ સૂરપન્નત્તિ, ૮ કપ્પિયા, ૯ કપ્પવડંસિયા, ૧૦ પુપ્ફિયા, ૧૧ પુપ્ફ ચૂલિયા અને ૧૨ વન્હિ-દશાંગ એ બાર ઉપાંગને ભણે ભણાવે તેથી ૨૩ ગુણ થયા. ૨૪ ચરણસિત્તરિ અને ૨૫ કરણસિત્તરિને પાળે એમ ૨૫ ગુણો થયા.

મોક્ષ માર્ગ સાધવા માટે યત્ન કરે તે **સાધુ** તેના ગુણ ૨૭ તે આ પ્રમાણે જાણવા.—

૧ પ્રાણાતિપાત વિરમણ, ૨ મૃષાવાદ વિરમણ, ૩ અદત્તાદાન વિરમણ, ૪ મૈથુન વિરમણ અને ૫ પરિગ્રહ વિરમણ. એ પાંચ મહાવ્રત અને ૬ રાત્રિભોજન વિરમણ એ ૭ વ્રતને પાળે તેથી ૭ ગુણ. ૭થી ૧૨ પૃથ્વીકાય અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ ૭ કાયની રક્ષા કરે તેથી ૭ ગુણ. ૧૩ થી ૧૭ પાંચ ઇંદ્રિયનો નિગ્રહ કરે એટલે તેનાં વિષયવિકારોને રોકે તેથી પાંચ ગુણ. ૧૮ લોભનો નિગ્રહ. ૧૯ ક્ષમાનું ધા-

# ૨ ॥ પંચિંદિઅ સૂત્ર ॥

## શબ્દાર્થ.

**પંચિંદિઅ**–પાંચ ઇંદ્રિયોના વિષયોને.
**સંવરણો**–રોકનાર;
**તહ**–તથા.
**નવવિહ**–નવ પ્રકારના.
**બંભચેર**–બ્રહ્મચર્યની.
**ગુત્તિધરો**–વાડને ધારણ કરનારા.
**ચઉવિહ**–ચાર પ્રકારના.
**કસાય**–કષાયથી.
**મુક્કો**–મુકાએલા.
**ઇય**–એ.
**અઠ્ઠારસગુણેહિં**–અઢાર ગુણોવડે.
**સંજુત્તો**–યુક્ત.
**પંચમહવ્વય**–પાંચ મહાવ્રતોએ.
**જુત્તો**–યુક્ત.
**પંચવિહાયાર**–પાંચ પ્રકારના આચારને
**પાલણસમત્થો**–પાળવામાં સમર્થ.
**પંચસમિઓ**–પાંચ પ્રકારની સમિતિએ યુક્ત.
**તિગુત્તો**–ત્રણ ગુપ્તિએ સહિત.
**છત્તીસગુણો**–છત્રીશ ગુણોએ યુક્ત.
**ગુરૂ**–ગુરૂ.
**મજ્ઝ**–મારા.

---

રણ કરવું. ૨૦ ચિત્તની નિર્મળતા રાખવી. ૨૧ વિશુદ્ધ રીતે વસ્ત્રની પડિલેહણા કરવી. ૨૨ સંયમ યોગમાં પ્રવૃત્ત રહેવું (૫ સમિતિ ૩ ગુપ્તિ આદરવાં; નિદ્રા, વિકથા અને અવિવેક તજવાં). ૨૩ અકુશળ મનનો સંરોધ. એટલે આડા માર્ગે જતા મનને રોકવું. ૨૪ અકુશળ વચન સંરોધ. ૨૫ અકુશળ કાયાનો સંરોધ. ૨૬ શીતાદિ પરીસહ સહન કરવા અને ૨૭ મરણાદિ ઉપસર્ગ સહેવા એમ ૨૭ થયા.

એ પ્રકારે અરિહંતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫, અને સાધુના ૨૭ મળી કુલ્લે ૧૦૮ ગુણ પંચપરમેષ્ઠિના જાણવા.

**પંચિંદિઅ-સંવરણો,**

પાંચ ઇંદ્રિયો ( ના વિષયવિકારો ) ને રોકનાર,

**તહ નવવિહ-બંભચેર-ગુત્તિધરો ।।**

તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર,

**ચઉવિહ-કસાય મુક્કો ।।**

ચાર પ્રકારના કષાયથી મુક્ત,

**ઇઅ અટ્ઠારસ-ગુણેહિં સંજુત્તો ૧ ।।**

એ અઢાર ગુણોએ સહિત. ૧

**પંચ-મહવ્વયજુત્તો,**

પાંચ મહાવ્રતે યુક્ત,

**પંચ-વિહાયારપાલણ-સમત્થો ।।**

પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ,

**પંચ-સમિઓ તિગુત્તો,**

પાંચ સમિતિએ સમિત ( અને ) ત્રણ ગુપ્તિએ ગુપ્ત,

**છત્તીસગુણો ગુરૂ મજ્ઝ ।। ૨ ।।**

(એ) [1]છત્રીશ ગુણોએ સહિત (તે) મારા ગુરૂ (છે). ૨

પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વવર્ણ (૮૦).

ઇતિ પંચિંદિઅ સૂત્ર—૨.

---

૧ આ છત્રીશ ગુણોનું વર્ણન નવકારની ફુટનોટમાંથી જોઇ લેવું.

# ૩ ખમાસમણ વા પ્રણિપાત સૂત્ર ॥

## શબ્દાર્થ.

ઇચ્છામિ–હું ઇચ્છું છું. ખમાસમણો–હે ક્ષમાશ્રમણ, સાધુજી !
વંદિઉં–વાંદવાને. જાવણિજ્જાએ–શક્તિ સહિત એવા.
નિસીહિઆએ–પાપ વ્યાપાર ત્યાગ કર્યો છે એવા શરીર વડે. મત્થએણ–મસ્તકથી
વંદામિ–હું વંદના કરૂં છું.

**ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ. ઇતિ ॥૩॥**

અર્થ:—હે [1]ક્ષમાશ્રમણ ! મારા શરીરની શક્તિ સહિત તથા પાપવ્યાપાર તજીને (આપના ચરણ કમલને) વાંદવાને ઇચ્છું છું ( અને ) મસ્તકે કરી વાંદું છું. ૩

ગુરૂ ( ૩ ) લઘુ ( ૨૫ ) સર્વવર્ણ ( ૨૮ ).



# ૪॥ અથ સુગુરૂને સાતા સુખપૃચ્છા

## શબ્દાર્થ.

ઇચ્છકાર–ઇચ્છા કરૂં છું. સુહરાઈ–સુખે રાત્રી.
સુહ દેવસિ–સુખે દિવસ. સુખતપ–સુખે તપશ્ચર્યામાં.
શરીર નિરાબાધ–રોગ રહિત શરીરે. સુખસંજમજાત્રા સુખે સંયમયાત્રામાં
નિર્વહોછોજી–પ્રવર્તો છોજી.

---

૧ હે ક્ષમાસહિત તપસ્વી મુનિરાજ.

ઇચ્છકાર, સુહરાઇ, સુહદેવસિં, સુખ-તપ, શરીર નિરાબાધ, સુખસંજમજાત્રા નિર્વહોછોજી, સ્વામી સાતા છેજી? ભાત પાણીનો લાભ દેજોજી ॥ ઇતિ ॥ ૪ ॥

અર્થ—( હે ગુરૂજી! ) આપ સુખે રાત્રિ, સુખે દિવસ, સુખે તપશ્ચર્યામાં, શરીર સંબંધી રોગરહિતપણામાં, સુખે સંયમ યાત્રામાં પ્રવર્ત્તા છો જી, એમ ઇચ્છું છું. સ્વામી સાતા છે જી? ભાત પાણીનો લાભ દેજો જી. ઇતિ. ૪



## ૫ ॥ અથ ઇરિયાવહિયં સૂત્ર.

### શબ્દાર્થ.

**ઇચ્છાકારેણ**—ઇચ્છાપૂર્વક.

**ભગવન્**—હે ભગવન્!

**પડિક્કમામિ**—હું પડિક્કમું ( પાછો હઠું ) છું.

**ઇચ્છં**—પ્રમાણ છે.

**સંદિસહ**—આજ્ઞા આપો.

**ઇરિયાવહિયં**—ઇરિયાવહિ—ગમન કરતાં થયેલ જીવ બાધાદિ પાપક્રિયા.

**પડિક્કમહ**—પડિક્કમ. ( નિવર્ત્ત. )

**ઇચ્છામિ પડિક્કમિઉં**—હું પડિક્કમવા ( પાછો હઠવા ) ઇચ્છું છું.

**ઇરિયાવહિયાએ**—માર્ગમાં ચાલતાં.

**ગમણાગમણે**—જતાં આવતાં.

**બીયક્કમણે**—બીજ ચાંપ્યાં હોય.

**વિરાહણાએ**—જીવની વિરાધના થઇ હોય

**પાણક્કમણે**—પ્રાણી (જીવ) ચાંપ્યા હોય.

**હરિયક્કમણે**—લીલી વનસ્પતિ ચાંપીહોય.

---

૧ બપોર પહેલાના વખતે કહેવું. ૨ બપોર પછીના વખતે કહેવું.

ઓસા—ઝાકળ.
પણગ દગ—સેવાળ તથા કાચું પાણી.
મક્કડા સંતાણા—કરોળીયાની જાળ.
જે—જે.
જીવા—જીવો.
એગિંદિયા—એકેંદ્રિય જીવો.
તેઇંદિયા—ત્રણ ઇંદ્રિયવાળા.
પંચિંદિયા—પાંચ ઇંદ્રિયવાળા.
વત્તિયા—ધુળવડે ઢાંકયા.
સંઘાઇયા—ભેગા કર્યા.
પરિયાવિયા—પરિતાપ ઉપજાવ્યા.
ઉદ્દવિયા—બીવરાવ્યા (ત્રાસ પમાડયા).
સંકામિયા—મુકયા.
તસ્સ—તે.
મિચ્છા—મિથ્યા થાઓ.
દુક્કડં—પાપ.
ઉત્તિંગ—ગેડિયારૂં. ઉત્તિંગા.
મટ્ટી—માટી.
સંકમણે—ચાંપી હોય.
મે—મેં.
વિરાહિયા—વિરાધ્યા (દુઃખી કર્યા)હોય.
બેઇંદિયા—બેઇંદ્રિય જીવો.
ચઉરિંદિયા—ચાર ઇંદ્રિયવાળા.
અભિહયા—લાતે માર્યા.
લેસિયા—ભોંય સાથે ઘસ્યા.
સંઘટ્ટિયા—સ્પર્શ કર્યા હોય.
કિલામિયા—ખેદ પમાડયા.
ઠાણાઓઠાણં—એક ઠેકાણેથી બીજે ઠેકાણે
જીવિયાઓ વવરોવિયા—જીવિતથી ચૂકાવ્યા. ( મારી નાંખ્યા)
મિ—મારૂં.

---

## ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ઇરિયાવહિયં પડિક્કમામિ?[1] ઇચ્છં[2] ॥

અર્થ—આપની ઇચ્છાપૂર્વક હે જ્ઞાનવંત! ( પૂજ્ય! ) આદેશ આપો તો ચાલવાના માર્ગમાં જે પાપ લાગ્યું તે પાપથી

૧ ગુરૂ પડિક્કમહ કહે. ૨ ગુરૂમહારાજનો આદેશ સ્વીકારવાને આ વચન છે.

નિવર્તું,-પ્રતિક્રમું ! ત્યારે ગુરૂ આદેશ આપે કે પ્રતિક્રમો, પછી શિષ્ય કહે કે આજ્ઞા પ્રમાણ છે.

ઇચ્છામિ પડિક્કમિઉં ॥ ૧ ॥ ઇરિયા-વહિયાએ વિરાહણાએ ॥ ૨ ॥

અર્થ—હું પાપ થકી નિવર્ત્તવાને ઇચ્છું છું. ૧ જવા આવવાના માર્ગમાં તથા સાધુ શ્રાવકના ધર્મ માર્ગમાં જે વિરાધના ( પાપયુક્ત ક્રિયા ) થઈ હોય. ૨ જેમકે-

ગમાણાગમણે ॥૩॥ પાણક્કમણે, બીય-ક્કમણે, હરિયક્કમણે, ઓસાઉત્તિંગ—પણગ-દગ-મટ્ટી-મક્કડાસંતાણા—સંકમણે ॥ ૪ ॥

અર્થ—એક સ્થાનકથી બીજે સ્થાનકે જતાં આવતાં, ૩ ( બે, ત્રણ અને ચાર ઇંદ્રિયવાળા ) જીવોને પગે કરી ચાંપવાથી, ધાન્યના બીજને ચાંપવાથી, લીલી વનસ્પતિને ચાંપવાથી, આકાશમાંથી પડતા ઠારને, કીડીયોનાં નાગરાંને, પાંચવર્ણી લીલ ફૂલને, સચિત્ત માટીયુક્ત સચિત્ત પાણીને, કરોળીઆની જાળને પગે કરી ચાંપવાથી વા મસળવાથી, ૪

જે મે જીવા વિરાહિયા ॥૫॥

અર્થ—જે જીવોની મેં વિરાધના કરી હોય અર્થાત્ જે જીવોને દુઃખી કર્યા હોય, ૫

તે કયા જીવો ?

એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિં દિયા, પંચિંદિયા ॥ ૬ ॥

અર્થ—એક ઇંદ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા, પાંચ ઇંદ્રિયવાળા, ૬

તેઓને કેવી રીતે વિરાધ્યા ?

અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૭॥*

અર્થ—સામા આવતાને હણ્યાં ( લાતે માર્યા ) હોય, ધૂળે કરી ઢાંક્યા હોય, ભૂમિ સાથે મસળ્યા હોય, માંહોમાંહે શરીરે શરીર એકઠાં કર્યાં હોય, થોડા સ્પર્શથી દુહવ્યા હોય, પરિતાપ ઉપજાવ્યો હોય, મૃતપ્રાય કીધા હોય, ત્રાસ પમાડયા હોય, એક સ્થાનકથી બીજે સ્થાનકે મૂકયા હોય, જીવિતવ્યથી જુદા કર્યા હોય; તે સંબંધી જે પાપ લાગ્યું હોય, તે પાપ મારૂં નિષ્ફળ થાઓ ! ( તે પાપનો મિચ્છામિ દુક્કડં દઉં છું. )

પદ (૨૬) સંપદા (૭) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વવર્ણ (૧૫૦).

ઇતિ ઇરિયાવહિયં સૂત્ર. ૫

---

*જે સૂત્રમાં ગાથા નથી, છતાં અંક આપ્યા છે તે સંપદાના સમજવા.



# ૬ ॥ અથ તસ્સ ઉત્તરી સૂત્ર. ॥

## શબ્દાર્થ.

તસ્સ-તેની.
પાયચ્છિત્તકરણેણ-પ્રાયશ્ચિત્ત કરવા વડે.
પાવાણં કમ્માણં-પાપ કર્મોને.
ઠામિ-કરૂં છું.
ઉત્તરીકરણેણં-ફરીને શુદ્ધિને અર્થે.
વિસોહીકરણેણં-વિશેષ શુદ્ધિએ કરી.
વિસલ્લીકરણેણં-શલ્ય રહિતપણે.
નિગ્ઘાયણટ્ઠાએ-નાશ કરવાને અર્થે.
કાઉસ્સગ્ગં-કાઉસ્સગ્ગ.

**તસ્સ ઉત્તરીકરણેણં, પાયચ્છિત્તકરણેણં, વિસોહીકરણેણં, વિસલ્લીકરણેણં, પાવાણં કમ્માણં, નિગ્ઘાયણટ્ઠાએ, ઠામિ કાઉસ્સગ્ગં ॥ ૮ ॥**

અર્થ—તેને[1] વિશેષ શુદ્ધ કરવાને, તેની ગુરૂ પાસે આલોયણા કરવાએ કરી, આત્માના અંતરમેલને ટાળવાએ કરી, આત્માને શલ્યથી રહિત કરવાને અને તેથી સર્વ પાપકર્મોનું ઉચ્છેદન કરવાને માટે હું કાયવ્યાપારના ત્યાગ કરવારૂપ કાઉસ્સગ્ગ કરૂં છું. ઇતિ. ૬

પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વવર્ણ (૪૯)

---

૧ પાપથી લેપાયેલ આત્મા ઇરિયાવહિથી શુદ્ધ થાય છે, છતાં જેટલો અશુદ્ધિવાળો રહ્યો હોય તેને વિશેષ શુદ્ધ કરવાને.

ઇતિ તસ્સ ઉત્તરી સુત્તં ॥ ૬ ॥

# ૭ ॥ અથ અન્નત્થ ઊસસિએણં સૂત્ર ॥

## શબ્દાર્થ.

અન્નત્થ–બીજે ( નીચેની બાર બાબતો શિવાય. )
ખાસિએણં–ઉધરસ ખાવાથી.
જંભાઇએણં–બગાસું આવવાથી
વાયનિસગ્ગેણં–વાછૂટ થવાથી.
પિત્તમુચ્છાએ–પિત્તવડે મૂર્છા આવવાથી.
ભમલીએ–ચકરી આવવાથી.
સુહુમેહિં–સૂક્ષ્મ.
અંગસંચાલેહિં–અંગ ચાલવાથી.
ખેલસંચાલેહિં–બળખો આવવાથી.
દિઠ્ઠિસંચાલેહિં–દ્રષ્ટિ ચાલવાથી.
એવમાઇએહિં–એ વગેરે.
આગારેહિં–આગારો ટાળીને.
અભગ્ગો–અભંગિત.
અવિરાહિઓ–અવિરાધિત.
હુજ્જ–હો.
મે–મારો.
કાઉસ્સગ્ગો–કાઉસ્સગ્ગ.
જાવ–જ્યાં સુધી.
અરિહંતાણં–અરિહંત.
ભગવંતાણં–ભગવંતોને.
નમુક્કારેણં–નમસ્કાર કરીને.
ન પારેમિ–ન પારૂં.
તાવ–ત્યાં સુધી.
કાયં–કાયાને.
ઠાણેણં–એક સ્થાનકે.
મોણેણં–મૌનપણે.
ઝાણેણં–ધ્યાન વડે.
અપ્પાણં–પોતાની
વોસિરામિ–વોસરાવું છું.
ઊસસિએણં–ઉંચો શ્વાસ લેવાથી.
નીસસિએણં–નીચો શ્વાસ લેવાથી.
છીએણં–છીંક આવવાથી.
ઉડ્ડુએણં–ઓડકાર આવવાથી.

# *અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં,

* આ સૂત્રવડે કરવાનો કાઉસ્સગ્ગ ૧૯ દોષ વર્જીને કરવાનો છે, તે દોષ આ પ્રમાણે—

૧. ઘોડાની પેરે એક પગ ઉંચો રાખે, વાંકો પગ રાખે તે **ઘોટકદોષ.**
૨. જેમ વાયરાથી વેલડી હાલે તેમ શરીરને ધુણાવે તે **લતાદોષ.**
૩. થાંભલા પ્રમુખને ઓઠીંગણ દઈ રહે તે **સ્તંભાદિ દોષ.**
૪. ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકાવી રહે તે **માળદોષ.**
૫. ગાડાની ઉંધની પેરે અંગુઠા તથા પાની મેળવીને પગ રાખે તે **ઉદ્ધિદોષ.**
૬. નિગડ (બેડી)માં પગ નાંખ્યાંની પેરે પગ પહોળા રાખે તે **નિગડદોષ.**
૭. નગ્ન ભિલડીની પેરે ગુહ્ય સ્થાને હાથ રાખે તે **શબરિદોષ.**
૮. ઘોડાના ચોકડાની પેરે હાથ રજોહરણ યુક્ત આગળ રાખે તે **ખલિણદોષ.**
૯. નવ પરિણીત વધૂની પેરે માથું નીચું રાખે તે **વધૂદોષ.**
૧૦. નાભિની ઉપર અને ઢીંચણથી નીચે લાંબું વસ્ત્ર રાખે તે **લંબોત્તરદોષ.**
૧૧. ડાંસ મસાના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદન કરી સ્ત્રીની પેરે ઢાંકી રાખે તે **સ્તનદોષ.**
૧૨. શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદિત રાખે તે **સંયતિદોષ.**
૧૩. આલાવો ગણવાને અર્થે અથવા કાયોત્સર્ગની સંખ્યા ગણવાને આંગુલી તથા પાંપણના ચાળા કરે તે **ભમુહંગુલિદોષ.**
૧૪. કાગડાની પેરે ડોળા ફેરવે તે **વાયસદોષ.**
૧૫. પહેરેલાં વસ્ત્ર યૂકા અથવા પ્રસ્વેદે કરી મલિન થવાના ભયથી કોઠની પેરે ગોપવી રાખે તે **કપિત્થ દોષ.**
૧૬. યક્ષાવેશિતની પેરે માથું ધૂણાવે તે **શિરઃકંપ દોષ.**

## વાયનિસગ્ગેણું, ભમલીએ પિત્તમુચ્છાએ ॥૧॥

અર્થ--જે આગારોનું વર્ણન કરૂં છું તે શિવાયના બીજે સ્થાનકે ( કાયવ્યાપારનો ત્યાગ કરૂં છું. ) તે બાર આગારોનાં નામ,-

ઉંચો શ્વાસ લેવાવડે, નીચો શ્વાસ મૂકવાવડે, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સંચરવાથી, ચક્કરી આવવાથી, પિત્તના પ્રકોપથી. ૧

## સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં ॥૨॥

અર્થ—સૂક્ષ્મ શરીરનો સંચાર થવાથી, સૂક્ષ્મ થુંક અથવા કફ ગળવાથી, સૂક્ષ્મ દૃષ્ટિના સંચારથી. ૧

## એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો ॥૩॥

અર્થ—પૂર્વોક્ત આગારો વિગેરે બીજા ( પણ ચ્યાર )* આગા-

---

૧૭. મુંગાની પેરે હું હું કરે તે મૂકદોષ.

૧૮. આલાવો ગણતાં મદિરા પીધેલની પેરે બડબડાટ કરે તે મદિરાદોષ.

૧૯. વાનરની પેરે આસપાસ જોયા કરે, ઓષ્ટ પુટ હલાવે તે પ્રેક્ષ્યદોષ.

*૧ અગ્નિના ઉપદ્રવથી બીજે સ્થાનકે જવું પડે, તથા વીજળીના પ્રકાશથી વસ્ત્રાદિ ઓઢવા પડે. ૨ બિલાડી, ઉંદર વિગેરે આડા ઉતરતા હોય. અથવા પંચેંદ્રિય જીવનું છેદન ભેદન થતું હોય તો બીજે સ્થાનકે જવું

રાથી (અન્યત્ર) મારો કાયોત્સર્ગ અખંડિત, અવિરાધિત, હોજો ! ૩

( ક્યાં સુધી ? )

**જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમુક્કા-રેણં, ન પારેમિ ॥ ૪ ॥**

અર્થ—જ્યાં સુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવા વડે ન પારૂં, ૪

**તાવ કાયં ઠાણેણં મોણેણં, ઝાણેણં અ-પ્પાણં વોસિરામિ ॥ ૫ ॥**

અર્થ—ત્યાં સુધી પોતાની કાયાને, સ્થાનકવડે, મૌન રહે-વાવડે ( અને ) ધ્યાનવડે ( પાપક્રિયાથી ) વોસિરાવું છું. ૫

ઇતિ. સૂત્ર. ૭

પદ (૨૮), સંપદા (૫) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વવર્ણ (૧૪૦)

## ૮ ॥ અથ. લોગસ્સ વા નામસ્તવ સૂત્ર. ॥

### શબ્દાર્થ.

લોગસ્સ—લોકને.    ઉજ્જોઅગરે—ઉદ્યોત કરનારા.

---

પડે. ૩ અકસ્માત્ ચોરની ધાડ આવી પડે તેથી અથવા રાજાદિના ભ-યથી બીજે સ્થાનકે જવું પડે. ૪ સિંહ વિગેરે ઉપદ્રવ કરતા હોય, અથવા તો સર્પાદિક દંશ કરતા હોય, અથવા ભીંત પડે તેવી હોય તો બીજે સ્થા-નકે જવું પડે.

**ધમ્મતિત્થયરે**–ધર્મરૂપ તીર્થના કરનારા.
**કિત્તઇસ્સં**–હું સ્તવીશ.
**કેવલી**–કેવળી ભગવાનોને.
**ચ**–અને
**સંભવમભિણંદણં ચ**–સંભવનાથ તથા અભિનંદનસ્વામીને
**સુપાસં**–સુપાર્શ્વનાથને.
**સુવિહિં**–સુવિધિનાથને.
**સીયલ સિજ્જંસ**–શીતળનાથ તથા શ્રેયાંસનાથને.
**જિણં**–જિનને.
**ધમ્મં**–ધર્મનાથને.
**કુંથું**–કુંથુનાથને.
**મલ્લિં**–મલ્લિનાથને.
**નમિજિણં**–નમિજિનને.
**રિટ્ઠનેમિં**–અરિષ્ટનેમિને.
**વદ્ધમાણં**–વર્દ્ધમાનસ્વામીને.
**મએ**–મેં.
**વિહુય**–ટાળ્યા છે,
**પહીણ**–વિશેષ ક્ષય કર્યા છે.
**જિણવરા**–સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ઠ.
**મે**–મને.
**કિત્તિય**–સ્તવ્યા.
**મહિયા**–પૂજ્યા.
**લોગસ્સ**–લોકમાં.
**સિદ્ધા**–સિદ્ધ થયા છે.

**જિણે**–જિનોને.
**અરિહંતે**–અરિહંત ભગવાનોને.
**ચઉવીસંપિ**–ચોવીશે. [જિતનાથને
**ઉસભમજિયં**–શ્રી ઋષભદેવને, અ-
**વંદે**–હું વંદના કરૂં છું.
**સુમઇં**–સુમતિનાથને.
**પઉમપ્પહં**–પદ્મપ્રભ પ્રભુને.
**ચંદપ્પહં**–ચંદ્રપ્રભ પ્રભુને.
**પુપ્ફદંતં**–(બીજું નામ) પુષ્પદંતને
**વાસુપુજ્જં**–વાસુપૂજ્યસ્વામીને.
**વિમલમણંતં**–વિમળનાથ તથા અનંતનાથને.
**સંતિં**–શાંતિનાથને.
**અરં**–અરનાથને.
**મુણિસુવ્વયં**–મુનિસુવ્રતસ્વામીને.
**વંદામિ**–હું વંદના કરૂં છું.
**પાસં**–પાર્શ્વનાથને.
**એવં**–એવી રીતે.
**અભિથુઆ**–સ્તવ્યા.
**રયમલા**–કર્મરૂપ રજ અને મલ જેમણે
**જરમરણા**–જરા અને મરણ જેમણે
**તિત્થયરા**–તીર્થંકરો.
**પસીયંતુ**–પ્રસન્ન થાઓ.
**વંદિય**–વાંદ્યા.
**જે એ**–જેઓ એ.
**ઉત્તમા**–ઉત્તમ.
**આરૂગ્ગ**–આરોગ્ય.

બોહિલાભં-સમ્યગ્દર્શનનો લાભ.
ઉત્તમં-ઉત્તમ.
ચંદેસુ-ચંદ્રના સમૂહથી.
આઇચ્ચેસુ-સૂર્યના સમૂહથી.
પયાસયરા-પ્રકાશ કરનારા.
સિદ્ધા-સિદ્ધ ભગવાનો.
સિદ્ધિં-સિદ્ધિને.
દિસંતુ-આપો.
સમાહિવરં-પ્રધાન સમાધિ.
દિંતુ-આપો.
નિમ્મલયરા-અતિ નિર્મળ.
અહિયં-અધિક.
સાગરવરગંભીરા-સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે ગંભીર એવા.
મમ-મને.

---

# લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે ॥ અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી ॥ ૧ ॥

**અર્થ—લોકને ( કેવળજ્ઞાન વડે ) ઉદ્યોતના કરનારા, ધર્મતીર્થના કરનારા, ( રાગદ્વેષના ) જિતનારા, કર્મ શત્રુનો નાશ કરનારા ( અને ) કેવળજ્ઞાની એવા ચોવીસે* તીર્થંકરો અને બીજાઓનું પણ કીર્તન કરીશ. ૧**

---

* શ્રીઋષભદેવનો જન્મ વિનિતાનગરીમાં થયો, તેમના નાભિરાજા પિતા અને મરૂદેવા માતા હતાં. બધા તીર્થંકરોની માતાઓ પહેલા સ્વપ્ને સિંહ દેખે પણ મરૂદેવા માતાએ પ્રથમ વૃષભ દીઠો; એવો ગર્ભનો મહિમા જાણી તેમનું શ્રી ઋષભદેવ નામ રાખ્યું, તથા ધર્મની આદિના પ્રવર્તાવનાર હોવાથી બીજું આદિનાથ નામ પણ કહીએ. તેમનું પાંચશેં ધનુષ્ય પ્રમાણ શરીર અને ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા અને વૃષભલાંછનવાળા હતા. તેમને સો પુત્ર હતા. મોટાનું નામ ભરત હતું. જેમને આરિસાભુવનમાં કેવળજ્ઞાન થયું હતું અને ૯૯ પુત્રો દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા હતા.

## ઉસભ-મજિઅં ચ વંદે, સંભવમભિ-ણંદણં ચ સુમઇં ચ ॥ પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે ॥ ૨ ॥

**શ્રી અજિતનાથ** અયોધ્યાનગરીમાં જન્મ્યા, તેમના પિતા જીતશત્રુ રાજા હતા અને તેમની માતાનું નામ વિજયારાણી હતું. તે રાજા રાણી પ્રથમ પાશાબાજી રમતાં ત્યારે રાણી હારી જતી અને રાજાની જીત થતી હતી અને ભગવંત ગર્ભે આવ્યા પછી રાણી જીતે અને રાજા હારે, એવો ગર્ભનો મહિમા જાણીને અજિતનાથ નામ દીધું. તેમનું સાડાચારશેં ધનુષ્ય પ્રમાણ શરીર, બહોંતેર લાખ પૂર્વનું આયુ, સુવર્ણવર્ણ અને લાંછન હાથીનું હતું.

**શ્રી સંભવનાથનો** શ્રાવસ્તિ નગરીમાં જન્મ હતો. તેમના પિતા જીતારી રાજા અને માતા સેના રાણી હતાં. દેશમાં દુકાળ હતો, છતાં ભગવંત ગર્ભે આવ્યાથી અણચિંતવ્યો પૃથ્વીમાં ધાન્યનો સંભવ થયો; તેથી સંભવનાથ નામ દીધું. તેમનું ચારશેં ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠ લાખ પૂર્વનું આયુ હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા હતા તથા લાંછન ઘોડાનું હતું.

**શ્રી અભિનંદન** સ્વામીનો અયોધ્યા નગરીમાં જન્મ હતો અને તેમના પિતા સંવર રાજા અને માતા સિદ્ધાર્થા રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઈંદ્રમહારાજ આવીને ભગવંતની માતાને ઘણીવાર સ્તવી જતા હતા. તેથી રાજાપ્રમુખે જાણ્યું જે એ ગર્ભનોજ મહિમા છે; માટે અભિનંદન નામ દીધું. સાડા ત્રણશેં ધનુષ્ય પ્રમાણ શરીર તથા પચાસ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન વાનરનું અને સુવર્ણ વર્ણવાળા હતા.

**શ્રી સુમતિનાથનો** અયોધ્યા નગરીમાં જન્મ હતો. તેમના પિતા મેઘરથ રાજા અને માતા સુમંગલા હતાં. પ્રભુ ગર્ભમાં રહ્યા પછી—તે ગામમાં એક વણિકની બે સ્ત્રીઓ હતી, તેમાં ન્હાનીને પુત્ર હતો અને મ્હોટી વંધ્યા હતી, પણ તે છોકરાનું પ્રતિપાલન બન્ને માતાઓ કરતી હતી. એમ કરતાં

**અર્થ—( શ્રી ) ઋષભદેવ તથા અજિતનાથને વાંદું છું, સંભવનાથ, અભિનંદનસ્વામી તથા સુમતિનાંથને, પદ્મપ્રભપ્રભુ, રાગદ્વેષના જિતનારા સુપાર્શ્વનાથ તથા ચંદ્રપ્રભપ્રભુને વાંદું છું. ૨**

---

તે વાણીયો જ્યારે મરણ પામ્યો ત્યારે મ્હોટી સ્ત્રી ધનની લાલચે કહેવા લાગી જે "પુત્ર મારો છે, માટે જેનો પુત્ર હોય, તેનું ધન થાય." તેમજ ન્હાનીનો તો દીકરો હતો તેથી તેણે કહ્યું કે "એ પુત્ર મહારો છે અને ધન પણ મહારૂં છે." એમ બન્ને શોક્યોનો ટંટો થયો. તે વઢતી વઢતી દરબારમાં આવી, તે વારે ગર્ભના મહિમાથી રાણીને ચુકાદો કરવાની સારી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી એ બન્નેને રાણીએ કહ્યું કે "બન્ને મળીને ધન અર્દ્ધો અર્દ્ધ વ્હેંચી લો અને છોકરાના પણ બે ભાગ કરી અર્દ્ધો અર્દ્ધ વ્હેંચી લો!" તે સાંભળી નાની સ્ત્રી બોલી કે "મારે દ્રવ્ય જોઈતું નથી, છોકરાના કાંઈ બે વિભાગ થાય નહિ, એ છોકરો એનો છે તે મહારાજ છે." તે સાંભળી રાણી બોલી કે "એ છોકરો ન્હાની સ્ત્રીનો છે. કેમકે પુત્રનું મૃત્યુ થાય ત્યાંસુધી પણ મ્હોટી સ્ત્રીથી ના કહેવાણી નહીં અને ન્હાની સ્ત્રીએ મારવાની મનાઈ કરી, માટે પુત્ર અને ધન એને હવાલે કરો અને મ્હોટી સ્ત્રીને ઘરથી બહાર કાઢો." ગર્ભના મહિમાથી ભગવંતની માતાને એવી બુદ્ધિ ઉપજી તે માટે સુમતિ નામ દીધું. તેમનું ત્રણશેં ધનુષ્ય પ્રમાણ શરીર, ચાળીશ લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણ વર્ણ તથા ક્રૌંચ પક્ષીનું લાંછન હતું.

**શ્રી પદ્મપ્રભ** સ્વામીનો કૌશાંબીનગરીમાં જન્મ હતો, તેમના પિતા શ્રીધરરાજા અને માતા સુસીમારાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને કમલની શય્યાએ સુવાનો ડોહલો ઉપન્યો (જે દેવતાએ પૂર્ણ કર્યો) તેથી અને ભગવંતનું શરીર પદ્મ (કમલ) સરખું રક્ત વર્ણ હતું તેથી પદ્મપ્રભ નામ દીધું. તેમનું અઢીશેં ધનુષ્ય પ્રમાણ શરીર, અને ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન પદ્મનું હતું તથા વર્ણ રક્ત હતો.

**શ્રી સુપાર્શ્વનાથનો** વણારસી નગરીમાં જન્મ હતો. તેમના પિતા સુપ્રતિષ્ઠ રાજા અને માતા પૃથ્વીરાણી હતાં. માતાનાં બન્ને પાસાં રોગે કરી

**સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ-સિજ્જંસ વાસુપુજ્જં ચ ॥ વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥**

વ્યામ હતાં, તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્ને પાસાં સુવર્ણવર્ણા અને ઘણાં સુકોમળ થયાં, માટે સુપાર્શ્વ નામ દીધું. ( એક પ્રતમાં 'ભગવંતના પિતાનાં બે પાસાં કોઢ રોગવાળાં હતાં તેને ભગવંતની માતાએ હાથ ફેરવ્યાથી સુકુમાળ નિરોગી થયાં' એવો પાઠ લખ્યો છે. ) તેમનું બશેં ધનુષ્યપ્રમાણ શરીર અને વીશ લાખ પૂર્વ આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને લાંછન સાથીયાનું હતું.

**શ્રી ચંદ્રપ્રભસ્વામી** ચંદ્રપુરી નગરીમાં જન્મ્યા હતા, તેમના પિતા મહસેન રાજા અને માતા લક્ષ્મણા રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને ચંદ્રમાને પાન કરવા (પીવા)નો ડોહોલો ઉપન્યો (જે પ્રધાને બુદ્ધિએ કરી પૂર્ણ કરાવ્યો); એ ગર્ભનો પ્રભાવ જાણી ચંદ્રપ્રભ નામ દીધું. તેમનું એકસો પચાસ ધનુષ્ય પ્રમાણ શરીર અને દશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. શ્વેત વર્ણ અને લાંછન ચંદ્રનું હતું.

**શ્રી સુવિધિનાથ** ( એમનું બીજું નામ પુષ્પદંત છે ) તેમનો કાકંદી નગરીમાં જન્મ હતો, તેમના પિતા સુગ્રીવરાજા અને રામા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતા તથા પિતા ભલા વિધિએ કરી ધર્મ કરવા લાગ્યા, એવો ગર્ભનો પ્રભાવ જાણી સુવિધિનાથ નામ દીધું; અને મચકુંદનાં ફૂલની કલી સરખા પ્રભુના ઉજ્વળ દાંત હતા માટે બીજું પુષ્પદંત નામ દીધું. તેમનું એકસો ધનુષ્ય પ્રમાણ શરીર, બે લાખ પૂર્વનું આયુષ્ય, શ્વેત વર્ણ અને મગરમચ્છનું લાંછન હતું.

**શ્રી શીતળનાથનો** ભદ્દિલપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા દઢરથ રાજા અને માતા નંદા રાણી હતાં. પિતાના શરીરે દાહજ્વર થયો

**અર્થ—( શ્રી ) સુવિધિનાથ ( બીજું નામ ) પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્યસ્વામીને, વિમલનાથને, અનંતનાથને અને રાગદ્વેષના જિતનારા ધર્મનાથને તથા શાંતિનાથને હું વંદના કરૂં છું. ૩**

---

હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી રાજાના શરીરની ઉપર રાણીએ હાથ ફેરવ્યાથી શીતલતા થઈ, એવો ગર્ભનો મહિમા જાણી શીતળનાથ નામ દીધું. તેમનું નેવું ધનુષ્ય પ્રમાણ શરીર અને એક લાખ પૂર્વનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને શ્રીવચ્છનું લાંછન હતું.

**શ્રી શ્રેયાંસજિનનો** સિંહપુરનગરમાં જન્મ હતો, તેમના પિતા વિષ્ણુરાજા અને માતા વિષ્ણુરાણી હતાં. કોઈ દેરાસરમાં પરંપરાગત દેવતા અધિષ્ઠિત સજ્જન (શય્યા) ની પૂજા થતી હતી તે સજ્જાએ જે બેસે અથવા સુવે તેને ઉપદ્રવ ઉપજે. તે ભગવંત ગર્ભે આવ્યા પછી માતાના મનમાં આવ્યું જે દેવ ગુરૂની પ્રતિમાની પૂજા થાય તે તો ખરૂં છે, પણ સજ્જાની પૂજા તો ક્યાંએ સાંભળી નથી; એમ ચિંતવી સજ્જાના રક્ષા કરનાર પુરૂષે મનાઇ કર્યા છતાં પણ પ્રભુની માતા તે સજ્જા ઉપર બેઠાં તથા સુતાં; તે છતાં ગર્ભના પ્રભાવથી અધિષ્ઠિત દેવતા ઉપદ્રવ ન કરી શક્યો અને સજ્જા મૂકી જતો રહ્યો. ત્યાર પછી રાજા પ્રમુખ તે સજ્જા વપરાશમાં લીધી. એવો ગર્ભનો મહિમા જાણી શ્રેયાંસ નામ દીધું. તેમનું એંશી ધનુષ્ય પ્રમાણ શરીર અને ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ હતો અને લાંછન ગેંડીનું હતું.

**શ્રી વાસુપૂજ્ય** સ્વામીનો ચંપાનગરીમાં જન્મ હતો. તેમના પિતા વસુપૂજ્યરાજા અને માતા જયારાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઈંદ્રમહારાજ વારંવાર આવી વસુ એટલે રત્નની વૃષ્ટિ કરીને માતા પિતાની પૂજા કરતા તેથી વાસુપૂજ્ય નામ દીધું. તેમનું સિત્તેર ધનુષ્ય પ્રમાણ શરીર અને બહોંતેર લાખ વર્ષનું આયુષ્ય હતું, રક્ત વર્ણ અને લાંછન પાડાનું હતું.

**શ્રી વિમળનાથનો** કંપિલપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા કૃતવર્મરાજા અને માતા શ્યામારાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી તેમના

## કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણું ચ ।। વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણું ચ ।। ૪ ।।

નગરમાં કોઇ સ્ત્રીભર્તાર દેહરે આવી ઉતર્યાં, ત્યાં કોઈ વ્યંતરી-દેવી રહેતી હતી. તેણે તે પુરૂષનું રૂપ દીઠું, તેથી તેને કામક્રીડા કરવાની અભિલાષા થઇ. પછી તેની સ્ત્રીના જેવું પોતાનું રૂપ વિકુર્વિ વ્યંતરી તેની પાસે સુતી. પ્રભાતે બન્ને સ્ત્રી સમાન દેખી પુરૂષે કહ્યું જે 'આમાં મહારી સ્ત્રી કોણ છે?' ત્યારે પહેલી બોલી કે એ મહારો ભર્ત્તાર છે અને બીજી બોલી કે એ મહારો ભર્ત્તાર છે. એમ વઢતાં વઢતાં સર્વ રાજા પાસે આવ્યાં. રાજા તથા પ્રધાન બેહુ સ્ત્રીને સમાન દેખી કોઈ રીતે નિવેડો કરી શક્યા નહિ, પણ રાણીએ પુરૂષને દૂર ઉભો રાખ્યો અને બન્ને સ્ત્રીઓને પણ દૂર ઉભી રાખીને કહ્યું કે "જે પોતાના સત્યના પ્રભાવથી ભર્ત્તારને સ્પર્શ કરે, તેનો એ ભર્ત્તાર જાણવો." તે સાંભળી વ્યંતરીએ દેવશક્તિના પ્રભાવે પોતાનો હાથ લાંબો કરી ભર્ત્તારને સ્પર્શ કર્યો. તેવાજ રાણીએ તેનો હાથ પકડી લઇને કહ્યું કે "તું તો વ્યંતરી છે, માટે તારે સ્થાનકે જતી રહે." એવી રીતે ચુકાદો થવાથી વિમળમતિવાળી રાણી કહેવાણી. તે ગર્ભનોજ પ્રભાવ જાણી વિમળનાથ નામ દીધું. તેમનું સાઠ ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠ લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ અને સૂકર (ભુંડ) નું લાંછન જાણવું.

**શ્રી અનંતનાથનો** અયોધ્યા નગરીમાં જન્મ હતો. તેમના પિતા સિંહસેન રાજા અને માતા સુયશા રાણી હતાં. વળી સ્વપ્નમાં જેનો અંત ન આવે એવું એક મહોટું ચક્ર ભમતું રાણીએ આકાશને વિષે દીઠું અને અનંત રત્નની માલા દીઠી તથા અનંત ગાંઠના દોરા કરી બાંધ્યા, તેથી લોકોના તાવ ગયા: એવો ગર્ભનો પ્રભાવ જાણી અનંતનાથ નામ દીધું. તે-

**અર્થ—( શ્રી ) કુંથુનાથને તથા અરનાથને, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામિને તથા રાગદ્વેષને જિતનારા નમિનાથને વાંદું છું. (શ્રી અરિષ્ટનેમિને તથા પાર્શ્વનાથને અને વર્દ્ધમાનસ્વામિને હું વંદના કરૂં છું. ૫**

---

મનું પચાસ ધનુષ્ય પ્રમાણ શરીર અને ત્રીશલાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન સિંચાણાનું જાણવું.

**શ્રી ધર્મનાથસ્વામી** રત્નપુર નગરમાં જન્મ્યા હતા. તેમના પિતા ભાનુરાજા અને માતા સુવ્રતા રાણી હતાં. રાજા રાણીને પૂર્વે ધર્મ ઉપર અલ્પ રાગ હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્નેને ધર્મ ઉપર અત્યંત રાગ થયો. એવો ગર્ભનો મહિમા જાણી ધર્મનાથ નામ દીધું. તેમનું ૪૫ ધનુષ્ય પ્રમાણ શરીર અને દશ લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા વજ્રનું લાંછન જાણવું.

**શ્રી શાંતિનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો. તેમના પિતા વિશ્વસેન રાજા અને માતા અચિરા રાણી હતાં. વળી તે દેશમાં મરકીનો ઉપદ્રવ ઘણો હતો ને ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અમૃત છાંટયું તેથી મરકીની શાંતિ થઈ. એવા પ્રભાવથી શાંતિનાથ નામ દીધું. તેમનું ચાલીશ ધનુષ્ય પ્રમાણ શરીર અને એક લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન મૃગનું જાણવું.

**શ્રી કુંથુનાથનો** હસ્તિનાગપુર નગરમાં જન્મ હતો અને તેમના પિતા સૂર રાજા અને માતા શ્રી રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાજીએ સ્વપ્નમાં રત્નનો થૂભ પૃથ્વીને વિષે દીઠો તથા શત્રુ હતા તે કુંથુઆની જેવા ન્હાના થયા અથવા કુંથુઆ પ્રમુખ ન્હાના મહોટા જીવોની જયણા દેશમાં પ્રવર્તી, તેથી કુંથુનાથ નામ દીધું. તેમનું પાંત્રીશ ધનુષ્યનું શરીર અને પંચાણું હજાર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન છાગ ( બોકડા ) નું જાણવું.

# એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા ॥ ચઉવીસંપિ જિણવરા તિત્થયરા મે પસીયંતુ ॥ ૫ ॥

**શ્રી અરનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા સુદર્શન રાજા અને માતા દેવી રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી રાણીએ સ્વપ્નમાં રત્નમય આરો તથા ચૂભ દીઠાં, એવો ગર્ભનો મહિમા જાણી અરનાથ નામ દીધું. તેમનું ત્રીશ ધનુષ્ય શરીરનું માન અને ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન નંદાવર્ત્તનું જાણવું.

**શ્રી મલ્લીનાથ** મિથિલાનગરીમાં જન્મ્યા હતા. તેમના પિતા કુંભરાજા અને માતા પ્રભાવતી રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને એક રાત્રિએ, છએ ઋતુનાં ફૂલની શય્યાએ સુવાનો દોહલો ઉપન્યો, તે દેવતાએ પૂર્યો. એવો ગર્ભનો પ્રભાવ જાણી શ્રી મલ્લીનાથ નામ દીધું. તેમનું પચીશ ધનુષ્ય શરીરનું માન અને પંચાવન હજાર વર્ષનું આયુષ્ય જાણવું. નીલ વર્ણ તથા લાંછન કુંભનું જાણવું.

**શ્રી મુનિસુવ્રતસ્વામીનો** રાજગૃહ નગરમાં જન્મ હતો, તેમના પિતા સુમિત્ર રાજા અને માતા પદ્મા રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાપિતા મુનિરાજની પેરે શ્રાવકનાં ભલાં બાર વ્રત સાચવવા લાગ્યાં; એવો ગર્ભનો પ્રભાવ જાણી મુનિસુવ્રત નામ દીધું. તેમનું વીશ ધનુષ્ય શરીરમાન અને ત્રીશહજાર વર્ષનું આયુષ્ય જાણવું. કૃષ્ણ વર્ણ તથા લાંછન કાચબાનું જાણવું.

**શ્રી નમિજિન** મિથિલા નગરીમાં જન્મ્યા હતા, તેમના પિતા વિજય રાજા અને માતા વપ્રા રાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી સીમાડિયા રાજા ભગવંતના પિતાના શત્રુ હતા તે ચઢી આવ્યા. ગામના કિલ્લાને ચારે બાજુ લસ્કરનો પડાવ નાખી વિંટી લીધું. રાજાને ઘણી બીક લાગી પણ

**અર્થ—એ પ્રકારે મેં ( નામપૂર્વક ) સ્તવ્યા, તે ચોવીશે તીર્થંકરો તથા બીજા પણ તીર્થંકરો, જેઓએ [ કર્મરૂપ ) રજ તથા મલને ટાળ્યા છે ( તથા જેમણે ) જરા અને મરણ અતિશયે કરીને ક્ષય કર્યા છે ( તથા જે ) સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ઠ છે, એવા તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ! ૫**

---

રાણીએ કિલ્લા ઉપર ચઢીને શત્રુઓને વાંકી નજરે જોયા. રાણીનું તેજ વૈરી રાજાઓથી ખમાયું નહિ, તેથી સર્વ આવીને ભગવંતની માતાને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે અમારા ઉપર સૌમ્યદૃષ્ટિએ જૂઓ. રાણીએ તેમના ઉપર સૌમ્ય નજરે જોઈ માથે હાથ મુકયો. સર્વ રાજાઓ રાણીને પગે લાગી આજ્ઞા માગી પોતપોતાને નગરે ગયા. એવો પ્રભાવ જાણી નમિનાથ નામ દીધું. તેમનું પન્નર ધનુષ્ય શરીરનું માન અને દશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. અને સુવર્ણ વર્ણ તથા લાંછન નીલા કમળનું જાણવું.

**શ્રી અરિષ્ટનેમિ પ્રભુનો** સૌરીપુરનગરમાં જન્મ હતો. તેમના પિતા સમુદ્રવિજય રાજા અને માતા શિવાદેવી રાણી હતાં. પ્રભુ ગર્ભે આવ્યા પછી માતાએ સ્વપ્નમાં અરિષ્ટ એટલે કાળા રત્નની રેલ દીઠી તથા આકાશમાં ચક્ર ઉછળતું દીઠું, એવો પ્રભાવ જાણી અરિષ્ટનેમિ નામ દીધું. બીજું નામ શ્રી નેમિનાથ. તેમનું દશ ધનુષ્ય શરીરમાન અને એક હજાર વર્ષનું આયુષ્ય. શ્યામ વર્ણ અને લાંછન શંખનું હતું.

**શ્રી પાર્શ્વનાથસ્વામીનો** વણારસીનગરીમાં જન્મ હતો, તેમના પિતા અશ્વસેન રાજા અને વામા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અંધારી રાત્રે પોતાની પાસે સર્પ જતો દીઠો. તે સર્પના જવાના માર્ગની વચમાં રાજાનો હાથ દેખી રાણીએ ઉંચો કર્યો, તેથી રાજા જાગી ઉઠયો ને બોલ્યો કે શા માટે હાથ ઉંચો કીધો? રાણીએ સર્પ દીઠાનું કહ્યું, રાજા કહે તમે જૂઠું બોલો છો. પછી દીપક મંગાવી જોયું તો સર્પ દીઠો. તે વારે વિસ્મય પામી રાજાએ વિચાર્યું જે મેં ન દીઠો ને રાણીએ દીઠો એ ગર્ભનો પ્રભાવ છે, એમ જાણી શ્રી પાર્શ્વનાથ નામ દીધું. તે-

## કિત્તિય-વંદિય-મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા ॥ આરૂગ્ગ-બોહિલાભં, સ-માહિવરમુત્તમં દિંતુ ॥ ૬ ।.

**અર્થ—( જેમને ઇંદ્રાદિકે ) સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ ( ભગવાન ) થયા છે, તેઓ ( મને ) આરોગ્ય, સમ્યગ્ દર્શનનો લાભ અને પ્રધાન ઉત્તમ સમાધિ આપો * ૬**

---

મનું નવ હસ્ત પ્રમાણ શરીર અને એકસો વર્ષનું આયુષ્ય જાણવું. નીલવર્ણ તથા લાંછન સર્પનું જાણવું.

**શ્રી વર્દ્ધમાનસ્વામીનો** ક્ષત્રિયકુંડનગરમાં જન્મ હતો. તેમના પિતા સિદ્ધાર્થ રાજા અને માતા ત્રિશલારાણી હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાપિતા સમસ્ત ઋદ્ધિએ વૃદ્ધિ પામ્યા, ધન ધાન્યાદિકના ભંડાર તથા દેશ નગરાદિકની વૃદ્ધિ થઇ. સર્વ રાજા આજ્ઞામાં વર્તવા લાગ્યા. એવો પ્રભાવ જાણી વર્દ્ધમાન નામ દીધું. વળી બાલ્યાવસ્થામાં મેરૂપર્વત અંગુઠે ચાંપ્યો તથા આમલકી ક્રીડા કરતાં દેવતા હાર્યો, માટે ઇંદ્ર મહારાજે શ્રી મહાવીર એવું બીજું નામ દીધું. તેમનું સાત હાથનું શરીર અને બહોંતેર વર્ષનું આ-યુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ અને લાંછન સિંહનું જાણવું. મહાવીરસ્વામી ૨૪ મા તીર્થંકર થયા, ત્યાર પછી કોઇપણ તીર્થંકર ભગવાન્ થયા નથી, તેમજ આ અવસર્પિણી કાળમાં થવાના પણ નથી. હાલમાં જે જૈનધર્મ પ્રવર્તે છે તે શ્રીવીર પ્રભુનુંજ શાસન સમજવું. તેમની પાટે સુધર્માસ્વામિ ગણધર થયા, હાલમાં જે સાધુઓ જૈનધર્મને માનનારા છે તે સઘળા તેઓની પાટ પરંપરાએ થયેલા સમજવા.

ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા ॥ સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥

અર્થ—ચંદ્રસમુદાયથી વિશેષ નિર્મળ, સૂર્યસમુદાયથી વિશેષ પ્રકાશ કરનારા ( અને ) સ્વયંભૂરમણ સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ ( પરમાત્મા ) મને મોક્ષ આપો ! ૭

પદ (૨૮) સંપદા (૨૮) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) સર્વવર્ણ (૨૫૬)

ઇતિ નામસ્તવ[1] સૂત્ર ૮.



## ૯॥ અથ કરેમિ ભંતે સૂત્ર વા સામાયિકનું પચ્ચખ્ખાણ ॥

### શબ્દાર્થ.

કરેમિ—કરૂં છું.
ભંતે—હે ભગવન્ !
સામાઇયં—સામાયિક.
સાવજ્જં—પાપકારી.
જોગં—યોગને.
પચ્ચખ્ખામિ—પચ્ચખ્ખાણ કરૂં છું.
નિયમં—નિયમને.
પજ્જુવાસામિ—પર્યુપાસું—સેવું.
દુવિહં—બે પ્રકારે.
તિવિહેણં—ત્રણ પ્રકારે.
મણેણં—મને કરી.
વાયાએ—વચને કરી.
કાએણં—કાયાએ કરી.
ન કરેમિ—ન કરૂં.
ન કારવેમિ—ન કરાવું.
તસ્સ—તે ( પૂર્વે કરેલ અપરાધ ) થકી.

---

૧. આ સૂત્રમાં નામપૂર્વક તીર્થંકરોની સ્તવના કરેલ છે તેથી નામસ્તવ.

પડિક્કમામિ–પાછો હઠું છું.
ગરિહામિ–ગુરૂશાખે વિશેષે કરી નિંદુ છું.
નિંદામિ–આત્મશાખે નિંદુ છું.
અપ્પાણં–મારા આત્માને.
વોસિરામિ–હું પાપથકી વોસરાવું છું.

## કરેમિ ભંતે ! સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવનિઅમં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં,

અર્થ—હે ભગવંત ! હું ( રાગદ્વેષના અભાવરૂપ ) ( જ્ઞાનાદિ ગુણના લાભરૂપ ) સામાયિક[1] કરૂં છું ( અર્થાત્ ) પાપયુક્ત વ્યાપારનું પચ્ચક્ખાણ કરૂં છું ( નિષેધ કરૂં છું ). જ્યાં સુધી તે

---

૧. **સમ** એટલે સરખું છે મોક્ષ સાધન પ્રત્યે સામર્થ્ય જેનું એવા જ્ઞાન દર્શન ચારિત્ર તેનો **આય** એટલે લાભ છે જેમાં તે, અથવા **સમ** એટલે મધ્યસ્થ ભાવ તેનો લાભ જેમાં થાય છે તે, અથવા **સમ** એટલે સમાનભાવ –સર્વ જીવને મિત્ર તરિકે લેખવારૂપ લાભ જેમાં થાય છે તે સામાયક. તેના ભાંગા ૪૯ તે આ પ્રમાણેઃ—

૧ મને કરવું.
૨ મને કરાવવું.
૩ મને અનુમોદવું.
૪ વચને કરવું.
૫ વચને કરાવવું.
૬ વચને અનુમોદવું.
૭ કાયાએ કરવું.
૮ કાયાએ કરાવવું.
૯ કાયાએ અનુમોદવું.
૧૦ મન વચને કરવું.
૧૧ મન વચને કરાવવું.
૧૨ મન વચને અનુમોદવું.
૧૩ મન કાયાએ કરવું.
૧૪ મન કાયાએ કરાવવું.
૧૫ મન કાયાએ અનુમોદવું.
૧૬ વચન કાયાએ કરવું.
૧૭ વચન કાયાએ કરાવવું.
૧૮ વચન કાયાએ અનુમોદવું

નિયમનું સેવન કરું ત્યાં સુધી, બે કરણ ( કરવું, કરાવવું. ) અને ત્રણ જોગથી ( મન, વચન કાયારૂપ )-

**માણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસરામિ.**

---

૧૯ મન વચન કાયાએ કરવું.
૨૦ મન વચન કાયાએ કરાવવું.
૨૧ મન વચન કાયાએ અનુમોદવું.
૨૨ મને કરવું, કરાવવું.
૨૩ વચને કરવું, કરાવવું.
૨૪ કાયાએ કરવું, કરાવવું.
૨૫ મને કરવું, અનુમોદવું.
૨૬ વચને કરવું, અનુમોદવું.
૨૭ કાયાએ કરવું, અનુમોદવું.
૨૮ મને કરાવવું, અનુમોદવું.
૨૯ વચને કરાવવું, અનુમોદવું.
૩૦ કાયાએ કરાવવું, અનુમોદવું.
૩૧ મને કરવું કરાવવું, અનુમોદવું.
૩૨ વચને કરવું કરાવવું, અનુમોદવું.
૩૩ કાયાએ કરવું કરાવવું, અનુમોદવું.
૩૪ મન વચને કરવું, કરાવવું.
૩૫ મન કાયાએ કરવું, કરાવવું.
૩૬ વચન કાયાએ કરવું, કરાવવું.
૩૭ મન વચને કરવું, અનુમોદવું.
૩૮ મન કાયાએ કરવું, અનુમોદવું.
૩૯ વચન કાયાએ કરવું, અનુમોદવું.
૪૦ મન વચને કરાવવું, અનુમોદવું.
૪૧ મન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૨ વચન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૩ મન વચને કરવું,કરાવવું,અનુમોદવું
૪૪ મન કાયાએ કરવું, કરાવવું, અનુમોદવું.
૪૫ વચન કાયાએ કરવું, કરાવવું, અનુમોદવું.
૪૬ મન વચન કાયાએ કરવું, કરાવવું.
૪૭ મન વચન કાયાએ કરવું, અનુમોદવું.
૪૮ મન વચન કાયાએ કરાવવું, અનુમોદવું.
૪૯ મન વચન કાયાએ કરવું, કરાવવું, અનુમોદવું.

અર્થ—મન, વચન અને કાયા ( એ ત્રણ જોગ ) વડે ન કરૂં (તથા) ન કરાવું, હે ભગવંત! તે સંબંધી ( પૂર્વે કરેલા ) અપરાધને હું પ્રતિક્રમું છું, ( આત્મસાક્ષીએ ) નિંદું છું, (ગુરૂસાક્ષીએ) વિશેષ નિંદુ છું (અને) આત્માને (પાપથી) વોસરાવુંછું. ૧ ઇતિ.૯

ગુરૂ ( ૭ ) લઘુ ( ૬૯ ) સર્વવર્ણ ( ૭૬ )



# ૧૦ ॥ અથ સામાયિક પારવાનું સૂત્ર ॥

## શબ્દાર્થ.

સામાઇઅવય-સામાયિકના વ્રતથી.
જાવ-જ્યાં સુધી.
હોઇ-હોય.
છિન્નઇ-છેદાય છે.
કમ્મં-કર્મ.
જત્તિઆ વારા-જેટલી વાર.
ઉ-વળી.
સમણો ઇવ-સાધુની પેઠે.
હવઇ-હોય.
એએણ-એ.
બહુસો-બહુ વાર.
જુત્તો-સહિત.
મણે-મનમાં.
નિયમસંજુત્તો-નિયમથી યુક્ત.
અસુહં-અશુભ.
સામાઇઅ-સામાયિક.
સામાઇઅંમિ-સામાયિક.
કએ-કર્યે છતે.
સાવઓ-શ્રાવક.
જમ્હા-જે માટે.
કારણેણં-કારણથી.
કુજ્જા-કરવું.

---

સામાઇઅ-વયજુત્તો, જાવ મણે હોઇ નિયમસંજુત્તો ॥ છિન્નઇ અસુહં કમ્મં, સામાઇઅ જત્તિઆવારા ॥ ૧ ॥

અર્થ—સામાયિકવ્રતથી યુક્ત, જ્યાં સુધી મન તે નિયમથી સંયુક્ત હોય ત્યાં સુધી, જેટલીવાર સામાયિક કરે તેટલીવાર અશુભ કર્મનો નાશ કરે છે.

**[1]સામાઇઅંમિ ઉ કએ, સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા ॥ એએણ કારણેણં, બહુસો સામાઇઅં કુજ્જા ॥ ૨ ॥**

અર્થ—જે માટે, સામાયિક કરતી વખત શ્રાવક, સાધુ સમાન હોય, તે કારણથી ( તત્ત્વના જાણનાર ) બહુવાર સામાયિક કરે ! ૨

---

૧ સામાયિક—બત્રીશ દોષ વર્જીને કરવાનું છે, તે દોષ આ પ્રમાણેઃ—

**મનના દશ**—૧ વૈરી દેખી દ્વેષ કરે. ૨ અવિવેક ચિંતવે. ૩ અર્થ ન ચિંતવે. ૪ મનમાં ઉદ્વેગ ધરે. ૫ યશની વાંછા કરે. ૬ વિનય ન કરે. ૭ ભય ચિંતવે. ૮ વ્યાપાર ચિંતવે. ૯ ફળનો સંદેહ રાખે. ૧૦ નિયાણું કરે.

**વચનના દશ**—૧ કુવચન બોલે. ૨ હુંકારા કરે. ૩ પાપ આદેશ આપે. ૪ લવારો કરે. ૫ કલહ કરે. ૬ આવો જાઓ કહે. ૭ ગાળ બોલે. ૮ બાલક રમાડે. ૯ વિકથા કરે. ૧૦ હાંસી કરે.

**કાયાના બાર**—૧ આસન ચપળ હોય. ૨ ચારે દિશાએ જુએ. ૩ સાવદ્ય કામ કરે. ૪ આળસ મરડે. ૫ અવિનયે બોલે. ૬ ઓઠું લઈ બેસે. ૭ મેલ ઉતારે. ૮ ખરજ ખણે. ૯ પગ ઉપર પગ ચઢાવે. ૧૦ અંગ ઉઘાડું મુકે. ૧૧ અંગ ઢાંકે. ૧૨ ઊંઘે.

એ સર્વ મળી બત્રીશ દોષ સામાયિકમાં અયતનાથી લાગે છે તે તજવા.

## સામાયિક વિધે લીધું, વિધે પાર્યું, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં॥

દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષમાં જે કાંઈ દોષ લાગ્યો હોય; તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

ગાથા (૧) ગુરૂ (૭) લઘુ (૬૭) સર્વ વર્ણ (૭૪)

ઇતિ સામાયિક પારવાનું સૂત્ર. ૧૦



# ૧૧ ॥ અથ જગચિંતામણિ ચૈત્યવંદન ॥

### શબ્દાર્થ.

જગચિંતામણિ—ભવ્ય જીવોને ચિંતામણિ રત્ન સમાન.
જગરખ્ખણ—છ જીવ નિકાયના રક્ષક.
જગબંધવ—સમાન બોધવાળાના તથા સકળ જંતુના બંધુ.
જગભાવ—ષટ્દ્રવ્ય તથા નવ તત્ત્વના સ્વરૂપને કહેવામાં.
સંઠવિયરૂવ—જેમનાં બિંબ સ્થાપન કરેલાં છે.
જગનાહ—ભવ્ય જીવોના નાથ.
જગગુરૂ—સર્વ લોકના હિતનો ઉપદેશ કરનાર.
જગસત્થવાહ—મોક્ષાભિલાષીના સાર્થવાહ.
વિઅખ્ખણ—વિચક્ષણ.
અટ્ઠાવય—અષ્ટાપદ પર્વત ઉપર.
કમ્મટ્ઠ—આઠ કર્મને.
વિણાસણ—નાશ કરનારા.

જિણવર—તીર્થંકરો.
અપ્પડિહય—કોઈથી હણાયું નથી.
કમ્મભૂમિહિં—જ્યાં કર્મ વર્તેછે એવા.
પઢમ સંઘયણિ—પહેલા સંઘયણવાળા.
સત્તરિસય—એકસો સીત્તેર.
વિહરંત—વિચરતા.
નવકોડિહિં—નવ ક્રોડ.
કોડિસહસ્સ—હજાર ક્રોડ.
સાહુ—સાધુઓ.
સંપઇ—વર્ત્તમાનકાળે.
મુણિ—મુનિઓ.
વરનાણ—ઉત્તમ (કેવળ) જ્ઞાનવાળા.
સહસદુઅ—બે હજાર.
નિચ્ચ વિહાણિ—નિત્ય પ્રભાતે.
રિસહ—ઋષભદેવ ભગવાન્.
ઉજ્જિંતિ—શ્રી ગિરનાર પર્વત ઉપર.
નેમિજિણ—નેમિનાથ ભગવાન્.
સચ્ચઉરિ—સત્યપુરી (સાચોર) નગરના.
મુણિસુવ્વય—મુનિસુવ્રત સ્વામી.
પાસ—શ્રી પાર્શ્વનાથ ભગવાન્.
દુરિય—પાપના.
અવર—બીજા.
તિત્થયરા—તીર્થંકરો,
દિસિ—દિશાઓમાં.
જિંકેવિ—જે કોઈપણ.
જયંતુ—જય પામો!
સાસણ—શાસન જેમનું.
કમ્મભૂમિહિં—કર્મભૂમિના ક્ષેત્રોને વિષે.
ઉક્કોસય—ઉત્કૃષ્ટપણે.
જિણવરાણ—તીર્થંકરો.
લબ્ભઇ—પામીએ.
કેવલિણ—કેવળી.
નવ—નવ.
ગમ્મઇ—જાણીએ.
વીસ—વીશ.
બિહુ—બે.
સમણહ—સાધુઓ.
થુણિજ્જઇ—સ્તવના કરીએ.
જયઉ સામિય—સ્વામી જય પામો.
સત્તુંજિ—શત્રુંજયને વિષે.
પહુ—પ્રભુ.
વીર—શ્રી વીર ભગવાન્.
મંડણ—આભૂષણરૂપ.
ભરૂઅચ્છહિં—ભરૂચને વિષે.
મુહરિ—મુહરિ ગામમાં.
દુહ—દુઃખ.
ખંડણ—ખંડન કરનાર.
વિદેહિં—પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે.
ચિહુ—ચાર.
વિદિસિ—વિદિશાઓમાં ( ખૂણામાં).
તીઅ—અતીત (ભૂત) કાળ સંબંધી.

**અણાગય**—અનાગત—ભવિષ્ય કાળ સંબંધી.
**જિણ**—જિનેશ્વરોને.
**સત્તાણુવઇ**—સત્તાણું.
**લખ્ખા**-લાખ.
**અટ્ઠ**—આઠ.
**બત્તિસય**—બત્રીશ સો.
**તિઅલોએ**—ત્રણ લોકને વિષે.
**વંદે**—હું વંદના કરૂં છું.
**કોડિસયાઇં**—સો ક્રોડ.
**લખ્ખ**—લાખ.
**છત્તીસ**—છત્રીશ.
**અસિઇં**—એંશી.
**બિંબાઇં**—બિંબોને.
**સંપઇઅ**—વર્ત્તમાનકાળ સંબંધી.
**વંદૃ**—હું વંદના કરૂં છું.
**સવ્વેવિ**—સર્વ પણ.
**સહસ્સા**—હજાર.
**છપ્પન્ન**—છપ્પન.
**કોડિઓ**—ક્રોડ.
**બાસિઆઇં**—બાશી.
**ચેઇએ**—ચૈત્યોને.
**પનરસ**—પંદર.
**બાયાલ**—બેંતાળીશ.
**અડવન્ના**—અઠ્ઠાવન.
**સહસ્સ**—હજાર.
**સાસય**—શાશ્વતાં.
**પણમામિ**—હું પ્રણામ કરૂં છું.

---

[1]ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્ય-વંદન કરૂં? ઇચ્છં.

**અર્થ**—સુગમ છે.

જગચિંતામણિ જગનાહ, જગગુરૂ જગરખ્ખણ ।। જગબંધવ જગસત્થવાહ,

---

૧ ગૌતમસ્વામિ અષ્ટાપદજી યાત્રા માટે ગયા ત્યારે ત્યાં તેમણે આ ચૈત્યવંદન બનાવ્યું છે.

જગભાવ-વિઅખ્ખણુ ॥ અટ્ઠાવય-સંઠવિય-રૂવ, કમ્મટ્ઠ-વિણાસણુ ॥ ચઉવીસંપિ જિણવર, જયંતુ અપ્પડિહયસાસણુ ॥ ૧ ॥

અર્થ—ભવ્ય જીવોને ચિંતામણીરત્ન સમાન, નિકટ ભવ્ય (થોડા વખતમાં મોક્ષે જનારા) જીવોના નાથ, સમસ્ત લોકના હિતોપદેશ, છ જીવનીકાયના રક્ષક, સમાન ઓષધવંતના ભાઇ, મોક્ષાભિલાષીના સાર્થવાહ, ષટ્દ્રવ્ય તથા નવતત્ત્વનું સ્વરૂપ કહેવામાં વિચક્ષણ, *અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કર્યા છે બિંબ જેનાં, અષ્ટકર્મના નાશ કરનારા અને જેનું શાસન કોઇથી હણાય નહીં તેવું છે, એવા ચોવીશે તીર્થંકરો જયવંતા વર્તો! ૧

[1]કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં પઢમ-સંઘયણિ, ઉક્કોસય સત્તરિસય, જિણવરાણ

---

* અષ્ટાપદ ઉપર શ્રી ઋષભદેવના પુત્ર ભરત ચક્રીએ ચોવીશે તીર્થંકરની મણિમય પ્રતિમા સ્થાપન કરેલ છે. તે દરેક તીર્થંકરોની પોતપોતાની કાયાના માપે પ્રતિમા છે; સૌની નાસીકા સરખી લાઇનમાં છે, એકની પાટલી નીચી ઉંચી છે.

૧ ૫ ભરત, ૫ એરવત અને પાંચ મહાવિદેહની પૂર્વ પશ્ચિમની મળી ૧૬૦ વિજય એમ ૧૭૦ ઠેકાણે એકેક તીર્થંકર ઉત્કૃષ્ટ કાળે હોય. શ્રી અજીતનાથ સ્વામીના વારે તે પ્રમાણે હતા.

વિહરંત લબ્ભઇ ॥ નવકોડિહિં કેવલિણ, કોડિસહસ્સ નવ સાહુ ગમ્મઇ ॥ સંપઇ જિણવર વીસ મુણિ, બિહું કોડિહિં વરનાણ ॥ સમણહ કોડિ સહસ્સદુઅ, થુણિજઇ નિચ્ચ વિહાણિ ॥ ૨ ॥

અર્થ—અસિ, મષી અને કૃષિરૂપ કર્મ જ્યાં વર્તે છે એવા કર્મભૂમિના ક્ષેત્રોને વિષે, પ્રથમ સંઘયણવાળા ઉત્કૃષ્ટપણે એકસોસિત્તેર તીર્થંકરો, વિચરતા પામીએ; કેવલજ્ઞાની નવ ક્રોડ અને નવ હજાર ક્રોડ સાધુઓ (હોય એમ સિદ્ધાંતથી) જાણીએ. વર્ત્તમાનમાં (શ્રી સીમંધરસ્વામી પ્રમુખ) વીશ તીર્થંકર (અને) પ્રધાન કેવળજ્ઞાનના ધરનારા બે ક્રોડ મુનિ (તથા) બે હજાર ક્રોડ સાધુઓ (હોય) તેઓની નિરંતર પ્રભાતે સ્તવના કરીએ.

જયઉ સામિય જયઉ સામિય, રિસહ સત્તુંજિ ॥ ઉજ્જિંજતિ પહુ નેમિજિણ, જયઉ વીર સચ્ચઉરિમંડણ ॥ ભરૂઅચ્છહિં મુણિ-

૧ જઘન્યકાળે વીશ તીર્થંકરો હોય તે દરેક મહાવિદેહની ૮–૯–૨૪–૨૫ મી વિજયમાં એકેક હોય એટલે જંબુદ્વીપમાં ચાર, ધાતકી ખંડમાં (બે મહાવિદેહ માટે) ૮ અને પુષ્કરવરાર્દ્ધમાં ૮ મળી ૨૦ હોય. હાલ તે પ્રમાણે છે. વિજયના આંક દરેક વખતે આ પ્રમાણેજ હોય એ નક્કી નથી.

સુવ્વય, મુહરિપાસ દુહ-દુરિઅ-ખંડણ ॥ અવરવિદેહિં તિત્થયરા, ચિહું દિસિ વિદિસિ જિં કેવિ॥ તીઆણાગય-સંપઇઅ, વંદૂ જિણ સવ્વેવિ ॥ ૩ ॥

અર્થ—જયવંતા વર્તો ! શ્રી શત્રુંજય ઉપર શ્રી ઋષભદેવ, જયવંતા વર્તો ! શ્રી ગીરનારજી ઉપર પ્રભુ નેમિનાથ તીર્થંકર ( અને ) સાચોર ( સત્યપુરી ) નગરના આભૂષણરૂપ શ્રી વીર-સ્વામી જયવંતા વર્તો ! ભરૂચમાં શ્રી મુનિસુવ્રતસ્વામી ( અને ) *મુહરિ ગામમાં શ્રીપાર્શ્વનાથ ( એ પાંચે જિનવરો , દુઃખ અને પાપના નાશ કરનારા છે. બીજા ( પાંચ ) મહાવિદેહને વિષે જે તીર્થંકરો, ( છે તથા ) ચાર દિશાઓ અને ચાર વિદિશાઓમાં જે કોઈ પણ અતીતકાળ, અનાગતકાળ અને વર્તમાનકાળ સંબંધી તીર્થંકરો છે, તે સર્વને પણ હું વંદના કરૂં છું.

સત્તાણવઇ-સહસ્સા, લખ્ખા છપ્પન્ન અટ્ઠ કોડીઓ ॥ બત્તિસય બાસિઆઇં, તિઅ-લોએ ચેઇએ વંદે ॥ ૪ ॥

અર્થ--આઠ ક્રોડ, છપ્પન લખ, સતાણું હજાર, બત્રીશસો અને (૮૫૭૦૦૨૮૨) બાસી. ( એટલા ) ત્રણલોકને વિષે જિન-પ્રાસાદ છે તેને હું વાંદું છું. ૪

* ટીંટોઈ નામના ગામમાં મુહરી પાર્શ્વનાથ બીરાજે છે તે સંભવે છે.

પનરસ કોડિસયાઇં, કોડિ બાયાલ લખ્ખ અડવન્ના ।। છત્તીસસહસ અસિઇં, સાસય બિંબાઈં પણમામિ ।। ૫ ।।

અર્થ—પંદરશેં કોડ (પંદર અબ્જ) બેંતાલીશ કોડ, અઠ્ઠાવન લાખ, છત્રીશ હજાર, એંસી ( પૂર્વોક્ત જિનપ્રાસાદને વિષે) શાશ્વતા જિનબિંબો છે તેઓને હું વંદના કરૂંછું. ૫ ઇતિ. ૧૧

## ૧૨ ।। અથ. જંકિંચિ. સૂત્ર.

### શબ્દાર્થ.

જંકિંચિ—જે કાંઈ.
સગ્ગે—સ્વર્ગમાં.
માણુસે લોએ—મનુષ્ય લોકમાં.
જિણબિંબાઇં—જિનબિંબો.
સવ્વાઇં—સર્વને.
નામતિત્થં—નામરૂપ તીર્થો છે.
પાયાલિ—પાતાળમાં.
જાઇં—જેટલાં.
તાઇં—તેટલાં.
વંદામિ—વાંદુ છું.

જં કિંચિ નામતિત્થં, સગ્ગે પાયાલિ

૧. વર્તમાન તીર્થોનાં નામ—શ્રી શત્રુંજય, ગિરનાર, અર્બુદાચળ (દેલવાડા અચળગઢ), સમ્મેતશિખર, શંખેશ્વરજી, કુંભારીયાજી, અંતરિક્ષ પાર્શ્વનાથ, મક્ષીજી, તારંગતીર્થ, અજારના પાર્શ્વનાથ, વરકાણા, રાણકપુર, બામણવાડા, જીરાઉલા પાર્શ્વનાથ, પાવાપુરી, ચંપાપુરી, રાજગૃહી, માંડવગઢ, કાકંદી, ક્ષત્રીકુંડ, બનારસ, અયોધ્યા, અલ્હાબાદ, હસ્તિનાગપુર, ધુલેવા (કેશરીયાજી), ભોયણી, પાનસર વગેરે.

# માણુસે લોએ ॥ જાઇં જિણબિંબાઇં, તાઈં સવ્વાઇં, વંદામિ ॥ ૧ ॥

અર્થ—સ્વર્ગનેવિષે, પાતાળનેવિષે, (અને) મનુષ્યલોકનેવિષે જે તીર્થંકરના બિંબો છે તે સર્વને ( તેમજ ) જે કાંઇ નામ રૂપ તીર્થો છે ( તેને ) હું વંદના કરૂં છું. ૧

ગાથા (૧, પદ (૪) સંપદા (૪) ગુરૂ (૩) લઘુ (૨૯) સર્વવર્ણ (૩૨).



## ॥ અથ નમુત્થુણં વા શક્રસ્તવ સૂત્ર ॥

### શબ્દાર્થ.

નમુત્થુણં—નમસ્કાર હો.
ભગવંતાણં—ભગવાનોને.
તિત્થયરાણં—ધર્મતીર્થના પ્રવર્ત્તાવનારાને.
પુરિસુત્તમાણં—પુરૂષોમાં ઉત્તમને.
વર—પ્રધાન.
પુરિસ—પુરૂષોને વિષે.
લોગુત્તમાણં—લોકમાં ઉત્તમને.
લોગહિઆણં—લોકના હિતકારીને.
લોગપજ્જોઅગરાણં—લોકને વિષે ઉદ્યોત કરનારાને.
ચક્ખુદયાણં—અંતર ચક્ષુના ઉઘાડનારાને.

અરિહંતાણં—અરિહંતને.
આઇગરાણં—દ્વાદશાંગીની આદિ કરનારાને.
સયંસંબુદ્ધાણં—પોતાની મેળે તત્ત્વના જાણનારાને.
પુરિસસીહાણં—પુરૂષોમાં સિંહસમાનને.
પુંડરીઆણં—કમળસમાનને.
ગંધહત્થીણં—ગંધહસ્તી સમાનને.
લોગનાહાણં—લોકના નાથને.
લોગપઇવાણં—લોકને વિષે દીપક સમાનને.
અભયદયાણં—અભયદાન આપનારાને.
મગ્ગદયાણં—મોક્ષ માર્ગને આપનારાને.
સરણદયાણં—શરણ આપનારાને.

બોહિદયાણં–બોધિબીજને આપનારને.
ધમ્મનાયગાણં–ધર્મના નાયકને.
ધમ્મ–ધર્મરૂપી.
ચઉરંતચક્કવટ્ટીણં–ચક્રને ધારણ કરનારાને.
વરનાણ–કેવળજ્ઞાન.
ધરાણં–ધારણ કરનારાને.
છઉમાણં–છદ્મસ્થાવસ્થામાંથી તેને.
જાવયાણં–જિતાડનારને.
તારયાણં–તારનારને.
બોહયાણં–બોધ આપનારને.
મોઅગાણં–બીજાને કર્મથી મુકાવનારને.
સિવં–ઉપદ્રવ રહિતને.
અરૂઅં–રોગ રહિતને.
અક્ખય–અક્ષયને.
અપુણરાવિત્તિ–જ્યાંથી ફરી અવતાર લેવો નથી એવું.
સંપત્તાણં–પામેલાને.
જિણાણં–જિનેશ્વરોને.
જેઅ–જેઓ.
અઇઆ–અતીતકાળે.
ભવિસ્સંતિ–સિદ્ધ થશે.
સંપઇઅ–વર્તમાનકાળે.
સવ્વે–તે સર્વ (દ્રવ્યજિન) ને.
વંદામિ–હું વંદના કરૂં છું.

ધમ્મદયાણં–ધર્મના આપનારાને.
ધમ્મદેસયાણં–ધર્મનો ઉપદેશ કરનારાને.
ધમ્મસારહીણં–ધર્મના સારથીને.
ચાઉરંત–ચાર ગતિનો અંત કરનાર.
અપ્પડિહય–કોઈથી હણાય નહિ તેવા.
દંસણ–કેવળ દર્શનને.
વિઅટ્ટ–નિવર્ત્યા છે,
જિણાણં–રાગાદિ શત્રુને જીતનારને.
તિન્નાણં–તરનારને.
બુદ્ધાણં–તત્ત્વ જાણનારને.
મુત્તાણં–પોતે કર્મથી મુકાયેલાને.
સવ્વન્નૂણં–સર્વજ્ઞોને.
સવ્વદરિસિણં–સર્વદર્શીને.
અયલં–અચળને.
અણંતં–અનંતને.
અવ્વાબાહ–બાધા રહિતને.
સિદ્ધિગઇનામધેયં–સિદ્ધગતિ નામનું
ઠાણં–સ્થાનને.
નમો–નમસ્કાર હો.
જિઅભયાણં–જીત્યા છે ઈહલોકાદિ સાત ભય જેણે એવાને.
સિદ્ધા–સિદ્ધ થયા.
અણાગએ કાલે–અનાગતકાળનેવિષે.
વટ્ટમાણા–વિદ્યમાન છે.
તિવિહેણ–મન, વચન, કાયાએ કરી.

# *નમુત્થુણં ¹અરિહંતાણં ભગવંતાણં ૧

**અર્થ—નમસ્કાર હો, ( શ્રી ) અરિહંતને, ભગવંતને, ૧**

---

* શક્ર એટલે ઇંદ્ર તેની કરેલ સ્તુતિ તે શક્રસ્તવ.

૧ અરિહંત ભગવાનને ચોત્રીશ અતિશય હોય છે, તે આ પ્રમાણેઃ—

૧. શરીર અનંતરૂપમય, સુગંધમય, રોગરહિત, પરસેવા રહિત અને મલરહિત હોય.

૨. રૂધિર તથા માંસ, ગાયના દૂધસમાન ધોળાં અને દુર્ગંધ વગરનાં હોય.

૩. આહાર તથા નિહાર, ચર્મચક્ષુથી અદૃશ્ય હોય.

૪. શ્વાસોચ્છ્‌વાસમાં કમળ જેવી સુગંધ હોય.

આ ( ૧–૪ ) ચાર અતિશય જન્મથીજ હોય માટે સ્વાભાવિક—સ**હજાતિશય** અથવા **મૂલાતિશય** કહેવાય છે.

૫. યોજન પ્રમાણ સમવસરણમાં મનુષ્ય, દેવ, અને તિર્યંચની કોડાકોડી સમાય અને તેમને બાધા થાય નહિ.

૬. પચ્ચીશ યોજન એટલે બશેં ગાઉ સુધી પૂર્વોત્પન્ન રોગ ઉપશમે અને નવા રોગ થાય નહિ.

૭. વૈરભાવ જાય.

૮. મરકી થાય નહિ.

૯. અતિવૃષ્ટિ એટલે હદ ઉપરાન્ત વરસાદ થાય નહિ.

૧૦. અનાવૃષ્ટિ એટલે વરસાદનો અભાવ થાય નહિ.

૧૧. દુર્ભિક્ષ એટલે દુકાળ ન પડે.

૧૨. સ્વચક્ર અને પરચક્રનો ભય ન હોય.

૧૩. ભગવંતની વાણી મનુષ્ય, તિર્યંચ અને દેવતા પોતપોતાની ભાષામાં સમજે. ( વાણી પાંત્રીશ ગુણવાળી હોય છે તે ગુણ નવકારની નોટમાંથી જોવા. )

## આઇગરાણું, તિત્થયરાણું, સયંસંબુદ્ધાણું ॥ ૨ ॥

અર્થ—( ધર્મની ) આદિના કરનારને, તીર્થના સ્થાપનારને, પોતાની મેળે બોધ પામનારાને. ૨

---

૧૪. એક યોજન સુધી સરખી રીતે ભગવંતની વાણી સંભળાય.

૧૫. સૂર્યથી બારગણું તેજવાળું ભામંડળ હોય.

આ અગીઆર ( ૫–૧૫ ) અતિશયો કેવળજ્ઞાન થાય ત્યારે થાય તેથી તે **કર્મક્ષયજાતિશય** કહેવાય છે. ૬–૧૨ માં જણાવેલા રોગાદિક સાત ઉપદ્રવો તે ભગવંત વિહાર કરે ત્યારે પણ ચારે દિશાએ ફરતા પચીશ યોજન સુધી ન હોય.

૧૬. આકાશમાં ધર્મચક્ર હોય.

૧૭. બારજોડી ( ચોવીશ ) ચામર અણવીંજ્યા વીંજાય.

૧૮. પાદપીઠ સહિત સ્ફટિક રત્નનું ઉજ્વલ સિંહાસન હોય.

૧૯. ત્રણ છત્ર દરેક દિશાએ હોય.

૨૦. રત્નમય ધર્મધ્વજ હોય ( તેને ઇંદ્રધ્વજ પણ કહે છે ).

૨૧. નવ સુવર્ણ કમળ ઉપર ચાલે ( બે ઉપર પગ મુકે અને સાત પાછળ રહે. તેમાંથી વારાફરતી બે બે આગળ આવે ).

૨૨. મણિ, સુવર્ણ અને રૂપાના એ રીતે ત્રણ ગઢ હોય.

૨૩. ચાર મુખે કરી ધર્મદેશના દે, ( પૂર્વ દિશાએ ભગવંત બેસે બાકીની ત્રણ દિશાએ ત્રણ પ્રતિબિંબ વ્યંતરદેવ સ્થાપે ).

૨૪. સ્વશરીરથી બારગણું ઉંચું અશોકવૃક્ષ છત્ર, ઘંટ, પતાકા આદિકો યુક્ત હોય.

૨૫. કાંટા અધોમુખ એટલે અવળા થઇ જાય.

૨૬. ચાલતી વખતે સર્વ વૃક્ષ નમી પ્રણામ કરે.

૨૭. ચાલતી વખતે આકાશમાં દુંદુભિ વાગે.

## પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસ-વરપુંડરીઆણં, પુરિસવરગંધહત્થીણં ॥૩॥

**અર્થ—પુરૂષને વિષે ઉત્તમને, પુરૂષને વિષે સિંહ સમાનને, પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ સમાનને, પુરૂષને વિષે પ્રધાન ગંધહસ્તિ સમાનને. ૩**

## લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિ-આણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં.૪

---

૨૮. યોજન પ્રમાણ અનુકૂળ વાયુ હોય.

૨૯. મોર વગેરે શુભ પક્ષીઓ પ્રદક્ષિણા કરતાં ફરે.

૩૦. સુગંધ જળની વૃષ્ટિ થાય.

૩૧. જળ-સ્થળમાં ઉપજેલાં પાંચ વર્ણવાળા અચિત્ત ફુલની ઢીંચણ સુધી વૃષ્ટિ થાય.

૩૨. કેશ, રોમ, દાઢી અને નખ ( સંયમ લીધા પછી ) વધે નહિ.

૩૩. જઘન્યપણે ચાર નિકાયના ક્રોડ દેવતા પાસે રહે.

૩૪. સર્વ ઋતુઓ અનુકૂલ રહે.

આ છેલ્લા ૧૬-૩૪ એટલે ઓગણીશ અતિશયો દેવતા કરે. તેથી તે **દેવકૃતાતિશય** કહેવાય છે, આ ચોત્રીશ અતિશયનો જે ચાર અતિશયમાં સમાવેશ થાય છે તે અરિહંતના ગુણનું વર્ણન કરતાં અગાઉ જણાવી ગયા છીએ તે સમજવા.

અર્થ—લોકને વિષે ઉત્તમને, લોકના નાથને, લોકના હિત કરનારને, લોકને વિષે દીવા સમાનને, લોકમાં પ્રકાશ કરનારને, ૪

**અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં ॥ ૫ ॥**

અર્થ—અભયદાનના આપનારને, ( શ્રુત જ્ઞાનરૂપ ) ચક્ષુના આપનારને, ( મોક્ષ ) માર્ગના આપનારને, શરણ આપનારને, સમકિત આપનારને, ૫

**ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં ॥ ૬ ॥**

અર્થ—ધર્મના દાતાને, ધર્મના ઉપદેશ કરનારને, ધર્મના નાયકને, ધર્મના સારથીને, ચાર ગતિના અંત કરનાર ઉત્તમ ધર્મ ચક્રવર્તીને; ૬

**અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિઅટ્ટછઉમાણં ॥ ૭ ॥**

અર્થ—કોઇથી હણાય નહીં એવા ઉત્તમ જ્ઞાન (કેવળજ્ઞાન) અને દર્શન ( કેવળદર્શન ) ના ધારણ કરનારને, નિવર્ત્યું છે છદ્મસ્થપણું તેમને, ૭

**જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં.**
**બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ૮**

અર્થ—રાગ દ્વેષના જિતનારને (તથા) જિતાડનારને, (સંસારથી) તરનારને (તથા) તારનારને, તત્ત્વના જાણનારને (તથા) જણાવનારને, (કર્મથી) મુક્તને (તથા) મુકાવનારને.

**સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સીવ-મયલ-મરૂઅ-માણંત-મક્ખય-મવ્વાબાહ-મપુણ-રાવિત્તિ-સિદ્ધિગઇ-નામધેયં ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જિઅભયાણં ॥ ૯ ॥**

અર્થ—સર્વજ્ઞને, સર્વદર્શીને; કલ્યાણરુપ, અચળ, રોગ રહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાગમન એવી સિદ્ધિ ગતિ છે નામ જેનું એવા સ્થાનને પામેલાને; રાગ દ્વેષના ક્ષય કરનાર તથા સર્વ ભયના જિતનારને નમસ્કાર હો. ૯

**જેઅ અઇઆ સિદ્ધા, જેઅ ભવિસ્સંતિણાગયે કાલે ॥ સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ ॥ ૧૦ ॥**

અર્થ—જેઓ અતીતકાળે સિદ્ધ થયા, જેઓ અનાગતકાળે

સિદ્ધ થશે ( અને ) વર્તમાનકાળે વિદ્યમાન ( હયાત ) એવા સર્વ ( દ્રવ્યજિનો ) ને હું ત્રિવિધે વંદના કરૂં છું. ૧૦

પદ ( ૩૩ ) સંપદા ( ૯ ) ગાથા ( ૧ ) ગુરૂ ( ૩૩ )
લઘુ ( ૨૬૪ ) સર્વ વર્ણ ( ૨૯૭ )

ઇતિ નમુત્થુણં સૂત્ર. ૧૩



## ૧૪ ॥ અથ જાવંતિ ચેઇઆઇં સૂત્ર ॥

### શબ્દાર્થ.

જાવંતિ—જેટલા
ચેઇઆઇં—ચૈત્યો છે.
ઉડ્ઢે—ઉર્ધ્વલોકને વિષે.
અહે—અધોલોકને વિષે.
તિરિઅ લોએ—તિર્છાલોકને વિષે.
સવ્વાઇં—સર્વને.
તાઇં—તેને.
વંદે—હું વંદના કરૂં છું.
ઇહ—અહીં.
સંતો—છતો.
તત્થ—ત્યાં.
સંતાઇં—રહેલાને.

---

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે ય અહે અ તિરિઅલોએ અ; સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં ॥ ૧ ॥

અર્થ—ઉર્ધ્વલોકને વિષે તથા અધોલોકને વિષે અને તિ-

ઊર્ધ્વલોકને વિષે જેટલી જિનપ્રતિમાઓ છે, તે સર્વને, હું અહીં છતો, ત્યાં છે તેને વંદના કરું છું. ૧ ઇતિ. ૧૪

ગાથા ( ૧ ) સંપદા ( ૪ ) પદ ( ૪ ગુરૂ ( ૩ )
લઘુ ( ૩૨ ) સર્વ વર્ણ ( ૩૫ )



# ૧૫ ॥ અથ જાવંત કેવિ સાહૂ સૂત્ર ॥

## શબ્દાર્થ.

જાવંત–જેટલા.
સાહૂ–સાધુઓ.
એરવય–ઐરાવત ક્ષેત્રને વિષે.
સવ્વેસિં–સર્વને.
પણઓ–નમ્યો.
તિદંડ–ત્રણ દંડથી; મન, વચન અને કાયાના પાપથી.
કેવિ–કોઈ પણ.
ભરહ–ભરતક્ષેત્રને વિષે.
મહાવિદેહે–મહાવિદેહ ક્ષેત્રને વિષે.
તેસિં–તેને.
તિવિહેણ–મન, વચન, કાયાએ કરીને. અથવા કરવું, કરાવવું, અનુમોદવું તે રૂપ ત્રિવિધે.
વિરયાણં–નિવર્તેલાને.

---

જાવંત કેવિ સાહૂ, ભરહે-રવય-મહા-
વિદેહે અ ॥ સવ્વેસિં તેસિં પણઓ, તિ-
વિહેણ* તિદંડવિરયાણં ॥ ૧ ॥

---

* કરણકારણાનુમતિરૂપેણ.

અર્થ—( પાંચ ) ભરત, ( પાંચ ) ઐરાવત, અને ( પાંચ ) મહાવિદેહ ક્ષેત્રને વિષે જેટલા કોઈ સાધુઓ, મન વચન કાયાએ કરીને ત્રણ દંડથી નિવર્ત્તેલા છે, તેઓ સર્વને હું નમ્યો. ૧ ઇતિ.

પદ ( ૪ ) સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) લઘુ ( ૩૭ )
ગુરૂ ( ૧ ) સર્વ વર્ણ ( ૩૮ ).



## ૧૬॥ અથ પરમેષ્ઠિ નમસ્કારઃ ॥

### શબ્દાર્થ.

નમો—નમસ્કાર હો.
અર્હત્—અરિહંત.
સિદ્ધ—સિદ્ધ.
આચાર્ય—આચાર્ય.
ઉપાધ્યાય—ઉપાધ્યાય.
સર્વસાધુભ્યઃ—સર્વ સાધુઓને,

---

**નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુ-
ભ્યઃ ॥ ૧ ॥**

અર્થ—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય (અને) સર્વ સાધુઓને ( મારો ) નમસ્કાર હો. ૧



# ૧૭ ।। અથ. ઉવસગ્ગહરં સ્તવન ।।

## શબ્દાર્થ.

**ઉવસગ્ગ**–ઉપસર્ગ ( વિઘ્ન ) ને. **હરં**–હરનાર.
**પાસં**–પાર્શ્વ નામનો યક્ષ જેનેછે એવા. **પાસં**–પાર્શ્વનાથને.

---

૧ વરાહમિહરનો જીવ મરીને વ્યંતર થવાથી તેણે સંઘમાં મરકીનો ઉપદ્રવ કર્યો. તેની શાંતિને અર્થે સંઘની વિનતિથી શ્રી **ભદ્રબાહુસ્વામિએ** સાત ગાથાનું આ સ્તોત્ર રચ્યું. તે ભણવા, ગણવા તથા સાંભળવાથી મરકી શાંત થઇ. આથી લોકો નિરંતર આ સ્તોત્ર ગણવા લાગ્યા, તેથી ધરણેંદ્રને પ્રત્યક્ષ આવવું પડતું: માટે ધરણેંદ્રની વિનતિથી ગુરૂમહારાજે છેલ્લા બે ગાથા ભંડારી મૂકી અને હાલ છે તે પાંચ ગાથા કાયમ રાખી. આ સ્તોત્રમાં શ્રી પાર્શ્વનાથજી તથા તેમના યક્ષ પાર્શ્વ અને પદ્માવતી, ધરણેંદ્રની દ્દી અર્થી સ્તુતિ છે. તે જાણવાની ઇચ્છાવાળાએ ટીકા જોવી. દરેક ગાથાના પહેલા પદનો અર્થ એકત્ર કરતાં પંચપરમેષ્ઠીને નમસ્કાર થાય છે. તે આ પ્રમાણે– ૧ **ઉવ**–ઉપાધ્યાય. ૨ **વિસ**–એ બે અક્ષરવડે સાધુઓ લેવા, સર્વ રસમય વિષને દેખાડનાર તે સાધુઓ. ૩ **ચિઠ્ઠ** પદવડે આચાર્ય લેવા. તીર્થંકર મોક્ષ ગયે છતે જ્યાં સુધી શાસન **રહે** ત્યાં સુધી રહે તે અથવા તત્ત્વથી એકત્ર કરેલ દ્રવ્ય ગુણ પર્યાયના સ્વરૂપમાં રહેવાવાળા. ૪ **તુહ** પદવડે અરિહંત લેવા, **તોહંતિ–અર્દયન્તિ** અર્થાત્ ઘાતી કર્મને અને સકળ સંશયને નાશ કરે તે અરિહંત. ૫ **ઇઅ**–પદવડે સિદ્ધ–ભગવંત લેવા. ઇણ્‌ **ગતૌ** અર્થાત્ અપુનરાવૃત્તિમાં–મોક્ષમાં ગયા તે સિદ્ધો. અહીં પરમેષ્ઠીનો ક્રમ આ પ્રમાણે કર્યો તેનો હેતુ આ પ્રમાણે જાણવો. સૂત્ર ઉપાધ્યાયની પાસે ભણાય તેથી પ્રથમ ઉપાધ્યાયને નમસ્કાર કર્યો. ઉપાધ્યાય સમીપે અભ્યાસ કરતા સાધુઓને સાધુ સહાય કરે, માટે બીજા સાધુને નમસ્કાર કર્યો. ભણેલ સૂત્રનો અર્થ આચાર્યો કહે તેથી ત્રીજા આચાર્યને નમસ્કાર કર્યો, આચાર્યના ઉપદેશથી અરિહંતપણાનું જ્ઞાન થાય માટે ચોથો અરિહંતને નમસ્કાર કર્યો.

**વંદામિ**–હું વાંદું છું.
**મુક્કં**–મુકાયેલા.
**વિસ**–વિષને.
**મંગલ**–મંગળ.
**આવાસં**–ઘરરૂપ છે.
**કંઠે**–કંઠમાં.
**ધારેઇ**–ધારણ કરે.
**સયા**–હમેશાં.
**તસ્સ**–તેના.
**રોગ**–રોગ
**દુટ્ઠ**–નઠારો.
**જંતિ**–પામે છે.
**ચિટ્ઠઉ**–રહો.
**મંતો**–મંત્ર.
**પણામોવિ**–નમસ્કાર પણ.
**હોઇ**–થાય છે.
**તિરિઅસુવિ**–તિર્યંચને વિષે પણ.
**પાવંતિ**–પામે.
**દુક્ખ**–દુઃખ.
**તુહ**–તમારું.
**લદ્ધે**–પામ્યે છતે.
**કપ્પપાયવબ્ભહિએ**–કલ્પવૃક્ષથી અધિક.
**જીવા**–જીવો.
**ઠાણં**–સ્થાનને.
**સંથુઓ**–સ્તવેલા.
**ભત્તિબ્ભર**–ભક્તિના સમૂહે કરી.
**કમ્મઘણ**–કર્મના સમૂહથી.
**વિસહર**–વિષધર–સર્પના.
**નિન્નાસં**–નાશ કરનારા છે.
**કલ્લાણ**–કલ્યાણના.
**વિસહરફુલિંગમંતં**–વિષધર સ્ફુલિંગ નામના મંત્રને.
**જો**–જે.
**મણુઓ**–મનુષ્ય.
**ગહ**–ગ્રહ.
**મારી**–મરકી.
**જરા**–તાવ
**ઉવસામં**–શાંતિને.
**દૂરે**–દૂર.
**તુજ્ઝ**–તમારો.
**બહુફલો**–ઘણાં ફળવાળો.
**નર**–મનુષ્ય.
**જીવા**–જીવો.
**ન**–નહીં.
**દોગચ્ચં**–દુર્ભાગ્ય.
**સમ્મત્ત**–સમકિત–દર્શન.
**ચિંતામણિ**–ચિંતામણિ રત્ન.
**પાવંતિ**–પામે છે.
**અવિગ્ઘેણં**–નિર્વિઘ્નપણે.
**અયરામરં**–અજરામર.
**ઇઅ**–એ પ્રકારે.
**મહાયસ**–હે મોટા યશવાળા !
**નિબ્ભરેણ**–પરિપૂર્ણ એવા.

હિઅએણ—હૃદયે કરી
દેવ—હે દેવ !
બોહિં—બોધિબીજ.
પાસ જિણચંદ—હે શ્રીપાર્શ્વ જિનચંદ્ર !
તા—તે કારણ માટે.
દિજ્જ—આપો.
ભવે ભવે—ભવ ભવને વિષે.

---

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં ॥ [1]વિસહર-વિસનિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં ॥ ૧ ॥

અર્થ—ઉપસર્ગનો હરનાર પાર્શ્વ નામનો યક્ષ સેવક છે જેનો એવા **શ્રી પાર્શ્વનાથ ભગવાન્**, જે કર્મના સમૂહથી મુક્ત છે, ( તથા ) જે સર્પના ઝેરને અતિશયે કરીને નાશ કરનાર છે ( વળી ) જે મંગળ અને કલ્યાણના ઘર છે, તેમને હું નમસ્કાર કરૂં છું. ૧

વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ[2] ॥ તસ્સ ગહ-રોગમારી, દુટ્ઠ-જરા જંતિ ઉવસામં ॥ ૨ ॥

---

૧ વિષ એટલે મિથ્યાત્વ કષાયાદિ તેને ધારણ કરનાર જીવોના વિષ એટલે મિથ્યાભાવને નાશ કરનાર, અથવા **વિષગૃહ**—વિષ એટલે પાણી ઉપલક્ષથી મણિકર્ણિકા નદીનું પાણી ત્યાં ગૃહ એટલે નિવાસ છે જેનો એવો કમઠમુનિ તેના વિષ એટલે પંચાગ્નિ પ્રમુખ ધર્મને નાશ કરનારા.

૨ **મનુગો**—મંત્રને જાણનાર—માંત્રિક.

અર્થ—જે મનુષ્ય નિરંતર ( શ્રી પાર્શ્વનાથના નામગર્ભિત ) વિષધરસ્ફુલિંગ નામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના ( દુષ્ટ ) ગ્રહ, રોગ, મરકી ( અને ) દુષ્ટ જ્વર-તાવ શાંત પામે છે. ૨

**ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુફલો હોઇ ॥ નરતિરિએસુવિ જીવા, પાવંતિ ન દુક્ખ-દોગચ્ચં[1] ॥ ૩ ॥**

અર્થ—( એ ) મંત્ર દૂર રહો, તમને નમસ્કાર કરવો તે પણ ઘણું ફળ આપનાર થાય છે. ( તે ) જીવો મનુષ્ય અને તિર્યંચને વિષે પણ દુઃખ અને દારિદ્ર પામતા નથી. ૩

**તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિ-કપ્પ-પાયવબ્ભહિએ ॥ પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ૪ ॥**

અર્થ—ચિંતામણિરત્ન ( અને ) કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળું એવું તમારૂં સમ્યદગ્દર્શન ( સમકિત ) પામે છતે, ( ભવ્ય ) જીવો અજર અમર ( મોક્ષ ) સ્થાનને નિર્વિઘ્નપણે પામે છે. ૪

**ઇઅ સંથુઓ મહાયસ! ભત્તિબ્ભર-નિ-**

---

૧ દોહગ્ગં ઇતિ પાઠાન્તરં.

**બ્ભરેણ હિયએણ ॥ તા દેવ! દિજ્જ બોહિં,**
**ભવે ભવે પાસજિણચંદ! ॥ ૫ ॥**

અર્થ—હે મહાયશ! ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા અંતઃકરણથી આ સ્તવના કરી, તે કારણથી હે દેવ! શ્રી પાર્શ્વજિનચંદ્ર! (મને) જન્મોજન્મને વિષે બોધિબીજ (સમ્યગ્દર્શન) આપો. ૫ ઇતિ ૧૭.

ગુરૂ (૨૧) લઘુ (૧૬૪) સર્વ વર્ણ (૧૮૫) ગાથા (૫)



## ૧૮ ॥ અથ જયવીયરાય સૂત્ર.

### શબ્દાર્થ.

**જય**—જય પામો.
**વીયરાય**—હે વીતરાગ.
**જગગુરૂ**—હે જગતના ગુરૂ.
**હોઉ**—થાઓ.
**મમં**—મને.
**તુહ**—તમારા.
**પભાવઓ**—પ્રભાવથી.
**ભયવં**—હે ભગવન્.
**ભવનિવ્વેઓ**—ભવનું ઉદાસપણું.
**મગ્ગાણુસારિઆ**—માર્ગાનુસારીપણું.
**ઇટ્ઠ ફલ**—ઇષ્ટ ફળની,
**સિદ્ધી**—સિદ્ધિ.
**લોગવિરૂદ્ધચ્ચાઓ**—લોક વિરૂદ્ધનો ત્યાગ.
**ગુરૂજણપૂઆ**—વડિલ જનની પૂજા.
**પરત્થકરણં**—પરોપકાર કરવાપણું,
**સુહગુરૂજોગો**—શુદ્ધ ગુરૂનો યોગ.
**તવ્વયણ**—તેમનાં વચનનો.
**સેવણા**—અંગીકાર.
**આભવં**—જ્યાં સુધી ભવ કરવા પડે ત્યાં સુધી.
**અખંડા**—અખંડ.
**વારિજ્જઇ**—નિષેધ્યું છે.

जइवि–जो के.
तुह–तमारा.
तहवि–तोपण.
हुज्ज–होजो.
भवेभवे–भवोभवने विषे
चलणाणं–चरणनी.
कम्मखओ–कर्मनो क्षय.
बोहिलाभो–बोधिबीजनो लाभ.
मह एअं–मने, ए.
नाह–हे नाथ !
सर्व मंगल–सर्व मंगळिकमां.
सर्व कल्याण–सर्व कल्याणनुं.
प्रधानं–प्रधान एवुं.
जैनं–जैन.
शासनं–शासन.
निआणबंधणं–नियाणानुं बांधवुं.
समए–सिद्धांतमां.
मम–मारे.
सेवा–सेवा.
तुम्ह–तमारा.
दुक्खखओ–दुःखनो क्षय.
समाहिमरणं–समाधि मरण.
संपज्जउ–प्राप्त थाओ.
तुह–तमने.
पणामकरणेणं–प्रणाम करवाथी.
मांगल्यं–मंगळरूप.
कारणं–कारणरूप.
सर्व धर्माणां–सर्व धर्मोमां.
जयति–जय पामे छे.

---

## जय वीयराय जगगुरु, होउ ममं तुह पभावओ भयवं ॥ भवनिव्वेओ मग्गा,-णुसारिया इट्ठफलसिद्धी ॥ १ ॥

अर्थ—हे वीतराग ! हे जगतना गुरु ! ( तमे ) जयवंता वर्तो. हे भगवंत ! मने तमारा प्रभावथी भवनु उदासपणुं, मार्गानुसारीपणुं ( अने ) इष्टफळ ( शुद्ध आत्मधर्म ) नी सिद्धि होजो. १

લોગવિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણપૂઆ પર-ત્થકરણં ચ ।। સુહગુરૂજોગો તવ્વય,-ણુસેવણા આભવમખંડા[1] ।। ૨ ।।

અર્થ—લોગ વિરૂદ્ધનો ત્યાગ, ( માતાપિતાદિ ) ગુરૂજનની પૂજા તથા પરોપકાર કરવાપણું, શુદ્ધ ગુરૂનો મેલાપ, તેમના વચનનું અંગીકરણ ( તે સર્વ ) જ્યાં સુધી મારે ભવ કરવા પડે ત્યાં સુધી ( મોક્ષ પ્રાપ્તિ સુધી ) અખંડ હોજો. ૨

વારિજ્જઇ જઇવિ નિઆ,-ણબંધણં વીયરાય! તુહ સમએ ।। તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં ।। ૩ ।।

અર્થ—હે વીતરાગ! તમારા સિદ્ધાંતમાં જો કે નિયાણાનું બાંધવું નિષેધ્યું છે, તો પણ મને ભવોભવને વિષે તમારા ચરણોની સેવા હોજો. ૩

દુખ્ખખઓ કમ્મખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ ।। સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ! પણામકરણેણં ।। ૪ ।।

---

૧ આ સૂત્ર પ્રાર્થના સ્વરૂપ છે, પાછળની ૨ ગાથા ક્ષેપક છે.

અર્થ—હે નાથ ! તમને પ્રણામ કરવાથી, મને દુઃખનો ક્ષય, કર્મનો ક્ષય, સમાધિ મરણ તથા બોધિનો લાભ, એ (ચાર) સંપ્રાપ્ત થાઓ. ૪

## સર્વ-મંગલ-માંગલ્યં,સર્વ-કલ્યાણકારણમ્ ॥ પ્રધાનં સર્વ-ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ॥ ૫ ॥

અર્થ—સર્વ મંગળીકમાં મંગળીક, સર્વ કલ્યાણનું કારણ ( અને ) સર્વ ધર્મોમાં પ્રધાન ( એવું ) જૈન શાસન જયવંતુ વર્તે છે. ૫ ઇતિ. ૧૮.

સંપદા ( ૨૦ ) ગાથા ( ૫ ) પદ ( ૨૦ ) ગુરૂ ( ૧૯ ) લઘુ ( ૧૭૨ ) સર્વવર્ણ ( ૧૯૧ ).



## ૧૯ ॥ અરિહંત ચેઇઆણં વા ચૈત્યસ્તવ[1] ॥

### શબ્દાર્થ.

ચેઇઆણં-પ્રતિમાને ( વાંદવા માટે) વંદણવત્તિઆએ-વાંદવાને નિમિત્તે.
પૂઅણવત્તિઆએ-પૂજા કરવાને નિમિત્તે. સક્કારવત્તિઆએ-સત્કાર કરવાને નિમિત્તે.
સમ્માણવત્તિઆએ-સન્માનને નિમિત્તે. બોહિલાભવત્તિઆએ-બોધિ લાભને નિમિત્તે.

---

૧, આ સૂત્રવડે સ્થાપનાજિનની સ્તુતિ થાય છે.

| | |
|---|---|
| નિરૂવસગ્ગવત્તિઆએ–ઉપસર્ગરહિત સ્થાનક (મોક્ષ) પામવા નિમિત્તે. | સદ્ધાએ–શ્રદ્ધાથી. |
| ધિઈ એ–ચિત્તની સ્થિરતાથી. | મેહાએ–નિર્મળ બુદ્ધિથી. |
| અણુપ્પેહાએ–વારંવાર વિચારીને. | ધારણાએ–ધારણાપૂર્વક. |
| | વડ્ઢમાણીએ–વધતી, વૃદ્ધિ પામતી. |

---

## અરિહંતચેઇઆણં, કરેમિ કાઉસ્સગ્ગં ૧

અર્થ– અરિહંતની પ્રતિમાને ( વંદનાદિ અર્થે ) હું કાયાત્સર્ગ કરૂં છું. અર્થાત્ વંદન વગેરે કરવાથી જે ફળ થાય તે મને કાયોત્સર્ગથી થાય. ૧ ઇતિ.

## વંદણવત્તિઆએ, પૂઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિઆએ, નિરૂવસગ્ગવત્તિઆએ ૨

અર્થ—વાંદવાને નિમિત્તે, પૂજા કરવાને નિમિત્તે, સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, બોધિ ( સમ્યગ્દર્શન અથવા રત્નત્રયી અથવા પરલોકે જિનધર્મની પ્રાપ્તિ) લાભને નિમિત્તે, ( અને ) ઉપસર્ગ રહિત ( મોક્ષ ) સ્થાન પામવા નિમિત્તે. ૨

## સદ્ધાએ, મેહાએ, ધિઇએ, ધારણાએ, અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ, ઠામિ કાઉસ્સગ્ગં ॥ ૩ ॥

અર્થ—વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, નિર્મળ બુદ્ધિપૂર્વક, ચિત્તની સ્થિરતાએ, ધારણા પૂર્વક, ( અને ) વારંવાર વિચારણા પૂર્વક, હું કાયોત્સર્ગ કરૂં છું. ૩ ( વૃદ્ધિ પામતી એ પદ શ્રદ્ધાદિ પાંચે સાથે જોડવું. ) ઇતિ ૧૯

સંપદા [૩] પદ [૧૫] ગુરૂ [૧૬] લઘુ [૭૩] સર્વવર્ણ [૮૯]



## ૨૦ ॥ અથ કલ્લાણકંદ સ્તુતિ ॥

### શબ્દાર્થ.

**કલ્લાણકંદં**—કલ્યાણના મૂળ.
**જિણિંદં**—શ્રી જિનેંદ્રને.
**તઓ**—તે પછી.
**મુણિંદં**—મુનિઓના ઈંદ્રને.
**પયાસં**—ત્રણ ભુવનને પ્રકાશ કરનારા.
**ભત્તીઇ**—ભક્તિથી.
**સિરિવદ્ધમાણં**—શ્રી વર્દ્ધમાન સ્વામીને,
**પારં**—પારને.
**સિવં**—મોક્ષને.
**સુઇક્કસારં**—સર્વ પવિત્ર વસ્તુઓને વિષે સારરૂપ.
**પઢમં**—પહેલા.
**સંતિં**—શ્રી શાંતિનાથને.
**નેમિજિણં**—શ્રી નેમિજિનને.
**પાસં**—શ્રી પાર્શ્વનાથને.
**સુગુણિક્કઠાણં**—સારા ગુણોના એક સ્થાનરૂપ.
**વંદે**—હું વંદના કરૂં છું.
**અપાર**—જેનો પાર નથી એવા.
**સંસાર સમુદ્દ**—સંસારરૂપ સમુદ્રના.
**પત્તા**—પામેલા.
**દિંતુ**—આપો.
**સવ્વે**—સર્વ.
**જિણિંદા**—જિનેંદ્રો.

---

૧ દરેક થોઈ જોડામાં પહેલી સ્તુતિ અમુક તીર્થંકર અગર તીર્થંકરોની હોય, બીજી સર્વ જિનોની, ત્રીજી જ્ઞાન અગર સિદ્ધાંતની અને ચોથી શાસનના અધિષ્ઠાયક યક્ષ યક્ષણીની હોય છે.

**સુરવિંદ**–દેવતાના સમૂહથી.
**કલ્લાણવલ્લીણ**–કલ્યાણરૂપ વેલના.
**નિવ્વાણમગ્ગે**–મોક્ષ માર્ગને વિષે.
**પણાસિય**–નાશ કર્યો છે.
**કુવાઇ**–કુવાદિઓના.
**મયં**–મતને.
**સરણં**–આધારભૂત.
**નમામિ**–હું નમું છું.
**તિજગપ્પહાણં**–ત્રણ જગતને વિષે પ્રધાન.
**ગોક્ખીર**–ગાયનું દૂધ.
**વન્ના**–વર્ણવાળી.
**હત્થા**–જેના હાથમાં છે.
**નિસન્ના**–બેઠેલી.
**પુત્થય**–પુસ્તકનો.
**હત્થા**–જેના હાથમાં છે.
**સા**–તે.
**સયા**–હમેશાં.
**વંદા**–વંદાએલા.
**વિસાલકંદા**–વિશાળ મૂળીયાંરૂપ.
**જાણકપ્પં**–રથ સમાન.
**અસેસ**–બધા.
**દપ્પં**–ગર્વને.
**જિણાણં**–જિનેશ્વરોના.
**બુહાણં**–તત્ત્વવેત્તાઓને.
**નિચ્ચં**–હમેશાં.
**કુંદ**–ડોલરનાં ફુલ.
**ઇંદુ**–ચંદ્ર.
**તુસાર**–હિમના જેવા.
**સરોજ**–કમળ.
**કમલે**–કમળને વિષે.
**વાએસિરી**–શ્રુતદેવી.
**વગ્ગ**–સમૂહ, વ્યગ્ર.
**સુહાય**–સુખને અર્થે.
**અમ્હ**–અમને.
**પસત્થા**–ઉત્તમ.

---

## કલ્લાણ-કંદં પઢમં જિણિંદં, સંતિં તઓ નેમિજિણં મુણિંદં; પાસં પયાસં સુગુણિક્-ઠાણં, ભત્તીઇ વંદે સિરિવદ્ધમાણં ॥ ૧ ॥

**અર્થ**—કલ્યાણના મૂળ શ્રી પ્રથમ જિનેંદ્રને, શ્રી શાંતિનાથને તથા મુનિઓના ઇંદ્ર શ્રી નેમિજિનને, ( ત્રણ ભુવનને ) પ્રકાશ

કરનારા ( અને ) સારા ગુણોના એક સ્થાનક શ્રી પાર્શ્વનાથને, ( તથા ) શ્રી વર્દ્ધમાનસ્વામિને હું ભક્તિપૂર્વક વાંદું છું. ૧

અપાર-સંસાર-સમુદ્દપારં,-પત્તા સિવં દિંતુ સુઈક્કસારં; સવ્વે જિણિંદા સુરવિંદવંદા. કલ્લાણ-વલ્લીણ વિસાલકંદા ॥ ૨ ॥

અર્થ—નથી છેડો જેનો એવા સંસારરૂપ સમુદ્રના પારને પામેલા ( તથા ) દેવતાઓના સમૂહથી વંદાએલા ( અને ) કલ્યાણરૂપ વેલના વિશાળ મૂળ એવા સર્વ જીનેંદ્રો, સર્વ પવિત્ર વસ્તુઓને વિષે સારરૂપ એવું મોક્ષ ( મને ) આપો. ૨

નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં, પણાસિયા-સેસ-કુવાઇદપ્પં; મયં જિણાણં સરણં બુહાણં, નમામિ નિચ્ચં તિજગપ્પહાણં ॥૩॥

અર્થ—મોક્ષમાર્ગને વિષે પ્રધાન રથ સમાન ( અને ) સમગ્ર કુવાદિઓના અહંકારને નાશ કરનાર, તત્ત્વવેત્તાઓને આધારભૂત ( અને ) ત્રણ જગતને વિષે પ્રધાન, એવા જિનેશ્વરોના મતને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ૩

કુંદિંદુગોખખીરતુસારવન્ના, સરોજહત્થા કમલે નિસન્ના; વાએસિરી પુત્થયવગ્ગહ-

### ત્થા, સુહાય સા અગ્હ સયા પસત્થા ॥ ૪ ॥

અર્થ—મચકુંદનાં ફુલ, ચંદ્રમા, ગાયનું દૂધ (અને) હિમ એ (ચાર)ના વર્ણ જેવો રંગ છે જેનો, હાથમાં કમલવાળી, કમલને વિષે બેઠેલી, પુસ્તકનો સમૂહ જેના હાથમાં છે એવી, અથવા પુસ્તકવડે ભરેલ છે હાથ જેનો એવી તથા ઉત્તમ, એવી તે શ્રુતદેવી, નિરંતર અમને સુખને અર્થે થાઓ. ૪ ઇતિસ્તુતિ.

—❧—

## ૨૧ ॥ અથ સંસારદાવાની સ્તુતિ[1] ॥

### શબ્દાર્થ.

દાવાનલ—દાવાગ્નિના.
નીરં—પાણી સમાનને.
મૂલી—મૂળને.
સમીરં—પવન સમાનને.
રસા—પૃથ્વીને.
સાર—તીક્ષ્ણ.
નમામિ—હું નમું છું.
ગિરિસાર—મેરૂપર્વત જેવા.
ભાવ-ભાવપૂર્વક.
સુર—દેવ.
માનવ—મનુષ્યના.
ચૂલા—મુકુટને વિષે રહેલા.
દાહ—તાપને (ઓલવવામાં)
સંમોહ—મોહરૂપી.
હરણે—દૂર કરવામાં.
માયા—માયા—કપટરૂપી.
દારણ—ખોદવામાં.
સીરમ—હળ સમાનને.
વીરં—શ્રી વીર ભગવાનને.
ધીરમ—ધીરને.
અવનામ—નમસ્કાર કરનારા.
દાનવ—દાનવ.
ઇન—સ્વામીઓના.
વિલોલ—ચપળ.

---

૧ આ સ્તુતિ શ્રી હરિભદ્રસૂરિએ રચી છે, તે સમ સંસ્કૃત ભાષામાં છે.

કમલ–કમળોની.
મહિતાનિ–પૂજાએલા.
અભિનત–ભક્ત.
સમીહિતાનિ–વાંછિતો જેણે.
નમામિ–હું નમસ્કાર કરૂં છું.
પદાનિ–ચરણોને.
બોધાગાધં–જ્ઞાનથી ગંભીર.
પદવી–રચનારૂપ.
અભિરામં–મનોહર.
અવિરલ–આંતરા રહિત.
સંગમ–મળવાથી.
દેહમ્–સ્વરૂપવાળા.
વેલં–વેલવાળા.
ગમ–પાઠરૂપ.
સંકુલં–ભરપૂર.
સારં–પ્રધાન.
જલનિધિં–સમુદ્રને.
સાધુ–સારી રીતે.
આવલિ–શ્રેણિથી,
સંપૂરિત–સારી રીતે પૂરેલા છે.
લોક–લોકોના.
કામં–અત્યંત.
જિનરાજ–જિનેશ્વર ભગવંતના.
તાનિ–તે.
સુપદ–સારાં પદોની.
નીરપૂર–જળના પૂરવડે.
જીવાહિંસા–જીવોની અહિંસારૂપ.
લહરી–તરંગોના.
અગાહ–અગાધ.
ચૂલા–સિદ્ધાંતોની ચૂલિકારૂપ.
ગુરૂ–મોટા.
મણી–રત્નોથી.
દૂર પારં–દૂર છે કાંઠો જેનો.
વીરાગમ–વીર ભગવાનના આગમરૂપ.
સાદરં–આદર સહિત.
સેવે–હું સેવું છું.

---

## ઈંદ્રવજ્રા છંદ.

સંસારદાવાનલ-દાહનીરં, સંમોહધૂલીહ-
રણે સમીરં ॥ માયા-રસા-દારણ-સાર-સીરં,
નમામિ વીરં ગિરિસાર-ધીરમ્ ॥ ૧ ॥

અર્થ—સંસાર રૂપી દાવાનળના તાપને ઓલવવાને પાણી-સમાન, અજ્ઞાનરૂપ ધૂળને હરણ કરવાને પવન સમાન, કપટરૂપી પૃથ્વીને ખોદવાને તીક્ષ્ણ હળ સમાન અને મેરૂ પર્વતની જેવા ધૈર્યતાવાળા એવા વીરપ્રભુને હું નમસ્કાર કરૂં છું. ૧

વસંતતિલકા વૃત્તમ્.

ભાવાવનામ-સુરદાનવમાનવેન,—
ચૂલાવિલોલકમલાવલિમાલિતાનિ ॥
સંપૂરિતાભિનતલોકસમીહિતાનિ,
કામં નમામિ જિનરાજપદાનિ તાનિ ॥૨॥

અર્થ—ભાવપૂર્વક નમસ્કાર કર્યો છે જેણે એવા દેવ, દાનવ અને મનુષ્યના સ્વામી તેના મસ્તકને વિષે રહેલા મુકુટ ઉપરના દેદીપ્યમાન ( ચપળ ) કમળોની શ્રેણિઓવડે જે પૂજાયેલા છે. તથા સમ્યક્ રીતે પૂર્ણ કર્યાં છે નમસ્કાર કરનારા લોકોના મનોવાંછિત જેણે, એવા જિનેશ્વર ભગવાનનાં તે ચરણો પ્રત્યે હું સ્વેચ્છાએ નમસ્કાર કરૂં છું. ૨

મંદાક્રાંતા વૃત્તમ્.

બોધાગાધં સુપદપદવી-નીરપૂરાભિરામં,
જીવાહિંસાવિરલલહરીસંગમાગાહદેહમ્ ॥

# ચૂલાવેલં ગુરૂગમમણીસંકુલં દૂરપારં,
# સારં વીરાગમજલનિધિં સાદરં સાધુ સેવે. ૩

અર્થ—ગંભીર છે જ્ઞાન જેને વિષે તથા સુંદર પદોની રચના રૂપ પાણીના સમૂહે કરી મનોહર, તથા જીવોની રક્ષા રૂપ આંતરારહિત તરંગોના પરસ્પરં મલવા થકી અગાધ છે દેહ સ્વરૂપ જેનું, વળી સિદ્ધાંતોની ચૂલિકારૂપી વેલો છે જેને વિષે તથા મોટા એવા સરખા પાઠરૂપ રત્નોથી ભરેલો અને અત્યંત દૂર છે કાંઠો તે જેનો તથા પ્રધાન, એવા શ્રી વીર પરમાત્માના આગમરૂપ સમુદ્રને આદરસહિત સમ્યક્ પ્રકારે હું સેવું છું. ૩

## શબ્દાર્થ.

**આમૂલ**—મૂળ સુધી.
**ધૂલી**—પરાગના, રજના.
**પરિમલ**—સુગંધને વિ.
**લોલ**—ચપળ.
**માલા**—પંક્તિઓના.
**આરાવસાર**—શબ્દોથી શ્રેષ્ઠ.
**દલ**—પત્રવાળાં.
**અગાર**—ઘરની.
**નિવાસે**—જેનો નિવાસ છે એવી.
**સંભાર**—સમૂહથી.
**વર**—પ્રધાન.
**તાર**—દેદીપ્યમાન.
**અભિરામે**—મનોહર

**આલોલ**—ડોલતું.
**બહુલ**—ઘણાં.
**આલીઢ**—આસક્ત.
**અલિ**—ભમરાઓની.
**ઝંકાર**—ઝંકારના.
**અમલ**—નિર્મલ.
**કમલ**—કમળરૂપ.
**ભૂમિ**—ભૂમિમાં.
**છાયા**—કાંતિના.
**સારે**—સુશોભિત.
**કમલકરે**—કમળ જેના હાથમાં છે.
**હાર**—હારવડે.
**વાણી**—દ્વાદશાંગીરૂપ વાણીના.

ંદોહદેહે–સમૂહ જેના દેહ સ્વરૂપ છે. ભવવિરહ વરં–મોક્ષરૂપ વરદાન.
હિ–આપો. મે–મને.
વિ–હે દેવિ. સારં–પ્રધાન.

---

## સ્રગ્ધરાવૃત્તમ્.

આમૂલાલોલ-ધૂલીબહુલપરિમલાલીઢ-
ાલાલિમાલા,–ઝંકારારાવસારા-મલદલકમ-
ાગારભૂમિ-નિવાસે ! ।। છાયાસંભારસારે !
ારકમલકરે ! તારહારાભિરામે !, વાણીસંદો-
દેહે ! ભવવિરહવરં દેહિ મે દેવિ! સારમ્ ।।૪।।

અર્થ—મૂળસુધી ડોલતું તથા મકરંદના સુગંધી કણીઆની અત્યંત સુગંધને વિષે આસક્ત એવા ચપલ ભમરાઓની શ્રેણિના ગુંજારના શબ્દોએ કરીને શોભતું એવું, વળી નિર્મળ પાંદડાવાળું એવું કમલ તેની ઉપર ભુવનના મધ્યભાગની ભૂમિને વિષે નિવાસ છે જેનો એવી; તથા કાંતિના સમૂહવડે સુશોભિત એવી; તથા સુંદર કમળ છે જેના હાથને વિષે એવી; તથા દેદીપ્યમાન હારે કરી મનોહર એવી દ્વાદશાંગીરૂપ વાણીના સમૂહ રૂપી શરીર છે જેનું એવી; હે શ્રુતદેવિ ! મને પ્રધાન મોક્ષરૂપી વરદાન આપો ! ૪ ઇતિ ।। ૨૧ ।।

ગાથા [૪] પદ [૧૬] સંપદા [૧૬] સર્વ [લઘુ] વર્ણ [૨૫૨]

—⁂—

# ૨૨ ॥ અથ પુખ્ખરવરદી વા શ્રુતસ્તવ[1] સૂત્ર ॥

## શબ્દાર્થ.

**પુખ્ખરવર**–પુષ્કરવર નામના.
**દીવડ્ઢે**–અર્ધ દ્વીપમાં.
**ધાયઇસંડે**–ધાતકી ખંડને વિષે.
**જંબુદીવે**–જંબૂદ્વીપની અંદર.
**એરવય**–ઐરવતક્ષેત્રને વિષે.
**વિદેહે**–મહાવિદેહક્ષેત્રને વિષે.
**ધમ્માઇગરે**–ધર્મની આદિ કર્તાને.
**નમંસામિ**–હું નમસ્કાર કરૂં છું.
**તમ**–અજ્ઞાનરૂપી.
**તિમિર**–અંધકારના.
**પડલ**–સમૂહનો.
**વિદ્ધંસણસ્સ**–નાશ કરનારને.
**સુરગણ**–દેવતાના સમૂહના.
**નર**–મનુષ્યોના.
**ઇંદ**–ઇંદ્રોએ.
**મહિઅસ્સ**–પૂજેલાને.
**સીમાધરસ્સ**–મર્યાદામાં રાખનારાને.
**વંદે**–હું વંદના કરૂં છું.
**પપ્ફોડિય**–તોડી નાંખ્યું છે.
**મોહજાલસ્સ**–મોહ જાળ જેણે.
**જાઇ**–જન્મ.
**જરા**–વૃદ્ધાવસ્થા.
**મરણ**–મૃત્યુ.
**સોગ**–શોકને.
**પણાસણસ્સ**–નાશ કરનારાને.
**કલ્લાણ**–કલ્યાણ.
**પુખ્ખલ**–સંપૂર્ણ.
**વિસાલ**–વિશાળ.
**સુહાવહસ્સ**–મોક્ષ સુખના આપનારા.
**કો**–કોણ.
**દેવ**–દેવતા.
**દાણવ**–દાનવ.
**નર**–મનુષ્યો.
**ઇંદ**–ઇંદ્રોના.

---

૧ આ સૂત્રવડે સિદ્ધાંતની સ્તુતિ કરી છે, **તેથી શ્રુતસ્તવ.** પહેલી ગાથાવડે ભાવ અરિહંતની સ્તુતિ કરી છે અને પાછળની ત્રણ ગાથાવડે શ્રુતની સ્તુતિ કરી છે.

ગણ—સમૂહે.
ધમ્મસ્સ—શ્રુત ધર્મનો.
પમાયં—પ્રમાદ.
સિદ્ધે—સિદ્ધ એવા.
પયઓ—આદર સહિત.
જિણમએ—શ્રીજિનમત (સિદ્ધાંત) ને.
સયા—હમેશાં.
દેવં—વૈમાનિક દેવ.
સુવન્ન—જ્યોતિષી દેવ.
ગણ—સમૂહથી.
અચ્ચિએ—પૂજતએલા.
જત્થ—જેમાં.
જગમિણં—આ જગત.
મચ્ચ—મનુષ્ય.
ધમ્મો—શ્રુત ધર્મ.
સાસઓ—શાશ્વતો.
ઉત્તર—પ્રધાનપણું જેમ હોય તેમ.
સુઅસ્સ—સિદ્ધાંતને આરાધવાનિમિત્તે
અચ્ચિઅસ્સ—પૂજેલા.
ઉવલબ્ભ—પ્રાપ્ત કરીને.
કરે—કરે.
ભો—હે જ્ઞાનવંત લોકો.
ણમો—હું નમસ્કાર કરૂં છું.
નંદી—વૃદ્ધિ થાઓ.
સંજમે—ચારિત્ર ધર્મને વિષે.
નાગ—ભવનપતિ દેવ.
કિન્નર—વ્યંતર દેવતાના.
સબ્ભૂઅભાવ—સત્ય ભાવે કરીને.
લોગો—ત્રણ કાળ સંબંધી જ્ઞાન.
પઇટ્ઠિઓ—રહેલ છે.
તેલુક્ક—ત્રણ લોક.
અસુરં—ભવનપતિ.
વડ્ઢઉ—વૃદ્ધિ પામો.
વિજયઓ—વિશેષ જયવંત છે.
વડ્ઢઉ—વૃદ્ધિ પામો.
ભગવઓ—પવિત્ર.

---

## આર્યા ગીત

પુખ્ખરવરદીવડ્ઢે, ધાયઇસંડે અ જંબુ-
દીવે અ ॥ ભરહેરવયવિદેહે, ધમ્માઇગરે ન-
મંસામિ. ॥ ૧ ॥

અર્થ—પુષ્કરવર નામના દ્વીપના અર્ધ ભાગમાં, ઘાતકી-ખંડમાં તથા જંબૂદ્વીપમાં ( રહેલા ) પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ મધ્યેના ધર્મની આદિના કરનારને હું નમસ્કાર કરૂં છું. ૧

તમતિમિરપડલવિદ્ધંસ,-સણુસ્સ સુરગ-ણુનરિંદમહિઅસ્સ; સીમાધરસ્સ વંદે, પપ્ફો-ડિઅ-મોહજાલસ્સ ॥ ૨ ॥

અર્થ—અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર તથા દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત વળી ( આત્માને ) મર્યાદામાં રાખનાર અને મોહરૂપી જાળને ત્રોડી નાંખનાર એવા ( સિદ્ધાંતને ) હું વાંદું છું. ૨

વસંતતિલકા.

જાઇજરામરણુસોગપણુાસણુસ્સ,
કલ્લાણુપુખ્ખલવિસાલસુહાવહસ્સ ॥
કો દેવદાણુવનરિંદગણુચ્ચિઅસ્સ,
ધમ્મસ્સ સાર—મુવલબ્ભ કરે પમાયં ॥૩॥

અર્થ—જન્મ, જરા, મૃત્યુ અને શોકનો અતિશયે કરીને નાશ કરનાર, કલ્યાણ અને સંપૂર્ણ વિશાળ એવા મોક્ષના સુખને

આપનાર, દેવ, દાનવ અને મનુષ્યના ઇંદ્રોના સમૂહથી પૂજીત, એવા શ્રુતધર્મનો સાર પામીને કોણ પ્રમાદ કરે ! ૩

શાર્દુલવિક્રીડિત વૃત્તમ્.

સિદ્ધે ભો પયઓ ણમો જિણમએ, નંદી સયા સંજમે, દેવંનાગસુવન્નકિન્નરગણ,-સ્સબ્ભૂઅભાવચ્ચિએ। લોગો જત્થ પઇટ્ઠિઓ જગમિણં, તેલુક્ક-મચ્ચાસુરં, ધમ્મો વડ્ઢઉ સાસઓ વિજયઓ ધમ્મુત્તરં વડ્ઢઉ ॥ ૪ ॥

સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં ॥ વંદણવત્તિઆએ૦ ॥

અર્થ—હે જ્ઞાનવંત લોકો ! ( સર્વનય પ્રમાણથી ) સિદ્ધ એવા જિનમત ( સિદ્ધાંત ) ને હું આદરસહિત નમસ્કાર કરૂં છું. ( તે જિનમતના પ્રસાદથી મને ) ચારિત્ર ધર્મને વિષે નિરંતર વૃદ્ધિ થાઓ. તે ચારિત્રધર્મ વૈમાનિક દેવો, ભવનપતિ દેવો, જ્યોતિષી દેવો અને વ્યંતર દેવોના સમૂહથી સત્ય ભાવે કરીને પૂજાએલો છે. વળી જે જિનમતને વિષે ત્રણકાળનું જ્ઞાન તથા ત્રણ લોક સંબંધી અર્થાત્ મનુષ્ય, ભવનપતિ પ્રમુખ સર્વ દેવતા અને ઉપલક્ષણથી તિર્યંચ અને નારકી એ સર્વ લોકરૂપ આ જ-

गतनुं ज्ञान जेमां प्रतिष्ठ्युं छे एवो सिद्धांतरूप श्रुतधर्म वृद्धि पामो ! ते श्रुतधर्म शास्वतो तथा विजयवंत छे. ते श्रुतधर्म चारित्रधर्मनुं प्रधानपणुं थाय तेम वृद्धि पामो ! ४ ( हे भगवंत ! ) ते पवित्र श्रुतधर्मने आराधवा हुं काउस्सग्ग करूं छुं.

पद (१६) संपदा (१६) गाथा (४) गुरु (३४) लघु (१८२) सर्ववर्ण (२१६)

इति श्रुतस्तव सूत्र. २२



# २३ ॥ सिद्धाणंबुद्धाणं वा सिद्धस्तव[1] सूत्र ॥

## शब्दार्थ.

सिद्धाणं–सिद्धोने. बुद्धाणं–बुद्धोने.
पारगयाणं–संसार समुद्रना पारने पामेलाने. परंपरगयाणं–गुणस्थानकना क्रमे चढी मोक्षे पहोंचेलाने.
लोअग्गं–लोकना अग्र भागने. उवगयाणं–पामेलाने.

१ आ सूत्रवडे सिद्ध भगवंतोनी स्तुति करेल छे तेथी सिद्धस्तव. पहेली गाथावडे सकळ सिद्धोने, बीजी अने त्रीजी गाथावडे तीर्थाधिप शासननायक वीरजिनने, चोथी गाथावडे गिरिनार पर्वत उपर रहेला नेमिनाथने अने पांचमी गाथावडे श्री अष्टापदादि तीर्थने जुदी जुदी रीते वंदना करेल छे, ते जाणवानी इच्छावाळाओए चैत्यवंदन भाष्यनो अर्थ जोवो.

| | |
|---|---|
| નમો—નમસ્કાર કરૂં છું. | સયા—હમેશાં. |
| સંવ્વસિદ્ધાણું—સર્વ સિદ્ધોને. | જે—જે. |
| દેવાણવિ—દેવોના પણ. | દેવો—દેવ છે. |
| જં—જેને. | દેવા—દેવતાઓ. |
| પંજલી—બે હાથ જોડીને. | નમંસંતિ—નમસ્કાર કરે છે. |
| તં—તે. | દેવદેવ—દેવના દેવ–ઇંદ્રોએ. |
| મહિઅં—પૂજેલા. | સિરસા—મસ્તકવડે. |
| વંદે—હું વંદના કરૂં છું. | મહાવીરં—મહાવીરસ્વામીને. |
| ઇક્કોવિ—એક પણ. | નમુક્કારો—નમસ્કાર. |
| જિણવર—જિનવરમાં. | વસહસ્સ—શ્રેષ્ઠ એવા. |
| વદ્ધમાણસ્સ—વર્દ્ધમાન સ્વામીને. | સંસાર—સંસારરૂપ. |
| સાગરાઓ—સમુદ્રથી. | તારેઇ—તારે છે. |
| નરં—પુરૂષને. | નારિં વા—અથવા સ્ત્રીને. |
| ઉજ્જિંતસેલ—ગિરિનાર પર્વતના. | સિહરે—શિખર ઉપર. |
| દિખ્ખા—દીક્ષા કલ્યાણક. | નાણં—કેવળજ્ઞાન કલ્યાણક. |
| નિસીહિઆ—મોક્ષ કલ્યાણક. | જસ્સ—જેનાં થયાં છે. |
| ધમ્મચક્કવટ્ટિં—ધર્મના ચક્રવર્તી એવા. | અરિટ્ઠનેમિં—અરિષ્ટ નેમિને. |
| નમંસામિ—હું નમસ્કાર કરૂં છું. | ચત્તારિ—ચાર. |
| અટ્ઠ—આઠ. | દસ—દશ. |
| દો—બે. | વંદિઆ—વંદાએલા છે. |
| જિણવરા—જિનવરો. | ચઉવ્વીસં—ચોવીશ. |
| પરમટ્ઠ—પરમાર્થથી. | નિટ્ઠિઅટ્ઠા—કૃતાર્થ થયા છે. |
| સિદ્ધા—સિદ્ધ થયા છે. | સિદ્ધિં—સિદ્ધિને. |
| મમ—મને. | દિસંતુ—આપો. |

[1]સિદ્ધાણં બુદ્ધાણં, પારગયાણં પરં-
પરગયાણં ॥ લોઅગ્ગ-મુવગયાણં, નમો
સયા સવ્વસિદ્ધાણં ॥ ૧ ॥

અર્થ—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રના પાર પામેલાને, ગુણસ્થાનકના ક્રમે ચડી મોક્ષે પહોંચેલાને, લોકના અગ્રભાગને પામેલાને, એવા સર્વ સિદ્ધોને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ૧

જો દેવાણુવિ દેવો, જં દેવા પંજલી ન-
મંસંતિ ॥ તં દેવદેવમહિઅં, સિરસા વંદે
મહાવીરં ॥ ૨ ॥

અર્થ—જે દેવોના પણ દેવ છે, જેને દેવતાઓ હાથ જોડીને નમસ્કાર કરે છે, વળી દેવોના દેવ (ઇંદ્ર) થી જે પૂજાયેલા છે તે મહાવીર સ્વામીને મસ્તક કરીને હું વાંદું છું. ૨

ઇક્કોવિ નમુક્કારો, જિણવરવસહસ્સ
વદ્ધમાણસ્સ ॥ સંસારસાગરાઓ, તારેઇ
નરં વ નારિં વા ॥ ૩ ॥

અર્થ—એક પણ નમસ્કાર, જિનવરમાં વૃષભ સમાન (શ્રેષ્ઠ)

---

[1] ચતુર્થી સ્થાને ષષ્ઠી પ્રાકૃતત્વાત્.

એવા વર્દ્ધમાન સ્વામીને ( કરવામાં આવ્યો હોય તે ) સંસાર સમુદ્રથી પુરૂષ વળી સ્ત્રી વા કૃત્રિમ નપુંસકને પણ તારે છે. ૩

**ઉજ્જિંતસેલસિહરે, દિખ્ખા નાણું નિસીહિઆ જસ્સ ॥ તં ધમ્મચક્કવટ્ટિં, અરિટ્ઠનેમિં નમંસામિ ॥ ૪ ॥**

અર્થ—ગિરિનાર પર્વતના શિખર ઉપર જેનાં દીક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણક થયાં છે, તે ધર્મ ચક્રવર્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરૂં છું. ૪

**ચત્તારિ અટ્ઠ દસ દો, ય વંદિયા જિણવરા ચઉવ્વીસં ॥ પરમટ્ઠનિટ્ઠિઅટ્ઠા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૫ ॥**

અર્થ—ચાર, આઠ, દશ અને બે એવા ચોવીશ જિનવરો જે ( ઇંદ્રાદિથી ) વંદાયેલા છે, વળી પરમાર્થથી જેઓ કૃતકૃત્ય થયા છે, જેઓ સિદ્ધ થયા છે, તે મને મોક્ષ આપો ! ૫

પદ (૨૮) સંપદા (૨૦) ગાથા (૫) ગુરૂ (૨૫) લઘુ (૧૫૧) સર્વવર્ણ (૧૭૬).

ઇતિ સિદ્ધસ્તવ સૂત્ર. ૨૨



## ૨૪ ॥ અથ. વેયાવચ્ચગરાણં સૂત્ર. ॥

**વેયાવચ્ચ**—વૈયાવચ્ચના. **ગરાણં**—કરનાર.
**સંતિગરાણં**—શાંતિના કરનાર. **સમ્મદ્દિટ્ઠિ**—સમ્યગ્દષ્ટિ જીવોને.[1]
**સમાહિગરાણં**—સમાધિના કરનાર ( દેવોને આશ્રીને )

---

**વેયાવચ્ચગરાણં, સંતિગરાણં, સમ્મદ્દિટ્ઠિ-સમાહિગરાણં ॥ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ ॥**

**અર્થ**—શ્રી જિનશાસનની વૈયાવચ્ચના કરનાર, શાંતિના કરનાર અને સમ્યગ્દષ્ટિ જીવોને સમાધિના કરનાર દેવોને આશ્રીને; હું કાઉસ્સગ્ગ કરૂં છું. ઇતિ.

---

## ૨૫ ॥ અથ. ભગવાનાદિ વંદન ॥

**[1]ભગવાનૂહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વસાધુહં.**

**અર્થ**—ધર્માચાર્યને, આચાર્યને, ઉપાધ્યાયને, સર્વ સાધુને નમું છું.

---

૧ અહીં સર્વત્ર હં કહેલ છે તે પંચમી વિભક્તિનો નિપાત છે.



## ૨૬ ॥ દેવસિઅ પડિક્કમણે ઠાઉં સૂત્ર ॥

### શબ્દાર્થ.

સવ્વસ્સવિ—સર્વ પણ. દેવસિઅ—દિવસ સંબંધી.
દુચ્ચિંતિઅ—દુષ્ટ ચિંતવન કરવાથી. દુબ્ભાસિય—દુષ્ટ ભાષણ કરવાથી
દુચ્ચિટ્ઠિઅ—દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવાથી.

---

સવ્વસ્સવિ, દેવસિઅ, દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, મિચ્છામિ દુક્કડં ॥

અર્થ—સર્વે પણ દિવસ સંબંધી અતિચાર, દુષ્ટ ચિંતવન કરવા થકી, દુષ્ટ ભાષણ કરવા થકી, દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવા થકી, લાગ્યા હોય, તે મારૂં પાપ મિથ્યા થાઓ!

---

## ૨૭ ॥ અથ ઇચ્છામિ ઠામિ સૂત્ર ॥

### શબ્દાર્થ.

ઇચ્છામિ—ઇચ્છું છું. ઠામિ—કરૂં છું.
જો—જે. દેવસિઓ—દિવસ સંબંધી.
અઇઆરો—અતિચાર. કઓ—કર્યો હોય.
કાઇઓ—કાયા સંબંધી. વાઇઓ—વચન સંબંધી.
માણસિઓ—મન સંબંધી. ઉસ્સુત્તો—જિનાગમ વિરૂદ્ધ બોલવાથી.
ઉમ્મગ્ગો—ઉન્માર્ગને સેવવાથી. અકપ્પો—અકલ્પપણાથી ઉત્પન્ન થયેલ.

અકરણિજ્જો—નહિ કરવા યોગ્ય કરવાથી.
અણાયારો—અનાચારથી.
અસાવગપાઉગ્ગો—શ્રાવકને જે ઉચિત નથી તે કરવાથી.
દંસણે—દર્શનને વિષે.
સુઅ—શ્રુત—સિદ્ધાંતને વિષે.
સામાઇએ—સામાયિકને વિષે.
ગુત્તીણં—ગુપ્તિને વિષે
કસાયાણં—કષાયે કરી.
અણુવ્વયાણં—અણુવ્રત મધ્યેથી.
ગુણવ્વયાણં—ગુણવ્રત મધ્યેથી.
સિક્ખાવયાણં—શિક્ષાવ્રત મધ્યેથી.
સાવગધમ્મસ્સ—શ્રાવકધર્મ માંહેથી.
જં—જે.
જં—જે.
દુજ્ઝાઓ—દુર્ધ્યાન ધ્યાવાથી.
દુવ્વિચિંતિઓ—દુષ્ટ ચિંતન કરવાથી.
અણિચ્છિઅવ્વો—જે ઈચ્છવા યોગ્ય નથી તેથી.
નાણે—જ્ઞાનને વિષે.
ચરિત્તાચરિત્તે—દેશવિરતીરૂપ શ્રાવક ધર્મને વિષે.
તિણ્હં—ત્રણ.
ચઉણ્હં—ચાર.
પંચણ્હં—પાંચ.
તિણ્હં—ત્રણ.
ચઉણ્હં—ચાર.
બારસવિહસ્સ—બાર પ્રકારનાં વ્રતરૂપ.
ખંડિઅં—દેશથકી ભાંગ્યું હોય.
વિરાહિઅં—સર્વથકી વિરાધ્યું હોય.

---

## ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં.

અર્થ—હું ઈચ્છું છું; કાઉસ્સગ્ગ કરૂં છું.

## જો મે દેવસિઓ, અઇઆરો કઓ કાઇઓ વાઇઓ માણસિઓ,

અર્થ—જે મેં દિવસ સંબંધી અતિચાર કર્યા હોય, જેમકે—કાયાસંબંધી, વચન સંબંધી, મન સંબંધી,

## ઉસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો અકરણિ-જ્જો, દુજ્ઝાઓ દુવ્વિચિંતિઓ અણાયારો અણિચ્છિઅવ્વો અસાવગપાઉગ્ગો.

અર્થ—જિનાગમથી વિરૂદ્ધ બોલવાથી ઉન્માર્ગને સેવવાથી ઉત્પન્ન થયો જે અકલ્પ્ય અર્થાત્ ચરણ વ્યાપારથી રહિત–તે અકલ્પ્યપણાથી ઉત્પન્ન થયો જે અકરણિય–નહિ કરવા યોગ્ય તે કરવે કરીને.

( ઉપરના અતિચાર કાયા અને વચન સંબંધી કહ્યા.
હવે મન સંબંધી અતિચારનું સ્વરૂપ કહે છે. )

દુર્ધ્યાન ધ્યાવવાથી ( અને તેથીજ ) દુષ્ટચિંતવન કરવાવડે કરીને અનાચાર ( જેથી વ્રતાદિકનો સર્વથા ભંગ થાય, ) તેથી જે કે ઇચ્છવા યોગ્ય નથી અને શ્રાવકને ઉચિત નથી; તેવું અનુચિત કરવાથી થયેલા અતિચાર–

શાને વિષે લગાડ્યા હોય તે કહે છે.—

## નાણે દંસણે ચરિત્તાચરિત્તે સુએ સામાઇએ તિણ્હં ગુત્તીણં

અર્થ—જ્ઞાનનેવિષે, દર્શનને વિષે, દેશવિરતિરૂપ શ્રાવક ધર્મને વિષે, શ્રુત-સિદ્ધાંતને વિષે, સામાયિકને વિષે, ત્રણ ગુપ્તિને વિષે,

## ચઉણ્હં કસાયાણં પંચણ્હ-મણુવ્વયાણં તિણ્હં ગુણવ્વયાણં ચઉણ્હ સિખ્ખાવયાણં બારસવિહસ્સ સાવગધમ્મસ્સ જં ખંડિઅં જં વિરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

અર્થ—ચાર કષાયે કરી, પાંચ અણુવ્રત મધ્યેથી, ત્રણ ગુણ-વ્રત મધ્યેથી અને ચાર શિક્ષાવ્રતમધ્યેથી ( અર્થાત્ ) બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવકધર્મ તે માંહેથી જે દેશ થકી ખંડ્યું હોય તથા જે સર્વ થકી વિરાધ્યું હોય, તે મારૂં પાપ નિષ્ફલ થાઓ.

ગુરૂ (૨૯) લઘુ (૧૩૮) સર્વવર્ણ (૧૬૭)

ઇતિ ઇચ્છામિઠામિ સૂત્ર. ૨૭



## ૨૮ ॥ અથ અતિચારની[1] આઠ ગાથા ॥

### શબ્દાર્થ.

નાણંમિ—જ્ઞાનને વિષે. દંસણંમિ—દર્શનને વિષે.
ચરણંમિ—ચારિત્રને વિષે. તવંમિ—તપને વિષે.

---

૧ આ સૂત્રવડે દિવસ સંબંધી મન વચન કાયાવડે શ્રાવક ધર્મને વિષે કરેલા પાપની આલોચના થાય છે, માટે બોલતી વખત ઉપયોગ રાખીને પોતે આખા દિવસમાં જે જે પાપાચરણ સેવ્યાં હોય તે તે યાદ લાવીને શુદ્ધ અંતઃકરણથી પશ્ચાત્તાપ કરવો.

**તહ ય**–તેમજ.
**આયરણું**–જે આચરણ.
**ઇઅ**–એવી રીતે.
**પંચહા**–પાંચ પ્રકારનો.
**કાલે**–જે કાળે ભણવાની આજ્ઞા હોય તે કાળે ભણવું, તે કાળ આચાર.
**ઉવહાણે**–સૂત્રો ભણવાને તપ વિશેષ કરવો તે ઉપધાન આચાર.
**અનિણ્હવણે**–ભણાવનાર ગુરૂને ન ઓળવવા તે અનિહ્નવણ આચાર.
**તદુભએ**–સૂત્ર અર્થ બંને શુદ્ધ ભણવાં તે તદુભય આચાર.
**નાણમાયારો**–જ્ઞાનાચાર કહેલો છે.
**નિક્કંખિઅ**–જિનમત વિના અન્ય મતની ઇચ્છા ન કરવી.
**અમૂઢદિઠ્ઠીય**–મિથ્યાત્વીના ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવું.
**થિરીકરણે**–જિન ધર્મ પામેલાને તેમાં સ્થિર કરવા.
**અટ્ઠ**–આ આઠ લક્ષણો દર્શનાચારનાંછે
**પણિહાણજોગ**–સાવધાનપણે મન, વચન, કાયાના યોગથી.
**સમિઇહિં**–સમિતિવડે.
**ગુત્તીહિં**–ગુપ્તિવડે
**વિરિયંમિ**–વીર્યને વિષે.
**આયારો**–તે આચાર કહેવાય છે.
**એસો**–એ આચાર.
**ભણિઓ**–કહેલો છે.
**વિણએ**–જ્ઞાનીનો વિનય કરવો, તે વિનય આચાર.
**બહુમાણે**–જ્ઞાની ઉપર અંતરંગ પ્રેમ કરવો તે બહુમાન આચાર.
**તહ**–તથા.
**વંજણ**–સૂત્રના અક્ષરનો શુદ્ધ ઉચ્ચાર કરવો તે વ્યંજનાચાર.
**અત્થ**–સૂત્રનો અર્થ બરોબર કરવો તે અર્થ આચાર.
**અટ્ઠવિહો**–આઠ પ્રકારનો.
**નિસ્સંકિઅ**–વીતરાગના વચનમાં શંકા ન કરવી.
**નિવ્વિતિગિચ્છા**–દુગંછા ન કરવી.
**ઉવવૂહ**–સમકિતધારીના અલ્પ ગુણની પણ પ્રશંસા કરવી.
**વચ્છલ્લ**–સાધર્મિ વાત્સલ્ય કરવું.
**પભાવણે**–જૈન શાસનની પ્રભાવના કરવી.
**જુત્તો**–યુક્ત એવો.
**પંચહિં**–પાંચ.
**તીહિં**–ત્રણ.
**એસ**–એ.

ચરિત્તાયારો—ચારિત્રાચાર. અટ્ઠવિહો—આઠ પ્રકારનો.
હોઈ—છે. નાયવ્વો—જાણવા યોગ્ય.

**નાણંમિ દંસણંમિ અ, ચરણંમિ તવંમિ તહ ય વિરિયંમિ ॥ આયરણં આયારો, ઇઅ એસો પંચહા ભણિઓ ॥ ૧ ॥**

અર્થ—જ્ઞાનને વિષે, દર્શનને વિષે, ચારિત્રને વિષે, તપને વિષે તેમજ વીર્યને વિષે જે આચરણ તે આચાર કહેવાય. એ પાંચ પ્રકારે આચાર આ પ્રમાણે કહ્યા છે. ૧

**કાલે વિણએ બહુમાણે, ઉવહાણે તહ અનિણ્હવણે ॥ વંજણ-અત્થ-તદુભએ, અટ્ઠવિહો [1]નાણમાયારો ॥ ૨ ॥**

અર્થ—જે કાળે જે ભણવાની આજ્ઞા હોય તે કાળે તે ભણવું તે કાળ આચાર; જ્ઞાનીના વિનય, વંદન પ્રમુખ સાચવવાં તે વિનય આચાર; જ્ઞાની ઉપર અંતરંગ પ્રેમ તે બહુમાન; સૂત્રો ભણવા તપ વિશેષ કરવો તે ઉપધાન; તેમજ ભણાવનાર ગુરુને ન ઓળવવો તે અનિણ્હવણ; સૂત્રના અક્ષરનો શુદ્ધ ઉચ્ચાર કરવો તે વ્યંજન; સાચો અર્થ કરવો તે અર્થ; તથા બંને શુદ્ધ ભણવા તે તદુભય; એ આઠ પ્રકારે જ્ઞાનાચાર કહ્યા છે.

---

૧ સપ્તમિસ્થાને દ્વિતીયા.

નિસ્સંકિઅ નિક્કંખિઅ, નિવ્વિતિગિચ્છા અમૂઢદિટ્ઠી અ ॥ ઉવવૂહ થિરીકરણે, વચ્છલ્લ પભાવણે અટ્ઠ ॥ ૩ ॥

અર્થ--વીતરાગના વચનમાં શંકા ન કરવી તે નિઃશંકિત; જિનમતવિના અન્યમતની ઇચ્છા ન કરવી તે નિઃકાંક્ષિત; સાધુ સાધ્વીના મલિન વસ્ત્ર, ગાત્ર દેખી દુગંછા ન કરવી તે નિર્વિતિગિચ્છા અથવા ધર્મના ફલમાં સંદેહ ન આણુવો તે નિવિતિગિચ્છા; મિથ્યાત્વીના કષ્ટ, મંત્ર, ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવું તે અમૂઢદ્રષ્ટિ; સમકિતધારીના અલ્પ ગુણની પણ શુદ્ધ મનથી પ્રશંસા કરવી તે ઉપબૃંહક; જિન ધર્મમાં જોડવા તથા તે પામેલાને સ્થિર કરવા તે સ્થિરીકરણ; સાધર્મી બંધુનું અનેક પ્રકારે હિતચિંતવન તે વાત્સલ્ય; અને અન્યદર્શની પણ જૈનશાસનની અનુમોદના કરે તેવા કાર્ય કરવાં તે પ્રભાવના; આ આઠ લક્ષણો દર્શનાચારનાં જાણવા. ૩

પણિહાણજોગજુત્તો, પંચહિઁ સમિઈહિં તીહિઁ ગુત્તીહિં ॥ એસ ચરિત્તાયારો, અટ્ઠવિહો હોઈ નાયવ્વો ॥ ૪ ॥

અર્થ—પ્રણિધાન યોગ અર્થાત્ એકાગ્ર સાવધાનપણે કરી મન, વચન, કાયાના સર્વ યોગ, ચારિત્ર પાળવાને વિષે યુક્ત,

**એવો ચારિત્રાચાર તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ કરી આઠ પ્રકારનો છે એમ જાણવો. ૪**

**બારસવિહંમિવિ**–બાર પ્રકારનાપણ.
**તવે**–તપને વિષે.
**સબ્ભિંતર**–૭ પ્રકારે અભ્યંતર.
**બાહિરે**–૭ પ્રકારે બાહ્ય.
**કુસલદિટ્ઠે**–કુશળ પુરૂષ–તીર્થંકરોએ ઉપદેશેલા
**અગિલાઈ**–દુર્ગંછા ભાવે રહિત.
**અણાજીવી**–આજીવિકા દોષ રહિત.
**નાયવ્વો**–જાણવો.
**સો**–તે.
**તવાયારો**–તપ આચાર.
**અણસણ**–ચાર પ્રકારના આહારનો ત્યાગ તે અનશન.
**ઊણોઅરિયા**–પાંચ સાત કોળીયા ઓછા ખાવા અથવા ઓછા વસ્ત્ર પાત્ર રાખવાં તે ઉણોદરી
**વિત્તીસંખેવણં**–દ્રવ્ય વિગેરેનો સંક્ષેપ કરવો તે વૃત્તિસંક્ષેપ.
**રસચ્ચાઓ**–વિગય પ્રમુખ રસનો થોડો વા અધિક ત્યાગ તે રસત્યાગ
**કાયકિલેસો**–કાયાને કષ્ટ આપવા લોચ કરાવવો તે કાયક્લેશ.
**સંલીણયા**–વિષયાદિકની ઉદીરણા કરવી નહિ, તેમજ અંગોપાંગ સંકોચી રાખવાં તે સંલીનતા.
**બજ્ઝો**–બાહ્ય.
**તવો**–તપ.
**પાયચ્છિત્તં**–લાગેલા દોષનો ગુરૂ પાસે પ્રકાશ કરી તેના નિવારણને અર્થે ગુરૂ જે આલોયણ આપે તે કરવું તે પ્રાયશ્ચિત્ત તપ.
**વિણઓ**–જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે વિનય તપ.
**વેયાવચ્ચં**–ગુરૂ પ્રમુખની આહાર વગેરેથી ભક્તિ કરવી તે વૈયાવચ્ચ તપ
**તહેવ**–તેમજ.
**સજ્ઝાઓ**–વાંચના, પૃચ્છના પ્રમુખ પાંચ પ્રકારથી અભ્યાસ કરવો તે સ્વાધ્યાય તપ.
**ઝાણં**–આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન નિવારી ધર્મ તથા શુકલ ધ્યાનમાં પ્રવર્તવું તે ધ્યાન.
**ઉસ્સગ્ગો**–કર્મ ક્ષય અર્થે કાયાને વોસરાવવી તે કાયોત્સર્ગ તપ.
**વિઅ**–નિશ્ચે.
**અબ્ભિંતરઓ**–અભ્યંતર.
**તવો**–તપ.
**અભિણૂહિઅ**–પ્રકટ છે.

બલવિરિઆ-બળવીર્ય જેવું. પરક્કમઈ-પરાક્રમ કરે છે.
જો-જે. જહુત્તમ-તીર્થંકર દેવે જેમ કહ્યું છે તેમ.
આઉત્તો-સાવધાન થઇને. જુંજઈ-પ્રવર્તે.
જહાથામં-પોતાની શક્તિને અનુસારે વીરિઆયારો-વીર્યાચાર.

---

## બારસવિહંમિવિ તવે, સબ્ભિંતરબાહિરે કુસલદિટ્ઠે ॥ અગિલાઇ અણાજીવી, નાયવ્વો સો તવાયારો ॥ ૫ ॥

અર્થ—બાર પ્રકારના તપને વિષે પણ તે તપ આચાર (નિશ્ચયથી) જાણવો. તે તપ આચાર દુગંછા ભાવ રહિતપણે તથા હું તપ કરૂં તો મારી આજીવિકા ચાલે એવા દોષ રહિત (તે બાર પ્રકારનો તપ), છ અભ્યંતર અને છ બાહ્ય એમ બાર પ્રકારથી, તીર્થંકરોએ ઉપદિશ્યો છે. ૫

## અણસણમૂણોઅરિઆ, વિત્તીસંખેવણં રસચ્ચાઓ ॥ કાયકિલેસો સંલી,-ણયા ય બજ્ઝો તવો હોઈ ॥ ૬ ॥

અર્થ—ચારે પ્રકારના આહારનો અલ્પ વા બહુ કાળ સુધી ત્યાગ તે અનશન; વસ્ત્ર પાત્ર ઓછા રાખવા વા પાંચ સાત કોળીઆ ઓછા જમવા તે ઉણોદરિ; દ્રવ્યાદિનો સંક્ષેપ તે વૃત્તિ સંક્ષેપ; વિગય પ્રમુખ રસનો (રસ લોલુપતાનો) થોડો વા અધિક ત્યાગ તે રસત્યાગ; કાયાને કષ્ટ પ્રમુખ આપવા-લોચ કરા-

વવા ઇત્યાદિ તે કાયક્લેશ; વિષયાદિ ઉદીરવા નહીં તેમજ અંગોપાંગ સંકોચી રાખવાં તે સંલીનતા; એ છ પ્રકારે બાહ્ય તપ છે. ૬

પાયચ્છિત્તં વિણુઓ, વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ ॥ ઝાણું ઉસ્સગ્ગોવિ અ, અબ્ભિંતરઓ તવો હોઇ ॥ ૭ ॥

અર્થ—લાગેલા દોષનો ગુરૂ પાસે પ્રકાશ કરી તેના નિવારણાર્થે ગુરૂ જે આલોયણ આપે તે કરવું તે પ્રાયશ્ચિત્ત; જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે વિનય તપ; ગુરૂ પ્રમુખની આહારાદિકથી ભક્તિ કરવી તે વૈયાવચ્ચ; તેમજ વાંચના, પૃચ્છના પ્રમુખ પાંચ પ્રકારથી અભ્યાસ કરવો તે સ્વાધ્યાય; આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન નિવારી, ધર્મ અને શુક્લધ્યાનમાં પ્રવર્તવું તે ધ્યાન; કર્મ ક્ષય અર્થે કાયાને વોસરાવવી તે કાયોત્સર્ગ; નિશ્ચયથી એ છ પ્રકારે અભ્યંતર તપ છે. ૭

અણિગૂહિઅબલવિરિઓ, પરક્કમઇ જો જહુત્તમાઉત્તો ॥ જુંજઇ અ જહાથામં, નાયવ્વો વીરિઆયારો ॥ ૮ ॥

અર્થ—પ્રકટ છે બળ વીર્ય જેનું, વળી જે જેમ શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તેમજ પરાક્રમ કરે છે અર્થાત સર્વ પ્રકારથી

ધર્મને વિષે ઉદ્યમ કરે છે, વળી સાવધાનપણે પોતાની શક્તિને અનુસારે ધર્મકાર્યને વિષે પ્રવર્તે, તે વીર્યાચાર જાણવો.

[1]ઇતિ સૂત્ર ૨૮.

---

## ૨૯ ॥ અથ સુગુરૂવાંદણા.*

### શબ્દાર્થ.

**અણુજાણહ**—મને આજ્ઞા આપો.

**નિસીહિ**—ગુરૂવંદન શિવાય બીજો વ્યાપાર જેણે નિષેધ્યો—

**મિઉગ્ગહં**—મિત અવગ્રહ ( સાડા ત્રણ હાથ પ્રમાણવાળા ક્ષેત્ર ) માં પ્રવેશ કરવાને

---

૧ આ સૂત્રમાં જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચાર એ પાંચ આચારની આચરણાના ભેદ જણાવ્યા છે તે આચરણામાં જે સ્ખલના—પ્રમાદ તે અતિચાર જાણવા. જેટલી આચરણા તેટલાજ તેના અતિચાર હોય તેથી, આચારની ગાથાને અતિચારની ગાથા કહી છે.

* આ સૂત્રવડે આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવીર અને રત્નાધિક એ પાંચ પદસ્થ ગુરૂમહારાજને વંદન કરાય છે તેથી સૂત્રનું નામ સુગુરૂવાંદણા. જ્યારે ગુરૂમહારાજ શાંત ચિત્તે, સન્મુખ આસને બેઠા હોય અને વંદન દેવરાવવામાં ઉજમાળ હોય ત્યારે તેઓની આજ્ઞા માગીને વંદન કરવું. પણ વ્યાક્ષિપ્ત ચિત્ત હોય, અવળા મુખે બેઠા હોય, આહાર નિહાર કરતા હોય અગર કરવાને ઇચ્છતા હોય, ત્યારે વંદન કરવું નહિ. કેમકે તેથી તેમનો અનાદર અને આશાતના થાય છે. એ વાત લક્ષ્યમાં રાખવી. પ્રતિક્રમણ કરતાં, વાચના લેતાં, કાઉસ્સગ્ગ કરતાં, અપરાધ ખમાવતાં, પ્રાહુણા સાધુજી આવે ત્યારે, આલોચના લેતાં, પચ્ચખ્ખાણ કરતાં અને અંતસમય અનશન આદરતાં વંદન અવશ્ય કરવું જોઇએ.

છે, એવો શિષ્ય. | અહોકાયં-અધ:કાયરૂપ આપના ચરણને
કાયસંફાસં-શરીરે કરીને સ્પર્શ | ખમણિજ્જો-ખમજો.
કરવાને આજ્ઞા આપો. | ભે-હે ભગવંત! (તમોને)

---

મસ્તક નમાવવાવડે વંદન થાય તે ફીટ્ટાવંદન, બે ખમાસમણ દેવાવડે વંદન થાય તે થોભવંદન અને બે વાંદણા દેવાવડે દ્વાદશાવર્ત્તવંદન થાય છે. એ ત્રણ વંદનના અનુક્રમે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ ભેદ થાય છે.

આ વાંદણાં દેતાં પચ્ચીશ આવશ્યક સાચવવાં જોઇએ તે ન સાચવે તો વંદન કરનાર પણ નિર્જરા ફળ પામે નહિ. તે આવશ્યક આ પ્રમાણે-

'ઇચ્છામિ ખમાસમણો' પ્રમુખ 'અણુજાણહ' પર્યંત બોલતાં પોતાનું અર્ધું શરીર નમાડી દેવામાં આવે તે પ્રથમ અવનત અને ફરી બીજીવાર પણ તેમજ કરતાં બીજું અવનત જાણવું. જન્મ થતી વખતે અથવા દીક્ષા યોગ આદરતી વખતે જેવી મુદ્રા હોય તેવી નમ્ર મુદ્રા ( બે હાથ જોડી લલાટે લગાડવા રૂપ ) વંદન કરતી વખતે ધારણ કરવી તે યથાજાત જાણવું. 'અહો કાયં, કાય' રૂપ ત્રણ અને 'જત્તા ભે, જવણિજ્જં ચ ભે' રૂપ બીજા ત્રણ એમ ૬, એક વખતના વંદનમાં અને તે ૬ બીજી વખતના વંદનમાં મળી ૧૨ આવર્ત (ગુરૂ ચરણે હાથનાં તળાં લગાડી પછી તે પોતાના લલાટે લગાડવા રૂપ ) થાય છે. 'કાય સંફાસં' કહેતાં સ્વમસ્તક ગુરૂચરણે નમાડવું તથા 'ખામેમિ ખમાસમણો' કહેતાં ફરી સ્વમસ્તક નમાડવું, એવી રીતે બીજીવાર વંદન કરતાં બે વખત મસ્તક નમાડવું, એમ સર્વ મળી ચાર વખત શિરનમન થાય છે, મન વચન અને કાયાને અન્ય વ્યાપારથી નિવર્તાવી વંદન કરતી વખતે સારી રીતે ગોપવી રાખવા રૂપ ત્રણ ગુપ્તિ જાણવી. 'અણુજાણહ મે મિઉગ્ગહં' કહી બંને વખત વંદન કરતાં ગુરૂ આજ્ઞા પામીને અવગ્રહમાં પ્રવેશ કરવો તે બે પ્રવેશ જાણવા. અને પ્રથમ વંદન કરતી વખતે 'આવસ્સિઆએ' કહીને અવગ્રહમાંથી બહાર નીકળવું તે એક નિષ્ક્રમણ સમજવું. એવી રીતે દ્વાદશાવર્ત્ત વંદન કરતી વખતે પચ્ચીશ આવશ્યક સાચવવાંજ જોઇએ.

**કિલામો**–કાંઈ ખેદ ઉપજાવ્યો હોય

**બહુસુભેણ**–ઘણા સમાધિ ભાવે કરી

**વઇક્કંતો**–વીત્યો છે ?

**જવણિજ્જં ચ**–ઇંદ્રિય અને નોઇંદ્રિયથી પીડા નહિ પામતું શરીરછે ?

**દેવસિઅં**–દિવસ સંબંધી

**આવસ્સિઆએ**–આવસ્યક ક્રિયા સેવતાં લાગેલા અતિચારથી

**તિત્તીસન્નયરાએ**–તેત્રીશ આશાતના માંહેલી.

**જંકિંચિ**–જે કાંઇ

**મણદુક્કડાએ**–મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને.

**કાયદુક્કડાએ**–શરીર સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને.

**માણાએ**–માનરૂપ આશાતનાએકરીને

**લોહાએ**–લોભરૂપ આશાતનાએકરીને

**સવ્વમિચ્છોવયારાએ**–સર્વ મિથ્યા ઉપચાર ( કુડ કપટ ) રૂપ આશાતનાએ કરીને

**જો**–જે.

**અઇઆરો**–અતિચાર.

**અપ્પકિલંતાણં**–અલ્પ ગ્લાનિવાળા.

**દિવસો**–દિવસ.

**જત્તા**–તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાયરૂપ યાત્રા.

**ખામેમિ**–હું ખામું છું.

**વઇક્કમ્મં**–અપરાધને.

**પડિક્કમામિ**–હું નિવર્તું છું.

**ખમાસમણાણં**–ક્ષમાશ્રમણ સંબંધી.

**દેવસિઆએ આસાયણાએ**–દિવસે થયેલી આશાતનાએ કરી.

**મિચ્છાએ**–મિથ્યાભાવરૂપ આશાતનાએ કરીને.

**વયદુક્કડાએ**–વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને.

**કોહાએ**–ક્રોધરૂપ આશાતનાએ કરીને

**માયાએ**–માયારૂપ આશાતનાએકરીને.

**સવ્વકાલિઆએ**–સર્વકાળ સંબંધી.

**સવ્વધમ્માઇક્કમણાએ**–સર્વધર્મ કરણીને અતિક્રમવારૂપ આશાતનાએકરીને.

**આસાયણાએ**–આશાતનાએ કરીને

**મે**–મેં.

**કઓ**–કર્યો હોય.

---

## ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ ॥ ૧ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! શક્તિએ સહિત ( જીવ હિંસાદિક નિવૃત્તિરૂપ પ્રયોજનવાળા ) મારા શરીર વડે ( આપને ) વાંદવાને ઇચ્છું છું. ( ગુરૂ વંદાવવાને સાવધાન હોય તો છંદેણ કહે )

## અણુજાણહ, મે મિઉગ્ગહં ॥૨॥

અર્થ—મિતઅવગ્રહ ( સાડાત્રણ હાથ પ્રમાણ ક્ષેત્રમાં પ્રવેશ કરવા ) ની મને રજા આપો, (ગુરૂ કહે અણુજાણામિ-હું આજ્ઞા આપું છું. )

## નિસીહિ, અ-હો કા-યં, કા-યસંફાસં, ખમણિજ્જો ભે કિલામો, અપ્પકિલંતાણં બહુસુભેણ, ભે દિવસો વઇક્કંતો ॥ ૩ ॥

અર્થ—પછી શિષ્ય, માત્ર ગુરૂ વંદન શિવાય અન્ય ક્રિયા રૂપ વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો છતો ( અવગ્રહમાં પેસીને, વિધિ પૂર્વક બેસી, સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચરવળા ઉપર મુહપત્તિ મુકી બે હાથ લલાટે લગાડી, ગુરૂના ચરણોને સ્પર્શવાને ) આ પ્રમાણે કહે,—

" અહોકાયં, કાયસંફાસં. "

અર્થ—અધઃકાયં અર્થાત્ આપના પગોને મારા હાથ અને લલાટે કરી રૂડી રીતે સ્પર્શ કરવાને મને આજ્ઞા આપો ! ( ગુરૂની આજ્ઞા પામીને, ગુરૂનાં ચરણ પ્રત્યે પોતાના હાથ તથા મસ્તકે કરી સ્પર્શે. પછી ઉભો થઇ મસ્તકે બે હાથ લગાડી, ગુરૂની સન્મુખ દ્રષ્ટિ રાખી, )

" ખમણિજ્જો ભે " ઇત્યાદિ પદો કહે.

અર્થ—હે ભગવંત! કાંઈ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો અલ્પ ગ્લાનિવાળા એવા આપને ઘણા સમાધિભાવે કરીને ( આપનો ) દિવસ વિત્યો ?

ગુરૂ કહે તહત્તિ તેમજ વ્યતીત થયો છે.

પછી શિષ્ય કહે.

## જ-ત્તા ભે ॥ ૪ ॥

અર્થ—હે કરૂણાસમુદ્ર! આપને તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય રૂપ યાત્રા અવ્યાબાધપણે વર્તે છે ?

ગુરૂ કહે તુબ્ભંપિ વટ્ટએ તમને પણ વર્તે છે ?

પછી શિષ્ય કહે

## જ-વ-ણિજ્જં ચ ભે ॥ ૫ ॥

અર્થ—ઇંદ્રિય અને નોઇંદ્રિયથી પીડા નહીં પામતું એવું આપનું શરીર છે ?

ગુરૂ કહે એવં એમજ છે.

## ખામેમિ, ખમાસમણો! દેવસિઅં વઇક્કમ્મં ॥ ૬ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ! દિવસ સંબંધી મારા અપરાધ પ્રત્યે હું ખામું છું. ગુરૂ કહે ( અહમવિ ખામેમિ તુમં ) હું પણ તને ખામું છું.

**આવસ્સિઆએ, પડિક્કમામિ, ખમાસમણાણં દેવસિઆએ આસાયણાએ,**

અર્થ—અવશ્ય કર્તવ્ય જે ચરણ સિત્તરી અને કરણ સિત્તરી આદિ સેવતાં-પાળતાં જે અતિચાર લાગ્યા હોય તે થકી હું નિવર્તું છું. ( વળી ) ક્ષમાશ્રમણ સંબંધી દિવસને વિષે થઇ એવી આશાતનાએ કરીને,

કેવી આશાતનાએ કરીને ?

***તિત્તીસન્નયરાએ, જંકિંચિ મિચ્છાએ, મણદુક્કડાએ વયદુક્કડાએ કાયદુક્કડાએ;**

---

* ગુરુ મહારાજ સંબંધી તેત્રીશ આશાતના અવશ્ય વર્જવી જોઇએ. તે આ પ્રમાણે—

૧-૯ ગુરૂ મહારાજની ૧ અગાડી, ૨ પડખે (બંને પાસે) તેમજ ૩ અત્યંત નજદીક અડકીને ૧ ચાલતાં-હીંડતાં, ૨ ઉભા રહેતાં અને ૩ બેસતાં આશાતના લાગે છે. પરંતુ જો ખાસ અગત્યના કારણસર તેમ કરવું પડે, તો આશયશુદ્ધિથી અને અધિક લાભના કારણથી આશાતના દોષ ગણાતો નથી. એમ દરેકના ત્રણ ત્રણ ભેદ કરતાં તેના ૯ ભેદ થઈ શકે છે. ૧૦ ગુરૂ મહારાજ પહેલાં ભોજન વખતે ચલુ કરી લેવાથી કે આચમન લેવાથી દોષ લાગે. ૧૧ બહારથી ગુરૂ સાથે આવ્યા છતાં જો ગુરૂમહારાજ થકી પહેલાં ગમણાગમણે આલોવે એટલે ‘ઇરિયાવહી’ પડિક્કમે તો ગુરૂનો અનાદર-વિનયભંગ કરવાથી દોષ લાગે. ૧૨ રાત્રીસંથારો કર્યા બાદ ગુરૂ મહારાજ કંઇ પૂછે કે બોલાવે ત્યારે સાંભળ્યું, નહિ સાંભળ્યું કરી કશો ઉત્તર નહિ આપતાં કેવળ મૌનજ ધારી રહે તો આશાતના લાગે. ૧૩ ગુરૂ પાસે આ-

અર્થ—તેત્રીશ આશાતના મધ્યેથી જે કાંઈ મિથ્યા ભાવ રૂપ આશાતના થઈ હોય તેણે કરીને, મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, વચન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને, શરીર સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરીને,

---

વેલા કોઇ ગૃહસ્થાદિકને વશ કરી લેવા ગુરૂ મહારાજ તેમને બોલાવે તે પહેલાં પોતે બોલાવી લે, તો ગુરૂઆશાતના લાગે. ૧૪ ભિક્ષાવૃત્તિથી આણેલાં આહાર પાણી પ્રમુખ ગુરૂમહારાજ પાસેજ પ્રથમ હાજર કરી દેવાં જોઇએ અને ગોચરી પણ સાંજ આલોવવી જોઇએ, તેને બદલે તેમ નહિ કરતાં તે સંબંધી ઈચ્છા મુજબ વર્તતાં એટલે ગુરૂ પહેલાં ઉતાવળ કરી આવેલી ગોચરી કોઈ સાધુ જોઈ લે તેમજ તે બીજા સાધુ પાસે આલોવી લે, તો ગુરૂ આશાતના લાગે. ૧૫ આવેલી ગોચરી ગુરૂ પહેલાં બીજાને બતાવી દે તો દોષ લાગે. ૧૬ આવેલાં આહાર પાણી વાપરવા બીજાને નિમંત્રણ કરીને પછી ગુરૂ મહારાજને નિમંત્રણ કરે તો તેથી અનાદરદોષ લાગે. ૧૭ ખાદ્ય મધુર પદાર્થ ભિક્ષામાં આવેલો જાણી આપઇચ્છાએ ગુરૂને પૂછ્યા વગર પોતાને ગમે તેને આપી દેવાથી આશાતના લાગે. ૧૮ સરસ સ્નિગ્ધ પદાર્થ આવેલો હોય તો તે ગુર્વાદિકને નહિ આપતાં પોતેજ આરોગી જાય, તો ગુરૂઆશાતના લાગે. ૧૯ ગુરૂ મહારાજ સાદ કરી બોલાવે ત્યારે બહેરાની પેરે કશો પણ ઉત્તર પાછો ન આપે, શૂન્યવત્ બેસી રહે તો દોષ લાગે. ૨૦ જ્યારે કોઈ વડીલ સાધુ સાદ કરે ત્યારે સામા જેમ આવે તેમ બોલે–આ મારી કેડે લાગ્યા છે, મનેજ દેખ્યો છે, આમની સાથે ક્યાંથી પાનાં પડ્યાં, ઇત્યાદિક કટુ ભાષણ કરતાં દોષ લાગે. ૨૧ ગુરૂ પાસે જઈ નમ્રપણે જવાબ દેવાને બદલે પોતાના આસને બેઠા બેઠા ઉત્તર આપવાથી ગુરૂઆશાતના લાગે. ૨૨ શું કહો છો ? શું છે ? કહોને ! ઇત્યાદિક વિનયરહિત ભાષણ ગુરૂ સાથે કરતાં આશાતના લાગે. ૨૩ કંઈ પ્રશ્ન કરવા ગુરૂમહારાજ શિષ્યને બોલાવે ત્યારે તોછડાઈ ભરેલી રીતે બોલે કે

# કોહાએ, માણાએ, માયાએ, લોભાએ,

અર્થ—ક્રોધરૂપ, માનરૂપ, માયારૂપ, અને લોભરૂપ આશાતનાએ કરીને;

---

તમેજ કરોને, મને શા માટે કહો છો? અથવા તુંકારાદિ દેતાં ગુરૂઆશાતના લાગે. ૨૪ વાહ! અમનેજ દીઠા છે ને! તમે જાતે કેમ કરતા નથી અથવા બીજા શિષ્યને કરવા કેમ કહેતા નથી? એમ ગુરૂમહારાજની તર્જના કરતાં ગુરૂઆશાતના લાગે. ૨૫ ગુર્વાદિક વડીલ સાધુઓને વ્યાખ્યાન પ્રમુખ કરતાં દેખી શિષ્ય દુમણો થાય પણ પ્રમુદિત ન થાય. તો ગુરૂઆશાતના લાગે અથવા ગુર્વાદિક વડીલનો કોઈ રાગી હોય તેને દેખી દુમણો થાય તો તેથી પણ ગુરૂઆશાતના લાગે. ૨૬ ગુરૂમહારાજ વ્યાખ્યાનાદિક કરતા હોય ત્યારે 'એ તમે ભુલી ગયા છો, આ વાત તમને યાદ નથી, એનો અર્થ એ ન હોય' ઈત્યાદિક અનુચિત વચન બોલતાં ગુરૂઆશાતના લાગે. ૨૭ અથવા એ બાબત હું તમને પછી સારી રીતે સમજાવીશ એમ આપ ડહાપણ બતાવવા સભા સમક્ષ બોલી, ચાલતી કથાનો ભંગ કરે, તો તેથી ગુરૂઆશાતના લાગે. ૨૮ અથવા એવે અવસરે આવીને શિષ્ય કહે કે મહારાજ! પોરસી વેળા કે આહાર વેળા થઈ ગઇ છે એમ કહીને પર્ષદાનો ભંગ કરે તો ગુરૂઆશાતના લાગે. ૨૯ અથવા પર્ષદા ઉઠી ગઈ ન હોય એટલામાં આપ ડહાપણ બતાવવા માટે ગુરૂમહારાજે વ્યાખ્યાનમાં કહેલીજ વાત વધારે વિસ્તારી બતાવે તો ગુરૂઆશાતના લાગે. ૩૦ ગુરૂ સંબંધી શય્યા–સંથારા પ્રમુખને પોતાના પગ વિગેરેથી સંઘટ્ટ કરી પાછું ખમાવે નહિ તો આશાતના લાગે. ૩૧ ગુરૂની શય્યા કે સંથારાદિક ઉપર પોતે બેસે કે આળોટે કે અસભ્ય રીતે તેનો સ્પર્શ કરે તો ગુરૂઆશાતના લાગે. ૩૨ ગુરૂ થકી ઉંચા આસને બેસે, અથવા ગાદી કરી બેસે અથવા ગુરૂ જેવા કે તેથી અધિક મુલ્યવાળાં વસ્ત્ર વાપરે તો દોષ લાગે. ૩૩ ગુરૂ જેવા સમાન આસન ઉપર બેસે અથવા ગુરૂ જેવાં સમાન વસ્ત્ર લઈ વાપરે તો ગુરૂઆશાતના લાગે.

**સવ્વકાલિઆએ, સવ્વમિચ્છોવયારાએ, સવ્વધમ્માઇક્કમણાએ આસાયણાએ,**

અર્થ—સર્વ કાળ સંબંધી, સર્વ મિથ્યા ઉપચાર અર્થાત્ કુડ કપટરૂપ આશાતનાએ કરીને તેમજ અષ્ટ પ્રવચન માતારૂપ સર્વ ધર્મકરણીને અતિક્રમવા રૂપ આશાતનાએ કરીને,

**જો મે અઇઆરો, કઓ, તસ્સ ખમાસમણો! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ ॥**

અર્થ—જે મારા જીવે અતિચાર કર્યો હોય તે સંબંધી હે ક્ષમાશ્રમણ! આપની સમીપે હું પડિક્કમું છું, આત્મસાક્ષીએ નિંદું છું, ગુરૂની સાક્ષીએ વિશેષ નિંદું છું અને આત્માને વોસરાવું છું અર્થાત્ છોડાવું છું.

બીજી વારના વાંદણાએ " આવસ્સિઆએ " પદ ન કહેવું. રાઇપડિક્કમણામાં રાઈ વઈક્કંતા પખ્ખીએ પખ્ખો વઇક્કંતો ચોમાસીએ ચઉમાસી વઈક્કંતા અને સંવચ્છરીએ સંવચ્છરો વઇકકંતો એવી રીતે પાઠ કહેવો.

પદ (૫૮) ગુરૂ (૨૫) લઘુ (૨૦૧) સર્વ વર્ણ (૨૨૬)

ઇતિ સુગુરૂવાંદણા સૂત્ર. ૨૯



## ૩૦ ॥ અથ દેવસિઅં આલોઉં સૂત્ર ॥

### શબ્દાર્થ.

દેવસિઅં-દિવસ સંબંધી અતિચાર. આલોઉં-પ્રકાશું.
ઇચ્છં આલોએમિ-આપનું વચન અંગીકાર કરૂં છું અને પ્રકાશું છું. જો-જે. મે-મેં.

---

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅં આલોઉં? ઇચ્છં, આલોએમિ. જો મે૦ ઇતિ.

**અર્થ**—હે ભગવન્! આપની ઇચ્છા પૂર્વક આજ્ઞા આપો (તો) દિવસ સંબંધી (જે અતિચાર લાગ્યા હોય તે) પ્રકાશું. ગુરૂ કહે "આલોહ" પ્રકાશો. શિષ્ય કહે, આપનું વચન અંગીકાર કરૂં છું અને પ્રકાશું છું. જે મેં ઇત્યાદિ બાકીનો પાઠ ઇચ્છાકમિ ઠામિ પેઠે સમજવો.

---

## ૩૧ ॥ અથ સાતલાખ સૂત્ર[૧] ॥

સાત લાખ પૃથિવીકાય, સાત લાખ અપૂકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ

---

૧ યોની એટલે જીવને ઉપજવાનાં સ્થાનક તે બધાં જીવોનાં મળીને ૮૪ લાખ છે. સ્થાનક તો તે કરતાં પણ વધારે છે પણ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવડે કરી જેટલાં સ્થાનક સરૂખાં હોય તે એક સ્થાનક ગણાય.

વાઉકાય, દશ લાખ પ્રત્યેકવનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌરિંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્ય. એવંકારે ચોરાશી લાખ જીવયોનિમાંહે મહારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતાં પ્રત્યે અનુમોદ્યો હોય, તે સર્વે મને, વચને, કાયાએ કરી, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥

અર્થ—સુગમ છે.

---

તેની ગણતરી આ પ્રમાણે છે–પૃથ્વીકાયના મૂળભેદ ૩૫૦ તેને પાંચ વર્ણે ગુણતાં ૧૭૫૦) થયા, તેને બે ગંધે ગુણતાં ૩૫૦૦) થયા, તેને પાંચ રસે ગુણતાં ૧૭૫૦૦) થયા, તેને આઠ સ્પર્શે ગુણતાં ૧૪૦૦૦૦) થયા, તેને પાંચ સંસ્થાને ગુણતાં સાત લાખ ભેદ પૃથ્વીકાયના થાય; એમ બધાની ગણતરી કરવી. ઉપરોક્ત ૮૪ લાખ જીવયોની માંહે ઉત્પન્ન થયેલ હરકોઇ જીવને હણ્યો હોય, હણાવ્યો હોય, અગર હણતાને અનુમતિ આપી હોય તે સંબંધી મિથ્યાદુષ્કૃત આ સૂત્રવડે દેવાનું છે.

# ૩૨॥ અથ. અઢાર પાપસ્થાનક સૂત્ર.

## શબ્દાર્થ.

**પ્રાણાતિપાત**—બીજાના પ્રાણુનો નાશ ચિંતવવો.
**મૈથુન**—વિષયભોગની વાંછારૂપ પરિણામ.
**ક્રોધ**—બીજાની ઉપર તીવ્ર પરિણામે મુખ વગેરે અવયવો તપાવવાં.
**માયા**—ગુપ્તપણે સ્વાર્થવૃત્તિ સિદ્ધ કરવાની ઇચ્છા.
**રાગ**—પૌદ્ગલિક વસ્તુ ઉપર પ્રીતિ.
**દ્વેષ**—અણગમતા જીવાદિ પદાર્થો ઉપર અરૂચિ.
**અભ્યાખ્યાન**—નહીં દીઠેલું અને નહીં સાંભળેલું પરજીવને આળ દેવું.
**પરપરિવાદ**—ગુણી વા નિર્ગુણી જીવની નિંદા કરવી.
**માયામૃષાવાદ**—કપટવૃત્તિથી અસત્ય બોલી છળ કરીને લોકોને ઠગવાનાં પરિણામ.

**મૃષાવાદ**—અસત્ય બોલવાનાં પરિણામ.
**અદત્તાદાન**—પારકી વસ્તુ ધણીની અનુમતિ વિના લઈ લેવાની વૃત્તિ.
**પરિગ્રહ**—નવ પ્રકારે બાહ્ય અને ચૌદ પ્રકારે અભ્યંતર વસ્તુ વગેરેની વાંછા.
**માન**—પ્રાપ્ત અથવા અપ્રાપ્ત વસ્તુનો અહંકાર.
**લોભ**—ધનાદિ સંપત્તિને એકઠાં કરી સંગ્રહ કરી રાખવાની મનોવૃત્તિ
**કલહ**—બીજાની સાથે વિખવાદ કરવાની વૃત્તિ.
**પૈશુન્ય**—પરજીવના દોષની ચાડી ખાવી.
**રતિઅરતિ**—સુખ દુઃખ આવે હર્ષ શોક કરવો.
**મિથ્યાત્વશલ્ય**—વ્યવહારથી કુદેવ, કુગુરૂ અને કુધર્મ સેવવાની અભિલાષા અને નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્નકર્ત્તારૂપ આત્માના પરિણામ.

---

**પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન, ચોથે મૈથુન, પાંચમે**

પરિગ્રહ, છઠ્ઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દશમે રાગ, અગિયારમે દ્વેષ, બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન, ચૌદમે પૈશુન્ય, પંદરમે રતિ અરતિ, સોલમે પરપરિવાદ, સત્તરમે માયામૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય; એ અઢાર પાપસ્થાનકમાંહે મ્હારે જીવે, જે કોઇ પાપ સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યું હોય, તે સર્વે મને, વચને, કાયાયે કરી મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥

અર્થ—પરજીવના પ્રાણનો નાશ ચિંતવવો તે પ્રાણાતિપાત; અસત્ય બોલવાના પરિણામ તે મૃષાવાદ; પારકી વસ્તુ ધણીની સંમતિ વિના લઈ લેવાની વૃત્તિ તે અદત્તાદાન; વિષયભોગની વાંચ્છા રૂપ પરિણામ તે મૈથુન; નવ પ્રકારે બાહ્ય અને *ચૌદ પ્રકારે અભ્યંતર વસ્તુ આદિની વાંચ્છા અથવા મૂર્ચ્છા તે પરિગ્રહ; પરની ઉપર તીવ્ર પરિણામે મુખાદિ અવયવને તપાવવા તે ક્રોધ;

*મિથ્યાત્વ, ત્રણ વેદ, હાસ્યાદિ ષટ્ક અને ચાર કષાય.

પ્રાપ્ત વા અપ્રાપ્ત વસ્તુનો અહંકાર તે માન; શુભપણે સ્વાર્થવૃત્તિ સિદ્ધ કરવાની વાંચ્છા તે માયા; ધનાદિ સંપત્તિને એકઠાં કરી સંગ્રહ કરી રાખવાની મનોવૃત્તિને તે લોભ; પૌદ્ગલિક વસ્તુ ઉપર પ્રીતિ તે રાગ; અણુગમતા જીવાદિ પદાર્થો ઉપર અરૂચિ તે દ્વેષ; પરની સાથે વિત્રવાદ કરવાની વૃત્તિ તે કલહ; પરજીવને નહીં દીઠેલું, નહી સાંભળેલું આળ દેવું તે અભ્યાખ્યાન; પર જીવના દોષની ચાડી ખાવી તે પૈશુન્ય; સુખ દુઃખ આવે હર્ષ, શોક કરવો તે રતિઅરતિ; ગુણી વા નિર્ગુણી જીવની નિંદા કરવી તે પરપરિવાદ; કપટવૃત્તિથી અસત્ય બોલી છળ કરીને લોકોને ઠગવાના પરિણામ તે માયામૃષાવાદ; વ્યવહારથી કુદેવ, કુગુરૂ અને કુધર્મ સેવવાની અભિલાષા અને નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્નકર્ત્તારૂપ આત્માના પરિણામ તે મિથ્યાત્વ શલ્ય; એ અઢાર પ્રકારે જીવને ચિત્તમાં જે પાપરૂપ ભાવ ઉત્પન્ન થાય તે ભાવ પાપ અને તે ભાવની ચિકાશથી જીવને સત્તાયે કર્મનાં દળીયાં લાગે તે દ્રવ્ય પાપ કહેવાય છે.

ઇતિ અઢાર પાપસ્થાનક સૂત્ર ૩૨.



# ૩૩ ॥ અથ વંદિતા સૂત્ર* ॥

## શબ્દાર્થ.

વંદિત્તુ—વાંદીને.
સવ્વ સિદ્ધે—સર્વજ્ઞ એવા તીર્થંકર તથા સિદ્ધ ભગવંતને
ધમ્માયરિએ—ધર્માચાર્યને.

*શ્રાવકને દિવસ સંબંધી લાગેલા અતિચારને આલોચવાને અર્થે આ

સવ્વસાહુ અ–આચાર્ય ઉપાધ્યાય વગેરે સર્વ સાધુઓને.
સાવગધમ્માઇઆરસ્સ–શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચારથી.
નાણે–જ્ઞાનને વિષે.
દંસણે–દર્શનને વિષે.
સુહુમો–સૂક્ષ્મ.
દુવિહે–બે પ્રકારનો.
સાવજ્જે–સાવદ્ય–પાપવાળો.
આરંભે–આરંભ.
અ–અનુમોદવાથી.
પડિક્કમે–હું પડિક્કમું છું.
સવ્વં–સર્વ અતિચાર પ્રત્યે.
બદ્ધં–બાંધ્યું હોય.
ચઉહિં–ચાર.
અપ્પસત્થેહિં–અપ્રશસ્ત ભાવે કરી.
વ–અથવા.
આગમણે–આવતાં.
ઠાણે–મિથ્યાત્વીના સ્થાને ઉભા રહેતાં.
અણાભોગે–ઉપયોગ વિના.
નિઓગે–પરાધીનતાના કારણથી.
ઇચ્છામિ–હું ઇચ્છું છું.
પડિક્કમિઉં–પ્રતિક્રમવાને.
વયાઇઆરો–વ્રતોને વિષે અતિચાર લાગ્યા હોય.
તહ–તથા
ચરિત્તે–ચારિત્રને વિષે.
બાયરો વા–અથવા બાદર.
પરિગ્ગહંમિ–પરિગ્રહ.
બહુવિહે–બહુ પ્રકારનો.
કારાવણે–બીજાની પાસે કરાવવાથી.
કરણે–પોતાની જાતે કરવાથી,
દેસિઅં–દિવસ સંબંધી.
જં–જે પાપ
ઇંદિએહિં–ઇંદ્રિયોવડે કરી.
કસાએહિં–કષાયે કરી.
રાગેણ–રાગે કરી.
દોસેણ–દ્વેષે કરી.
નિગ્ગમણે–જતાં.
ચંકમણે–આમતેમ ફરતાં.
અભિઓગે–રાજા અથવા ઘણા લોકોના આગ્રહથી.

---

# વંદિત્તુ સવ્વસિદ્ધે, ધમ્માયરિએ અ સ-

---

સૂત્ર સાંજરે સૂર્ય અર્ધ અસ્ત પામેલો હોય તે વખતે કહેવાનું છે. શ્રાવકનાં બાર વ્રત વગેરેમાં લાગેલા ૧૨૪ અતિચાર આ સૂત્રવડે આલોવવામાં આવે છે.

વ્વસાહૂ અ ॥ ઇચ્છામિ પડિક્કમિઉં[1] સાવ-
ગધમ્માઇઆરસ્સ[2] ॥ ૧ ॥

અર્થ—સર્વજ્ઞ એવા તીર્થંકર તથા સિદ્ધ ભગવંતને વળી ધર્માચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને વાંદીને, શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચાર થકી પ્રતિક્રમવાને હુ ઇચ્છુંછું. ૧

સામાન્યથી સર્વ વ્રતના અતિચાર.

જો મે વયાઈઆરો, નાણે તહ દંસણે
ચરિત્તે અ ॥ સુહુમો અ બાયરો વા, તં નિંદે
તં ચ ગરિહામિ ॥ ૨ ॥

અર્થ—જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દથકી તપને વિષે તથા વીર્યને વિષે અને સંલેખનાને વિષે (વળી) જે અતિચાર મને વ્રતોને વિષે સૂક્ષ્મ વા બાદર લાગ્યો હોય, તેને નિંદું છું અને ગુરૂની સમક્ષ ગર્હું છું. ૨

પરિગ્રહના અતિચાર

દુવિહે પરિગ્ગહંમી, સાવજ્જે બહુવિ-

---

૧ સ્વસ્થાનાત્ યત્પરસ્થાનં, પ્રમાદસ્ય વશાદ્ ગતઃ
તત્રૈવ ક્રમણં ભૂયઃ, પ્રતિક્રમણમુચ્યતે.
૨ પંચમીસ્થાને ષષ્ઠી યદ્વા કર્મણિ ષષ્ઠી.

હે અ આરંભે; કારાવણે અ કરણે, પડિક્કમે
[1]દેસિઅં સવ્વં ॥ ૩ ॥

અર્થ—એ પ્રકારનો પરિગ્રહ છે-સચિત્ત અને અચિત્ત, તે વળી સાવદ્ય-પાપવાળો અને બહુ પ્રકારનો તથા આરંભ; તે બંનેને કરાવવાથી, પોતે કરવા થકી અને બીજા કરનારાઓને અનુમોદવા થકી; જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચાર પ્રત્યે પ્રતિક્રમું છું. ૩

જ્ઞાનના અતિચાર.

જં બદ્ધમિંદિએહિં, ચઉહિં કસાએહિં અપ્પસત્થેહિં ॥ રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૪ ॥

અર્થ—ઇંદ્રિયોવડે કરી તથા ચાર કષાયે કરી, અપ્રશસ્ત ભાવે કરી, રાગે કરી વા દ્વેષ વડે કરી જે અતિચારરૂપ અશુભ-કર્મ બાંધ્યું હોય તેને આત્માની સાખે નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૪

સમ્યગ્દર્શન અને ચક્ષુદર્શનના અતિચાર.

આગમણે નિગ્ગમણે, ઠાણે ચંકમણે

---

૧ રાઇયં, પક્ખિઅં, ચોમાસિઅં, સંવચ્છરિઅં વા યથાયોગ્યં. આર્ષત્વાદ વકારલોપ:

**અણાભોગે અભિઓગે અ નિઓગે. પડિ-
ક્કમે દેસિઅં સવ્વં ॥ ૫ ॥**

અર્થ--ઉપયોગરહિતપણે રાજાના વા ઘણા લોકના આગ્રહ થકી તથા પરાધીનતાના કારણથી ( મિથ્યાત્વીના મંદિરાદિકને વિષે ) આવતાં, જતાં, તેમના સ્થાનકે ઉભા રહેતાં, ત્યાંજ આમ તેમ ફરતાં જે અતિચારરૂપ પાપકર્મ બાંધ્યું હોય તે દિવસ સંબંધી સર્વને પ્રતિક્રમું છું. ૫

---

## શબ્દાર્થ.

**સંકા**–જિનવચનમાં શંકા.

**વિગિચ્છિા**–સાધુ સાધ્વીની મલિનતા દેખી દુગંછા કરવી અથવા ધર્મના ફળનો સંદેહ.

**સમ્મત્તસ્સ**–સમકિતના

**છક્કાય**–છકાયના.

**પયણે**–પોતે રાંધતાં.

**જે**–જે.

**અત્તટ્ઠા**–પોતાને અર્થે.

**ઉભયટ્ઠા**–પોતાને તથા પરને બંનેને અર્થે.

**અણુવ્વયાણં**–અણુવ્રતને વિષે.

**તિણ્હં**–ત્રણ.

**ચઉણ્હં**–ચાર.

**કંખ**–અન્ય મતની ઇચ્છા.

**પસંસ**–મિથ્યાત્વીની પ્રશંસા.

**સંથવો**–પરિચય.

**કુલિંગીસુ**–મિથ્યાત્વીનો.

**અઇઆરે**–અતિચારમાં.

**સમારંભે**–સમારંભને વિષે પ્રવર્ત્તવાથી.

**પયાવણે**–બીજાની પાસે રંધાવતાં.

**દોસા**–દોષ લાગ્યા હોય.

**પરટ્ઠા**–પરને અર્થે.

**ચેવ**–નિશ્ચે.

**પંચણ્હં**–પાંચ.

**ગુણવ્વયાણં**–ગુણવ્રતને વિષે.

**સિક્ખાણં**–શિક્ષાવ્રતને વિષે.

**પડિક્કમે**–હું પડિક્કમું છું.

પઢમે-પહેલા.
થૂલગ-સ્થૂળથી.
વિરઇઓ-વિરતિનું ઉલ્લંઘન કરીને.
અપ્પસત્થે-અપ્રશસ્તભાવે વર્ત્તતાં.
પમાયપ્પસંગેણં-પ્રમાદના પ્રસંગથી.
બંધ-દોરડાંવડે બાંધવો.
અઇભારે-તેના ઉપર ઘણો ભાર ભરવો.
વુચ્છેએ-અંતરાય કરવો.
ઇઆરે-અતિચાર મધ્યે.
અણુવ્વયંમિ-અણુવ્રતને વિષે.
પાણાઇવાય-પ્રાણાતિપાતની.
આયરિઅં-જે આચરણ સેવ્યાં હોય.
ઈત્થ-અહીંઆં.
વહ-જીવને મારવો.
છવિચ્છેએ-તેના અવયવને છેદવા.
ભત્તપાણ-તેને ભાતપાણી-ચારાનો.
પઢમવયસ્સ-આ પહેલા વ્રતના.

---

## સમ્યકત્વના અતિચાર.

### સંકા કંખ વિગિચ્છા, પસંસ તહ સંથવો કુલિંગીસુ ॥ સમ્મત્તસ્સઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૬ ॥

અર્થ—જિન વચનમાં શંકા, અન્યમતની વાંચ્છા, ધર્મના ફળનો સંદેહ વા સાધુ સાધ્વીના મલિન ગાત્ર તથા વસ્ત્ર દેખી દુગંચ્છા કરવી; મિથ્યાત્વીની પ્રશંસા તથા તેમનો પરિચય, એ સમ્યક્ત્વના અતિચાર મધ્યે દિવસ સંબંધી જે પાપ બાંધ્યું હોય તે સર્વને પડિક્કમું છું. ૬

### છક્કાયસમારંભે, પયણે અ પયાવણે

અ જે દોસા ॥ અત્તટ્ઠા ય પરટ્ઠા, ઉભયટ્ઠા ચેવ તં નિંદે ॥ ૭ ॥

અર્થ—પોતાને અર્થે તથા પરને અર્થે વળી પોતાને તથા પરને એ બન્નેને અર્થે ( અશનાદિ આહારને ) પોતે રાંધતાં, બીજા પાસે રંધાવતાં અને બીજા રાંધતા હોય તેને અનુમોદન દેતાં, છકાયના સમારંભને વિષે પ્રવર્તવા થકી જે (કર્મબંધરૂપ) દોષ લાગ્યા હોય તેને હું નિંદું છું. ૭

સામાન્યથી બાર વ્રતના અતિચાર.

પંચણ્હ-મણુવ્વયાણં[1], ગુણુવ્વયાણં[2] ચ તિણ્હમઇયારે ॥ સિક્ખાણં[3] ચ ચઉણ્હં, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૮ ॥

અર્થ—પાંચે અણુવ્રતને વિષે, ત્રણ ગુણવ્રતને વિષે, ચાર શિક્ષાવ્રતને વિષે અને તપ સંલેષણાદિને વિષે જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૮

---

૧ સમ્યકત્વની પ્રાપ્તિ થયા પછી પ્રાપ્ત થાય માટે અનુવ્રત અને મહાવ્રતની અપેક્ષાએ ન્હાનાં માટે અણુવ્રત તે પાંચ છે. તે પાંચ મૂળ ગુણ છે.

૨ મૂળ ગુણોને વિશેષ પ્રકારે ગુણ કરવાવાળા તેથી ગુણવ્રત તે ત્રણ છે.

૩ શિષ્યને વિદ્યા ગ્રહણની પેઠે વારંવાર સેવન કરવા યોગ્ય હોવાથી શિક્ષાવ્રત, અને આ ચાર વ્રત ઈત્વરકાલિક ( થોડાકાળ માટેના ) સમજવા.

## પહેલા વ્રતના અતિચાર.

**પઢમે અણુવ્વયંમિ, થૂલગ-પાણાઇવાય-વિરઈઓ ॥ આયરિય-મપ્પસત્થે, ઇત્થ પમાયપ્પસંગેણં ॥ ૯ ॥**

અર્થ—અહીંયા પહેલા અણુવ્રતને વિષે; પ્રમાદના પ્રસંગ થકી અપ્રશસ્ત ભાવે વર્તતાં થકાં સ્થૂલ પ્રાણાતિપાતની નિવૃત્તિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યાં હોય તે જેમ કે-૯

**[1]વહ બંધ છવિચ્છેએ, અઇભારે ભત્તપાણ-વુચ્છેએ ॥ પઢમવયસ્સ-ઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૦ ॥**

અર્થ—( દ્વિપદાદિ જીવને ) મારવો;[1] દોરડાવડે બાંધવો; તેના અવયવને છેદવા; તેના ઉપર ઘણો ભાર ભરવો; તેને ભાતપાણી-ચારાનો અંતરાય કરવો; આ પહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર દિવસ સંબંધી લાગ્યા હોય તે સર્વને હું પડિક્કમું છું.

---

૧ અહિં કોઈ શંકા કરે કે પાણાતિપાત વિરમણ વ્રતવાળાને વધાદિ અતિચાર લાગે નહિ કારણ કે પ્રાણાતિપાત શબ્દે વધાદિનું ગ્રહણ થઇ શકે નહિ તેથી અતિચાર ન લાગે! તેને માટે ઉત્તર આપે છે કે—મુખ્યતાએ પ્રાણાતિપાતનુંજ પચ્ચખ્ખાણ થાય છે તો પણ વધાદિક પ્રાણાતિપાતના હેતુ હોવાથી તેનું પણ પચ્ચખ્ખાણ આવી ગયું, માટે વધાદિક કરવાથી અતિચાર લાગે.

## શબ્દાર્થ.

**બીએ**–બીજા
**પરિથૂલગ**–અતિ મોટા.
**વિરઇઓ**–વિરતિનું ઉલ્લંઘન કરીને.
**રહસ્સ**–એકાંતે ( છાની વાત કરનાર ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુન્હો મુકતાં. )
**કૂડલેહે**–જૂઠા દસ્તાવેજ કરતાં.
**વયસ્સઇયારે**–વ્રતના અતિચારને.
**અણુવ્વયંમી**–અણુવ્રતને વિષે.
**પરદવ્વ**–પારકા દ્રવ્યના.
**તેનાહડપ્પઓગે**–ચોરીનો માલ લેવો. ચોરને સહાય આપવી.
**વિરૂદ્ધગમણે**–દાણચોરી વગેરે રાજ્ય વિરૂદ્ધ આચરવું.
**ચઉત્થે**–ચોથા.
**નિચ્ચં**–નિત્યે.

**અણુવ્વયંમી**–અણુવ્રતને વિષે.
**અલિઅવયણ**–જુઠા વચનની.
**સહસા**–અણવિચારે
**દારે**–સ્ત્રીએ કહેલી વાત પ્રકટ કરતાં.
**મોસુવએસે**–ખોટા ઉપદેશ આપતાં.
**બીઅ**–બીજા.
**તઇએ**–ત્રીજા.
**થૂલગ**–મોટા ( બાદરપણે )
**હરણ**–હરણની.
**તપ્પડિરૂવે**–ખોટી વસ્તુને ખરી જેવી કરી વેચવી.
**કૂડતુલ**–ખોટા તોલ રાખવા.
**કૂડમાણે**–ખોટાં માપ રાખવાં.
**અણુવ્વયંમિ**–અણુવ્રતને વિષે.
**પરદારગમણ**–પરસ્ત્રી સાથે ગમન કરવાની.

## બીજા વ્રતના અતિચાર.

**બીએ અણુવ્વયંમિ, પરિથૂલગ-અલિ-
અવયણવિરઇઓ ॥ આયરિઅમપ્પસત્થે,
ઈત્થ પમાયપ્પસંગેણં ॥ ૧૧ ॥**

**અર્થ**—અહીંયા, બીજા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગ

થકી અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં અતિશયે કરીને મોટ જૂઠાંની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ કરેલું હોય તે જેમકે—૧૧

**સહસા રહસ્સ દારે, મોસુવએસે અ કૂડલેહે અ ॥ બીઅવયસ્સ-ઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૨ ॥**

અર્થ—અણુવિચારે કોઈના ઉપર આળ મુકતાં, એકાંતે છાની વાત કરનાર ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુન્હો મુકતાં, સ્ત્રીએ કહેલી વાત પ્રકટ કરતાં, ખોટો ઉપદેશ આપતાં અને જુઠાં દસ્તા-વેજ કરતાં, બીજા વ્રતને વિષે જે કોઇ અતિચાર લાગ્યો હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૧

---

૧ મોટાં જૂઠાણાં પાંચ છે તે આ પ્રમાણે-૧ દ્વેષાદિવડે અવિષ કન્યાને વિષકન્યા કહેવી વગેરે કન્યા સંબંધી ફેરફાર બોલવું તે **કન્યાલીક.** ૨ થોડા દુધવાળી ગાય (ઉપલક્ષણથી દુઝણા જનાવર) ને ઘણા દુધવાળી અને ઘણા દુધવાળીને થોડા દુધવાળી કહેવી ઇત્યાદિ કહેવું તે **ગવાલીક.** ૩ પારકી ભૂમિને પોતાની ભૂમિ કહેવી વિગેરે **ભૂમ્યલીક.** ૪ ધન ધાન્યાદિ પારકી થાપણ રાખી હોય છતાં નથી રાખી એમ જૂઠું બોલી ઓળવવી તે **ન્યાસાપહાર.** ( અદત્ત વસ્તુને રાખવાથી અદત્તાદાન લાગે છે છતાં વચનની મુખ્યતા હોવાથી અહીં મૃષાવાદપણું પણ ગણ્યું છે ) અને ૫ લાંચ . લઇને અગર મત્સરવડે ખોટી સાક્ષી પૂરવી તે **કૂટસાક્ષિત્વ.** આ પાંચ પૈકી પહેલામાં દ્વિપદ સર્વ સંબંધી અને બીજામાં ચતુષ્પદ સર્વ સંબંધી અલીકનો સમાવેશ છે. ન્યાસાપહાર તથા કૂટસાક્ષિત્વ એ બે દ્વિપદાદિના જૂઠાણામાં અંતર્ભાવ થાય છે છતાં પણ લોકમાં અત્યંત નિંદિત હોવાથી જૂદાં ગણ્યાં છે.

ત્રીજા વ્રતના અતિચાર.

તઇએ અણુવ્વયંમી, થૂલગપરદવ્વહ-
રણુવિરઈઓ ॥ આયરિઅ-મપ્પસત્થે, ઇત્થ
પમાયપ્પસંગેણં ॥ ૧૩ ॥

અર્થ—અહીંયા ત્રીજા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં, બાદરપણે પરદ્રવ્યના હરણની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે-૧૩.

તેનાહડપ્પઓગે, તપ્પડિરૂવે વિરૂદ્ધગ-
મણે અ ॥ કૂડતુલકૂડમાણે, પડિક્કમે દેસિ-
અં સવ્વં ॥ ૧૪ ॥

અર્થ—ચોરની આણેલી વસ્તુ અર્થાત્ ચોરીનો માલ લેવો, ચોરને સહાય આપવી, ખોટી વસ્તુ ખરી જેવી કરી વેચવી, દાણચોરી પ્રમુખ રાજ્યવિરૂદ્ધ આચરવા અગર શત્રુ રાજાના દેશમાં રાજ્ય તરફથી જવાનો નિષેધ કર્યો હોય છતાં વ્યાપારાદિ પ્રસંગે જતાં, ખોટા તોલ રાખવા ખોટા માપ રાખવા; તેથી જે પાપ લાગ્યું હોય તે દિવસ સંબંધી સર્વને હું પડિક્કમું છું. ૧૪

ચોથા વ્રતના અતિચાર.

ચઉત્થે અણુવ્વયંમિ, નિચ્ચં પરદારગ-

## માણુ-વિરઈઓ ॥ આયરિઅમપ્પસત્થે, ઇત્થ પમાયપ્પસંગેણું ॥ ૧૫ ॥

અર્થ—અહીંયા ચોથા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં, નિરંતર પરદારા સાથે ગમન કરવાની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે-૧૫

### શબ્દાર્થ.

અપરિગ્ગહિઆ-કુંવારી કન્યા અથવા વિધવાની સાથે વિષય સેવવો.
અણુંગ-ભિન્ન અંગોથી ક્રીડા કરવી.
તિવ્વઅણુરાગે-કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો.
ઇત્તો-એ પછી.
પંચમંમિ-પાંચમા.
ધણુ-ધન, ધન્ન-ધાન્ય.
વત્થુ-ઘર-હાટ.
સુવન્ને-સોનું.
પરિમાણે-પરિમાણ ઉપરાંત રાખવાથી
દુપએ-દાસદાસી વગેરે બે પગવાળાં.
ગમણસ્સ-જવાના.
પરિમાણે-પરિમાણથી અધિક જતાં.
ઉડ્ઢં-ઉર્ધ્વ દિશિ.
તિરિઅં-તિર્ચ્છી દિશિ.
ઇત્તર-બીજાએ થોડા વખત માટે રાખેલી વેશ્યાની સાથે વિષય સેવવો.
વીવાહ-પોતાના પુત્ર પુત્રી શિવાય બીજાના વિવાહ કરવા.
ચઉત્થ-ચોથા.
અણુવ્વએ-અણુવ્રતને વિષે.
પરિમાણપરિચ્છેએ-પરિગ્રહના પરિમાણનું ઉલ્લંઘન કરવાથી.
ખિત્ત-ક્ષેત્ર.
રૂપ્પ-રૂપું.
કુવિઅ-સોના રૂપા શિવાય બીજી ધાતુઓની વસ્તુઓને.
ચઉપ્પયંમિ-ઘોડા વગેરે ચાર પગવાળાં પ્રાણીઓને.
દિસાસુ-દિશિમાં.
અહે-અધોદિશિ.
વુડ્ઢિ-પરિમાણ વધારતાં.

સઇઅંતરદ્ધા—માર્ગમાં અમુક હદની સ્મૃતિનો ભ્રંશ થવાથી વધારે જતાં.
પઢમંમિ—પહેલા.
ગુણવ્વએ—ગુણવ્રતને વિષે.
મજ્જંમિ—મદિરા.
મંસંમિ—માંસ.
પુપ્ફે—પુષ્પ.
ફલે—ફળ.
ગંધ—બરાસ પ્રમુખ ગંધ.
મલ્લે—પુષ્પની માળા.
ઉવભોગ–પરીભોગે—ઉપભોગ પરિભોગ નામના.
બીઅંમિ—બીજા.
ગુણવ્વએ—ગુણવ્રતને વિષે.

## અપરિગ્ગહિઆ ઇત્તર, અણંગ વીવાહ તિવ્વ-અણુરાગે ॥ [1]ચઉત્થવયસ્સ-ઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૬ ॥

**અર્થ**—અપરિગ્રહીત અર્થાત્ કુંવારી કન્યા અથવા વિધવાની સાથે મૈથુન કરવું, બીજાએ થોડા વખત માટે રાખેલી વેશ્યાની સાથે મૈથુન કરવું, અનંગ [કામ] ક્રીડા કરવી ( સૃષ્ટિનિયમવિરૂદ્ધ અંગથી પરસ્ત્રી સાથે વિષય ક્રીડા કરવી ), પોતાના પુત્ર પુત્રી શિવાય બીજાના વિવાહ કરવા કામભોગને વિષે તીવ્ર અનુરાગ [વાંછા] કરવો, ( આ પાંચ ) ચોથા વ્રતના અતિચાર મધ્યેથી જે કોઇ અતિચાર દિવસ સંબંધી મને લાગ્યો હોય તે સર્વને હું પડિક્કમું છું. ૧૬.

---

૧ આ ચોથું વ્રત બે પ્રકારે ગ્રહણ થઇ શકે છે, તેથી સ્વદારા સંતોષીને છેલ્લા ત્રણ અતિચાર હોય, પહેલા બે સેવાય તો વ્રત ભંગજ થાય અને પરસ્ત્રીગમનવિરમણવાળાને પાંચ અતિચાર સમજવા. અહીં પુરૂષને સ્ત્રી આશ્રયી કહ્યું છે તે પ્રમાણે સ્ત્રીને પુરૂષ આશ્રયી અતિચાર અનાચાર વગેરે સમજી લેવું.

## પાંચમા વ્રતના અતિચાર.

**ઇત્તો અણુવ્વએ પંચમંમિ, આયરિ-અમપ્પસત્થંમિ ॥ પરિમાણપરિચ્છેએ, ઈત્થ પમાયપ્પસંગેણં ॥ ૧૭ ॥**

અર્થ—એ પછી, અહીંયા પાંચમા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગ થકી, અપ્રશસ્ત ભાવ વર્તતાં થકાં પરિગ્રહના પ્રમાણુંનો પરિચ્છેદ કરવા થકી જે આચરણ સેવ્યું હોય તે જેમકે-૧૭

**[1]ધણધન્ન ખિત્તવત્થૂ, રૂપ્પસુવન્ને અ કુવિઅ-પરિમાણે ॥ દુપએ ચઉપ્પયંમિ ય, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૮ ॥**

અર્થ—ધન-ધાન્ય, ખેતર-ઘરહાટ, રૂપુ-સોનું અને રૂપા સોના શિવાય બીજી ધાતુની વસ્તુઓને પરિમાણ ઉપરાંત રાખવાથી તથા દાસ, દાસી વિગેરે બે પગવાળાં અને ઘોડા વિગેરે ચાર પગવાળાં પ્રાણીઓને પરિમાણ ઉપરાંત રાખવાથી લાગેલા દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૧૮

---

૧ ધન ચાર પ્રકારનું છે તે આ પ્રમાણે-ગણી શકાય તે ગણિમ સોપારી નાળીએર વગેરે. ૨ તોળી શકાય તે **ધરિમ** ગોળ, ઘી વગેરે. ૩ માપી શકાય તે **મેય** કાપડ જમીન તેલ દુધ વગેરે અને ૪ પરીક્ષા કરવા યોગ્ય તે **પારિછેદ્ય** માણેક મોતી રૂપા નાણું વગેરે.

### છઠ્ઠા વ્રતના અતિચાર.

ગમણસ્સ ય પરિમાણે, દિસાસુ ઉડ્ઢં અહેઅ તિરિઅં ચ ॥ વુડ્ઢિ સઈઅંતરદ્ધા, પઢમંમિ ગુણવ્વએ નિંદે ॥ ૧૯ ॥

અર્થ—ઉર્ધ્વદિશિ, અધોદિશિ અને તિર્ચ્છીદિશિમાં જવાના પરિમાણથી અધિક જતાં, એક દિશિમાં જવાનું ઘટાડી બીજી દિશિમાં તે પરિમાણ વધારતાં અને કરેલા પરિમાણની વિસ્મૃતિ થવાથી વધારે જતાં, પહેલાં ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્માની સાખે નિંદું છું. ૧૯

### સાતમા વ્રતના અતિચાર.

મજ્જંમિ અ મંસંમિ અ, પુપ્ફે અ ફલે અ ગંધમલ્લે અ ॥ ઉવભોગપરીભોગે, બીયંમિ ગુણવ્વએ નિંદે ॥ ૨૦ ॥

અર્થ—મદિરા તથા માંસ અને બીજા પણ નહીં ખાવા યોગ્ય પદાર્થ તથા પુષ્પ, ફળ, બરાસપ્રમુખ ગંધ અને પુષ્પની માળાને ભોગવવાથી, ઉપભોગ પરિભોગ નામના બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદું છું. ૨૦



## શબ્દાર્થ.

સચ્ચિત્તે–સચિત્ત વસ્તુ વાપરવી.
અપોલ–નહિ પકાવેલા પદાર્થ વાપરવા.
દુપ્પોલિઅં–અરધા કાચા પદાર્થ.
તુચ્છોસહિ–તુચ્છ પદાર્થ.
ઇંગાલી–અંગારકર્મ–એટલે કુંભાર અને ભાડભુંજા વિગેરેનાં અગ્નિ સંબંધી કર્મ.
સાડી–શકટકર્મ–એટલે ગાડાં, બેલ, વિગેરે વેચવા, વેચાવવાનું કર્મ.
ફોડી–સ્ફોટિકકર્મ–કુવા, વાવ્ય વિગેરે ખોદવા–ખોદાવવાનું કર્મ.
કમ્મં–કર્મ.
ચેવ–વળી નિશ્ચે.
લખ્ખ–લાખનો વેપાર.
કેસ–કેશનો વ્યાપાર–મોર, પોપટ, મનુષ્ય અને પશુનો વ્યાપાર.
એવં–એ પ્રમાણે.
ખુ–નિશ્ચયથી.
જંતપિલ્લણ–ઘંટી ચરખા પ્રમુખ યંત્રમાં શેરડી, તલ વિગેરે પીલાવવાના કામનું.
દવદાણં–અગ્નિદાહ દેવો.
દહ–દ્રહ.
સોસં–સુકાવી નાખવાં.
વજ્જિજ્જા–વર્જવાં.
પડિબદ્ધ–સચિત્ત સાથે જોડાએલી વસ્તુ વાપરવી.
આહારે–ખાવાથી.
ભખ્ખણયા–ભક્ષણ કરવાથી.
વણ–વનકર્મ–એટલે ફળ, ફુલ, વનસ્પતિ, અનાજ વિગેરે [illegible]ડવાં, તથા છેદવાનું કર્મ.
ભાડી–ભાટિકકર્મ–એટલે ઘોડા, [illegible] બળદ વિગેરે ભાડે આપ[illegible]પાવવાનું કર્મ.
સુવજ્જએ–અત્યંત તજવાં.
વાણિજ્જં–વેપાર.
દંત–હાથીદાંત,મુક્તાફળ વિગેરેનો [illegible].
રસ–રસનો વ્યાપાર–ઘી, તેલ, [illegible] વિગેરેનો વ્યાપાર.
વિસવિસયં–ઝેરનો વ્યાપાર–[illegible] સોમલ વિગેરેનો તથા [illegible] વ્યાપાર.
કમ્મં–કર્મ.
નિલ્લંછણં–નાક,કાન વીંધવા, વીં[illegible]
ચ–અને.
સર–સરોવર.
તલાય–તળાવને.
અસઇ પોસં–હિંસક જીવો તથા [illegible] સ્ત્રી વિગેરેનું પોષણ કરવું.

| | |
|---|---|
| સત્થ—શસ્ત્ર. | અગ્ગિ—અગ્નિ. |
| મુસલ—સાંબેલું. | જંતગ—યંત્ર. |
| તણ—તૃણ. | કટ્ઠે—કાષ્ટ. |
| મંત—સર્પ વગેરેને ઉતારવાના મંત્ર. | મૂલ—નાગદમણી પ્રમુખ જડી—બુટ્ટી. |
| ભેસજ્જે—ગોળી, ચૂરણ વગેરે વસ્તુઓ. | દિન્ને—આપવાથી. |
| દવાવિએ—બીજાની પાસે અપાવવાથી. | વા—અથવા. |
| ન્હાણ—અણગળ પાણીથી ન્હાવું. | ઉવ્વટ્ટણ—પીઠી વગેરે ચોળી શરીરનો મેલ ઉતારવો. |
| વન્નગ—અલતો, ગુલાલ વગેરેથી રંગ કરવો. | વિલેવણ—કેશર ચંદન વગેરેનું વિલેપન કરવું. |
| સદ્દ—શબ્દ. | રસ—રસ. |
| રૂવ—રૂપ. | વત્થ—વસ્ત્ર. |
| ગંધે—ગંધ. | આભરણે—આભૂષણ |
| આસણ—આસન. | દેસિઅં—દિવસ સંબંધી. |
| પડિક્કમે—હું પડિક્કમું છું. | |



## સચ્ચિત્તે પડિબદ્ધે, અપોલ દુપ્પોલિઅં[1] ચ આહારે ॥ તુચ્છોસહિ-ભક્ખણયા, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૨૧ ॥

અર્થ—સચિત્તનો ત્યાગ વા પરિમાણ છતાં પ્રમાદના વશથી અધિક સચિત્ત વાપરવા, સચિત્ત સાથે જોડાયેલી વસ્તુ વાપરવી, નહીં પકાવેલા પદાર્થ વાપરવા, અર્ધપકવ તથા અર્ધ-

૧ દુપ્પોલિએ અ ( પ્રત્યન્તરે. )

કાચા પદાર્થ વાપરવા અને તુચ્છ પદાર્થ ભક્ષણ કરવા, એ સચિત્તના ત્યાગના પાંચ અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વને હું પડિક્કમું છું. ૨૧

ઇંગાલી-વણ-સાડી,-ભાડી-ફોડી સુવજ્જએ કમ્મં ॥ વાણિજ્જં ચેવ દંત, લક્ખરસ-કેસ-વિસવિસયં ॥ ૨૨ ॥

અર્થ—કુંભાર અને ભાડભુંજા વિગેરેના અગ્નિ સંબંધી કર્મ તે અંગારકર્મ; પુષ્પ, ફળ, વનસ્પતિ, અનાજ વિગેરે ઉગાડવા તથા છેદવા તે વનકર્મ; ગાડા બેલ વિગેરે વેચવા, વેચાવવા તે શકટકર્મ; ઘોડા, ઉંટ, બળદ વિગેરે ભાડે આપવા તે ભાટિક કર્મ; કુવા વાવ વિગેરે ખોદવા ખોદાવવા તે સ્ફોટિક કર્મ; આ પાંચ કર્મ શ્રાવકે અત્યંતપણે વર્જવાં, વળી નિશ્ચે પાંચ કુવાણિજ્ય ( નઠારા વ્યાપાર ) તેમાં હાથીદાંત, મુક્તાફળ વિગેરે જ્યાં નિપજતાં હોય તે સ્થાનકે જઈ ખરીદ કરવાં તે દંતકુવાણિજ્ય; લાખ, કસુંબો, હરતાલ વિગેરેનો વ્યાપાર તે લાખકુવાણિજ્ય; ઘી, તેલ, ગોળ, વિગેરેનો વ્યાપાર તે રસકુવાણિજ્ય; મોર, પોપટ અને મનુષ્ય તથા પશુનો વ્યાપાર તે કેશકુવાણિજ્ય; અફીણ, સોમલ વિગેરે તથા શસ્ત્રાદિનો વ્યાપાર તે વિષવિષયકુવાણિજ્ય; એ પાંચ કુવાણિજ્યને શ્રાવકે વર્જવાં. ૨૨

એવં ખુ જંતપિલણ,-કમ્મં નિલંછણં

ચ દવદાણં ॥ સર-દહ-તલાય-સોસં, અસઈ-પોસં ચ વજ્જિજ્જા ॥ ૨૩ ॥

અર્થ—એ પ્રમાણે નિશ્ચયથી ઘંટી ચરખા પ્રમુખ યંત્રમાં શેરડી, તલ વિગેરે પીલાવવા; નાક કાન વીંધવા વીંધાવવા; અગ્નિદાહ દેવો; સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને સુકાવી નાંખવા; હિંસક જીવો તથા વ્યભિચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું; આ પાંચ સામાન્ય કર્મને શ્રાવકે વર્જવા. ૨૩

## આઠમા વ્રતના અતિચાર.

સત્થગ્ગિ-મુસલ-જંતગ,-તણ-કટ્ઠે-મંત-મૂલ-ભેસજ્જે ॥ દિન્ને દવાવિએ વા, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૨૪ ॥

અર્થ—શસ્ત્ર, અગ્નિ, મુશલ, યંત્ર, તૃણ, કાષ્ટ, સર્પ વિગેરેને ખીલવવાના મંત્ર, નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી અને ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ બીજાને આપવાથકી, બીજાની પાસે અપાવવા થકી અને આપનારને અનુમોદવાથકી જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૪

ન્હાણ-વ્વટ્ટણ-વન્નગ, વિલેવણે સદ્દ-રૂવ-

## રસ-ગંધે ॥ વત્થાસણ-આભરણે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૨૫ ॥

અર્થ—અણગળ પાણી વિગેરેથી ન્હાવું, પીઠી વિગેરે ચોળી શરીરનો મેલ ઉતારવો, અબીર ગુલાલ અલતાદિક તથા કેશર ચંદનાદિનું વિલેપન કરવું; શબ્દ, રૂપ, રસ, ગંધ, વસ્ત્ર, આસન, આભરણ ( ઘરેણું ) ઇત્યાદિ અનેક ઉપભોગ સંબંધી જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૫



### શબ્દાર્થ.

કંદપ્પે—કામભોગની કથા કરવી.
મોહરિ—વાચાળપણે અઘટિત વચન બોલવાં.
ભોગઅઇરિત્તે—ઉપભોગ-પરિભોગની વસ્તુ ખપ કરતાં વિશેષ રાખવી.
તઇઅંમિ—ત્રીજા.
તિવિહે—ત્રણ પ્રકારના.
અણવટ્ઠાણે—અવિનયપણે બે ઘડી કરતાં ઓછા વખતે સામાયિક પારવું,
વિતહકએ—વિતથપણે અર્થાત્ ખોટી રીતે કરતાં.
આણવણે—નિયમિત ભૂમિમાં બહારથી કાંઈ ચીજ મંગાવવી.
કુક્કુઇએ—લોકોને હાંસી આવે એવી કાય ચેષ્ટા કરવી.
અહિગરણ—શસ્ત્ર વગેરે સજ્જ કરવાં.
દંડંમિ અણટ્ઠાએ—અનર્થદંડ વિરમણ નામના.
ગુણવ્વએ—ગુણવ્રતને વિષે.
દુપ્પણિહાણે—દુષ્પ્રણિધાન—દુષ્ટ યોગ વ્યાપારમાં.
સઇવિહૂણે—પ્રમાદથી સામાયિક લીધું છે કે નહિ તે યાદ ન રહેવું.
પઢમે—પ્રથમ.
સિક્ખાવએ—શિક્ષાવ્રતને વિષે.
પેસવણે—પરિમાણ ઉપરાંત ભૂમિને વિષે પોતાના કાર્ય માટે બીજાને

**સદ્દે**–પરિમાણુ ઉપરાંત ભૂમિએ રહેલાને ખોખારાદિકથી જણાવવું.
**પુગ્ગલક્ખેવે**–પદાર્થ નાંખી પોતાપણું જણાવવું.
**બીએ**–બીજા.
**સંથાર**–સંથારા સંબંધી.
**પમાય**–પ્રમાદ.
**તહ ચેવ**–તેમ વળી.
**પોસહવિહિ**–પોસહનો વિધિ.
**વિવરીએ**–વિપરીત કરવાથી.
**સિક્ખાવએ**–શિક્ષાવ્રતને વિષે.
**નિક્ખિવણે**–નાંખવી.
**વવએસ**–નહિ દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુને પારકી કહેવી, અને પરની વસ્તુને પોતાની કહેવી.
**ચેવ**–નિશ્ચે.
**ચઉત્થે**–ચોથા.
મોકલવા.
**રૂવે**–રૂપ દેખાડીને પોતાની જાણુ કરવી.
**દેસાવગાસિઅંમિ**–દેશાવકાશિક નામના.
**સિક્ખાવએ**–શિક્ષાવ્રતને વિષે.
**ઉચ્ચારવિહી**–લઘુનીતિ તથા વડી નીતિ સંબંધી.
**ભોયણાભોએ**–ભોજન સંબંધી ચિન્તા કરવી.
**તઇએ**–ત્રીજા.
**સચ્ચિત્તે**–સચિત્ત વસ્તુ ઉપર.
**પિહિણે**–દેવા યોગ્ય વસ્તુને સચિત્ત પદાર્થવડે ઢાંકવી.
**મચ્છરે**–ક્રોધ, અભિમાન, ઈર્ષ્યા કરતાં દાન દેવું.
**કાલાઇક્કમદાણે**–ગોચરીનો કાળ વીતી જતાં મુનિને આમંત્રણ કરવું.



## કંદપ્પે કુક્કુઇએ, મોહરિ અહિગરણ ભોગઅઇરિત્તે ॥ દંડંમિ [1]અણટ્ઠાએ, તઇઅંમિ ગુણવ્વએ નિંદે ॥ ૨૬ ॥

૧ જેથી આત્મા નિરર્થક દંડાય તે **અનર્થદંડ** તેના પાંચ અતિચાર આ ગાથામાં જણાવ્યા છે અને કેવા કેવા કારણે અનર્થદંડ થાય છે તે ૨૪, ૨૫ ગાથામાં વર્ણવેલ છે.

અર્થ—કામભોગની કથા કરવી, લોકોને હાંસી આવે એવી કાયચેષ્ટા કરવી, વાચાળપણે અઘટિત વચન બોલવાં, શસ્ત્ર વિગેરે સજ્જ કરવાં, ઉપભોગ પરિભોગની વસ્તુ ખપ કરતાં વિશેષ રાખવી; અનર્થદંડવિરમણ નામના ત્રીજા ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૬

## નવમા વ્રતના અતિચાર.

તિવિહે દુપ્પણિહાણે, અણવટ્ઠાણે તહા સઇવિહૂણે ॥ સામાઇઅ વિતહકએ, પઢમે સિક્ખાવએ નિંદે ॥ ૨૭ ॥

અર્થ—મન, વચન, કાયા એમ ત્રણ પ્રકારના દુષ્પ્રણિધાન અર્થાત્ દુષ્ટ યોગ વ્યાપારના ત્રણ અતિચાર, અવિનયપણે બે ઘડી કરતાં ઓછા વખતે સામાયિક પારવું, પ્રમાદથી સામાયિક લીધું છે કે નહીં તે યાદ ન રહેવું, એવી રીતે સામાયિક વિતથપણે અર્થાત્ ખોટી રીતે કરતાં, પ્રથમ શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૭

## દશમા વ્રતના અતિચાર.

આણવણે પેસવણે, સદ્દે રૂવે અ પુગ્ગલક્ખેવે ॥ દેસાવગાસિઅંમિ, બીએ સિક્ખાવએ નિંદે ॥ ૨૮ ॥

અર્થ—નિયમિત ભૂમિમાં બહારથી કાંઈ ચીજ મંગાવવી, પરિમાણ ઉપરાંત ભૂમિને વિષે પોતાના કાર્ય માટે બીજાને મોકલવા, પરિમાણ ઉપરાંત ભૂમિએ રહેલાને ખોંખારાદિથી જણાવવું, તેને રૂપ દેખાડવું, તેવે સ્થળે કાંઇક પદાર્થ નાંખી પોતાપણું જણાવવું; આ પાંચ અતિચાર માંહેથી દેશાવગાશિક નામના બીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું. ૨૮

## અગ્યારમા વ્રતના અતિચાર

**સંથારૂચ્ચારવિહી,-પમાય તહ ચેવ ભોયણાભોએ ॥ પોસહવિહિવિવરીએ, તઇએ સિખ્ખાવએ નિંદે ॥ ૨૯ ॥**

અર્થ—સંથારા સંબંધી બે પ્રકારના અર્થાત્ સંથારાને ન પડિલેહે ન પ્રમાર્જે, તથા પડિલેહે પ્રમાર્જે તો કંઇક કરે અને કંઇક ન કરે અને લઘુનીતિ (પેશાબ) તથા વડીનીતિ (ઝાડો) સંબંધી બે પ્રકારના અર્થાત્ લઘુનીતિ અને વડીનીતિને પરઠવવાની ભૂમિને ન પડિલેહવી ન પ્રમાર્જવી અને પડિલેહે પ્રમાર્જે તો કાંઇક કરે અને કાંઇક ન કરે, એમ ચાર તથા ભોજન સંબંધી ચિંતા કરવી; અથવા પોસહ લીધો છે કે નહિ તે યાદ ન રહેવું એ રીતે *પોસહનો વિધિ વિપરીત કરવાથી ત્રીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું. ૨૯

* ધર્મની પુષ્ટિ કરે તે પૌષધ.

## બારમા વ્રતના અતિચાર.

### સચ્ચિત્તે નિખ્ખિવણે, પિહિણે વવએસ મચ્છરે ચેવ ॥ કાલાઇક્કમદાણે, [1]ચઉત્થે સિખ્ખાવએ નિંદે ॥ ૩૦ ॥

અર્થ—સાધુને દેવાયોગ્ય ભોજન સચિત્તવસ્તુ ઉપર મૂકવું; દેવાયોગ્ય વસ્તુને સચિત્ત પદાર્થવડે ઢાંકવી; નહીં દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુને પારકી કહેવી, અને દેવાની બુદ્ધિએ પરની વસ્તુને પોતાની કહેવી; ક્રોધ, અભિમાન, ઈર્ષ્યા કરતાં દાન દેવું; ગોચરીનો કાળ વીતી જતાં મુનિને આમંત્રણ કરવું; ચોથા શિક્ષા વ્રતને વિષે પૂર્વોક્ત અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું. ૩૦



### શબ્દાર્થ.

સુહિએસુ—જ્ઞાનાદિકને વિષે જેનું હિત છે એવા સુવિહિતને વિષે. અથવા સુખીને વિષે.

જા—જે.

અસ્સંજએસુ—અસંયતી, સ્વ[illegible]તાં સ્વચ્છંદે. [illegible] એવાને.

દુહિએસુ—વ્યાધિથી પીડાએલા તપે કરી દુર્બળ એવા દુઃખીને વિષે.

મે—મને.

અણુકંપા—અનુકંપા—દયા.

સાહુસુ—સાધુને વિષે.

---

૧ તિથિ પર્વાદિ લૌકિક વ્યવહારનો ત્યાગ કરે તે અતિથિ, તેને આત્માર્થે નિર્દોષ અન્નાદિનું દાન કરવું તેને અતિથિ સંવિભાગ નામે ચોથું શિક્ષાવ્રત કહે છે.

પોતાની સ્વેચ્છાએ વિચરવાવાળા નહીં, પણ ગુરૂની આજ્ઞાએ વિચરવાવાળા એવા સુસાધુને વિષે. અથવા પાસત્થાને વિષે.
**ફાસુયદાણે**–નિર્દોષ અશનાદિક.
**પરલોએ**–પરલોકને વિષે.
**મરણે**–મરવાની.
**પંચવિહો**–પાંચ પ્રકારના.
**મા**–ન.
**હુજ્જ**–હોજો.
**કાએણ**–કાયોત્સર્ગ વિગેરે કાયાના વ્યાપારથી.
**વાઇયસ્સ**–વચનના અતિચારને.
**મણસા**–મનવડે.
**માણસિઅસ્સ**–મનના અતિચારને.
**વય**–બાર પ્રકારના વ્રત.
**ગારવેસુ**–ત્રણ ગારવને વિષે.
**કસાય**–ચાર કષાય.
**ગુત્તીસુ**–ત્રણ ગુપ્તિને વિષે.
**સંવિભાગો**–સંવિભાગ.
**ચરણ**–ચરણસિત્તરી,
**કરણ**–કરણસિત્તરીએ.
**જુત્તેસુ**–સહિત એવા.
**સંતે**–હોવા છતાં.
**ઇહલોએ**-આલોકને વિષે.
**જીવિઅ**-જીવવાની.
**આસંસપઓગે**-વાંછાનો–મનનો વ્યાપાર.
**મજ્ઝં**–મને.
**મરણંતે**–મરણાંત સુધી.
**કાઇઅસ્સ**–કાયાથી વધ વિગેરે કરાએલા અતિચારને.
**વાયાએ**–જિન સ્તવન વિગેરે વચનના વ્યાપારથી.
**વંદણ**–બે પ્રકારના વંદન.
**સિક્ખા**–બે પ્રકારની શિક્ષા.
**સન્ના**–ચાર સંજ્ઞા.
**દંડેસુ**-ત્રણ દંડને વિષે.
**સમિઇસુ**–પાંચ સમિતિને વિષે.

## સુહિએસુ અ દુહિએસુ અ, જા મે અસ્સંજએસુ [1]અણુકંપા ॥ રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૩૧ ॥

---
૧ અહીં અનુકંપાને નિંદી નથી પણ રાગદ્વેષની નિંદા કરી છે.

અર્થ—જ્ઞાનાદિને વિષે હિત છે જેનું એવા સુહિતને વિષે તથા વ્યાધિથી પીડાયેલા, તપે કરીને દુર્બલ અને તુચ્છ ઉપધી-વાળા એવા દુઃખીને* વિષે, તથા ગુરૂ નિશ્રાએ વિચરનારા સુસાધુને વિષે રાગથી ( આ મારો પુત્ર છે, આ મારો સગો છે ઇત્યાદિ બુદ્ધિએ ) વા દ્વેષથી (આ સાધુઓને કોઈ દેતું નથી, મલિન શરીર-વાળા છે, આશ્રય વિનાના છે ઇત્યાદિ બુદ્ધિએ ) મને જે અન્નાદિ દેવારૂપ અનુકંપા થઈ હોય તેને, હું નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું. અથવા વસ્ત્રાદિકે સુખી, રોગ વડે દુઃખી એવા અસંયતી પાસત્થાદિકને રાગથી (આશીર્ભાવથી અથવા પરિચયાદિ કારણે ) અથવા દ્વેષથી જે મને દયા થઈ હોય તેને નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું. અથવા અસંયત એટલે છકાયનો વધ કરનારા બ્રાહ્મણ ભીખારી આદિ સુખી અગર દુઃખીને રાગ દ્વેષ કરીને દાન આપતાં જે અતિચાર લાગ્યો હોય તેને નિંદુ છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૩૧

**સાહૂસુ સંવિભાગો, ન કઓ તવ–ચરણ-કરણ-જુત્તેસુ ॥ સંતે ફાસુઅદાણે, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૩૨ ॥**

---

*આથી લાંબું અશુભ આયુષ્ય બંધાય છે. જે માટે આગમમાં કહ્યું છે કે—તેવા રૂપના સાધુ, બ્રાહ્મણ, સંયત, પાપકર્મને હણનાર અને તેનું પ્રત્યાખ્યાન કરનાર એ બધાની હિલના, નિંદા, હિંસા, ગર્હા અગર અન્ય કોઈ અપ્રીતિના પ્રકાર પૂર્વક અશનાદિકે કરી દાન આપે તો પ્રાણી અશુભ લાંબુ આયુષ્ય બાંધે છે.

અર્થ—૯૫ (થા ચરણુસિત્તરી અને કરણુસિત્તરીએ સહિત એવા સાધુઓને વિષે, નિર્દોષ અશનાદિક હોવા છતાં મારે જીવે સંવિભાગ ( આતિથ્ય ) ન કીધો હોય, તેથી જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું અને ગુરૂની સાખે ગહું છું. ૩૨

## સંલેષણાના અતિચાર.

ઇહલોએ પરલોએ, જીવિઅ-મરણે અ આસંસપઓગે ॥ પંચવિહો અઇઆરો, મા મજ્ઝં હુજ્જ મરણંતે ॥ ૩૩ ॥

અર્થ—ધર્મના પ્રભાવથી આ લોકને વિષે સુખની વાંચ્છા; તથા પરલોકમાં દેવેંદ્રાદિના સુખની વાંચ્છા; અનશનને લીધે સન્માન દેખી જીવવાની વાંચ્છા, તથા દુઃખ આવે મરવાની વાંચ્છા; અને ચ શબ્દ થકી, * કામભોગને વિષે તીવ્ર વાંચ્છા; સંલેષણા સંબંધી આ પાંચ પ્રકારના અતિચાર મને મરણાંત સુધી ન હોજો. ૩૩

## ત્રણ યોગ વડે સર્વ વ્રતના અતિચાર.

કાએણ કાઇઅસ્સ, પડિક્કમે વાઇઅસ્સ વાયાએ ॥ મણસા માણસિઅસ્સ, સવ્વસ્સ વયાઇઆરસ્સ. ॥ ૩૪ ॥

**અર્થ**—કાયાથી વધાદિકે કરાએલા અતિચારને કાયોત્સર્ગાદિ જે કાયાના શુભ વ્યાપાર તેણે કરી; આળ પ્રમુખ દેવાના વચનના અતિચારને જિનસ્તવનાદિ શુભ વચનના વ્યાપારે કરીને અને દેવતત્ત્વાદિને વિષે શંકા પ્રમુખ મનના અતિચારને અનિત્યાદિ ભાવનાના શુભ ચિંતવને કરીને; એમ સર્વ વ્રતના અતિચારને હું પડિક્કમું છું. ૩૪

**[1]વંદણ[2]વય[3]સિક્ખા[4]ગારવેસુ [5]સન્નાક-**
**[6]સાય[7]દંડેસુ ॥ ગુત્તીસુ અ સમિઈસુ અ, જો**
**અઈઆરો [8]અ તં નિંદે ॥ ૩૫ ॥**

---

૧ ચૈત્યવંદન અને ગુરૂવંદન. ૨ સ્થૂલપ્રાણાતિપાતવિરમણ આદિ શ્રાવકનાં બાર વ્રત. ૩ ગ્રહણ અને આસેવનરૂપ બે પ્રકારની શિક્ષા-તેમાં શ્રાવક સામાયિક આદિ સૂત્રાર્થ શીખે તે ૧ **ગ્રહણશિક્ષા** અર્થાત્ જઘન્યથી અષ્ટ પ્રવચન માતા અને ઉત્કૃષ્ટથી દશ **વૈકાલિકના** છજ્જીવણીયા અધ્યયન સુધી અર્થ સાથે શીખે. ૨ **આસેવન શિક્ષા** તે નવકારથી માંડી શ્રાવકના દિવસ સંબંધી સર્વ ધર્માનુષ્ઠાન સેવે—પાળે તે. અર્થાત્ ઉઠતી વખત નવકાર ગણીને જાગે, પછી પોતાનું સ્વરૂપ વિચારે ઇત્યાદિ શ્રાદ્ધદિનકૃત્ય આદિ ગ્રંથોમાં કહેલાં શ્રાવકના અનુષ્ઠાનો પાળે. ૪ રસગારવ, ઋદ્ધિ ગારવ અને શાતા ગારવ. ૫ ચાર, દશ, અથવા પંદર સંજ્ઞા.

૬ કષ એટલે સંસાર તેનો આય એટલે લાભ જેનાથી થાય તે **કષાય** ચાર છે, ક્રોધ, માન, માયા અને લોભ. ૭ જેનાવડે ધર્મધનથી—આત્મા દંડાય તે દંડ ત્રણ છે. મન, વચન અને કાયા અથવા મિથ્યાત્વ શલ્ય, માયાશલ્ય અને નિયાણશલ્યરૂપ ત્રણ છે.

૮ **તયં** ધ્વનિ પાડનારે.

અર્થ—બે પ્રકારનાં વંદન, બાર પ્રકારનાં વ્રત, બે પ્રકારની શિક્ષા ( ગ્રહણ અને આસેવનરૂપ ), ત્રણ ગારવ, ચાર સંજ્ઞા, ચાર કષાય, ત્રણ દંડ, ત્રણ ગુપ્તિ, પાંચ સમિતિ અને ચ શબ્દથી શ્રાવકની અગિયાર પડિમા તેને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદું છું. ૩૫



## શબ્દાર્થ.

સમ્મદ્દિટ્ઠી–સમ્યગ્દૃષ્ટિ.
જઇવિ હુ–જો કે, નિશ્ચયે.
સમાયરે–કરે.
અપ્પો–અલ્પ.
બંધો–બંધ.
નિદ્ધંધસં–નિર્દયપણે–હિંસાનો વ્યાપાર.
સપડિક્કમણં–પ્રતિક્રમણ કરવાથી યુક્ત.
સઉત્તરગુણં–ગુરૂએ આપેલા પ્રાયશ્ચિત્ત કરવાથી યુક્ત.

સુસિક્ખિઓ–સારી રીતે શિખેલો.
જહા–જેમ.
કુટ્ઠગયં–શરીરમાં વ્યાપેલા.
વિસારયા–જાણનારા.
હણંતિ–હણે છે.
તો–તેથી.

જીવો–જીવ
પાવં–પાપ.
કિંચી–થોડું,
સિ–તેનો ( શ્રાવકનો. )
જેણ–કારણ કે.
કુણઇ–કરે.
તંપિ હુ–તેને પણ, નિશ્ચયે.
સપ્પરિઆવં–પશ્ચાત્તાપ કરવાથી યુક્ત.
ખિપ્પં–શીઘ્રપણે.
ઉવસામેઇ–સમાવે છે.
વાહિવ્વ–વ્યાધિની જેમ.
વિજ્જો–વૈદ્ય.
વિસં–ઝેરને.
મંતમૂલ–મંત્ર મૂળના.
વિજ્જા–વૈદ્યો.
મંતેહિં–મંત્રોવડે.
નિવ્વિસં–વિષ રહીત.

અટ્ઠવિહં—આઠ પ્રકારના.
રાગદોસ—રાગ દ્વેષથી.
આલોઅંતો—ગુરૂની સમીપે પોતાનાં પાપ પ્રકાશતો.
હણઈ—હણે છે.
કયપાવો—કર્યું છે પાપ જેણે એવો.
મણુસ્સો—મનુષ્ય.
નિંદિઅ—આત્માની સાખે નિંદા કરતો.
લહુઓ—હલકો.
ભારવહો—ભારને વહન કરનાર.
કમ્મં—કર્મને.
સમજ્જિઅં—બાંધેલા.
નિંદંતો—આત્માની સાખે નિંદતો.
ખિપ્પં—શીઘ્ર.
સુસાવઓ—ભલો શ્રાવક.
અવિ—પણ.
આલોઇય—પાપને પ્રકાશ કરતો.
ગુરૂસગાસે—ગુરૂની સમીપે.
અઇરેગ—અતિશય.
ઓહરિઅભરૂવ્વ—જેમ ભારને ઉતારીને.

**સમ્મદ્દિટ્ઠી જીવો, જઇવિ હુ પાવં સં*-માયરે કિંચી ॥ અપ્પો સિ હોઇ બંધો, જેણ ન નિદ્ધંધસં કુણઈ ॥ ૩૬ ॥**

અર્થ—સમ્યગ્દૃષ્ટિ જીવ જો કે થોડું પણ પાપ કરે, તો પણ તેને અલ્પ બંધ હોય, કારણ કે તે નિર્દયપણે—હિંસાદિ વ્યાપાર કરતો નથી. ૩૬

**તંપિ હુ સપડિક્કમણં, સપ્પરિઆવં સઉત્તરગુણં ચ ॥ ખિપ્પં ઉવસામેઇ, વાહિવ્વ સુસિક્ખિઓ વિજ્જો ॥ ૩૭ ॥**

* સમાયરઇ ઇતિ પાઠાન્તરમ.

અર્થ—પ્રતિક્રમણ કરવે કરી, વળી પશ્ચાત્તાપ કરવે કરી, તેમજ ગુરૂએ દીધેલા પ્રાયશ્ચિત્તને કરવે કરી યુક્ત, શ્રાવક જેમ રૂડી રીતે શિખેલો વૈદ્ય વ્યાધિને ઉપશમાવે છે તેમ, નિશ્ચયથી તે અલ્પ કર્મના બંધને પણ શિઘ્રપણે ઉપશમાવે છે. ૩૭

જહાવિસં કુટ્ઠગયં, મંતમૂલવિસારયા ॥ વિજ્જા હણંતિ મંતેહિં, તો તં હવઇ નિ-વ્વિસં ॥ ૩૮ ॥

અર્થ—જેમ શરીરમાં વ્યાપેલા સર્પાદિકના વિષને, મંત્ર મૂળનાં જાણનારા વૈદ્યો, મંત્રોએ કરીને નાશ કરે છે, ત્યારે તે શરીર વિષરહિત થાય છે. ૩૮

એવં અટ્ઠવિહં કમ્મં, રાગદોસ-સમ-જ્જિઅં ॥ આલોઅંતો અ નિંદંતો, ખિપ્પં હણઇ સુસાવઓ ॥ ૩૯ ॥

અર્થ—એજ પ્રમાણે ગુરૂની સમીપે પોતાના પાપ પ્રકાશતો વળી આત્મસાખે નિંદતો એવો ભલો શ્રાવક, રાગ દ્વેષથી બાંધેલાં એવાં આઠે પ્રકારનાં કર્મને શીઘ્ર હણે છે. ૩૯

કયપાવોવિ [1]માણુસ્સો, આલોઇય નિંદિઅ

[1] માણૂસો ઇતિ પાઠાન્તરમ્.

**ગુરૂસગાસે ॥ હોઇ અઇરેગ લહુઓ, ઓહ-રિઅભરૂવ્વ ભારવહો ॥ ૪૦ ॥**

અર્થ—જેમ ભારનો વહન કરનાર ભારને ઉતારીને હળવો થાય છે તેમ કરેલાં છે પાપ જેણે એવો મનુષ્ય, ગુરૂની સમીપમાંજ પાપને પ્રકાશ કરતો થકો તથા આત્મ સાખે નિંદા કરતો થકો પાપથી અત્યંત હળવો થાય છે. ૪૦



## શબ્દાર્થ.

આવસ્સએણ-આવસ્યક કરવાથી.
દુઃખાણં-પાપરૂપ દુઃખનો.
અંતકિરિઅં-નાશ.
અચિરેણ-થોડા.
આલોયણા-આલોવવાની રીતિ
સંભરિઆ-સાંભરી હોય.
મૂલગુણ-મૂળગુણને વિષે.
ઉત્તરગુણે-ઉત્તરગુણને વિષે.
ગરિહામિ-ગુરૂની સાખે ગર્હું છું.
કેવલિપન્નત્તસ્સ-કેવળી ભાષિત.
આરાહણાએ-આરાધનાને માટે.
વિરાહણાએ-ધર્મની વિરાધનાથી.
બહુરઓ-આરંભ તથા પરિગ્રહથી ઘણાં પાપવાળો.
કાહી-કરશે.
કાલેણ-કાળમાં.
બહુવિહા-બહુ પ્રકારની છે.
પડિક્કમણકાલે-પ્રતિક્રમણ કરવાને અવસરે.
નિંદે-હું નિંદું છું.
ધમ્મસ્સ-શ્રાવક ધર્મને.
અબ્ભુટ્ઠિઓમિ-હું ઉઠ્યો છું.
વિરઓમિ-હું નિવર્ત્યો છું.
પડિક્કંતો-પાપથી નિવર્ત્યો થકો.

**આવસ્સએણ એએણ, સાવઓ જઇવિ**

બહુરઓ હોઇ ॥ દુખ્ખાણુમંતકિરિઅં, કાહી અચિરેણ કાલેણ ॥ ૪૧ ॥

અર્થ—જો કે આરંભ તથા પરિગ્રહે કરી ઘણાં પાપવાળો શ્રાવક હોય તોપણ આ પડિક્કમણાદિ આવશ્યક કરવાથી થોડા કાળમાંજ તે પાપરૂપ દુઃખોનો વિનાશ કરશે. ૪૧

વિસ્મૃત થયેલ અતિચાર.

આલોઅણા બહુવિહા, નય સંભરિઆ પડિક્કમણકાલે ॥ મૂલગુણ-ઉત્તરગુણે, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૪૨ ॥

અર્થ—ગુરૂ પાસે પાપ આલોવવાની રીતિ ઘણા પ્રકારની છે, તે પ્રતિક્રમણ કરવાના અવસરે જે ન સાંભરી હોય; તે ન સંભારવા થકી મૂળગુણને વિષે તથા ઉત્તરગુણને વિષે જે અતિચાર લાગ્યો હોય; તેને આત્મ સાખે નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૪૨

તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નત્તસ્સ ॥ અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ; વિરઓમિ વિરાહણાએ ॥ તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં ॥ ૪૩ ॥

અર્થ—તે કેવળીભાષિત શ્રાવક ધર્મની આરાધનાને માટે હું ઉઠ્યો છું, વળી તે ધર્મની વિરાધના થકી હું નિવર્ત્યો છું; ત્રિવિધે કરી પાપ થકી નિવર્ત્યો થકો ચોવીશ જિનને હું વાંદું છું. ૪૩

સર્વ ચૈત્યવંદન.

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિઅલોએ અ ॥ સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઈં ॥ ૪૪ ॥

અર્થ—પૂર્વે લખેલ છે. ૪૪

સર્વ સાધુ વંદન.

જાવંત કેવિ સાહૂ, ભરહેરવયમહાવિદેહે અ ॥ સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિ-દંડવિરયાણં ॥ ૪૫ ॥

: અર્થ—પૂર્વે લખેલ છે. ૪૫



શબ્દાર્થ.

ચિર સંચિઅ—લાંબા કાળથી એકઠા કરેલાં.

પણાસણીઈ—નાશ કરનારી.

ભવ—ભવને.

સયસહસ્સ—શત સહસ્ત્ર—લાખ.
નિગ્ગિય—મુખથી નીકળેલી.
વોલંતુ—અતીત થાઓ.
મમ—મારે.
અરિહંતા—અરિહંત ભગવાન્
સાહૂ—સાધુ મહારાજ.
ધમ્મો—ચારિત્ર ધર્મ.
દેવા—દેવતાઓ.
સમાહિં—ચિત્તની સ્થિરતા.
પડિસિદ્ધાણં—નિષેધવા યોગ્ય અ-
શુભ કાર્ય.
અકરણે—ન કરવાથી.
અસદ્દહણે—સૂક્ષ્મ વિચાર ઉપર શ્રદ્ધા
ન કરવાથી.
ખામેમિ—ખમાવું છું.
સવ્વે—સર્વ.
ખમંતુ—ખમજો.
મે—મારે.
વેરં—વૈરભાવ
કેણઈ—કોઈ જીવની સાથે.
આલોઇઅ—પાપ આલોચ્યું (પ્રકાશ્યું).
ગરહિઅ—ગુરૂ સાખે ગર્હણા કરી.
સમ્મં—સમ્યક્પ્રકારે.
પડિક્કંતો—પડિક્કમતો થકો.
( પાછો હઠતો થકો ).
જિણે—જિનને.

મહણીએ—હણનારી.
કહાઈ—કથાઓ કરવે કરીને.
દિઅહા—દિવસો.
મંગલં—મંગળરૂપ હો.
સિદ્ધા—સિદ્ધ ભગવાન.
સુઅં—શ્રુતધર્મ.
સમદ્દિટ્ઠી—સમ્યગ્ દૃષ્ટિ.
દિંતુ—આપો.
બોહિં—સમ્યક્ત્વ.
કરણે—કરવાથી.
કિચ્ચાણં—કરવા યોગ્ય શુભ કાર્ય.
પડિક્કમણં—પ્રતિક્રમણ છે.
વિવરીય—વિપરીત.
પરૂવણાએ—પ્રરૂપણા કરવાથી.
સવ્વજીવે—સર્વ જીવોને.
જીવા—જીવો.
મિત્તી—મૈત્રી છે.
સવ્વભૂએસુ—સર્વ જીવોની સાથે.
મજ્ઝ—મારે.
અહં—મેં.
નિંદિઅ—આત્માની સાખે નિંદા કરી.
દુગંછિઅં—દુગંછા કરી.
તિવિહેણ—ત્રિવિધે—મન, વચન,
કાયાએ કરી.
વંદામિ—હું વંદના કરૂં છું.
ચઉવ્વીસં—ચોવીશ.

## શુભ ભાવની પ્રાર્થના.

**ચિરસંચિયપાવપણાસણીઇ, ભવસય-સહસ્સમહણીએ ॥ ચઉવીસ-જિણ-વિણિ-ગ્ગય-કહાઇ, વોલંતુ મે દિઅહા ॥ ૪૬ ॥**

અર્થ—ચિરકાળથી એકઠાં કરેલાં પાપને નાશ કરનારી, શત-સહસ્ર અર્થાત્ લક્ષ ભવને હણનારી એવી ચોવીશ તીર્થંકરોના મુ-ખથી નિકળેલી કથા કરવે કરીને મારા દિવસો વ્યતીત થાઓ. ૪૬

**મમ મંગલમરિહંતા, સિદ્ધા સાહૂ સુઅં ચ ધમ્મો અ ॥ [1]સમ્મદિઠ્ઠી દેવા, દિંતુ સ-માહિં ચ બોહિં ચ ॥ ૪૭ ॥**

---

૧ અહિં કોઇ શંકા કરે કે દેવો સમાધિ, બોધિ આપવાને સમર્થ છે કે નહિ? સમર્થ હોય તો સર્વને શા માટે નથી આપતા? અને અસમર્થ હોય તો પ્રાર્થના કરવી ફોગટ છે, કદાચ યોગ્યતાવાળાને જ આપે એમ કહેશો તો પછી બકરીના ગળાનાં આંચળ માફક તેમની પ્રાર્થના કરવે કરીને શું? તેનું શાસ્ત્રકાર સમાધાન કરેછે કે–સર્વત્ર યોગ્યતા એજ પ્રમાણ છે પરંતુ જેમ ઘડો બનાવવાને માટીની યોગ્યતા છે ખરી તોપણ કુંભાર, ચક્ર, ચીવર, દંડાદિક સર્વ તેનાં સહકારી કારણ છે, તેમ અહીં પણ ભવ્ય જીવની યોગ્યતા છતાં કુંભાર ચક્રાદિ કારણની પેઠે બીજાની સહાયની જરૂર પડે છે. એટલે નડતાં વિઘ્નોનું નિવારણ કરી દેવતાઓ સમાધિ, બોધિ આપી શકે છે માટે પ્રાર્થના કરવી યોગ્ય છે.

અર્થ—શ્રી અરિહંત, સિદ્ધ ભગવાન્ વળી સાધુ મહારાજા, શ્રુત ધર્મ તથા ચારિત્ર ધર્મ એ મારે મંગલ રૂપ છે. વળી સમ્યગ્ દૃષ્ટિ દેવતાઓ મને ધર્મને વિષે ચિત્તની સ્થિરતા તથા પરભવે સમ્યક્ત્વ [ જિનધર્મની પ્રાપ્તિ ] આપો ! ૪૭

કયા કારણે પ્રતિક્રમણ કરવું ?

**પડિસિદ્ધાણં કરણે, કિચ્ચાણમકરણે [1]પડિક્કમણં ॥ અસદ્દહણે અ તહા, વિવરીયપરૂવણાએ અ ॥ ૪૮ ॥**

અર્થ—નિષેધવા યોગ્ય [ શંકા વધાદિ અશુભ કાર્યને ] કરવે કરી તથા કરવા યોગ્ય [ દેવ પૂજા સામાયિકાદિ શુભ કાર્યને ] ન કરવે કરી વળી [ નિગોદાદિ સૂક્ષ્મ વિચારને ] અણસર્દહવે કરી અને જિનાગમથી વિરૂદ્ધ પ્રરૂપણા કરવે કરી જે પાપ લાગ્યું હોય તે દૂર કરવાને પ્રતિક્રમણ [ કરવાનું ] છે. ૪૮

સર્વ જીવ પ્રત્યે ક્ષામણા.

**ખામેમિ સવ્વજીવે, સવ્વે જીવા ખમંતુ મે ॥ મિત્તી મે સવ્વભૂએસુ, વેરં મજ્ઝ ન કેણઈ ॥ ૪૯ ॥**

---

૧ આ ગાથાથી વ્રતધારી અને અવ્રતી સર્વને અવશ્ય પ્રતિક્રમણ કરવું જોઇએ એમ સિદ્ધ થાય છે.

અર્થ--સર્વ જીવોને હું ખમાવું છું. સર્વે જીવો મારા અપરાધને ખમજો--માફ કરજો. મારે સર્વ જીવોની સાથે મૈત્રીભાવ છે. કોઈ જીવની સાથે મારે વૈરભાવ નથી. ૪૯

**એવ-મહં આલોઇઅ, નિંદિઅ ગરહિઅ દુગંછિઅં સમ્મં ॥ તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં ॥ ૫૦ ॥**

અર્થ--આ પ્રમાણે સમ્યક્ પ્રકારે પાપ આલોચ્યું, આત્મા સાખે નિંદા કરી, ગુરૂ સાખે ગર્હણા કરી અને દુગંછા કરી અને ત્રિવિધે પડિક્કમતો થકો ચોવીશ જિનને હું વાંદુંછું. ૫૦

ઇતિ વંદિતા સૂત્ર. ૩૩



## ૩૪॥ અબ્ભુટ્ઠિઓ (ગુરૂખામણા) સૂત્ર.।

### શબ્દાર્થ.

અબ્ભિંતર-અંદર.
દેવસિઅં-દિવસના અપરાધને.
ખામેઉં-ખમાવવાને.
ખામેમિ-ખામું છું.
જં કિંચિ-જે કાંઈ.
અપત્તિઅં-અપ્રીતિ ભાવ.
પરપત્તિઅં-વિશેષ અપ્રીતિ ભાવ.
ભત્તે-ભોજનને વિષે.
પાણે-પાણીને વિષે.
વિણએ-વિનયને વિષે.
વેઆવચ્ચે-વૈયાવચ્ચને વિષે.
આલાવે-એકવાર બોલવાને વિષે.
સંલાવે-વારંવાર બોલવાને વિષે.
ઉચ્ચાસણે-ગુરૂથી ઉંચે આસને બેસવાને વિષે.
સમાસણે-ગુરૂની બરાબર આસને બેસવાને વિષે.
અંતરભાસાએ-ગુરૂ બોલતા હોય

**ઉવરિભાસાએ**—ગુરૂએ કહેલી વાતને વધારીને વિશેષપણે કહેવામાં તેની વચ્ચે બોલવામાં.
**જં કિંચિ**—જે કાંઇ.
**મજ્ઝ**—મેં.
**વિણય પરિહીણં**—વિનય રહિતપણે કર્યું હોય,
**સુહુમં**—સૂક્ષ્મ.
**તુબ્ભે**—તમે.
**બાયરં**—બાદર-સ્થૂળ.
**ન જાણામિ**—જાણતો નથી
**જાણહ**—જાણો છો.

---

## ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં ? ઇચ્છં, ખામેમિ દેવસિઅં ।

અર્થ—હે ભગવાન્! ઇચ્છાપૂર્વક આપ મને આદેશ આપો, હું દિવસમાં કરેલા અપરાધને ખમાવવાને ઉઠ્યો છું. ગુરૂ કહે [ ખામેહ ] ખમાવો. શિષ્ય કહે [ ઇચ્છં ] હું એજ ઇચ્છું છું. [ અને ] દિવસ સંબંધી અપરાધ પ્રત્યે ખામું છું.

## જં કિંચિ અપત્તિઅં પરપત્તિઅં ભત્તે પાણે, વિણએ વેઆવચ્ચે, આલાવે સંલાવે, ઉચ્ચાસણે સમાસણે, અંતરભાસાએ ઉવરિભાસાએ,

અર્થ—જે કાંઈ અપ્રીતિભાવ કે વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય-[ શેને વિષે ? ] ભોજનને વિષે, પાણીને વિષે, વિનયને

વિષે, વૈયાવચ્ચને વિષે, એક વાર બોલવાને વિષે, વારંવાર બોલવાને વિષે, ગુરૂથી ઉંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસને બેસવાને વિષે, ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ કહેલી વાત વિશેષપણે કહેવામાં,

**જં કિંચિ મજઝ વિણય-પરિહીણં સુહુમં વા બાયરં વા, તુબ્ભે જાણહ, અહં ન જાણામિ, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥**

અર્થ--જે કાંઈ મારે [ જીવે ] સૂક્ષ્મ વા સ્થૂળ વિનય રહિતપણું કર્યું હોય તે તમે જાણો છો, હું જાણતો નથી, તે પાપ મારૂં મિથ્યા થાઓ ॥ ૧ ॥ ઇતિ ॥

ગુરૂ [ ૧૫ ] લઘુ [ ૧૧૧ ] સર્વ વર્ણ [ ૧૨૬ ]

—※:o:※—

## ૩૫॥ અથ આયરિય ઉવજ્ઝાએ સૂત્ર.* ॥

### શબ્દાર્થ.

આયરિય—આચાર્ય.
ઉવજ્ઝાએ—ઉપાધ્યાય.
સીસે—શિષ્ય.
સાહમ્મિએ—સાધર્મી.
કુલ—એક આચાર્યનો પરિવાર.
ગણે—એક વાચના વાળો ઘણા આચાર્યનો પરિવાર.
કેઈ—કોઇ પણ પ્રકારનો.

* આ સૂત્રવડે આચાર્ય, ઉપાધ્યાય શિષ્ય, સાધુસમુદાય, સંઘ અને સર્વ જીવોની સાથે ક્ષામણા થાય છે, માટે સૂત્ર બોલતી વખત બરાબર ઉપયોગ રાખવામાં આવે તો કર્મ નિર્જરા થાય.

કસાયા–કષાય કર્યો હોય.
તિવિહેણ–ત્રિવિધે કરી.
સવ્વસ્સ–સર્વ.
ભગવઓ–ભગવંતના સંબંધમાં કરેલા અપરાધ પ્રત્યે.
સીસે–મસ્તક ઉપર.
ખમામિ–ખમું છું.
અહયંપિ–હું પણ.
ભાવઓ–ભાવથી.
ધમ્મ–ધર્મને વિષે.
નિયચિત્તો–પોતાનું ચિત્ત જેણે.
સવ્વે–તે સર્વને.
ખામેમિ–હું ખામું છું.
સમણસંઘસ્સ–શ્રમણ સંઘરૂપ.
અંજલિં–બે હાથ.
કરિય–જોડીને.
ખમાવઇત્તા–ખમાવીને.
સવ્વસ્સ–સર્વના કરેલા અપરાધને.
જીવ રાસિસ્સ–જીવોના સમૂહના સંબંધમાં કરેલા અપરાધ પ્રત્યે.
નિહિય–સ્થાપ્યું છે.
ખમાવઇત્તા–ખમાવીને.

——:o:——

**આયરિય ઉવજ્ઝાએ, સીસે સાહમ્મિએ કુલ ગણે અ ॥ જે મે કેઈ કસાયા, સવ્વે તિવિહેણ ખામેમિ ॥ ૧ ॥**

અર્થ—-આચાર્ય, ઉપાધ્યાય, તેમના શિષ્ય, સાધર્મી, એક આચાર્યનો પરિવાર તથા ઘણા આચાર્યનો પરિવાર, તે સર્વેના ઉપર જે કોઈ પણ પ્રકારનો કષાય મારે જીવે કર્યો હોય, તે સર્વેને ત્રિવિધે કરી ખામું છું. ॥ ૧ ॥

**સવ્વસ્સ સમણ-સંઘસ્સ, ભગવઓ અંજલિં કરિય સીસે ॥ સવ્વં ખમાવઇત્તા, ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥ ૨ ॥**

અર્થ—સર્વ શ્રમણ સંઘરૂપ ભગવંતના સંબંધમાં કરેલ જે અપરાધ તે સર્વ અપરાધને, મસ્તકની ઉપર બે હાથ જોડીને ખમાવીને તે સર્વના કરેલા અપરાધને હું પણ ખમું છું. ૨

**સવ્વસ્સ જીવરાસિસ્સ, ભાવઓ ધમ્મ-નિહિય-નિયચિત્તો ॥ સવ્વં ખમાવઇત્તા, ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥ ૩ ॥**

અર્થ—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો હું સર્વ જીવોના સમૂહના સંબંધમાં કરેલા અપરાધ પ્રત્યે, સર્વને ખમાવીને, હું પણ સર્વ પ્રત્યે ખમું છું ॥ ૩ ॥

ગાથા [૩] પદ [૧૨] ગુરૂ [૧૯] લઘુ [૯૧] સર્વવર્ણ [૧૧૦].

**ઇતિ ખામણા સૂત્ર. ૩૫**

# ૩૬ ॥ અથ નમોઽસ્તુ વર્દ્ધમાનાય* ॥

**શબ્દાર્થ.**

ઇચ્છામો—અમે ઇચ્છા કરીએ છીએ.
અણુસટ્ઠિં—ગુરૂ આજ્ઞાને.
ખમાસમણાણં—ક્ષમાશ્રમણોને.
અસ્તુ—થાઓ.
વર્દ્ધમાનાય—વર્દ્ધમાન સ્વામીને.
સ્પર્દ્ધમાનાય—સ્પર્દ્ધા કરનાર.
કર્મણા—કર્મની સાથે.
તજ્જય—તે કર્મના જયથી
અવાપ્તમોક્ષાય—મોક્ષને પ્રાપ્ત કરનાર.
પરોક્ષાય—આંખથી પર.
કુતીર્થિનામ્—મિથ્યાત્વીઓને.
યેષાં—જેમની.

---

* સંધ્યા પ્રતિક્રમણ કરતી વખત છ આવશ્યક પૂરા થયા પછી તેના હર્ષ નિમિત્તે આ શ્રી વીરપરમાત્માની સ્તુતિ બોલાય છે.

विकच-खीलेलां,
राज्या-पंक्ति वडे.
क्रम-चरणरूप.
दधत्या-पोतानी उपर धारण करती.
इति-ए प्रकारे.
प्रशस्यं-प्रशंसनीय.
संतु-थाओ.
ते-ते.
कषायताप-कषायरूप तापथी.
जंतु-प्राणीओने.
करोति-करे छे.
जैन-गणधरना.
अंबुद-मेघथी.
स-ते.
उद्भव-उत्पन्न थयेला.
संनिभः-जेवो.
तुष्टिं-संतोष.
विस्तरः-विस्तार.

अरविंद-कमळोनी.
श्लाघ्यः-प्रशंसा करवा योग्य.
कमलावलिं-कमळनी श्रेणीने.
सदृशैः-सरखानी साथे.
संगतं-मळवुं.
कथितं-कहेलुं छे.
शिवाय-मोक्षने अर्थे.
जिनेंद्राः-जिनेंद्रो.
अर्दित-पीडित एवा.
निर्वृतिं-शांति.
यो-जे.
मुख-मुखरूपी.
उद्गतः-नीकळेलो.
शुक्रमास-जेठ मासमां.
वृष्टि-वर्षादना.
दधातु-करो.
मयि-मारे विषे.
गिरां-वाणीनो.

---

इच्छामो अणुसट्ठिं, नमो खमासमणाणं ॥ नमोऽर्हत्० ॥

अर्थ—अमे गुरुआज्ञाने इच्छीए छीए; क्षमाश्रमणने नमस्कार थाओ.

नमोऽस्तु वर्द्धमानाय, स्पर्द्धमानाय क-

र्मणा ॥ तजजयावाप्तमोक्षाय, परोक्षाय कुतीर्थिनाम् ॥ १ ॥

અર્થ—કર્મની સાથે સ્પર્દ્ધા કરનાર, તે કર્મનો જય કરીને મોક્ષ પ્રાપ્ત કરનાર અને કુતીર્થિઓથી પરોક્ષ એવા વર્દ્ધમાન સ્વામીને નમસ્કાર થાઓ. ૧

येषां विकचारविन्दराज्या, ज्यायः क्रमकमलावलिं दधत्या ॥ सदृशैरिति संगतं प्रशस्यं, कथितं सन्तु शिवाय ते जिनेन्द्राः॥२॥

અર્થ—જે જિનેન્દ્રોની પ્રશંસનીય ચરણ કમળની શ્રેણીને ( પોતાની ઉપર ) ધારણ કરતી એવી વિકસ્વર કમળોની શ્રેણી, [તેનું] સરખાની સાથે મળવું તે અતિ પ્રશંસનીય છે એમ કહેલું છે, તે જિનેંદ્રો મોક્ષને અર્થે થાઓ.

कषायतापार्दित-जन्तु निर्वृतिं, करोति यो जैनमुखाम्बुदोद्गतः॥स शुक्रमासोद्भववृष्टिसन्निभो, दधातु तुष्टिं मयि विस्तरो गिराम् ॥ ३ ॥

અર્થ—જે ગણધરમહારાજના મુખ રૂપી મેઘથકી નિકળેલો વાણીનો વિસ્તાર, કષાય રૂપ તાપથી પીડિત એવા પ્રાણીઓને

શાંતિ કરે છે; વળી જે જ્યેષ્ઠ માસમાં ઉત્પન્ન થયેલા વર્ષાદ સરખો છે, તે ( સિદ્ધાંત રૂપ વાણીનો વિસ્તાર ) મારે વિષે સંતોષ કરો. ૩ ઇતિ.



# ૩૭ ॥ અથ વિશાલલોચન.[૧]

## શબ્દાર્થ.

વિશાલ–વિશાળ છે.
લોચનદલં–નેત્રરૂપી પત્ર જેમાં.
પ્રોદ્યત્–પ્રકાશમાન.
દંતાંશુ–દાંતનાં કિરણરૂપ.
કેસરં–કેસરવાળું.
પ્રાતઃ–પ્રાતઃકાળે.
વીરજિનેંદ્રસ્ય–શ્રી વીર ભગવાનનું.
મુખપદ્મં–મુખરૂપી કમળ.
પુનાતુ–પવિત્ર કરો.
વઃ–તમને.
યેષાં–જે જિનેંદ્રોનું.
અભિષેકકર્મ–સ્નાન કર્મ.
કૃત્વા–કરીને.
મત્તા–ઉન્મત્ત થયેલા.
હર્ષભરાત્–હર્ષના સમૂહથી.
સુખં–સુખરૂપ.
સુરેંદ્રાઃ–દેવતાના ઇંદ્રો.
તૃણમપિ–તૃણ તુલ્ય પણ.
ગણયંતિ–ગણતા.
નૈવ–નથીજ.
નાકમ્–સ્વર્ગને.
પ્રાતઃ–પ્રાતઃકાળે.
સંતુ–થાઓ.
શિવાય–મોક્ષને અર્થે.
તે–તે.
જિનેંદ્રાઃ–જિનેંદ્રો.
કલંક–કલંકથી.
નિર્મુક્ત–રહિત.
અમુક્ત–નથી મુકાણી.
પૂર્ણતં–પૂર્ણતા જેની.
કુતર્ક–કુતર્ક કરનારા અન્ય મતિરૂપ.
રાહુ–રાહુને.

---

૧ પ્રભાત સમયે રાઈ પ્રતિક્રમણના છ આવશ્યક પછી આ સ્તુતિ બોલાય છે માટે પ્રાભાતિકવીરસ્તુતિઃ એ નામ પણ આપવામાં આવેલ છે.

અસનં-અક્ષણ્ કરનાર.
અપૂર્વચંદ્રં-અપૂર્વ ચંદ્રરૂપ.
ભાષિતં-આગમને.
નૌમિ-હું નમસ્કાર કરૂં છું.
નમસ્કૃતં-નમસ્કાર કરેલા.
સદોદયં-હમેશાં ઉદય પામેલા.
જિનચંદ્ર-જિનચંદ્રના.
દિનાગમે-પ્રભાત સમયે.
બુધૈઃ-પંડિતોએ.

---

વિશાલ-લોચન-દલં, પ્રોદ્યદ્દન્તાંશુકેસરં ॥ પ્રાતર્વીરજિનેન્દ્રસ્ય, મુખપદ્મં પુનાતુ વઃ ॥ ૧ ॥

અર્થ—જે મુખકમળને વિષે વિશાળ નેત્રોરૂપ પત્ર છે તથા અત્યંત ઝળહળતા એવા દાંતના કિરણરૂપ કેસર (સુગંધના કણીયા) છે, તે વીરજિનેંદ્રનું મુખકમળ પ્રભાત સમયે તમને પવિત્ર કરો. ૧

યેષામભિષેકકર્મ કૃત્વા, મત્તા હર્ષભરાત્ સુખં સુરેન્દ્રાઃ ॥ તૃણમપિ ગણયન્તિ નૈવ નાકં, પ્રાતઃ સન્તુ શિવાય તે જિનેન્દ્રાઃ ॥૨॥

અર્થ—જે જિનેંદ્રોના અભિષેકકાર્યને કરીને, હર્ષના સમૂહ થકી મગ્ન થયેલા એવા દેવેન્દ્રો, દેવલોક સંબંધી સુખને તૃણ તુલ્ય પણ ગણતા નથીજ, તે જિનેંદ્રો પ્રભાત સમયે મોક્ષને અર્થે થાઓ. ૨

કલંકનિર્મુકતમમુક્તપૂર્ણતં, કુતર્કરાહુગ્ર-
સનં સદોદયમ્ ॥ અપૂર્વચન્દ્રં જિનચન્દ્રભા-
ષિતં, દિનાગમે નૌમિ બુધૈર્નમસ્કૃતમ્ ॥૩॥

અર્થ—જે જિનચંદ્રનું આગમ કલંક રહિત છે, નથી મુકાણી પૂર્ણતા જેની એવું છે, કુતર્ક કરનારા પરદર્શની રૂપ રાહુને ભક્ષણ કરનાર છે, નિરંતર ઉદય પામેલા અપૂર્વ ચંદ્ર સમાન છે અને જેને પંડિતોએ નમસ્કાર કરેલો છે, તે જિનચંદ્રના આગમને હું પ્રભાત સમયે નમસ્કાર કરૂં છું. ૩ ઇતિ.



## ૩૮ ॥ અથ શ્રુતદેવતાની સ્તુતિ*

### શબ્દાર્થ.

સુઅદેવયાએ–શ્રુત દેવતાને અર્થે.
સુઅદેવયા–શ્રુત દેવતા.
ભગવઈ–ભગવતી.
નાણાવરણીય–જ્ઞાનાવરણીય.
કમ્મસંઘાયં–કર્મના સમૂહને.
તેસિં–તેઓના.
ખવેઉ–ક્ષય કરો.
સયયં–નિરંતર.
જેસિં–જેઓની.
સુઅસાયરે–શ્રુતરૂપ સાગરને વિષે.
ભત્તી–ભક્તિ છે.

---

સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં[1] ॥ સુ-

---

૧ અહીં વંદણવત્તિયાએ ન કહેતાં અન્નત્થ ઊસસિએણં કહેવું. તેનું કારણ એ છે કે દેવતાઓ અવિરતિ હોવાથી તેમને વંદન પૂજન થાય નહિ, સ્મરણ પ્રાર્થના તો થાય, તે વાત વંદિત્તાની ફુટનોટમાં જણાવેલ છે.

અદેવયા ભગવઇ, નાણાવરણીયકમ્મસંઘા-યંા તેસિં ખવેઉ સયયં, જેસિં સુઅસાયરે ભત્તી ॥ ૧ ॥

અર્થ—શ્રુત દેવતાને ( સ્મરણ કરવા ) અર્થે કાઉસ્સગ્ગ કરૂંછું. ભગવતી શ્રુતદેવતા ( સરસ્વતી ) જેઓની શ્રુતસાગરને વિષે નિરંતર ભક્તિ છે તેઓના જ્ઞાનાવરણીય કર્મના સમૂહને ક્ષય કરો ! ૧ ઇતિ.

ગાથા (૧) પદ [૪] સંપદા [૪] ગુરૂ (૨) લઘુ (૩૫)
સર્વ વર્ણ (૩૭)

—✻—

## ૩૯ ॥ અથ ક્ષેત્રદેવતાની સ્તુતિ ॥

### શબ્દાર્થ.

જીસે–જેના.
સાહૂ–સાધુઓ.
નાણેહિં–જ્ઞાનવડે.
સહિએહિં–સહિત.
મુખ્ખમગ્ગં–મોક્ષ માર્ગને.
દેવી–દેવી.
દુરિયાઇં–પાપોને.
ખિત્તે–ક્ષેત્રને વિષે.
દંસણ–દર્શન.
ચરણ–ચારિત્ર.
સાહંતિ–સાધે છે.
સા–તે.
હરઉ–હરણ કરો.

---

જીસે ખિત્તે સાહૂ, દંસણ-નાણેહિં ચરણ-

સહિએહિં ॥ સાહંતિ મુખ્ખમગ્ગં, સા દેવી હરઉ દુરિયાઇં ॥ ૧ ॥

અર્થ—જેના ક્ષેત્રને વિષે સાધુ-મુનિરાજ ચારિત્ર સહિત દર્શન, જ્ઞાનવડે મોક્ષ માર્ગને સાધે છે, તે દેવી દુરિતો(પાપો)ને હરણ કરો. ૧

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) લઘુ (૩૩) ગુરૂ (૩) સર્વ વર્ણ (૩૬)



## ૪૦ ॥ અથ. કમલદલ. સ્તુતિ ॥

### શબ્દાર્થ.

કમલદલ—કમળનાં પત્ર જેવાં.
નયના—નેત્રવાળી.
કમલગર્ભ—કમળના ગર્ભની.
ગૌરી—ગૌર વર્ણવાળી.
સ્થિતા—રહેલી.
દદાતુ—આપો.
સિદ્ધિં—સિદ્ધિને.
વિપુલ—વિશાળ.
કમલમુખી—કમળના જેવા મુખવાળી.
સમ—સમાન.
કમલે—કમળમાં.
ભગવતી—ભગવતી.
શ્રુતદેવતા—શ્રુતદેવતા—સરસ્વતી.

---

કમલ-દલ-વિપુલ-નયના, કમલમુખી કમલગર્ભ-સમગૌરી ॥ કમલે સ્થિતા ભગવ-

---

૧ આ થોય સ્ત્રીઓએ સુઅદેવયાની સ્તુતિના બદલે કહેવાની છે.

તી, દદાતુ શ્રુત-દેવતા સિદ્ધિમ્ ॥ ૧ ॥

અર્થ—કમળના પત્ર સરખા વિસ્તીર્ણ નેત્રોવાળી, કમળના જેવા મુખવાળી, કમળના ગર્ભની જેવા ગૌરવર્ણવાળી અને કમળને વિષે રહેલી એવી ભગવતી શ્રુતદેવતા સિદ્ધિ આપો. ૧

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) લઘુ (૪૦) ગુરૂ (૪) સર્વવર્ણ [૪૪]



## ૪૧ ॥ અડ્ઢાઇજ્જેસુ (મુનિવંદન[1]) સૂત્ર. ॥

### શબ્દાર્થ.

અડ્ઢાઇજ્જેસુ—અઢી.
દીવસમુદ્દેસુ—દ્વીપ અને બે સમુદ્ર સંબંધી.
પનરસસુ—પંદર.
કમ્મભૂમીસુ—કર્મભૂમિને વિષે.
રયહરણ—રજોહરણ—ઓઘો.
ગુચ્છ—ગુચ્છક.
પડિગ્ગહ—પાત્રાંને.
ધારા—ધરનારા.
પંચ—પાંચ.
મહવ્વય—મહાવ્રતને.
ધારા—ધારણ કરનારા.
અટ્ઠારસ—અઢાર.
સહસ્સ—હજાર.
સીલંગધારા—શીલના અંગને ધરનારા.
અક્ખુય—સંપૂર્ણ.
આયાર—આચારરૂપ.
ચરિત્તા—ચારિત્રના પાળનારા.
સિરસા—મસ્તકે.
મણસા—મને કરી.
મત્થએણ વંદામિ—હું વંદના કરૂંછું.

---

અડ્ઢાઇજ્જેસુ દીવસમુદ્દેસુ, પનરસસુ

---

૧ આ સૂત્રવડે અઢી દ્વીપ અને બે સમુદ્રમાં રહેલા સર્વ પ્રકારના મુનિ મહારાજને વંદન થાય છે, માટે મુનિવંદન સૂત્ર.

## કમ્મભૂમીસુ ॥ જાવંત કેવિ સાહૂ, રયહરણુ-ગુચ્છ-પડિગ્ગહધારા ॥

અર્થ—અઢી દ્વીપ તથા બે સમુદ્ર સંબંધી પંદર કર્મ ભૂમિને વિષે જેટલા કોઈ સાધુ, રજોહરણ ( ઓઘો ), પાત્રાની ઝોળી અને પાત્રાં વિગેરે ધર્મોપકરણના ધારણ કરનારા, વળી,

## પંચમહવ્વયધારા, અઠ્ઠારસસહસ્સ-સીલંગધારા ॥ *અખ્ખુયાયારચરિત્તા, તે સવ્વે સિરસા મણુસા મત્થએણ વંદામિ ॥ ૧ ॥

અર્થ—પાંચ મહાવ્રતને ધારણ કરનારા, અઢાર હજાર શીલ-ચારિત્રના અંગના ધરનારા, સંપૂર્ણ આચારરૂપ ચારિત્રના પાળનારા, તે સર્વને મસ્તકે કરીને, મને કરીને હું વાંદુછું. ॥ ૨ ॥ ઇતિ.

લઘુ ( ૭૨ ) ગુરૂ ( ૧૩ ) સર્વ વર્ણ ( ૮૫ )



## ૪૨॥ અથ વરકનક ( એકસો સિત્તેર જિન સ્તુતિ ) સૂત્રં[1] ॥

શબ્દાર્થ.

વર—ઉત્તમ. કનક—સુવર્ણ.

---

* અખ્ખયાયાર ઇતિ પાઠાન્તરે.

૧ આ સૂત્રવડે જગચિંતામણીની ફુટનોટમાં વર્ણવ્યા મુજબ ઉત્કૃષ્ટ કાળે વિચરતા ૧૭૦ જિનોને તેમના વર્ણવડે સ્તવેલા છે.

શંખ-શંખ.
મરકત-લીલમ. (અને)
સંનિભં-જેવા વર્ણવાળા.
સપ્તતિશતં-એકસો સિત્તેર.
સર્વામર-સર્વ દેવતાઓએ.
વિદ્રુમ-પરવાળાં.
ઘન-મેઘના.
વિગતમોહમ્-મોહ રહિત.
જિનાનાં-તીર્થંકરોને.
પૂજિતં-પૂજેલાને.

---

## વરકનક-શંખ-વિદ્રુમ,-મરકતઘન-સન્નિભં વિગતમોહમ્ ॥ સપ્તતિશતં જિનાનાં, સર્વામર-પૂજિતં વન્દે ॥ ૧ ॥

અર્થ—ઉત્તમ સુવર્ણ, શંખ, પરવાળા, નીલમ અને સજળ મેઘના જેવા વર્ણવાળા અને મોહ વિનાના, તેમજ સર્વ દેવતાઓથી પૂજિત એવા એકસો સિત્તેર તીર્થંકરોને હું વંદના કરૂં છું. ૧ ઇતિ.



## ૪૩ ॥ અથ[1] લઘુશાંતિસ્તવ સૂત્ર. ॥

### શબ્દાર્થ.

શાંતિં-શાંતિનાથ ભગવાનને.
શાંતિનિશાંતં-શાંતિના સ્થાનરૂપ.

---

૧ વૃહદ્ ગચ્છીય પ્રસિદ્ધ પ્રભાવી **શ્રી માનદેવસૂરિ** શ્રી **નાડુલ નગર** મધ્યે ચોમાસુ હતા તે વખતે શ્રી **શાકંભરી** નગર મધ્યે શ્રી સંઘ, શાકિનીએ કરેલ મરકીના ઉપદ્રવથી પીડાવાથી, તે શ્રી સંઘે માણસો મોકલી **શ્રી** માનદેવસૂરિને હકીકત જાહેર કરીને ઉપદ્રવ નિવારવા માટે વિનતિ કરી. **તેથી** પદ્મા, જયા, વિજયા અને અપરાજિતા એ ચાર દેવીઓનું સાન્નિધ્ય **છે**

**શાંતં**–રાગ દ્વેષ રહિત.
**અશિવં**–ઉપદ્રવ જેનાથી.
**સ્તોતુઃ**–સ્તુતિ કરનારની.
**મંત્રપદૈઃ**–મંત્રોના પદવડે.
**સ્તૌમિ**–હું સ્તુતિ કરૂં છું.
**નિશ્ચિતવચસે**–નિશ્ચયવાચક પદ છે જેમનું.
**અર્હતે**–યોગ્ય.
**શાંતિજિનાય**–શાંતિનાથ ભગવાનને.
**યશસ્વિને**–યશવાળાને.
**દમિનામ્**–ઇંદ્રિયોને દમન કરનારા મુનિઓના.

**શાંત**–શાંત થયા છે.
**નમસ્કૃત્ય**–નમસ્કાર કરીને.
**શાંતિનિમિત્તં**–શાંતિના કારણરૂપ
**શાંતયે**–શાંતિને અર્થે.
**ઓમ્ ઇતિ**–ૐ એવું.
**નમો નમો**–વારંવાર નમસ્કાર થાઓ.
**ભગવતે**–સમગ્ર ઐશ્વર્યવાળા.
**પૂજાં**–પૂજાને.
**જયવતે**–રાગાદિકને જિતનારા.
**સ્વામિને**–સ્વામીને.
**સકલ**–સર્વ.
**અતિશેષક**–ચોત્રિશ અતિશય રૂપ.

---

જેમને એવા અને અત્યંત કરૂણાભાવે કરીને સહિત એવા તે **સૂરિએ** ઉપદ્રવ નિવારવા અર્થે આ **લઘુશાંતિસ્તવની** રચના કરીને શાકંભરીના સંઘને મોકલ્યું. તેથી આ સ્તવને પોતે ભણવાથી અગર અન્ય પાસે સાંભળવા થકી અને સ્તવવડે મંત્રિત જળના છાંટવાથી ઉપદ્રવ નાશ પામ્યો અને શાંતિ થઇ. આ પ્રમાણે આ સ્તોત્રની રચના શ્રી **નાડુલ** મધ્યે શ્રી **માનદેવસૂરીએ** કરી. શાકંભરીના સંઘનો ઉપદ્રવ શાંત થયો તેથી સર્વત્ર શાંતિને અર્થે આ સ્તોત્ર ગણાય છે. હાલમાં દૈવસિક પ્રતિક્રમણના અંતે પણ બોલાય છે. આ **શાંતિ પ્રતિક્રમણમાં** ક્યારે દાખલ થઈ તે વિષે વૃદ્ધવાદ એવો છે કે શ્રી માનદેવસૂરિએ બનાવ્યા પછી મંગલિક અર્થે સર્વત્ર ગણાતી. પાછળથી એટલે આજથી લગભગ ૫૦૦) વર્ષ અગાઉ એક યતિજી શ્રી **ઉદેપુરમાં** હતા તેમની પાસે શ્રાવકો હરવખત મંગલિક અર્થે શાંતિ સાંભળવા આવતા. લોકો વારંવાર કંટાળો દેવા લાગ્યા, તેથી તેમણે 'પ્રતિક્રમણમાં દુખ્ખખ્ખય કમ્મખ્ખયના કાઉસ્સગ્ગને અંતે શાંતિ કહેવી, જેથી સૌના સાંભળવામાં આવે' એવો ઠરાવ કર્યો. ત્યારથી તે રિવાજ પ્રચલિત થયો.

મહાસંપત્તિ-મોટી સંપત્તિએ.
શસ્યાય-પ્રશંસા કરવા યોગ્યને.
પૂજિતાય-પૂજેલાને.
શાંતિદેવાય-શ્રી શાંતિનાથને.
સુસમૂહ-સુંદર સમૂહ.
સંપૂજિતાય-પૂજાએલાને.
ભુવન-ત્રણ ભુવનના.
જન-લોકોનું.
ઉદ્યતતમાય-અતિશય સાવધાન એવાને.
દુરિતૌઘ-પાપના સમૂહના.
સર્વાશિવ-સર્વ ઉપદ્રવોને.
દુષ્ટગ્રહ-દુષ્ટ ગ્રહ.
પિશાચ-પિશાચ.
પ્રમથનાય-નાશ કરનારને.
સમન્વિતાય-સહિતને.
ત્રૈલોક્ય-ત્રણ લોકના જીવોએ.
નમોનમઃ-વારંવાર નમસ્કાર થાઓ.
સર્વામર-સર્વ દેવતાઓના.
સ્વામિક-તેમના સ્વામી ચોસઠ ઇંદ્રોથી.
ન જિતાય-દેવતાઓથી પણ નહિ જીતાએલાને.
પાલન-પાલન કરવામાં.
સતતં-હમેશાં.
તસ્મૈ-તેને.
નાશનકરાય-નાશ કરનારને.
પ્રશમનાય-શાંત કરનારને.
ભૂત-ભૂત.
શાકિનીનાં-શાકિનીઓને.

---

## શાંતિં શાંતિનિશાંતં, શાંતં શાંતાऽશિવં નમસ્કૃત્ય ॥ સ્તોતુઃ શાંતિનિમિત્તં, મંત્રપદૈઃ શાંતયે સ્તૌમિ ॥ ૧ ॥

અર્થ—શાંતિના સ્થાનરૂપ; રાગ દ્વેષ વિનાના અને શાંત થયા છે અકલ્યાણકારી ઉપદ્રવો જેનાથી એવા શ્રી શાંતિનાથને

નમસ્કાર કરીને, સ્તુતિ કરનારની શાંતિના હેતુરૂપ છે તેથી; શાંતિને અર્થે, મંત્રોના પદવડે હુ સ્તુતિ કરૂં છું. ૧

ઓમિતિનિશ્ચિતવચસે, નમો નમો*
ભગવતેઽર્હતે પૂજાં ॥ શાંતિજિનાય જયવતે,
યશસ્વિને સ્વામિને દમિનામ્ ॥ ૨ ॥

અર્થ—ૐ એવું નિશ્ચયાત્મક વાચક પદ છે જેમનું એવા, સમગ્ર ઐશ્વર્યવાળા, પૂજાને યોગ્ય, રાગાદિને જીતનારા, યશવાળા અને ઇંદ્રિયોને દમન કરનારા ( મુનિરાજ ) ના સ્વામી એવા શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૨

સકલાતિશેષકમહા,-સંપત્તિસમન્વિતાય
શસ્યાય ॥ ત્રૈલોક્યપૂજિતાય ચ, નમો નમઃ
શાંતિદેવાય ॥ ૩ ॥

અર્થ—સમસ્ત ચોત્રીશ અતિશયરૂપ મહાન્ સંપત્તિવાળા, પ્રશંસા કરવા યોગ્ય અને ત્રણ લોકના જીવોથી પૂજીત એવા શ્રી શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૩

સર્વામરસુસમૂહ-સ્વામિકસંપૂજિતાય

*અહીં નમો પદ બે વખત મૂક્યું છે તે અતિ આદર સૂચવવાને માટે છે.

[1]ન જિતાય ॥ ભુવનજનપાલનોદ્યત,-તમાય સતતં નમસ્તસ્મૈ ॥ ૪ ॥

અર્થ—સમસ્ત દેવતાઓના સુંદર સમૂહ તેમના સ્વામિ જે ચોસઠ ઇંદ્રો તેમનાથી પૂજાયેલા, દેવતાઓથી પણ નહીં જીતાએલા, ત્રણ ભુવનના લોકોનું પાલન કરવામાં સાવધાન એવા તે (શાંતિનાથ) ને નિરંતર નમસ્કાર થાઓ. ૪

સર્વદુરિતૌઘનાશન,-કરાય સર્વાઽશિવપ્રશમનાય ॥ દુષ્ટગ્રહભૂતપિશાચ,-શાકિનીનાં પ્રમથનાય ॥ ૫ ॥

અર્થ—સર્વ પાપના સમૂહનો નાશ કરનારા, સર્વ ઉપદ્રવને પ્રકર્ષે કરી શાંત કરનારા, દુષ્ટ ગ્રહ, ભૂત, પિશાચ અને શાકિનીનાં ઉપદ્રવોને નાશ કરનારા એવા શાંતિનાથને નમસ્કાર થાઓ.

### શબ્દાર્થ

યસ્ય-જે શાંતિનાથનો.
નામમંત્ર-નામ રૂપ મંત્ર.
વાક્ય-જે વચન.
કૃતતોષા-જેણે સંતોષ કર્યો છે એવી.
કુરૂતે-કરે છે.
ઈતિ ચ-અને એ પ્રમાણે.
ઇતિ-એ પ્રમાણે પૂર્વે કહેલ.
પ્રધાન-તે વડે સર્વોત્તમ એવું.
ઉપયોગ-તેના ઉપયોગથી.
વિજયા-વિજયાદેવી.
જનહિતં-લોકોનું હિત.
નુતા-સ્તવેલી છે.

---

૧ નિર્જિતાય ઇતિ પાઠાન્તરે.

નમત–નમસ્કાર કરો.
તે–તમોને.
વિજયે–વિજયાદેવી.
પરાપરૈઃ–બીજા દેવોથી.
અપરાજિતે–કોઇ ઠેકાણે પરાભવ નહિ પામેલી.
ઇતિ–એમ સ્તુતિ કરવાથી.
ભવતિ–તમે.
અપિ–પણ.
ભદ્ર–સુખ.
મંગલ=મંગળને.
સાધૂનાં–સાધુઓને.
શિવ–નિરૂપદ્રવપણું.
પુષ્ટિ–ધર્મની વૃદ્ધિને.
જીયાત–જય પામો.
કૃતસિદ્ધે–સિદ્ધિ કરનારા.
નિર્વાણ–મોક્ષ.
સત્વાનાં–ભવ્ય જીવોને.
નિરતે–તત્પર.
સ્વસ્તિપ્રદે–કલ્યાણને આપનારી.
ભક્તાનાં–ભક્ત.
શુભાવહે–કલ્યાણ કરનારી.
ઉદ્યતે–તત્પર.
સમ્યગદૃષ્ટિનાં–સમ્યગ્દૃષ્ટિ જીવોને.
રતિ–પ્રીતિ.
બુદ્ધિ–બુદ્ધિ (ચાલુ વિષયને જાણનારી)

ભવતુ–થાઓ.
ભગવતિ–હે ભગવતિ.
સુજયે–સારા જયવાળી.
અજિતે–નહિ જીતાએલી.
જગત્યાં પૃથ્વીને વિષે.
જયતિ–જય પામે છે.
જયાવહે–સ્તુતિ કરનારને જય આપનારી
સર્વસ્ય–બધા.
સંઘસ્ય–સંઘને.
કલ્યાણ–ઉપદ્રવ રહિતપણું.
પ્રદદે–પ્રકર્ષે કરી આપનાર.
સદા–નિરંતર.
સુતુષ્ટિ–ચિત્તની શાંતિ.
પ્રદે–આપનારી,
ભવ્યાનાં–ભવ્ય પ્રાણીઓને
નિવૃત્તિ–ચિત્તની સમાધિ.
જનનિ–ઉત્પન્ન કરનારી.
અભયપ્રદાન–અભય આપવામાં.
અસ્તુ–હો.
તુભ્યમ–તને.
જંતૂનાં–જીવોને.
નિત્યં–નિરંતર.
દેવિ–હે દેવી.
ધૃતિ–ધીરજ.
મતિ–મતિ, દીર્ઘદૃષ્ટિ.
પ્રદાનાય–આપવાને.

યસ્યેતિનામમંત્ર,-પ્રધાનવાકયોપયો-
ગકૃતતોષા ।। વિજયા કુરૂતે જનહિત,-મિતિ
ચ નુતા નમત તં શાંતિમ્ ।। ૬ ।।

અર્થ—જે શાંતિ જિનનો પૂર્વોક્ત નામ રૂપ મંત્ર તેણે કરી સર્વોત્તમ પવિત્ર એવું જે વચન તેના ઉપયોગે કરી કર્યો છે ચિત્તને વિષે સંતોષ જેણે એવી જે વિજયા દેવી, જે મનુષ્યનું હિત કરેછે તથા આગળ કહેશે એ પ્રકારે સ્તુતિ કરાયેલી છે તે શાંતિનાથને હે ભવ્ય જનો ! તમે નમસ્કાર કરો.

ભવતુ નમસ્તે ભગવતિ !, વિજયે સુજયે
પરાપરૈરજિતે ! ।। અપરાજિતે ! જગત્યાં,
જયતીતિ જયાવહે ભવતિ ! ।। ૭ ।।

અર્થ—હે ભગવતિ વિજયા, સુજયા, બીજા દેવોથી નથી જિતાએલી એવી હે અજીતા, કોઈ ઠેકાણે પરાભવ ન પામેલી એવી હે અપરાજિતા, તમો પૃથ્વીને વિષે જયવંતા વર્તો છો; એમ સ્તુતિ કરતે છતે સ્તુતિ કરનાર ભક્તજનને જયની આપનારી (થાયછે;) એવી હે તમે હરેક દેવીઓ ! તમોને નમસ્કાર થાઓ. ૭

સર્વસ્યાપિ ચ સંઘસ્ય, ભદ્રકલ્યાણમં-
ગલપ્રદદે ! ।। સાધૂનાં ચ સદા શિવ,-સુતુષ્ટિ-

પુષ્ટિપ્રદે જીયાઃ ॥ ૮॥

અર્થ—ચતુર્વિધ સર્વ સંઘને સૌખ્ય, નિરૂપદ્રવપણું અને મંગલને પ્રકર્ષે કરી આપનારી હે દેવી, વળી મોક્ષને સાધનાર મુનિઓને નિરંતર નિરૂપદ્રવપણું, ચિત્તની શાંતિ અને ધર્મની વૃદ્ધિ આપનારી હે દેવી! તમે જયવંતી હો. ૮

ભવ્યાનાં કૃતસિદ્ધે! નિર્વૃતિનિર્વાણજનનિ! સત્ત્વાનામ્ ॥ અભયપ્રદાનનિરતે!, નમોઽસ્તુ સ્વસ્તિપ્રદે! તુભ્યમ્ ॥ ૯ ॥

અર્થ—ભવ્ય જીવોને કરી છે સિદ્ધિ જેણે એવી તથા પ્રાણીઓને ચિત્તની સમાધિ તથા મોક્ષ ઉત્પન્ન કરનારી એવી તથા ઉત્કૃષ્ટ રીતે નિર્ભયપણું દેવાને તત્પર એવી તથા પ્રકર્ષે કરી કલ્યાણને આપનારી એવી હે દેવી! તને નમસ્કાર હો. ૯

ભક્તાનાં જંતૂનાં,શુભાવહે ! નિત્યમુદ્યતે! દેવી !॥ સમ્યગ્દૃષ્ટિનાં [1]ધૃતિ,-રતિમતિબુદ્ધિપ્રદાનાય ॥ ૧૦ ॥

અર્થ—ભક્તજીવોને કલ્યાણ પમાડનારી તથા સમ્યગ્દ્રષ્ટિ જીવોને ધૈર્યતા, પ્રીતિ, મતિ તથા બુદ્ધિ પ્રકર્ષે કરી આપવાને માટે નિરંતર સાવધાન હે દેવી તમે છો. ૧૦

---

૧ ધૃતિ એટલે સંતોષ, મતિ એટલે દીર્ઘ દ્રષ્ટિ.

## શબ્દાર્થ.

જિનશાસન-જિનશાસનમાં.
નતાનાં-નમસ્કાર કરનારા.
જનતાનાં-જન સમુદાયને.
સંપત્-સંપત્તિ.
યશઃ-યશને, સર્વ દિગ્વ્યાપી કીર્ત્તિ.
જયદેવી-હે જયાદેવી.
સલિલ-જળ.
વિષ-ઝેર.
રાજરોગ-લોભી રાજા, રોગ.
ભયતઃ-ભયથી.
રિપુગણ-શત્રુઓનો સમૂહ.
ચોર-ચોર.
શ્વાપદાદિભ્યઃ-ફાડી ખાનારાં પ્રાણી વિગેરેથી.
સુશિવં-અતિશય નિરૂપદ્રવપણું.
સ્વસ્તિં-કલ્યાણને.
ભગવતિ-હે ભગવતિ.
શિવશાંતિ-કલ્યાણ, શાંતિ.
એવં-એવી રીતે.
પુરસ્સરં-મંત્રપૂર્વક.
નિરતાનાં-તત્પરને.
જગતિ-જગત્માં.
શ્રી-લક્ષ્મી.
કીર્તિ-કીર્તિ,-એક દિગ્વ્યાપી યશ.
વર્દ્ધનિ-વધારનારી.
વિજયસ્વ-તમે વિજય પામો.
અનલ-અગ્નિ.
વિષધર-સર્પ.
રણ-લડાઇના.
રાક્ષસ-રાક્ષસ.
મારી-મરકી.
ઇતિ-સાત ઇતિ.
અથ-હવે.
રક્ષ રક્ષ-રક્ષણ કરો રક્ષણ કરો.
કુરૂ કુરૂ-કરો, કરો.
ત્વં-તમે.
ગુણવતિ-હે ગુણવાળી.
ઇહ-આ લોકમાં.
યન્નામાક્ષર-જેના નામના અક્ષરોના.
સંસ્તુતા-સ્તુતિ કરેલી.

---

# જિનશાસન-નિરતાનાં, શાંતિનતાનાં ચ

**જગતિ જનતાનામ્ ॥ શ્રી-સંપત્કીર્ત્તિયશો[1]-વર્દ્ધનિ! જયદેવી! વિજયસ્વ ॥ ૧૧ ॥**

અર્થ—જિનશાસનને વિષે રક્ત અને શ્રી શાંતિનાથને નમસ્કાર કરનારા જગત મધ્યેના જનસમુદાયને લક્ષ્મી, સંપત્તિ, કીર્ત્તિ અને યશને વધારનારી એવી હે જયા દેવી ! તમે જય પામો ! ૧૧

**સલિલાનલવિષવિષધર,-દુષ્ટગ્રહરાજરોગ-રણભયતઃ ॥ રાક્ષસરિપુગણમારી,-ચૌરેતિ-શ્વાપદાદિભ્યઃ[2] ॥ ૧૨ ॥**

અર્થ—પાણી, અગ્નિ, ઝેર, સર્પ, માઠા ગ્રહ, ( લોભી ) રાજા, રોગ અને લડાઇના ભયથકી ( તથા ) રાક્ષસ, શત્રુઓના સમૂહ, મરકી, ચોર, સાત [3]ઇતિ અને મદોન્મત્ત ફાડી ખાનારા પ્રાણીઓ વગેરેના ભયથી. ૧૨

**અથ રક્ષ રક્ષ સુશિવં, કુરૂ કુરૂ શાંતિં ચ**

---

૧ એક દેશ વ્યાપી ખ્યાતી તે કીર્તિ અને સર્વ દિગ્વ્યાપી ખ્યાતી તે યશ. અથવા દાન પુણ્ય કરવાથી પ્રાપ્ત થાય તે કીર્તિ અને પરાક્રમ વડે પ્રાપ્ત થાય તે યશ.

૨ આદિ શબ્દથી ડાકિની, શાકિની, ભૂત વગેરે લેવા.

૩ અતિવૃષ્ટિ ( ઘણો વરસાદ ), અનાવૃષ્ટિ ( વરસાદ ન થાય તે ), ઉંદર, તીડ, પોપટ ( સુડા ), સ્વચક્ર ( પોતાના રાજાના સૈન્યનો ) ભય તથા પરચક્ર ભય એ સાત પ્રકારે ઇતિ જાણવી.

કુરૂ કુરૂ સદેતિ ।। તુષ્ટિં કુરૂ કુરૂ પુષ્ટિં,કુરૂકુરૂ સ્વસ્તિં ચ કુરૂ કુરૂ ત્વં ।। ૧૩ ।।

અર્થ—હવે રક્ષણ કર, રક્ષણ કર; અતિશય નિરૂપદ્રવપણું કર કર; વળી શાંતિ કર કર; અને નિરંતર એજ પ્રમાણે કર કર; તુષ્ટિ, પુષ્ટિ અને કલ્યાણ કર કર; એટલા વાનાં તું કર કર. ૧૩

ભગવતિ ! ગુણવતિ ! શિવશાંતિ-તુષ્ટિ-પુષ્ટિસ્વસ્તીહ કુરૂ કુરૂ જનાનાં ।। ઓમિતિ નમો નમો હ્રાઁ હ્રીઁ હ્રૂઁ હ્રઃ, યઃ ક્ષઃ હ્રીં ફુટ્ * ફુટ્ સ્વાહા ।। ૧૪ ।।

અર્થ—હે ભગવતિ ! હે ગુણવતિ ! પૃથ્વીનેવિષે તું મનુષ્યોને કલ્યાણ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને ક્ષેમ ( કલ્યાણ) કર કર. જ્યોતિસ્વરૂપિણી એવી હે દેવી ! તને નમસ્કાર થાઓ, નમસ્કાર થાઓ. હ્રાં-હ્રીં-હ્રૂં-હ્રઃ-યઃ-ક્ષઃ-હ્રીં-ફુટ્—ફુટ્-સ્વાહા આ સર્વે મંત્રાક્ષર છે તેમાં પ્રથમના સાત શાંતિ મંત્રના બીજ છે. અને બાકીના ત્રણ વિઘ્નના વિનાશ કરનારા મંત્ર બીજ છે. ૧૪

એવં યન્નામાક્ષર,-પુરસ્સરં સંસ્તુતા જયાદેવી ।। કુરૂતે શાંતિં નમતાં ( પાઠાંતરે

* ફુટ્ ફટ્ઃ; ફટ્ ફટ્ સ્વાહા ઇતિ પાઠાંતરં.

## કુરૂતે શાંતિનિમિત્તં ) નમો નમઃ શાંતયે તસ્મૈ ॥ ૧૫ ॥

અર્થ—એ પ્રમાણે જે (શાંતિનાથ)ના નામાક્ષર મંત્ર પૂર્વક સ્તુતિ કરેલી એવી જયાનામની દેવી શ્રીશાંતિનાથ પ્રભુને નમસ્કાર કરનારાઓને શાંતિ કરે છે ( પાઠાંતરે શાંતિના હેતુને કરે છે. ) તે શાંતિનાથને વારંવાર નમસ્કાર થાઓ. ૧૫

### શબ્દાર્થ.

ઇતિ–એ પ્રમાણે.
દર્શિત–બતાવેલા.
વિદર્ભિતઃ–ગર્ભિત એવું.
શાંતેઃ–શાંતિનાથનું.
ભયવિનાશી–ભયને નાશ કરનાર.
ભક્તિમતામ્–ભક્તિ કરનાર મનુષ્યોને.
એનં આ સ્તવનને.
સદા–હમેશાં.
ભાવયતિ–મનમાં સ્મરે છે.
હિ–અવશ્ય.
યાયાત્–પામે.
ઉપસર્ગાઃ–ઉપસર્ગો.
યાંતિ–પામે છે.
વિઘ્ન–વિઘ્નરૂપ.
મનઃ–મન.
એતિ–પામે છે;
જિનેશ્વરે–જિનેશ્વરનું.
પૂર્વસૂરિ–પૂર્વાચાર્યોએ.
મંત્રપદ–મંત્રના પદથી,
સ્તવઃ–સ્તવન.
સલિલાદિ–જળ વિગેરેના.
શાંત્યાદિકરઃ–શાંતિ વિગેરેને કરનાર.
યઃ–જે.
પઠતિ-ભણે છે.
શૃણોતિ–સાંભળે છે.
યથાયોગં–સાવધાન યોગ રાખીને.
શાંતિપદં–શાંતિના સ્થાનને.
સૂરિઃ શ્રીમાનદેવઃ–શ્રી માનદેવસૂરિ.
ક્ષયં–ક્ષયને.
છિદ્યન્તે–છેદાય છે.
વલ્લયઃ–વેલાઓ.
પ્રસન્નતાં–પ્રસન્નપણાને.
પૂજ્યમાને–પૂજન કરતાં.
માંગલ્યં–મંગળરૂપ.

ઇતિ પૂર્વસૂરિદર્શિત,-મંત્રપદવિદર્ભિત: સ્તવ: શાંતે: ॥ સલિલાદિ-ભયવિનાશી, શાંત્યાદિકરશ્ચ ભક્તિમતામ્ ॥ ૧૬ ॥

અર્થ—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા મંત્રના પદથી ગર્ભિત એવું શાંતિનાથનું સ્તવ તે જલ પ્રમુખના ભયનું નાશ કરનાર છે અને ભક્તિ કરનારા મનુષ્યોને શાંતિ આદિ સુખનું કરનાર છે. ૧૬

યશ્ચૈનં પઠતિ સદા, શૃણોતિ ભાવયતિ વા યથાયોગં ॥ સ હિ શાંતિપદં યાયાત્, (પાઠાંતરે શિવશાંતિપદં યાયાત્) સૂરિ: શ્રીમાનદેવશ્ચ ॥ ૧૭ ॥

અર્થ—જે માણુસ આ સ્તવને નિરંતર ભણે છે, સાવધાન યોગ[1] રાખી જે સાંભળે છે, વા મનમાં સ્મરણ કરે છે, તે માણુસ અવશ્ય શાંતિપદ પામે (પાઠાંતરે કલ્યાણ અને શાંતિનું સ્થાન પામે) શ્રી માનદેવસૂરિ પણ તે પદ પામે. ૧૭

ઉપસર્ગા: ક્ષયં યાંતિ, છિદ્યન્તે વિઘ્નવલ્લય: ॥ મન: પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ॥ ૧૮ ॥

---

૧ મન, વચન અને કાયા.

અર્થ—શ્રી જિનેશ્વર ભગવાનને પૂજતાં થકાં, ઉપસર્ગો નાશ પામે છે, વિઘ્નરૂપી વેલો છેદાય છે, મન પ્રસન્નતા પામે છે. ૧૮

**સર્વ-મંગલ-માંગલ્યં, સર્વ-કલ્યાણકારણમ્ ॥ પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ॥ ૧૯ ॥**

અર્થ—સર્વ મંગળોમાં મંગળિક, સર્વ કલ્યાણનું કારણ, સર્વ ધર્મમાં મુખ્ય એવું જૈનશાસન જયવંતુ વર્તે છે. ૧૯

ઇતિ શ્રી લઘુશાંતિ સ્તવ. ૪૩

—⁂:o:⁂—

## ૪૪ ॥ અથ ચઉક્કસાય[1] ॥

### શબ્દાર્થ.

ચઉક્કસાય—ચાર કષાયરૂપ.
પડિમલ્લ—વેરીને
ઉલ્લૂરણુ—ઉછેદનાર.
દુજ્જય—દુર્જય.
મયણ—કામદેવના.
બાણ—બાણને.
મુસુમૂરણુ—ભાંગનાર.
સરસ—રસવાળી—નીલી.
પિઅંગુ—રાયણ જેવા.
વન્નુ—વર્ણવાળા.

---

૧ રાત્રીએ સંથારાપોરિસીમાં આ સૂત્ર ચૈત્યવંદન તરિકે બોલવામાં આવે છે. દરેક શ્રાવક સંથારાપોરિસી ભણાવી શકતા નથી તેથી દેવસિ પ્રતિક્રમણના અંતે સામાયક પારતી વખત લોગસ્સ કહ્યા પછી કહેવાનો વિધિ શ્રાવકોને માટે છે.

ગય-હાથી જેવી.
જયઉ-જયવંત વર્તો.
ભુવણત્તય-ત્રણ ભુવનના.
જસુ-જેના.
કંતિ-કાંતિનો.
સિણિદ્ધઉ-સ્નિગ્ધ.
ફણિ-સર્પની ફેણનું.
આલિદ્ધઉ-વ્યાપ્ત.
નવ-નવો.
તડિત્-વિજલી.
લંછિઉ-સહિત.
જિણુ-જિન.
પયચ્છઉ-આપો.
ગામિઉ-ગતિવાળા
પાસુ-પાર્શ્વનાથ.
સામિઉ-સ્વામી.
તણુ-શરીરની.
કડપ્પ-સમૂહ.
સોહઇ-શોભે છે.
મણિ-મણિ ( રત્ન )
નં-નિશ્ચે.
જલહર-મેઘ.
લય-રતા.
સો-તે
પાસુ-પાર્શ્વનાથ.
વંછિઉ-વાંછિત.

ચઉક્કસાયપડિમલ્લુલ્લૂરણુ, દુજ્જય-મય-
ણબાણમુસુમૂરણૂ ॥ સરસપિઅંગુવન્નુ ગય-
ગામિઉ,જયઉ પાસુ ભુવણત્તયસામિઉ ॥૧॥

અર્થ—ચાર કષાયરૂપ વૈરીના ઉચ્છેદનાર; દુઃખે જિતાય એવા કામદેવના બાણને ત્રોડનાર; સ્નિગ્ધ, નીલી એવી રાયણના (જેવા શરીરના) વર્ણવાળા; અને હસ્તિની જેવી ગતિવાળા ત્રણ ભુવનના સ્વામી શ્રીપાર્શ્વનાથ પ્રભુ જયવંતા વર્તો. ૧

જસુ તણુકંતિકડપ્પસિણિદ્ધઉ, સોહઈ

ફણિમણિકિરણાલિદ્ધઉ[1] ાાનં નવ-જલહર-તડિલ્લય-લંછિઉ, સો જિણુ પાસુ પયચ્છઉ વંછિઉ ાા ૨ ાા

અર્થ—જેના શરીરની કાન્તિનો સમૂહ સ્નિગ્ધ છે, વળી જે નાગેન્દ્રની ફણના ઉપર રહેલી મણિના કિરણોથી વ્યાપ્ત છે, વળી જે વિજળીની લતાએ કરી સહિત એવા નવા મેઘની જેમ શોભે છે; તે શ્રીપાર્શ્વનાથ પ્રભુ મારા વાંછિત પૂર્ણ કરો. ૨ ઇતિ. ાા



## ૪૫ાા[2] અથ ભરહેસરની સજ્ઝાય ાા

ભરહેસર બાહુબલી, અભયકુમારો અ ઢંઢણકુમારો ાા સિરિઓ અણિયાઉત્તો, અઇમુત્તો નાગદત્તો અ ાા ૧ ાા

અર્થ—શ્રી ભરતેશ્વર, બાહુબલજી, અભયકુમાર તથા ઢંઢણકુમાર, શ્રી સ્થૂલિભદ્રજીના નાનાભાઇ શ્રીયક, અન્નિકા પુત્ર આચાર્ય, અતિમુક્તકુમાર તથા નાગદત્ત. ૧

---

૧ લુદ્ધઉ ઇતિ પાઠાન્તરં.

૨ આ સજ્ઝાયમાં શીયલ વ્રતને દ્રઢતાથી પાળનાર ઉત્તમ સત્ત્વશાલી પુરૂષો અને સતીઓનું નામોચ્ચાર પૂર્વક સ્મરણ થાય છે.

મેઅજ્જ થૂલિભદ્દો, વયરરિસી નંદિસેણુ સીહગિરી ॥ કયવન્નો અ સુકોસલ, પુંડરિઓ કેસિ કરકંડૂ ॥ ૨ ॥

અર્થ—મેતાર્યમુનિ, સ્થૂલિભદ્રજી, વજ્રઋષિ, નંદિષેણજી, સિંહગિરી મહારાજ ( શ્રી વજ્રસ્વામીના ગુરૂ ), કૃતવર્ણ કુમાર, સુકોશલમુનિ, પુંડરિક સ્વામી, કેશીકુમાર, કરકંડુ પ્રત્યેકબુદ્ધ ૨

હલ્લ વિહલ્લ સુદંસણ, સાલ મહાસાલ સાલિભદ્દો અ ॥ ભદ્દો દસન્નભદ્દો, પસન્નચંદો અ જસભદ્દો ॥ ૩ ॥

અર્થ—હલ્ય અને વિહલ્ય બંને શ્રેણિકના પુત્ર, સુદર્શન શેઠ, સાલમુનિ, મહાસાલમુનિ, શાલિભદ્ર ( પ્રસિદ્ધ ભોગી ), ભદ્રબાહુ સ્વામી, દશાર્ણભદ્ર, પ્રસન્નચંદ્ર રાજર્ષિ તથા શ્રી યશોભદ્રસૂરિ. ૩

જંબુપહુ વંકચૂલો, ગયસુકુમાલો અવંતિસુકુમાલો ॥ ધન્નો ઇલાઇપુત્તો, ચિલાઇપુત્તો અ બાહુમુણી ॥ ૪ ॥

અર્થ—જંબૂસ્વામી, વંકચૂલ રાજકુમાર, ગજસુકુમાલ, અ-વન્તિ સુકુમાલ, ધન્નાશેઠ, એલાચીપુત્ર, ચિલાતિ પુત્ર અને યુગ-બાહુ મુનિ. ૪.

અજ્જગિરિ અજ્જરખિઅ, અજ્જ-સુહત્થી ઉદાયગો મણગો ॥ કાલયસૂરિ સંબો, પજ્જુન્નો મૂલદેવો અ ॥ ૫ ॥

અર્થ—આર્યમહાગિરિજી, આર્યરક્ષિતસૂરિ, આર્યસુહસ્તિ સૂરિ, ઉદાયી રાજા, મનક પુત્ર, કાલિકાચાર્ય, શાંબકુમાર, પ્રદ્યુ-મ્નકુમાર અને મૂલદેવ રાજા. ૫

પભવો વિણ્હુકુમારો, અદ્દકુમારો દઢપ્પ-હારી અ ॥ સિજ્જંસ કૂરગડૂ અ, સિજ્જં-ભવ મેહકુમારો અ ॥ ૬ ॥

અર્થ—પ્રભવસ્વામી, વિષ્ણુકુમાર, આર્દ્રકુમાર તથા દઢપ્ર-હારી ચોર, શ્રેયાંસ કુમાર, કૂરગડુ સાધુ, સિજ્જંભવ સ્વામી અને મેઘકુમાર. ૬

એમાઈ મહાસત્તા, દિંતુ સુહં ગુણગણેહિં સંજુત્તા ॥ જેસિં નામગ્ગહણે, પાવપબંધા વિલય જંતિ ॥ ૭ ॥

અર્થ—ઈત્યાદિ બીજા પણ મહા પરાક્રમી પુરૂષો, જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહિત એવા, અમને સુખ આપો; જેમના નામસ્મરણથી પાપના બંધ વિનાશ પામે છે. ૭

**સુલસા ચંદનબાલા, મણોરમા મયણ-રેહા દમયંતી ॥ નમયાસુંદરી સીયા, નંદા ભદ્દા સુભદ્દા ય ॥ ૮ ॥**

અર્થ—સુલસા, ચંદનબાલા, મનોરમા, મદનરેખા, દમયન્તી, નર્મદાસુંદરી, સીતા, નંદા, ભદ્રાશેઠાણી અને સુભદ્રા. ૮

**રાયમઈ રિસિદત્તા, પઉમાવઈ અંજણા સિરીદેવી ॥ જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઇ, પભાવઇ ચિલ્લાણાદેવી ॥ ૯ ॥**

અર્થ—રાજીમતી, ઋષિદત્તા, પદ્માવતી, અંજનાસુંદરી, શ્રીદેવી, જ્યેષ્ટા, સુજ્યેષ્ટા, મૃગાવતી, પ્રભાવતી, ચેલણારાણી. ૯

**બંભી સુંદરી રૂપ્પિણિ, રેવઇ કુંતી સિવા જયંતી ય ॥ દેવઇ દોવઇ ધારણી, કલાવઇ પુપ્ફચૂલા ય ॥ ૧૦ ॥**

અર્થ—બ્રાહ્મી, સુંદરી, રૂક્ષ્મણી, રેવતી, કુન્તી, શિવા અને જયન્તી, દેવકી, દ્રૌપદી, ધારણી, કલાવતી તથા પુષ્પચૂલા. ૧૦

પઉમાવઈ ય ગોરી, ગંધારી લખ્ખમણા સુસીમા ય ॥ જંબૂવઇ સચ્ચભામા, રૂપ્પિણિ કણ્હટ્ઠ મહિસીઓ ॥ ૧૧ ॥

અર્થ—પદ્માવતી, તથા ગોરી, ગાંધારી, લક્ષ્મણા તથા સુસીમા, જાંબુવતી, સત્યભામા, રૂક્ષ્મણી, આ આઠ શ્રી કૃષ્ણની પટરાણીઓ છે. ૧૧

જખ્ખા ય જખ્ખદિન્ના, ભૂઆ તહ ચેવ ભૂઅદિન્ના ય ॥ સેણા વેણા રેણા, ભયણીઓ થૂલિભદ્દસ્સ ॥ ૧૨ ॥

અર્થ—યક્ષા, યક્ષદત્તા, ભૂતા, તથા વળી નિશ્ચયથી ભૂતદત્તા, સેણા, વેણા, રેણા, આ સાત સ્થૂલિભદ્રની બેહેનો છે. ૧૨

ઇચ્ચાઇ મહાસઇઓ, જયંતિ અકલંકસીલકલિઆઓ ॥ અજ્જવિ વજ્જઇ જાસિં જસ-પડહો તિહુઅણે સયલે ॥ ૧૩ ॥

અર્થ—ઇત્યાદિ મોટી સતીઓ નિર્મલ શિયળગુણે કરી સહિત જયવંતી વર્ત્તે છે. વળી જેઓનો આજ પણ સકલ ત્રિભુવનને વિષે યશનો ડંકો વાગે છે.

ઇતિ ભરહેસર સજ્ઝાય. ૪૫

——※:o:※——

## ૪૬ ॥ અથ તીર્થ વંદના* ॥

સકલ તીર્થ વંદું કર જોડ, જિનવર નામે મંગલ કોડ ॥ પહેલે સ્વર્ગે લાખ બત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિશ ॥૧॥ બીજે લાખ અઠ્ઠાવીશ કહ્યાં, ત્રીજે બાર લાખ સદ્દહ્યાં ॥ ચોથે સ્વર્ગે અડ લખ ધાર, પાંચમે વંદું લાખજ ચાર ॥ ૨ ॥ છઠ્ઠે સ્વર્ગે સહસ પચાસ, સાતમે ચાલીશ સહસ પ્રાસાદ ॥ આઠમે સ્વર્ગે છ હજાર, નવ દશમે વંદું શત ચાર ॥ ૩ ॥ અગ્યાર બારમેં ત્રણશેં સાર, નવ ગ્રૈવેયકે ત્રણશેં અઢાર ॥ પાંચ અનુત્તર સર્વે મળી, લાખ ચોરાશી અધિકાં વળી ॥ ૪ ॥ સહસ

* આ તીર્થવંદના ગુજરાતી ભાષામાં હોવાથી સુગમ છે માટે અર્થ લખ્યો નથી. આ સૂત્રવડે ત્રણ લોકમાં રહેલા શાશ્વતાં અને અશાશ્વતા જિનચૈત્ય તથા જિનબિંબોને વંદના કરાય છે,

સત્તાણું ત્રેવીશ સાર, જિનવર ભવન તણો અધિકાર ।। લાંબાં સો જોજન વિસ્તાર, પચાસ ઉંચાં બહોંતેર ધાર ।।૫।। એકસો એંશી બિંબ પરિમાણ, [1]સભાસહિત એક ચૈત્યે જાણુ ।। સો કોડ બાવન કોડ સંભાલ, લાખ ચોરાણું સહસ ચોંઆલ ।।૬।। સાતશેં ઉપર સાઠ વિશાલ, સવિ બિંબ પ્રણુમું ત્રણ કાલ ।। સાત કોડને બહોંતેર લાખ, ભવનપતિમાં દેવલ ભાખ ।।૭।। એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ ।। તેરશેં

---

૧ બાર દેવલોક સુધીના ઇંદ્રોને દરેક વિમાને ૧ મજ્જન સભા, ૨ અલંકાર સભા, ૩ જ્ઞાન સભા, ૪ સિદ્ધાયતન સભા અને ૫ વ્યવસાય સભા; એમ પાંચ પાંચ સભા હોય છે. દરેક સભા ત્રણ ત્રણ દ્વારવાળી હોય છે અને દરેક દ્વારે એકેક ચોમુખજી એટલે ચાર ચાર પ્રતિમાજી હોય એટલે એક સભામાં ૧૨ હોવાથી ૫ સભાના ૬૦ પ્રતિમાજી મહારાજ થયા. મૂલ ચૈત્ય ત્રણ દ્વારવાળાં હોય છે તેના ગભારામાં ૧૦૮ પ્રતિમાજી અને ત્રણ દ્વારના ત્રણ ચોમુખજીના ૧૨ મળી ૧૨૦) પ્રતિમાજી તેમાં હોય. તેમાં પાંચ સભાના ૬૦ મેળવતાં ૧૮૦) પ્રતિમાજી સભા સહિત એક ચૈત્યમાં સમજવાં નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં ઇંદ્રો નથી તેથી સભાઓ નથી માટે ત્યાંના ૩૨૩ ચૈત્યોમાં ૧૨૦) પ્રતિમાજી દરેકના ગણવા અને ૮૪૯૬૭૦૦ ચૈત્યમાં ૧૮૦ પ્રતિમાજી દરેકમાં ગણવા. જેથી અહીં બતાવેલ સંખ્યા મળી રહેશે.

કોડ નેવ્યાસી કોડ, સાઠ લાખ વંદું કરજોડા ॥ ૮ ॥ બત્રીશેં ને ઓગણસાઠ, તીર્છા લોકમાં ચૈત્યનો પાઠ ॥ [1]ત્રણ લાખ એકાણુ હજાર, ત્રણશેં વીશ તે બિંબ જુહાર ॥ ૯ ॥ વ્યંતર જ્યોતિષીમાં વળી જેહ, શાશ્વતા જિન વંદું તેહ ॥ ઋષભ ચંદ્રાનન વારિષેણ, વર્દ્ધમાન નામે ગુણસેણ ॥ ૧૦ ॥ સમેતશિખર વંદું જિન વીશ, અષ્ટાપદ વંદું ચોવીશ ॥ વિમલાચલને ગઢ ગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ॥૧૧॥ શંખેશ્વર કેશરિયો સાર, તારંગે શ્રીઅજિત જુહાર ॥ અંતરિક વરકાણો પાસ, જીરાવલોને થંભણપાસ ॥૧૨॥ ગામ નગર પુર પાટણ જેહ, જિનવર ચૈત્ય નમું

૧ તીર્છા લોકમાં નંદીશ્વર દ્વીપના ૫૨) ચૈત્ય, રૂચક દ્વીપના ૪ ચૈત્ય અને કુંડલ દ્વીપના ૪ ચૈત્ય મળી ૬૦ ચૈત્ય ચાર દ્વારવાળાં છે અને બાકીનાં ૩૧૯૯ ચૈત્ય ત્રણ દ્વારવાળાં છે, તેથી ચાર દ્વારવાળાંમાં ૧૨૪) અને ત્રણ દ્વારવાળામાં ૧૨૦ પ્રતિમાજી છે.

ગુણગેહ ॥ વિહરમાન વંદું જિન વીશ, સિદ્ધ અનંત નમું નિશદિશ ॥ ૧૩ ॥ અઢી દ્વીપમાં જે અણગાર, અઢાર સહસ સીલાંગના ધાર ॥ પંચ મહાવ્રત સમિતિ સાર, પાલે પલાવે પંચાચાર ॥ ૧૪ ॥ બાહ્ય અભ્યંતર તપ ઉજમાલ, તે મુનિ વંદું ગુણમણિમાલ ॥ નિત નિત ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવ-સાયર તરૂં ॥ ૧૫ ॥

## ૪૭ ॥ અથ *મન્હ જિણાણં સજઝાય

| | |
|---|---|
| મન્હ-માનવી. | જિણાણં-જિનેશ્વરની. |
| આણં-આજ્ઞા. | મિચ્છં-મિથ્યાત્વનો. |
| પરિહરહ-ત્યાગ કરવો. | ધરહ-ધારણ કરવું. |
| સમ્મત્તં-સમ્યકત્વને. | છવ્વિહ-છવિધ, ૭ પ્રકારના. |
| આવસ્સયંમિ-આવશ્યકને વિષે. | ઉજ્જુત્તો-ઉદ્યમવંત. |
| હોઈ-હોય. | પઇદિવસં-પ્રતિ દિવસ, હમેશાં. |
| પવ્વેસુ-પર્વ દિવસે. | પોસહવયં-પોષધવ્રત. |
| દાણં-સુપાત્રે દાન કરવું. | સીલં-શીયળ પાળવું. |
| તવો-તપ કરવો. | ભાવો-ભાવના. |

* આ સજઝાયમાં શ્રાવકને યોગ્ય સદાચારના છત્રીશ પ્રકારના કૃત્યોનું વર્ણન છે. દરેક શ્રાવકે તે કરવામાં યથાશક્તિ ઉદ્યમવંત થવા જરૂર છે.

| | |
|---|---|
| સજ્ઝાય—સ્વાધ્યાય. | નમુક્કારો—નમસ્કાર. |
| પરોવયારો—પરોપકાર. | અ—વળી. |
| જયણા—યતના, રક્ષા. | જિણપૂઆ—જિનપૂજા. |
| જિણથુણણં—જિનેશ્વરની સ્તુતિ. | ગુરૂથુઅ—ગુરૂસ્તુતિ. |
| સાહમ્મિઆણ—સાધર્મિકની. | વચ્છલ્લં—વત્સલતા. |
| વવહારસ્સ—વ્યવહારની. | સુદ્ધી—શુદ્ધિ. |
| રહજત્તા—રથયાત્રા. | તિત્થજત્તા—તીર્થયાત્રા. |
| ઉવસમ—ઉપશમ. | વિવેગ—વિવેક. |
| સંવર—સંવર. | ભાસાસમિઈ—ભાષા સમિતિ. |
| છજીવ—છકાય જીવની. | કરૂણા—દયા. |
| ધમ્મિયજણ—ધાર્મિકજનનો. | સંસગ્ગો—સંસર્ગ, સહવાસ. |
| કરણ—ઇંદ્રિયોનું. | દમો—દમન. |
| ચરણ—ચારિત્રનો. | પરિણામો—પરિણામ. |
| સંઘોવરિ—સંઘની ઉપર. | બહુમાણો—બહુમાન. |
| પુત્થય—પુસ્તક. | લિહણં—લખાવવું. |
| પભાવણા—પ્રભાવના. | તિત્થે—તીર્થમાં. |
| સડ્ઢાણ—શ્રાવકના. | કિચ્ચં—કૃત્ય. |
| એયં—એ. | નિચ્ચં—નિત્ય. |
| સુગુરૂ—સદ્‌ગુરૂના. | ઉવએસેણં—ઉપદેશવડે. |

---

**[1]મન્હ જિણાણં આણં, મિચ્છં પરિહ-રહ ધરહ સમ્મત્તં ॥ છવ્વિહ-આવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઈ પઇદિવસં ॥ ૧ ॥**

અર્થ—જિનેશ્વર ભગવાનની આજ્ઞા માનવી, મિથ્યાત્વનો

---

૧ મન્નહ જિણાણમાણં.

ત્યાગ કરવો, સમ્યક્ત્વ ધારણ કરવું, છ પ્રકારના આવશ્યકમાં પ્રતિ દિવસ ઉદ્યમવંત થવું. ૧

પવ્વેસુ પોસહવયં, દાણં સીલં તવો અ ભાવો અ ॥ સજ્ઝાય નમુક્કારો, પરોવયારો અ જયણા અ ॥ ૨ ॥

અર્થ—પર્વ દિવસને વિષે પોસહ વ્રત કરવું, દાન, શિયળ, તપ અને ભાવના, સ્વાધ્યાય, નમસ્કાર અને પરોપકાર કરવાં તથા જયણા રાખવી. ૨

જિણપૂઆ જિણથુણણં, ગુરુથુઅ સાહમ્મિઆણ વચ્છલ્લં ॥ વવહારસ્સ ય સુદ્ધી, રહજત્તા તિત્થજત્તા ય ॥ ૩ ॥

અર્થ—જિનેશ્વર ભગવાનની પૂજા, જિનેશ્વર ભગવાનની સ્તુતિ, ગુરૂની સ્તુતિ, અને સાધર્મીને વિષે વાત્સલ્ય, વ્યવહારની શુદ્ધિ, રથયાત્રા અને તીર્થયાત્રા. ૩

ઉવસમ [1]વિવેગ સંવર, ભાસાસમિઇ [2]છજીવ કરુણા ય ॥ ધમ્મિઅજણસંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ॥ ૪ ॥

અર્થ—ઉપશમ, વિવેક, સંવર, ભાષાસમિતિ અને છકાય

૧ વિવેક. ૨ ય જીવ.

જીવની દયા, ધાર્મિક માણુસને સત્સંગ, ઇંદ્રિયોનું દમન અને ચારિત્રના પરિણામ. ૪

**સંઘોવરિ બહુમાણો, પુત્થયલિહણં પ-ભાવણા તિત્થે ॥ સટ્ઠાણ કિચ્ચ-મેઅં, નિ-ચ્ચં સુગુરૂવએસેણં ॥ ૫ ॥**

અર્થ—શ્રી સંઘ ઉપર બહુમાન રાખવું, પુસ્તક લખાવવાં અને તીર્થની પ્રભાવના કરવી; શ્રાવકનાં આ કૃત્ય છે, તે નિરંતર સદ્ગુરૂના ઉપદેશથી જાણવાં. ૫ ઇતિ.

ઇતિ શ્રાવક દિનકૃત્ય સજ્ઝાય*.



## ૪૮ ॥ અથ પોસહનું પચ્ચખ્ખાણ[1] ॥

**[2]કરેમિ ભંતે! પોસહં, આહારપોસહં દેસઓ સવ્વઓ, સરીરસક્કાર-પોસહં સવ્વ-**

---

*આ સજ્ઝાયમાં શ્રાવકને યોગ્ય હમેશની તથા પર્વદિવસની ૩૬ પ્રકારની કરણીનું વર્ણન આપવામાં આવ્યું છે. વિશેષાર્થીએ આની મોટી ટીકા જોવી.

૧ આ સૂત્રવડે પોસહનું પચ્ચખ્ખાણ લેવાય છે. **પ્રત્યાખ્યાન** શબ્દનો અર્થ ત્યાગ કરવું અને પાળવું–સેવન કરવું, એમ બંને પ્રકારે થાય છે તેથી **આહારપોસહં** એટલે આહારનો ત્યાગ કરવારૂપ પોસહ કરૂં છું એમ અર્થ થાય છે. તેવીજ રીતે **સરીરસક્કારપોસહં** એટલે શરીરની શોભા ન કરવારૂપ પોસહ કરૂં છું, એ બંને બાબત ત્યાગ કરવાની છે. **બંભચેર** પોસહં અને **અવ્વાવારપોસહં** એટલે બ્રહ્મચર્યને પાળવારૂપ અને અવ્યાપાર (મન વચન અને કાયાના સાવદ્ય યોગ ત્યાગકરણરૂપ) ને પાળવા-

ઓ, બંભચેર-પોસહં સવ્વઓ, અવ્વાવાર-પોસહં સવ્વઓ, ચઉવ્વિહં પોસહં ઠામિ, જાવ દિવસં અહોરત્તં પજ્જુવાસામિ ॥ દુવિહં તિવિહેણં, મણેણં વાયાએ કા-

અર્થ—હે ભગવંત ! હું પોસહ કરૂં છું; આહારત્યાગ કરવાનો પોસહ દેશથી વા સર્વથી, શરીરસત્કાર ન કરવાનો પોસહ સર્વથી, બ્રહ્મચર્યનો પોસહ સર્વથી, અવ્યાપારનો પોસહ સર્વથી, આ ચાર પ્રકારના પોસહને હું કરૂં છું, તે આખો દિવસ વા રાત અને દિવસ પાળું ત્યાં સુધી,

---

રૂપ પોસહ કરૂં છું. એમ બંને પદનો અર્થ પાલન કરવાનો થાય છે. સામાયિક અને પોસહમાં ત્રણ કાળ સંબંધી પચ્ચખ્ખાણ થાય છે તે આ પ્રમાણે—**કરેમિ** પદવડે વર્તમાન કાળે સાવદ્ય યોગનો ત્યાગ કરવા રૂપ પચ્ચખ્ખાણ થાય છે. **તસ્સ** પદ વડે અતીત કાળે ( ભૂતકાળે ) કરેલાં સાવદ્ય યોગનું પ્રતિક્રમણ થાય છે અને સામાયિકમાં **પચ્ચખ્ખામિ** પદ વડે અનાગત કાળે (નિયમ પર્યંતના ભવિષ્ય કાળે) સાવદ્ય યોગ નહિ કરીશ, એમ પચ્ચખ્ખાણ થાય છે અને પોસહમાં **ઠામિ** પદ વડે અનાગત કાળે એ બાબતનો ત્યાગ અને એ બાબતનું પાલન કરીશ એ પ્રકારનો (ધર્મની પુષ્ટિ આપે તે ) પોસહ કરીશ, એમ પચ્ચખ્ખાણ કરાય છે.

૨ **ભંતે** એ પદના ભદંત (કલ્યાણકારી), ભયાન્ત (ભયનો અંત કરનાર) અને ભવાન્ત (ભવનો અંત કરનાર) એવા ત્રણ અર્થ થાય છે. **ભંતે** એ પ્રકારે ભગવંતને આમન્ત્રણ કરવા વડે કરીને ગુરૂકુલવાસનું સૂચન થાય છે. અર્થાત્ સાધુઓએ ગુરૂનિશ્રાએ રહેવું અને ગૃહસ્થે ગુરૂ મહારાજ પાસે સામાયિક ઉચ્ચરવું.

એણું ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥ ૧ ॥

અર્થ—બે પ્રકારે અને ત્રણ પ્રકારે; મન, વચન અને કાયા વડે એમ ત્રણ પ્રકારે, ન કરૂં તથા ન કરાવું એમ બે પ્રકારે; હે ભગવંત! તે (અતીતકાળના પાપ) ને પ્રતિક્રમું છું, આત્માની સાખે નિંદું છું, ગુરૂની સાખે ગર્હું છું અને આત્માને વોસરાવું છું. ૧ ઇતિ.



## ૪૯ ॥ અથ પોસહ પારવાનું સૂત્ર ॥

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો ॥ જેસિં પોસહપડિમા, અખંડિઆ જીવિયંતે વિ ॥ ૧॥

અર્થ—સાગરચંદ્ર કુમાર, કામદેવજી, ચંદ્રાવતંસ રાજા, સુદર્શન શેઠ, તેઓને ધન્ય છે કે જેઓની પૌષધ પ્રતિમા, જીવિતના અંત સુધી (મરણાંત કષ્ટ પ્રાપ્ત થતાં) પણ અખંડિત રહી. ૧

ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદ કામદેવા ય ॥ જાસ પસંસઇ ભયવં, દઢવયત્તં મહાવીરો ॥ ૨ ॥

અર્થ—ધન્ય છે તે મનુષ્યોને અને તેઓ જ પ્રશંસાપાત્ર છે, સુલસા શ્રાવિકા, આણુંદ અને કામદેવ શ્રાવક જેમના દૃઢ વ્રતપણાને ભગવંત શ્રીમહાવીરસ્વામિ વખાણે છે. ૨

**પોસહ વિધે લીધો, વિધે પાર્યો, વિધિ કરતાં, જે કાંઈ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥**



## ૫૦ ॥ અથ સામાયિક લેવાનો વિધિ.

પ્રથમ સ્થાપનાચાર્યજી ન હોય તો ઉંચે આસને પુસ્તક આદિ જ્ઞાનાદિનું ઉપકરણ મુકીને શ્રાવક તથા શ્રાવિકાએ કટાસણું મુહપત્તિ અને ચરવળો લઈ, શુદ્ધ વસ્ત્ર સહિત થઈ, જગ્યા પુંજી કટાસણું પાથરી, તે ઉપર બેસી, મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી, તે વડે મુખ ઢાંકી, જમણો હાથ ઉંધો સ્થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર તથા પંચિંદિય કહેવા[1]. પછી ખમાસમણ દઈ ઇરિયાવહિ, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસિએણં કહી એક લોગસ્સનો ચંદેસુનિમ્મલયરા સુધી ( લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો ) કાઉસ્સગ્ગ કરવો. નમો અરિહંતાણં પદ બોલી કાઉસ્સગ્ગ પારી લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઈ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક મુહપત્તિ પડિલેહું ? " કહી કાંઈક વિરામ લઈ 'ઇચ્છં.' કહી પચાસ બોલ ચિંતવવા સાથે

૧ સેનપ્રશ્નના પાઠ પ્રમાણે સ્થાપના ત્રણ નવકારે અને ઉત્થાપના એક નવકારે.

મુહપત્તિ પડિલેહવી. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાવું ?" 'ઇચ્છં' કહી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક ઠાઉં ?" "ઇચ્છં" કહી બે હાથ જોડી એક નવકાર ગણી "ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી" કહી ગુરૂ અથવા વડીલ હોય તો તેઓની પાસે કરેમિભંતે ઉચરવું; નહિતર પોતાની મેળે કરેમિભંતેનો પાઠ બોલવો. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાવું ?" "ઇચ્છં" કહી, પછી ખમાસમણ દઈ; "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે ઠાઉં ? ઇચ્છં" કહેવું. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય સંદિસાવું ?" ઇચ્છં ॥ કહી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં?" "ઇચ્છં" કહી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી વાંચવા આદિએ કરી ધર્મધ્યાન કરવું અથવા નવકારવાળી ગણવી. વિકથાદિ પ્રમાદમાં પડવું નહિ.



## ૫૬ ॥ અથ સામાયિક પારવાનો વિધિ.

પ્રથમ ચરવળો લઈ ઉભા થઈ ખમાસમણ દઈ ઇરિયાવહિ પડિક્કમી યાવત્ કાઉસ્સગ્ગ કરી, લોગસ્સ કહી, ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં'' કહી મુહપત્તિ પડિલેહી ખમાસમણ દઈ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારૂં[1] ? યથાશક્તિ કહી, ખમાસમણ દઈ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક [2]પાર્યું' કંઇક વિસામા પછી 'તહત્તિ' કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી એક નવકાર ગણી 'સામાઇયવયજુત્તો' કહેવો. પછી જમણો હાથ સ્થાપના સામે સવળો રાખીને એક નવકાર

૧ અહીં ગુરૂ 'પુણોવિ કાયવ્વો' કહે. ૨ અહીં ગુરૂ 'આયારો ન મોત્તવ્વો' કહે.

ગણુવો. અહીં ઉપરા ઉપર ત્રણ સામાયિક કે બે સામાયિક કરવાં હોય તો દરેક સામાયિક લેતાં લેવાની વિધિ કરવી પણ વખતો વખત પારવું નહી. બે સામાયિક કરવા હોય તો બે પૂરા થયે અને ત્રણ સામાયિક કરવા હોય તો ત્રણ પૂરા થયે એક વાર પારવું. એવી પ્રવૃત્તિ છે. એક સામટા આઠ દશ સામાયિક કરવાં હોય તો ત્રણ ત્રણ સામાયિક સુધી આ વિધિ જાણવો.*

## ૫૨॥ અથ ચૈત્યવંદન કરવાનો વિધિ.

પ્રથમ ત્રણ ખમાસમણ દઇને પછી :" ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? " કહી, 'ઇચ્છં.' કહી, ચૈત્યવંદન, જંકિંચિ કહી, પછી બે કોણી પેટ ઉપર રાખી, બે હાથ જોડી અંજલિ કરી 'નમુત્થુણં' કહેવું. પછી મુક્તાશુક્તિ મુદ્રાએ ( બે-હાથ પોલા જોડી, માથા સુધી ઉંચા રાખી ) 'જાવંતિ ચેઇઆઇં' કહી, ખમાસમણ દઈ તેજ મુદ્રાએ 'જાવંત કેવિ સાહૂ' કહી, પછી અંજલી કરી 'નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ' તેમજ 'ઉવસગ્ગહરં' અથવા ગમે તે સુવિહિતનું કરેલું સ્તવન કહેવું. પછી મુક્તાશુક્તિ મુદ્રાએ જય વીયરાય આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી જય વીયરાય પૂરા કહેવા; પછી ઉભા થઈ બે પગ વચ્ચે ચાર આંગળ અંતર રાખી, બે હાથે અંજલી કરી " અરિહંત ચેઈઆણં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ ઊસસિએણં " કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી નમો અરિહંતાણં કહી, 'નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ' કહી, થોય જોડા માંહેની પહેલી થોય કહેવી.

* લગોલગ સામાયક લેવું હોય ત્યારે બીજું ત્રીજું સામાયિક લેતાં 'સજ્ઝાય કરૂં' ના બદલે 'સજ્ઝાયમાં છું' એમ કહી ત્રણ નવકારને બદલે એક નવકાર ગણુવો.

# ૫૩॥ અથ ગુરૂવંદન કરવાનો વિધિ

પ્રથમ બે ખમાસમણ દઈ નીચે મુજબ સુખસાતા પૂછવી. "ઇચ્છકાર સુહરાઈ,[1] સુહદેવસિ[2], સુખ તપ, શરીર નિરાબાધ, સુખ સંજમ જાત્રા નિર્વહો છોજી? સ્વામિ સાતા છેજી? ભાત પાણીનો લાભ દેજોજી."

પછી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઇયં[3] ખામેઉં? કહી, અબ્ભુટ્ઠિઓ કહેવો.

# ૫૪॥ અથ દેવસિપ્રતિક્રમણ વિધિ॥

પ્રથમ પૂર્વની રીતિએ સામાયિક લેવું. પછી પાણી વાપર્યું હોય તો ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ મુહપત્તિ પડિલેહુ?, ઇચ્છં" એમ કહી બેસીને ફક્ત મુહપત્તિ પડિલેહવી અને જો આહાર વાપર્યો હોય તો બે વાંદણાં દેવાં; ત્યાં બીજા વાંદણામાં "આવસ્સિઆએ" એ પદ ન કહેતાં અવગ્રહમાં જ ઉભા રહીને "ઇચ્છકારી ભગ૦ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી" એમ કહેવું. પછી વડીલ પચ્ચખ્ખાણ કરાવે યા પોતે યથાશક્તિ પચ્ચખ્ખાણ કરે. પછી ખમાસમણ દઈ ઉભા થઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂં?" એમ કહેવું; પછી બેસીને વડીલ ચૈત્યવંદન કરે. વડીલ ન હોય તો પંચાંગ પ્રણિપાતથી [ બંને ઢીચણ જમીન ઉપર સ્થાપી ] પોતે કરે. પછી "જંકિંચિ" કહેવું. પછી નમુત્થુણં કહી, ઉભા થઈ, અરિહંત ચેઈઆણં કહી, અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી નમોઽર્હત્૦ કહી પહેલી થોય કહેવી. પછી લોગસ્સ, સવ્વલોએ અરિહંત ચેઈઆણં, અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, બીજી થોય

૧ બપોર પહેલાના વખતમાં કહેવું. ૨ બપોર પછીના વખતમાં કહેવું. ૩ બપોર પછીના વખતમાં દેવસિયં કહેવું.

કહેવી. પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણુ વત્તિઆએ૦ કહી, અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી, વેયાવચ્ચ ગરાણં, અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી. પછી બેસીને નમુત્થુણં કહેવું. પછી ઉભા થઈ ચાર ખમાસમણ દેવાં પૂર્વક "ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વસાધુહં" એમ કહેવું. પછી 'ઇચ્છકારી સમસ્ત શ્રાવકને વાંદું' એમ કહેવું. પછી "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅ પડિક્કમણે ઠાઉં? ઇચ્છં" એ આદેશ માગીને બેસી જમણો હાથ ચરવળા ઉપર યા ભૂમિ ઉપર સ્થાપી "સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ મિચ્છામિ દુક્કડં" એ પાઠ કહેવો. [ પ્રતિક્રમણમાં દરેક આદેશ વડીલજ માગે તે ન હોય તો શ્રાવક પોતે માગે. આ વાત પીઠિકારૂપે સર્વત્ર યોજવી. ] પછી ઉભા થઈ કરેમિભંતે૦ ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ અઇઆરો૦ કહી, તસ્સઉત્તરી અન્નત્થ૦ કહી, અતિચારની આઠ ગાથાનો, અને તે ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રકટ લોગસ્સ કહેવો. પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી. પછી ઉભા થઇને બે વાંદણાં દેવાં, તેમાં બીજા વાંદણાં વખતે અવગ્રહ બહાર નીકળવું નહિ. બીજું વાંદણું પૂરૂં થયે "ઇચ્છા૦ સં૦ ભ૦ દેવસિયં આલોઉં? ઇચ્છં" કહી જો મે દેવસિઓ અઇઆરોનો પાઠ કહેવો. પછી 'સાત લાખ' અને 'અઢાર પાપસ્થાનક' કહેવા. પછી 'સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિય દુબ્ભાસિય દુચ્ચિટ્ઠિય ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ઇચ્છં તસ્સ મિચ્છામિ દુક્કડં' એમ કહી વીરાસને અથવા ન આવડે તો જમણો ઢીંચણ ઉંચો રાખી એક નવકાર કરેમિ૦ કહી, ઇચ્છામિ પડિક્કમિઉં, જો મે દેવસિઓ અઇઆરો કહી, સંપૂર્ણ વંદિત્તુ કહેવું; પણ તેમાં "તસ્સ ધમ્મસ્સ કેવલીપન્નત્તસ્સ અબ્ભુટ્ઠિઓમિ" એ પદ બોલતાં ઉભા થવું અને અવગ્રહની બહાર જઇને વંદિત્તુ પૂરૂં કરવું. પછી બે વાંદણાં દેવાં.

બીજા વાંદણામાં અવગ્રહમાં ઉભા હોઇએ ત્યાં "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં? ઇચ્છં ખામેમિ દેવસિઅં" કહીને જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી, જંકિંચિ અપત્તિઅં ઇત્યાદિ પાઠ બોલતાં અબ્ભુટ્ઠિઓ ખામવો. પછી અવગ્રહ બહાર નીકળીને બે વાંદણાં દેવાં. બીજું વાંદણું પૂરૂં થાય ત્યારે અવગ્રહની બહાર નીકળી 'આયરિય ઉવજ્ઝાએ' કહેવું. પછી કરેમિભંતે, ઇચ્છામિઠામિ, તસ્સ ઉત્તરી, અન્નત્થ૦ કહી, બે લોગસ્સ અથવા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. ( શાંતિ કે ખરાબ સ્વપ્નના કાઉસ્સગ્ગ શિવાય બીજી બધી જગોએ લોગસ્સનાં જ્યાં જ્યાં કાઉસ્સગ્ગ આવે ત્યાં ત્યાં ચંદેસુ નિમ્મલયરા સુધીજ ગણવાનું ધ્યાનમાં રાખવું ] પછી પારીને લોગસ્સ, સવ્વલોએ અરિહંત ચેઇ૦ અન્નત્થ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉ૦ વંદણ૦ કહી, અન્નત્થ કહી એક લોગસ્સનો યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી સિદ્ધાણં બુદ્ધાણં કહેવું. પછી "સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦" કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી પુરૂષે સુઅદેવયાની થોય [ અહીં સ્ત્રી હોય તો તે કમલદલની સ્તુતિ કહે ] કહેવી, પછી "ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી, જીસે ખિત્તે સાહુ૦ની થોય કહેવી. [ અહીં પણ સ્ત્રી હોય તો તે યસ્યાઃ ક્ષેત્રં૦ની થોય કહે. ] પછી એક નવકાર ગણી બેસીને મુહપત્તિ પડિલેહવી. પછી બે વાંદણાં દેવાં. પછી અવગ્રહમાં જ ઉભા ઉભા "સામાયિક, ચઉવ્વિસત્થો, વાંદણાં, પડિક્કમણું, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છેજી. ઇચ્છામો અણુસટ્ઠિં" એમ કહી, બેસીને "નમો ખમાસમણાણં, નમોઽર્હત્૦ ઇત્યાદિ" પાઠ કહી, નમોસ્તુ વર્દ્ધમાનાય૦ કહેવું. [ અહીં સ્ત્રી હોય તો તે સંસારદાવા૦ની ત્રણ થોય કહે. ] પછી નમુત્થુણં કહી "ઇચ્છા-

કારેણ સંદિ૦ ભગ૦ સ્તવન ભણું? ઇચ્છં" એમ કહી સ્તવન કહેવું [ સ્તવન પૂર્વાચાર્યનું બનાવેલું ઓછામાં ઓછું પાંચ ગાથાનું હોવું જોઇએ ]. પછી 'વરકનક' કહી પૂર્વની પેઠે ભગવાનાદિ ચારને ભગવાનહં વિગેરે કહી, ચાર ખમાસમણ વડે થોભ વંદન કરવું. પછી જમણો હાથ ચરવલા યા ભુમિપર સ્થાપી અડ્ઢાઇજ્જેસુ કહેવું. પછી ઉભા થઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિઅપાયચ્છિત્તવિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં દેવસિઅ પાયચ્છિત્તવિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ" કહી, ચાર લોગસ્સ યા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રકટ લોગસ્સ કહેવો. પછી બે ખમાસમણ દેવાં પૂર્વક "સજ્ઝાય સંદિસાવું? ઇચ્છં" તથા "સજ્ઝાય કરૂં? ઇચ્છં" એવી રીતે બે આદેશ માગી બેસી એક નવકાર ગણીને વડિલ અગર તેનો આદેશ માગી પોતે સજ્ઝાય કહે. પછી એક નવકાર ગણી ઉભા થઈ ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દુખ્ખખ્ખય કમ્મખ્ખય નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં, દુખ્ખખ્ખય કમ્મખ્ખય નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી અન્નત્થ૦ કહી, સંપૂર્ણ ચાર લોગસ્સ યા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્ કહી, એક જણ 'લઘુશાંતિ' કહે; અને બીજા કાઉસ્સગ્ગમાં સાંભળે. પછી કાઉસ્સગ્ગ પારી, લોગસ્સ કહી ખમાસમણ દઈ ઇરિયાવહી તસ્સઉત્તરી, અન્નત્થ૦ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, લોગસ્સ કહેવો. પછી બેસી ચઉક્કસાય નમુત્થુણં, જાવંતિ ચેઇયાઇ કહી, ખમાસમણ દઈ 'જાવંત કેવિ સાહૂ, નમોઽર્હત્, ઉવસગ્ગહરં' કહી બે હાથ લલાટે લગાડી જયવીયરાય કહી ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં" કહી મુહપત્તિ પડિલેહવી. પછી ઉભા થઈ બે ખમાસમણ દેવા પૂર્વક "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ સામાયિક પારૂં?" "યથાશક્તિ" તથા ઇચ્છા૦ સંદિ ભગ૦ સામાયિક પાર્યું "તહત્તિ" કહી, સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાઇય વયજુત્તો

કહેવા પર્યંત સર્વ કહેવું. પછી સ્થાપના સ્થાપી હોય તો જમણો હાથ સવળો સ્થાપનાજી સન્મુખ રાખી એક નવકાર ગણવો. ઇતિ.

——:o:——

# ૫૫ ॥ અથ રાઈ પ્રાતિક્રમણ વિધિ ॥

પ્રથમ પૂર્વ રીતિએ સામાયિક લેવું, પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ કુસુમિણ દુસુમિણ ઉહ્ડાવણી[1] રાઈપાયચ્છિત્તવિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં, કુસુમિણદુસુમિણ ઉહ્ડાવણી રાઇપાયચ્છિતવિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી, અન્નત્થ૦ કહી, કામભોગાદિના તે રાત્રીએ દુઃસ્વપ્ન આવ્યાં હોય તો સાગરવરગંભીરા[2] સુધી અને બીજાં દુઃસ્વપ્ન [3]આવ્યાં હોય તો ચંદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સ યા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રકટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં" એમ કહી બેસીને પંચાંગપ્રણિપાતે જગચિંતામણિનું ચૈત્યવંદન જય વીયરાય પર્યંત કરવું. પછી ભગવાનાદિ ચારને થોભવંદન કરવું. પછી ઉભા થઈ બે ખમાસમણ દેવા પૂર્વક સજ્ઝાયનો આદેશ માગી બેસીને એક નવકાર ગણી, ભરહેસરની સજ્ઝાય કહેવી. પછી ઇચ્છકાર સુહરાઈ સુખ તપનો પાઠ કહેવો. પછી "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ રાઇપડિક્કમણે ઠાઉં ? ઇચ્છં" એમ કહી, જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી, સવ્વસ્સવિ રાઇઅ દુચ્ચિંતિઅ૦ નો પાઠ કહેવો. પછી નમુત્થુણં કહી ઉભા થઈ કરેમિ ભંતે, ઇચ્છામિઠામિ, તસ્સ ઉત્તરી, અન્નત્થ૦ કહી એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી લોગસ્સ, સવ્વલોએ અરિ૦ અન્નત્થ૦ કહી, એક લોગસ્સ યા ચાર નવકારનો કાઉસ્સગ્ગ

---

૧ ઓહડાવણી અગર ઉડ્ડાવણી. ૨ કામભોગાદિ કુસ્વપ્ન આવ્યાં હોય તો ચંદેસુ નિમ્મલયરા સુધી ચાર લોગસ્સ અને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવાનો પણ વિધિ છે. ૩ ન આવ્યાં હોય તો પણ.

કરવો. પછી પુક્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ૦ વંદણ૦ અન્નત્થ૦ કહી આઠ ગાથાનો યા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી. પછી ઉભા થઈ વાંદણાં બે દેવાં. પછી "ઇચ્છાકારેણ સંદિ૦ ભગ૦ રાઇયં આલોઉં ? ઇચ્છં, આલોએમિ જો મે રાઇયો૦" નો પાઠ કહેવો; પછી "સાતલાખ, અઢાર પાપસ્થાનક, સવ્વસ્સવિ રાઇય૦" દેવસિ પ્રતિક્રમણની પેઠે કહેવું. પછી બેસીને વીરાસન ન આવડે તો જમણો ઢીંચણ ઉભો રાખી . નવકાર, કરેમિભંતે, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે રાઇઓ૦ કહી વંદિત્તુ કહેવું. ૪૩ મી ગાથામાં " અબ્ભુટ્ઠિઓમિ " પદ કહેતાં ઉભા થઈ વંદિત્તુ પુરૂં કહી વાંદણાં બે દેવાં. પછી અવગ્રહમાંજ રહી આદેશ માગી, અબ્ભુટ્ઠિઓમિ૦ ખામીને અવગ્રહ બહાર નીકળી, વાંદણાં બે દેવાં; પછી આયરિય ઉવજ્ઝાયે૦ કહેવું. પછી કરેમિભંતે ઇચ્છામિ ઠામિ૦ તસ્સ૦ અન્નત્થ૦ કહી, સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી [ અત્ર તપચિંતવણીનો કાઉસ્સગ્ગ કરવાનો છે ] પારી, પ્રકટ લોગસ્સ કહી બેસીને છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને ઉભા થઇને વાંદણાં બે દેવાં. પછી અવગ્રહની અંદર રહીને 'સકલ તીર્થ' કહેવું. પછી આદેશ માગી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું. પછી છ આવશ્યક દેવસિઅની પેઠે સંભારવાં, પછી "ઇચ્છામો અણુસટ્ઠિં" કહી બેસીને નમો ખમાસમણાણં નમોઽર્હત્ કહી વિશાલ લોચનદલં૦ કહેવું. [ અહીં સ્ત્રીએ સંસારદાવાની ત્રણ થોય કહેવી. ] પછી નમુત્થુણં કહી ઉભા થઈ અરિ૦ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, નમોઽર્હત્૦ કહી કલ્લાણકંદંની પ્રથમ થોય કહેવી. પછી લોગસ્સ, પુક્ખરવરદી૦ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહેવા પૂર્વક દેવવંદન કરીએ છીએ તે વિધિએ દેવસિ પ્રતિક્રમણની પેરે કલ્લાણકંદંની ચોથી થોય કહેવા પર્યંત સર્વ વિધિ કરવી. પછી બેસીને નમુત્થુણં કહી ભગવાનાદિ ચારને થોભવંદન કરવું. પછી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી, અડ્ઢાઇજ્જેસુ કહેવું. પછી

બંને ઢીંચણ ભૂમિ પર સ્થાપી ઇશાનકોણ સન્મુખ બેસી યા તે દિશા મનમાં ચિંતવીને ખમાસમણ દઇ શ્રીસીમંધર સ્વામિનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, થોય પર્યંત વિધિ પૂર્વક કરવું; તેમાં અરિહંત ચેઈયાણંથી ઉભા થઇને વિધિ કરવી. તેજ પ્રમાણે ખમાસમણ દઈ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, થોય પર્યંત વિધિપૂર્વક કરવું. પછી સામાયિક પારવાના વિધિની રીતિએ સામાયિક પારવું. ઇતિ.

તા. ક. ગુરૂ મહારાજ હોય ત્યારે તેઓ જેમ આદેશ માગે છે, તેઓ કાઉસ્સગ્ગ પારે ત્યારે આપણે પારીએ છીએ કંઈ સૂત્ર કહેવું હોય ત્યારે તેઓની પાસે કહેવાનો આદેશ માગીએ છીએ; તેજ પ્રકારે તેમને વિરહે કરેમિભંતે ઉચ્ચરાવનાર જ્ઞાનવૃદ્ધ પ્રત્યે પણ પ્રતિક્રમણ કરતી વખતે વિનયથી વર્તવું યોગ્ય છે.

# ૫૬॥ અથ પચ્ચખ્ખાણ પારવાનો વિધિ.

૧ પ્રથમ "ઇરિયાવહિ" પડિક્કમી, યાવત્ "જગચિંતામણિ" નું ચૈત્યવંદન "જયવીયરાય," સુધી કરવું. પછી "મન્હજિણાણં" ની સજ્ઝાય કહી મુહપત્તી પડિલેહવી. પછી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પચ્ચખ્ખાણ પારૂં? યથાશક્તિ.' ઇચ્છામિ૦ ઇચ્છા૦ સંદિસહ ભગવન્! પચ્ચખ્ખાણ૦ પાર્યું. "તહત્તિ" એમ કહી જમણો હાથ કટાસણા અથવા ચરવલા ઉપર સ્થાપી, એક "નવકાર" ગણી, પચ્ચખ્ખાણ કર્યું હોય, તેનું નામ કહીને પારવું. તે આ પ્રમાણે—"ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, ગંઠિસહિઅં મુટ્ઠિસહિઅં, પચ્ચખ્ખાણ કર્યું, ચઉવ્વિહાર; આયંબિલ, નિવિ, એકાસણં, બેઆસણં કર્યું, તિવિહાર, પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં, જં ચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડં." એમ કહી, એક નવકાર ગણવો. ॥ ઇતિ ॥

# ૫૭ અથ સ્નાતસ્યાની સ્તુતિ.

## શબ્દાર્થ.

સ્નાતસ્ય—હવરાવેલા.
મેરૂશિખરે—મેરૂપર્વતની ટોચે.
શચ્યા—ઇંદ્રાણીએ
શૈશવે—બાળપણમાં.
વિસ્મય—આશ્ચર્યવડે.
ભ્રાંત્યા—ભ્રાંતિવડે.
ઉન્મૃષ્ટં—લૂછેલું.
ધવલિતં—ઉજ્વલ થયેલું.
આશંકયા—આશંકાવડે.
યસ્ય—જેનું.
સ જયતિ—તે, જયવંત વર્તે છે.
જિનઃ—તીર્થંકર.
અંસ—પાંખવડે.
પદ્મરેણુ—કમળની રજવડે.
ક્ષીરાર્ણવ—ક્ષીરસમુદ્રના.
કુંભૈઃ—કળશોવડે.
પયોધરભર—સ્તનના સમૂહની.
કાંચનૈઃ—સોનાના.
મંદરરત્નશૈલ—મેરૂપર્વતના.
કૃતઃ—કરેલો છે.
સર્વ સુરાસુર—સમસ્ત સુર (વૈમાનિક દેવ) અને અસુર (ભવનવાસી દેવ) ના.

અપ્રતિમસ્ય—નિરૂપમ—ઉપમા આપી શકાય નહિ એવા.
વિભોઃ—પ્રભુના.
રૂપાલોકન—રૂપ જોવાથી થયેલ
આહતરસ—ભોગવેલ રસની.
ભ્રમચ્ચક્ષુષા—ભમતી છે ચક્ષુ જેની
નયનપ્રભા—નેત્રની કાંતિવડે.
ક્ષીરોદક—ક્ષીરસમુદ્રના પાણીની
વક્ત્રં—મુખ.
પુનઃપુનઃ—વારંવાર.
શ્રીવર્ધમાનઃ—શ્રીમહાવીર.
હંસ—હંસપક્ષીની.
આહુત—ઉડાડેલી.
કપિશ—પીળું થયેલ.
અંભોભૃતૈઃ—પાણીથી ભરેલા.
અપ્સરસાં—અપ્સરાના.
પ્રસ્પર્દ્ધિભિઃ—અતિ સ્પર્ધા કરનારા.
યેષાં—જેઓનો.
જન્માભિષેકઃ—જન્મ અભિષેક.
સર્વૈઃ—સર્વપ્રકારના.
ઇશ્વરગણૈઃ—ઇંદ્રના સમુદાયે.
તેષાં તેઓના,
નતો—નમ્યો.

અહં-હું.
અર્હદ્વક્ત્ર-અર્હંતના મુખથકી.
ગણધરરચિતં-ગણધરોએ રચેલ.
વિશાલં-વિશાળ.
બહ્વર્થયુક્તં-ઘણા અર્થયુક્ત.
વૃષભૈઃ-નાયકોએ-આચાર્યોએ.
બુદ્ધિમદ્ભિઃ-બુદ્ધિવાન્.
અગ્રદ્વારભૂતં-અગ્ર દ્વાર સમાન.
જ્ઞેયભાવપ્રદીપં-જાણવા યોગ્ય ભાવોને દીપક સમાન.
નિત્યં-નિરંતર.
શ્રુતં-સિદ્ધાંતને.
લોકૈકસારં-લોકને વિષે અદ્વિતીય સારભૂત.
નીલદ્યુતિં-નીલવર્ણવાળા.
બાલચંદ્ર-બીજના ચંદ્રની.
મત્તં-મદોન્મત્ત.
પ્રસૃત-પસરતા.
પૂરયંતં-પૂરાવતા.
આરૂઢઃ-બેઠેલ.
વિચરતિ-વિચરે છે.
કામદઃ-મનોવાંછિત આપનાર.
યક્ષઃ-યક્ષ.
દિશતુ-આપો.
સદા-હંમેશ.
સિદ્ધિં-સિદ્ધિ.
ક્રમાન્-ચરણોને.
પ્રસૂતં-પ્રકટ થયેલ.
દ્વાદશાંગં-બાર અંગરૂપ.
ચિત્રં-આશ્ચર્યકારી.
મુનિગણ-સાધુ સમુદાયના.
ધારિતં-ધારણ કરેલું.
મોક્ષ-મોક્ષના.
વ્રતચરણફલં-વ્રત અને ચારિત્રનું ફળ છે જેમાં એવું.
ભક્ત્યા-ભક્તિવડે.
પ્રપદ્યે-અંગીકાર કરૂં છું.
અખિલં-સમસ્ત.
નિષ્પંકવ્યોમ-વાદળ રહિત આકાશ જેવા.
અલસદૃશં-મદઘુર્ણિત નેત્રવાળા.
આભદંષ્ટ્રં-કાંતિ જેવી દાઢાવાળા.
ઘંટારવેણ-ઘંટાના શબ્દે.
મદજલં-મદરૂપ પાણીને.
સમંતાત્-સર્વ બાજુએ.
દિવ્યનાગં-દિવ્ય હસ્તિ ઉપર.
ગગને-આકાશમાં.
કામરૂપી-સ્વેચ્છાચારી.
સર્વાનુભૂતિઃ-સર્વાનુભૂતિ,
મમ-મને.
સર્વકાર્યેષુ-સર્વકાર્યમાં.

## શ્રી વીરજિન સ્તુતિ.

### શાર્દૂલવિક્રીડિતવૃત્તં.

સ્નાતસ્યાપ્રતિમસ્ય મેરૂશિખરે, શચ્યા વિભોઃ શૈશવે । રૂપાલોકનવિસ્મયાહૃતરસ-ભ્રાંત્યા ભ્રમચ્ચક્ષુષા ॥ઉન્મૃષ્ટં નયનપ્રભાધવલિતં, ક્ષીરોદકાશંકયા । વક્ત્રં યસ્ય પુનઃ પુનઃ સ જયતિ, શ્રીવર્દ્ધમાનો જિનઃ ॥૧॥

અર્થ—બાળપણમાં મેરૂપર્વતના શિખર ઉપર ન્હવરાવેલા અને નિરૂપમ પ્રભુના રૂપને જોવાથી થયેલા આશ્ચર્યવડે ભોગવેલ રસની ભ્રાંતિવડે ભમતી ( અરહી પરહી થાતી) છે ચક્ષુ જેની એવી ઇંદ્રાણીએ, નેત્રની કાંતિવડે ઉજ્વલ કરેલું, તેને ક્ષીરસમુદ્રના જળની આશંકાવડે લૂછેલું જે ભગવંતનું મુખ છે, તે શ્રી વર્દ્ધમાનજિન વારંવાર જયવંત વર્તે છે. ૧

## સર્વ જિન સ્તુતિ.

હંસાસાહતપદ્મરેણુકપિશક્ષીરાર્ણવાંભોભૃતૈઃ । કુંભૈરપ્સરસાં પયોધરભરપ્રસ્પર્ધિભિઃ કાંચનૈઃ ॥ યેષાં મંદરરત્નશૈલશિખરે,

જન્માભિષેકઃ કૃતઃ । સર્વૈઃ સર્વસુરાસુરેશ્વર-ગણૈસ્તેષાં નતોઽહં ક્રમાનૂ ॥ ૨ ॥

અર્થ—સર્વ પ્રકારના સમગ્ર સુર અને અસુરના ઇંદ્ર સમુદાયે, મેરૂપર્વતના શિખર ઉપર રાજહંસોની પાંખોવડે ઉડેલી કમળની રજવડે પીળું થયેલ જે ક્ષીરસમુદ્રનું પાણી તેનાવડે ભરેલા, અપ્સરાના સ્તનના સમૂહની સાથે અતિ સ્પર્દ્ધા કરનારા અને સુવર્ણના કળશોવડે જે તીર્થંકરોનો જન્માભિષેક કરેલ છે તેઓના ચરણ કમળોને હું નમ્યો છું. ૨

## શ્રુત-સિદ્ધાંત સ્તુતિ.

### સ્રગ્ધરાવૃત્તં.

અર્હદ્વક્ત્રપ્રસૂતં ગણધરરચિતં દ્વાદશાંગં વિશાલં । ચિત્રં બહ્વર્થયુક્તં મુનિગણવૃષભૈર્ધારિતં બુદ્ધિમદ્ભિઃ ॥ મોક્ષાગ્રદ્વારભૂતં વ્રતચરણફલં જ્ઞેયભાવપ્રદીપં । ભક્ત્યા નિત્યં પ્રપદ્યે શ્રુતમહમખિલં સર્વલોકૈકસારમ્ ।૩।

અર્થ—અર્હંતના મુખથકી પ્રકટ થયેલ, ગણધરોએ રચેલ, દ્વાદશ અંગરૂપ, વિશાળ, આશ્ચર્યકારી, ઘણા અર્થ યુક્ત, બુદ્ધિમંત સાધુ સમુદાયના નાયકો ( આચાર્યો ) એ ધારણ કરેલ,

મોક્ષના અગ્રદ્વાર તુલ્ય, વ્રત અને ચારિત્રનું ફળ છે જેમાં એવા, જાણવા યોગ્ય ભાવોને દીપક સમાન અને સર્વ લોકને વિષે અદ્વિતીય સારભૂત સમસ્ત સિદ્ધાંતને હું નિરંતર ભક્તિવડે અંગીકાર કરૂં છું. ૩

## સર્વાનુભૂતિયક્ષ સ્તુતિ.

નિષ્પંકવ્યોમનીલદ્યુતિમલસદૃશં બાલ-ચંદ્રાભદંષ્ટ્રં । મત્તં ઘંટારવેણ પ્રસૃતમદજલં પૂરયંતં સમંતાત્ ॥ આરૂઢો દિવ્યનાગં વિચરતિ ગગને કામદઃ કામરૂપી । યક્ષઃ સર્વાનુભૂતિર્દિશતુ મમ સદા સર્વકાર્યેષુ સિદ્ધિમ્ ॥ ૪ ॥

અર્થ—વાદળ રહિત આકાશ જેવા નીલવર્ણવાળા, મદઘુર્ણિત નેત્રવાળા, બીજના ચંદ્રની કાંતિ જેવી ઉજ્જ્વળ દાઢા ( દંતુશળ )વાળા, ઘંટના શબ્દવડે મદોન્મત્ત, પ્રસરતા મદરૂપ પાણીને સર્વ બાજુએ પૂરાવતા એવા દિવ્ય હસ્તિઉપર બેઠેલ; મનો-

---

૧ આ સ્તુતિ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના કૃતઘ્ન શિષ્ય બાલચંદ્રાચાર્યે બનાવી છે. પ્રથમ સંઘે માન્યકરી નહોતી પણ બાલચંદ્ર કાળ કરીને વ્યંતર થવાથી તેણે સંઘને ઉપદ્રવ કર્યો તેથી તથા અવિરૂદ્ધ વચન હોવાથી સંઘે માન્ય કરીને ચતુર્દશીના પ્રતિક્રમણમાં દાખલ કરી એવો વૃદ્ધવાદ છે. બાલચંદ્ર શબ્દે કર્તાનું નામ પણ સૂચવ્યું છે.

વાંચ્છિત આપનાર, સ્વેચ્છાચારી સર્વાનુભૂતિ નામનો યક્ષ આકાશમાં વિચરે છે; તે મુજને હંમેશ સર્વ કાર્યમાં સિદ્ધિ આપો. ૪

ઇતિ શ્રી મહાવીર જિન ચતુર્દશી સ્તુતિઃ ૫૭

—→※○※←—

# ૫૮ ॥ અથ ભુવણદેવ સ્તુતિ ॥

## શબ્દાર્થ,

| | |
|---|---|
| જ્ઞાનાદિ-જ્ઞાનાદિક | ગુણયુતાનાં-ગુણયુક્તનું. |
| સ્વાધ્યાય-સ્વાધ્યાય ( અને ), | સંયમરતાનાં-ચારિત્રમાં રક્તનું |
| વિદધાતુ-કરો. | ભુવનદેવી-ભુવનદેવી. |
| શિવં-કલ્યાણ. | સર્વ સાધૂનાં-સર્વ સાધુઓનું. |

ભુવણદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં૦

જ્ઞાનાદિગુણયુતાનાં,નિત્યં સ્વાધ્યાય-
સંયમરતાનામ્ ॥ વિદધાતુ ભુવનદેવી,
શિવં સદા સર્વસાધૂનામ્ ॥ ૧ ॥

અર્થ—ભુવન દેવતાને આશ્રયીને કાઉસ્સગ્ગ કરૂંછું. જ્ઞાનાદિ ગુણયુક્ત, હંમેશા સ્વાધ્યાય અને સંયમમાં રક્ત સર્વ સાધુઓનું કલ્યાણ ભુવનદેવી નિરંતર કરો ! ૧



# ૫૯ ॥ અથ ક્ષેત્રદેવ સ્તુતિ. ॥

## શબ્દાર્થ.

યસ્યાઃ-જે દેવીના.
ક્ષેત્રં-ક્ષેત્રને.
સમાશ્રિત્ય-આશ્રય કરીને.
સાધુભિઃ-સાધુઓવડે.
સાધ્યતે-સધાય છે.
ક્રિયા-ધર્મક્રિયા.
સા-તે
ક્ષેત્રદેવતા-ક્ષેત્રદેવી.
ભૂયાત્-થાઓ.
નઃ-અમને.
સુખદાયિની-સુખ આપનારી.

યસ્યાઃ ક્ષેત્રં સમાશ્રિત્ય, સાધુભિઃ સાધ્યતે ક્રિયા ॥ સા ક્ષેત્રદેવતા નિત્યં, ભૂયાન્નઃ સુખદાયિની ॥ ૧ ॥

અર્થ—જે દેવીના ક્ષેત્રને આશ્રય કરીને સાધુઓવડે ધર્મ ક્રિયા સધાય છે તે ક્ષેત્રદેવી અમોને નિરંતર સુખ આપનારી થાઓ ! ૧.

---

# ૬૦ ॥ અથ સકલાર્હત્.* ॥

## શબ્દાર્થ.

સકલ-સર્વને.
અર્હત્-પૂજવાને યોગ્યના.

---

* આ ચૈત્યવંદન પાખી, ચોમાસી અને સંવત્સરી પ્રતિક્રમણના આરંભમાં કહેવામાં આવે છે. કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે

પ્રતિષ્ઠાનં-સ્થાનરૂપ.
શિવશ્રિયઃ-મોક્ષલક્ષ્મીનું.
ઈશાનં-ઈશ્વર-સ્વામી.
આર્હન્ત્યં-અર્હતના સમૂહને.
નામ-નામનિક્ષેપ
દ્રવ્ય-દ્રવ્ય નિક્ષેપ ( અને )
પુનતઃ-પવિત્ર કરનારા.
ક્ષેત્રે-ક્ષેત્રમાં.
સર્વસ્મિન્-સર્વને વિષે.
સમુપાસ્મહે-રૂડાપ્રકારેસેવીએછીએ.
પૃથિવીનાથં-પૃથ્વીના પતિ-રાજા.
તીર્થનાથં-તીર્થપતિ-તીર્થંકર.
સ્તુમઃ-અમે સ્તવીએ છીએ.
અજિતં-અજિતનાથને.
કમલાકર-કમળવાળા સરોવરને.
અમ્લાન-નિર્મળ.
સંક્રાંત જગત-પ્રતિબિંબિત કર્યું છે ત્રણ જગત્ જેણે એવા.
ભવ્યજન-ભવ્યજનોરૂપી.
કુલ્યાતુલ્યા-પાણીની નીક તુલ્ય.
તાઃ-તે.
વાચઃ-વાણીઓ.
જગત્પતેઃ-જગતનાપતિ-પ્રભુની.

અધિષ્ઠાનં-સ્થાનક.
ભૂર્ભુવઃસ્વસ્ત્રયી-પાતાળ, મૃત્યુ અને સ્વર્ગરૂપ ત્રણ લોકના.
પ્રણિદધ્મહે-ધ્યાન કરીએ છીએ.
આકૃતિ-સ્થાપના નિક્ષેપ.
ભાવૈઃ-ભાવનિક્ષેપવડે.
ત્રિજગજ્જનં-ત્રણ જગતના લોકોને
કાલે-કાળમાં.
અર્હતઃ-અર્હતોને.
આદિમં-પહેલા.
નિષ્પરિગ્રહં-નિષ્પરિગ્રહી-સાધુ.
ઋષભસ્વામિનં-ઋષભદેવને.
અર્હન્તં-પૂજ્ય
વિશ્વ-જગતરૂપી.
ભાસ્કરં-સૂર્યસમાન.
કેવલાદર્શ-કેવળજ્ઞાનરૂપ દર્પણમાં.
સ્તુવે-સ્તવું છું.
વિશ્વ-સમસ્ત.
આરામ-બગીચાને.
જયંતિ-જયવંતી વર્તે છે.
દેશનાસમયે-ધર્મોપદેશ વખતે.
શ્રીસંભવ-શ્રી સંભવનાથ.

---

પોતે કરેલા ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર નામના ગ્રંથમાં ૨૬ મા શ્લોક શિવાય કૃતાપરાધે૰ પર્યંત ૨૬ શ્લોક મંગલાચરણ તરિકે રચેલા છે, તેથી આ ચૈત્યવંદનના કર્ત્તા ઉક્ત આચાર્યજી છે એમ નિર્ણય થાય છે.

સકલાર્હત્પ્રતિષ્ઠાન-મધિષ્ઠાનં શિવશ્રિયઃ ॥
ભૂર્ભુવઃસ્વસ્ત્રયીશાન-માર્હન્ત્યં પ્રણિદધ્મહે ॥૧

અર્થ—સર્વને પૂજાના સ્થાનરૂપ, મોક્ષલક્ષ્મીના નિવાસ રૂપ અને પાતાળ, ભૂમિ ( મર્ત્ય ) અને સ્વર્ગરૂપ ત્રણ લોકના ઈશ્વર એવા અર્હંતના સમૂહનું અમે ધ્યાન કરીએ છીએ. ૧

નામાકૃતિદ્રવ્યભાવૈઃ, પુનતસ્ત્રિજગજ્જ-
નં ॥ ક્ષેત્રે કાલે ચ સર્વસ્મિ-ન્નર્હતઃ સમુ-
પાસ્મહે ॥ ૨ ॥

અર્થ—સર્વ ક્ષેત્રને વિષે અને સર્વ ( ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન ) કાળને વિષે નામ નિક્ષેપ, સ્થાપના નિક્ષેપ, દ્રવ્ય નિક્ષેપ અને ભાવ નિક્ષેપવડે કરીને ત્રણ જગતના લોકોને પવિત્ર કરનારા અર્હંત પ્રભુઓને રૂડે પ્રકારે ( વંદન, સત્કાર અને સન્માનાદિકથી ) સેવીએ છીએ. ૨

આદિમં પૃથિવીનાથ-માદિમં નિષ્પરિ-
ગ્રહં ॥ આદિમં તીર્થનાથં ચ, ઋષભસ્વા-
મિનં સ્તુમઃ ॥ ૩ ॥

અર્થ—પ્રથમ પૃથ્વીના પતિ (રાજા), પ્રથમ પરિગ્રહ ત્યાગી (સાધુ) અને પહેલા તીર્થંકર ઋષભસ્વામિની અમે સ્તુતિ કરીએ છીએ. ૩

અર્હંતમજિતં વિશ્વ—કમલાકરભાસ્કરં ॥
અમ્લાનકેવલાદર્શ—સંક્રાંતજગતં સ્તુવે ॥૪॥

અર્થ—આ વિશ્વરૂપી કમળવાળા સરોવરમાં સૂર્યના જેવા અને જેણે પોતાના નિર્મળ કેવળ જ્ઞાનરૂપી દર્પણમાં ત્રણ જગત્ પ્રતિબિંબિત કરેલું છે એવા પૂજન કરવા યોગ્ય અજિતનાથભગવાનની હું સ્તુતિ કરૂં છું. ૪

વિશ્વભવ્યજનારામ—કુલ્યાતુલ્યા જયંતિ તાઃ ॥ દેશનાસમયે વાચઃ, શ્રીસંભવજગત્પતેઃ ॥ ૫ ॥

અર્થ—સર્વ જગત્‌ના પતિ એવા શ્રી સંભવનાથ પ્રભુની ધર્મોપદેશ વખતે, સર્વ જગત્‌ના ભવ્યજનોરૂપી ઉદ્યાનને સિંચન કરવામાં પાણીની નીક જેવી તે વાણીઓ જયવંતી વર્તે છે. ૫

શબ્દાર્થ.

અનેકાંતમત—સ્યાદ્વાદ મતરૂપ.
અંભોધિ—મહાસાગરને.
સમુલ્લાસન—ઉલ્લાસ કરવામાં.
ચંદ્રમાઃ—ચંદ્રતુલ્ય.
દદ્યાત્—આપો.
અમંદં—ઘણો.

આનંદં-હર્ષ.
અભિનંદન:-અભિનંદનસ્વામી.
કિરીટશાણાગ્ર-મુકુટરૂપ શરાણના અગ્ર ભાગવડે.
આવલિ:-શ્રેણિ-પંક્તિ(જેની એવા).
તનોતુ-વિસ્તારો.
વ:-તમારા.
દેહભાસ:-દેહની કાંતિઓ.
વઃ-તમોને-તમારી.
અંતરંગ-અભ્યંતર.
કોપ-કોપના.
ઈવ-પેઠે.
શ્રીસુપાર્શ્વજિનેંદ્રાય-શ્રી સુપાર્શ્વજિનેંદ્રને.
નમઃ-નમસ્કાર હો.
ચતુર્વર્ણસંઘ-ચતુર્વિધ સંઘરૂપ.
ભાસ્વતે-સૂર્ય સમાન.
ચંદ્ર-ચંદ્રમાના.
ઉજ્જ્વલા-શ્વેત-ધોળી.
મૂર્તસિતધ્યાન-સાક્ષાત્ શુક્લ ધ્યાનવડે.
શ્રિયે-જ્ઞાનલક્ષ્મીને માટે.
અસ્તુ-હો.
ભગવાન્-ઐશ્વર્યવાળા.
દ્યુસત્-દેવતાઓના.
ઉત્તેજિત-અત્યંત તેજવંત થઈ છે.
અંઘ્રિનખ-ચરણના નખની.
સુમતિસ્વામી-સુમતિનાથ.
અભિમતાનિ-વાંછિતોને.
પદ્મપ્રભપ્રભોઃ-પદ્મપ્રભપ્રભુની.
પુષ્ણંતુ-પોષણ કરો.
શ્રિયં-મોક્ષલક્ષ્મીને.
અરિમથને-શત્રુને નાશ કરવામાં.
આટોપાત્-પ્રબળપણાથકી.
અરૂણાઃ-લાલ.
મહેંદ્ર-ઈંદ્રોએ.
મહિતાંઘ્રયે-પૂજ્યા છે ચરણ જેમના એવા.
ગગનાભોગ-આકાશમંડળમાં.
ચંદ્રપ્રભપ્રભોઃ-ચંદ્રપ્રભપ્રભુની.
મરીચિનિચય-કિરણના સમૂહ જેવી
મૂર્તિઃ-પ્રતિમા.
નિર્મિતા-ઈવ-નિર્માણ કરાયેલ હોય તેવી.
વઃ-તમને.

# અનેકાન્તમતાંભોધિ-સમુલ્લાસનચંદ્રમાઃ ।।
# દદ્યાદમંદમાનંદં, ભગવાનભિનંદનઃ ।। ૬ ।।

અર્થ—સ્યાદ્વાદ મતરૂપી સમુદ્રને ઉલ્લાસ કરવામાં ચંદ્રતુલ્ય શ્રીઅભિનંદન ભગવાન્ ઘણો આનંદ આપો. ૬

ઘુસત્કિરીટશાણાગ્રો-ત્તેજિતાંઘ્રિનખાવલિઃ ॥ ભગવાન્ સુમતિસ્વામી, તનોત્વભિમતાનિ વઃ ॥ ૭ ॥

અર્થ—દેવતાઓના મુકુટરૂપી શરાણના અગ્રભાગવડે જેમના ચરણની નખપંક્તિ તેજવંત થયેલી છે, એવા સુમતિસ્વામિ ભગવાન્ તમારા વાંછિતોનો વિસ્તાર કરો. ૭

પદ્મપ્રભપ્રભોર્દેહ-ભાસઃ પુષ્ણંતુ વઃ શ્રિયં ॥ અંતરંગારિમથને, કોપાટોપાદિવારુણાઃ ॥ ૮ ॥

અર્થ—અંતરંગ શત્રુઓ ( કામ ક્રોધાદિ )ને મથન ( દૂર ) કરવાને કરેલા કોપના પ્રબળપણાથી જાણે લાલ થઈ હોય ! તેવી પદ્મપ્રભ પ્રભુના દેહની ( અરૂણ ) કાંતિઓ, તમારી ( તમોને ) મોક્ષ લક્ષ્મીને પોષણ કરો. ૮

શ્રીસુપાર્શ્વજિનેંદ્રાય, મહેંદ્રમહિતાંઘ્રયે ॥ નમશ્ચતુર્વર્ણસંઘ-ગગનાભોગભાસ્વતે ॥ ૯ ॥

અર્થ—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘરૂપી આકાશના વિસ્તારમાં સૂર્ય જેવા અને જેના ચરણોને મોટા ઇંદ્રોએ પૂજ્યા છે એવા શ્રીસુપાર્શ્વનાથ જિનેંદ્રને નમસ્કાર હો.

ચંદ્રપ્રભપ્રભોશ્ચંદ્ર-મરીચિનિચયોજ્જવલા॥
મૂર્ત્તિર્મૂર્ત્તસિતધ્યાન-નિર્મિતેવ શ્રિયેસ્તુ
વઃ ॥ ૧૦ ॥

અર્થ—ચંદ્રના કિરણોના સમૂહથકી ઉજ્જવળ, જાણે મૂર્ત્તિમંત (સાક્ષાત્) શુકલ ધ્યાનવડે કરીને બનાવી હોય તેવી ચંદ્રપ્રભ પ્રભુની મૂર્ત્તિ, તમને જ્ઞાનલક્ષ્મીને માટે થાઓ. ૧૦

શબ્દાર્થ.

કર-હાથમાં રહેલ.
કલયન્-જાણનારા.
અચિંત્ય-અચિંત્ય-વિચારી શકાય નહિ તેવા.
બોધયે-સમકિતને માટે.
પરમાનંદકંદ-ઉત્કૃષ્ટઆનંદના અંકુરને,
સ્યાદ્વાદામૃત-અનેકાંત મતરૂપ અમૃતને.
પાતુ-રક્ષણ કરો.
જંતૂનાં-પ્રાણીઓને.
અગદંકાર-વૈદ્ય સમાન.
અમલકવત્-નિર્મળ જળની માફક.
કેવલશ્રિયા-કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીવડે.
માહાત્મ્યનિધિઃ-માહાત્મ્યના ભંડાર.
સુવિધિઃ-સુવિધિનાથ.
સત્વાનાં-પ્રાણીઓના.
ઉદ્ભેદ-પ્રકટ કરવામાં,
નવાંબુદઃ-નવીન મેઘતુલ્ય.
નિસ્યંદ-ઝરનારા.
શીતલઃ-શીતળનાથ.
ભવરોગાર્ત્ત-સંસારરૂપ રોગથી પીડાયેલા.
દર્શનઃ-દર્શન છે જેનું એવા.

નિઃશ્રેયસ—મોક્ષલક્ષ્મીના.
શ્રેયાંસઃ—શ્રેયાંસનાથ.
ઉપકારકીભૂત—ઉપકાર કરનારા
નિર્મિતિઃ—ઉત્પત્તિ કરી છે જેણે
એવા.
નરૈઃ—મનુષ્યોવડે.
વાસુપૂજ્યઃ—વાસુપૂજ્યસ્વામી.
વિમલસ્વામિનઃ—વિમલનાથની.
સોદરાઃ—સરખી.
ચેતોજલ—ચિત્તરૂપી પાણીને
શ્રીરમણઃ—ધણી.
શ્રેયસે—કલ્યાણને અર્થે.
તીર્થકૃત્કર્મ—તીર્થંકર નામકર્મની
સુર—વૈમાનિક દેવ,
અસુર—ભવનવાસી દેવ ( અને )
પૂજ્યઃ—પૂજવા લાયક.
પુનાતુ—પવિત્ર કરો.
કતક ક્ષોદ—કતકફળના ચૂર્ણ.
ત્રિજગત્—ત્રણ જગત્ના
નૈર્મલ્યહેતવઃ—નિર્મળપણાનાકારણભૂત

**કરામલકવદ્વિશ્વં, કલયન્ કેવલશ્રિયા ॥ અચિંત્યમાહાત્મ્યનિધિઃ, સુવિધિર્બોધયેઽસ્તુ વઃ ॥ ૧૧ ॥**

અર્થ—પોતાની કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીવડે સર્વ વિશ્વને હાથમાં રહેલા નિર્મળ જળની માફક જાણનાર અને અચિંત્ય માહાત્મ્યના નિધાનરૂપ સુવિધિનાથ ભગવાન્ તમારા બોધિ ( સમ્યક્ત્વ ) ને માટે થાઓ. ૧૧

**સત્ત્વાનાં પરમાનંદ-કંદોદ્ભેદનવાંબુદઃ ॥ સ્યાદ્વાદામૃતનિસ્યંદિ, શીતલઃ પાતુ વો જિનઃ ॥ ૧૨ ॥**

અર્થ—પ્રાણીઓના ઉત્કૃષ્ટ આનંદના અંકુરને પ્રકટ થવાઆં નવીન મેઘ જેવા અને સ્યાદ્વાદ મતરૂપી અમૃતને ઝરનારા **શ્રી શીતળનાથ** તીર્થંકર તમારી રક્ષા કરો. ૧૨

ભવરોગાર્ત્તજંતૂના-મગદંકારદર્શનઃ ॥
નિઃશ્રેયસશ્રીરમણઃ,શ્રેયાંસઃ શ્રેયસેઽસ્તુ વઃ ॥

અર્થ—જેમનું દર્શન ( સમ્યકત્વ ) સંસારરૂપી રોગથી પીડાએલા જીવોને વૈદ્યસમાન છે અને જે મોક્ષરૂપી લક્ષ્મીના સ્વામી છે એવા **શ્રી શ્રેયાંસનાથ** ભગવાન્ તમારા કલ્યાણને અર્થે થાઓ. ૧૩

વિશ્વોપકારકીભૂત–તીર્થકૃત્કર્મનિર્મિતિઃ
સુરાસુરનરૈઃ પૂજ્યો, વાસુપૂજ્યઃ પુનાતુ
વઃ ॥ ૧૪ ॥

અર્થ—જેણે સર્વ વિશ્વને ઉપકાર કરનાર એવા તીર્થંકર નામકર્મને નિષ્પન્ન કરેલું છે અને જે દેવ, અસુર અને મનુષ્યોવડે પૂજવા લાયક છે, એવા **શ્રીવાસુપૂજ્ય** સ્વામી તમોને પવિત્ર કરો. ૧૪.

વિમલસ્વામીનો વાચઃ, કતકક્ષોદસોદરાઃ ॥
જયંતિ ત્રિજગચ્ચેતો-જલનૈર્મલ્ય હેતવઃ ॥

અર્થ—કતક[1] ફળના ચૂર્ણ જેવી, ત્રણ જગતના ચિત્તરૂપી જળને નિર્મળ કરવામાં કારણરૂપ શ્રી વિમલસ્વામીની વાણીઓ જયવંત વર્તે છે. ૧૫

## શબ્દાર્થ.

સ્વયંભૂરમણ—સ્વયંભૂ રમણ સમુદ્રની
સ્પર્દ્ધિ—સ્પર્ધા કરે એવા.
કરૂણારસ—કરૂણારસરૂપ.
વારિણા—પાણીવડે.
અનંતજિત્—અનંતનાથજિન.
અનંતા—જેનો અંત નથી એવી.
પ્રયચ્છતુ—આપો.
સુખશ્રિયં—મોક્ષના સુખરૂપ લક્ષ્મીને.
કલ્પદ્રુમ—કલ્પવૃક્ષની જેવા.
સધર્માણં—ધર્મવાળા.
ઇષ્ટપ્રાપ્તૌ—વાંછિત ફળની પ્રાપ્તિમાં.
શરીરિણાં—શરીરધારીઓ પ્રાણીઓના.
ચતુર્દ્ધા-ચાર પ્રકારના.
ધર્મદેષ્ટારં—ધર્મને બતાવનારાને.
ધર્મનાથં—ધર્મનાથને.
ઉપાસ્મહે—અમે ઉપાસના કરીએ છીએ.
સુધાસોદર—અમૃત સરખી.
નિર્મલીકૃત—નિર્મળ કર્યા છે.
વાગ્જ્યોત્સ્ના—વાણીરૂપ ચાંદની ( ચંદ્રનું અજવાળું ) વડે.
દિઙ્મુખ:—દિશાઓના મુખભાગ જેણે એવા.
મૃગલક્ષ્મા—હરણના ચિન્હવાળા.
શાંતિનાથ:—શાંતિનાથ.
તમ:શાંત્યૈ—અજ્ઞાનની શાંતિને માટે.
સનાથ:—સહિત.
શ્રીકુંથુનાથ:—શ્રી કુંથુનાથ.
સુરાસુરનૃનાથાનાં—સુર, અસુર અને મનુષ્યના સ્વામીઓના.
અતિશય ઋદ્ધિભિ:—અતિશયોરૂપ લક્ષ્મીવડે.
અરનાથ:—અરનાથ પ્રભુ.
એકનાથ:—અદ્વિતીયસ્વામી.
ચતુર્થારે—ચોથા આરારૂપ.
તુ—વળી.
ચતુર્થપુરૂષાર્થશ્રી—ચોથા પુરૂષાર્થરૂપ
નભોરવિ:—આકાશમાં સૂર્ય સમાન.

---

૧ જેમ તેવા મલિન જળમાં કતક ચૂર્ણ નાખ્યું હોય તો જળને સ્વચ્છ કરે છે તેમ પ્રભુની વાણી જગતના ચિત્તને નિર્મળ કરે છે.

વિલાસં-વિલાસને. લક્ષ્મી ( મોક્ષ )ના.
વિતનોતુ-વિસ્તારો.

સ્વયંભૂરમણસ્પર્દ્ધિ-કરૂણારસવારિણા ।
અનંતજિદનંતાં વઃ, પ્રયચ્છતુ સુખશ્રિયં
॥ ૧૬ ॥

અર્થ—સ્વયંભૂરમણ ( છેલ્લા ) સમુદ્રની હરીફાઇ કરનાર કરૂણારસરૂપી જળવડે શ્રી અનંતનાથ ભગવાન્ તમને અનંત (જેનો અંત નથી એવા ) મોક્ષના સુખરૂપ લક્ષ્મીને આપો. ૧૬

કલ્પદ્રુમસધર્માણ-મિષ્ટપ્રાપ્તૌ શરીરિ-
ણાં। ચતુર્દ્ધાધર્મ્મદેષ્ટારં, ધર્મ્મનાથમુપાસ્મ-
હે ॥ ૧૭ ॥

અર્થ—પ્રાણીઓને વાંછિત ફળની પ્રાપ્તિમાં કલ્પવૃક્ષની જેવા ધર્મવાળા અને દાન શીલ તપ તથા ભાવરૂપ ચાર પ્રકારના ધર્મને બતાવનારા શ્રી ધર્મનાથની અમે ઉપાસના કરીએ છીએ. ૧૭

સુધાસોદરવાગ્જ્યોત્સ્ના-નિર્મ્મલીકૃતદિઙ્-
મુખઃ । મૃગલક્ષ્મા તમઃશાન્ત્યૈ, શાંતિ-
નાથજિનોऽસ્તુ વઃ ॥ ૧૮ ॥

અર્થ—પોતાની અમૃતના જેવી વાણીરૂપી ચંદ્રિકાવડે જેણે દિશાઓના મુખભાગોને નિર્મલ કર્યા છે અને જેને મૃગનું ચિન્હ છે એવા શ્રી શાંતિનાથ જિન તમારા અજ્ઞાનની શાંતિને માટે થાઓ. ૧૮

શ્રીકુંથુનાથો ભગવાન્, સનાથોऽતિ-
શયર્દ્ધિભિઃ । સુરાસુરનૃનાથાના—મેકનાથો-
ऽસ્તુ વઃ શ્રિયે ॥ ૧૯ ॥

અર્થ—અતિશયોની સમૃદ્ધિઓવડે કરી યુક્ત અને દેવ, અસુર તથા મનુષ્યોના સ્વામીઓ ( ઈન્દ્ર, ચક્રવર્તી વિગેરે )ના અદ્વિતીય પતિ શ્રી કુંથુનાથ ભગવાન્ તમારી કલ્યાણરૂપી લક્ષ્મીને અર્થે હો. ૧૯

અરનાથસ્તુ ભગવાઁ-શ્ચતુર્થારનભોરવિઃ ।
ચતુર્થપુરૂષાર્થશ્રી-વિલાસં વિતનોતુ વઃ ॥ ૨૦ ॥

અર્થ—ચોથા આરારૂપી આકાશમાં સૂર્ય સમાન શ્રી અરનાથ ભગવાન્ વળી તમોને ચોથા પુરૂષાર્થ ( મોક્ષ )ની લક્ષ્મીના વિલાસને વિસ્તારો. ૨૦

શબ્દાર્થ.

અધીશમયૂર—સ્વામીરૂપ મોરને. નવવારિદં—નવીન મેઘ તુલ્ય.
કર્મદ્રુ—કર્મરૂપી વૃક્ષને, ઉન્મૂલને—ઉખેડી નાખવામાં.

હસ્તિમલ્લં—ઐરાવત્ હાથી તુલ્ય. મલ્લીં—મલ્લીનાથને.
અભિષ્ટુમઃ—સ્તુતિ કરીએ છીએ. જગત્—જગતની.
મહામોહનિદ્રા—ગાઢ મોહ (મોહની યકર્મ) રૂપ નિદ્રાને. પ્રત્યુષસમય—પ્રભાતકાળની.
ઉપમં—ઉપમા છે જેને એવીને.
મુનિસુવ્રતનાથસ્ય—મુનિસુવ્રતસ્વામીની દેશનાવચનં—ઉપદેશની વાણીને.
સ્તુમઃ—અમે સ્તવીએ છીએ. લુઠંતો—આલોટતાં—પડતાં.
નમતાં—નમસ્કાર કરનારાઓના. મૂર્ધ્નિ—મસ્તક ઉપર.
નિર્મલીકારકારણં—નિર્મલ કરવાના કારણભૂત. વારિપ્લવા—પાણીના પ્રવાહ.
ઇવ—પેઠે.
નમેઃ—નમિનાથના. પાંતુ—રક્ષણ કરો.
પાદનખાંશવઃ—ચરણના નખના કિરણો. યદુવંશ—યાદવકુળરૂપ.
સમુદ્રેન્દુઃ—સમુદ્રને ચંદ્રતુલ્ય.
કર્મકક્ષ—કર્મરૂપ વનખંડને. હુતાશનઃ—અગ્નિસમાન.
અરિષ્ટનેમિઃ—અરિષ્ટ નેમિનાથ. ભૂયાત્—થાઓ,
અરિષ્ટનાશનઃ—ઉપદ્રવને નાશકરનાર. કમઠે—કમઠ ઉપર.
ધરણેંદ્રે—ધરણેંદ્ર ઉપર. સ્વોચિતં—પોતાને યોગ્ય.
કર્મકુર્વતિ—કર્મને કરનારા. તુલ્યમનોવૃત્તિઃ—સરખી મનોવૃત્તિવાળા.
પાર્શ્વનાથઃ—પાર્શ્વનાથસ્વામી.

## સુરાસુરનરાધીશ-મયૂરનવવારિદં । કર્મ-દ્રૂન્મૂલને હસ્તિ-મલ્લં મલ્લીમભિષ્ટુમઃ ॥૨૧

અર્થ—સુર, અસુર અને મનુષ્યોના પતિ (ઇન્દ્ર, ચક્રવર્ત્યાદિક) રૂપી મયૂરોને (ઉલ્લાસ કરવાને) નવીન મેઘ સમાન અને કર્મરૂપી વૃક્ષને ઉખેડી નાંખવામાં ઐરાવત હસ્તિરૂપ શ્રી

મલ્લિનાથની અમે સ્તુતિ કરીએ છીએ. ૨૧

જગન્મહામોહનિદ્રા-પ્રત્યૂષસમયોપમં ।
મુનિસુવ્રતનાથસ્ય, દેશનાવચનં સ્તુમઃ ॥ ૨૨ ॥

અર્થ—સર્વ જગત્‌ના લોકોની મોહનીય કર્મરૂપી નિદ્રાને દૂર કરવાને પ્રભાત કાળની ઉપમાવાળા શ્રી મુનિસુવ્રતનાથના દેશનાવચનની અમે સ્તુતિ કરીએ છીએ. ૨૨

લુઠંતો નમતાં મૂર્ધ્નિ, નિર્મલીકારકારણં । વારિપ્લવા ઇવ નમેઃ, પાંતુ પાદનખાંશવઃ ॥ ૨૩ ॥

અર્થ—નમસ્કાર કરતા એવા પ્રાણીઓના મસ્તક ઉપર પડતાં અને જળના પ્રવાહની માફક નિર્મળ કરવાના કારણરૂપ શ્રીનમિભગવાનના ચરણના નખના કિરણો તમારી રક્ષા કરો. ૨૩

યદુવંશસમુદ્રેંદુઃ, કર્મ્મકક્ષહુતાશનઃ ।
અરિષ્ટનેમિર્ભગવાન્, ભૂયાદ્વો ઽરિષ્ટનાશનઃ ॥ ૨૪ ॥

અર્થ—યદુવંશરૂપી સમુદ્રમાં ચંદ્ર સમાન અને કર્મરૂપી (શુષ્ક) વનમાં અગ્નિ સમાન શ્રી અરિષ્ટનેમિ ભગવાન્ તમારા ઉપદ્રવને નાશ કરનારા થાઓ. ૨૪

કમઠે ધરણેન્દ્રે ચ, સ્વોચિતં કર્મ કુર્વતિ । પ્રભુસ્તુલ્યમનોવૃત્તિઃ, પાર્શ્વનાથઃ શ્રિયેઽસ્તુ વઃ ॥ ૨૫ ॥

અર્થ—પોતપોતાને યોગ્ય કર્મ કરતા કમઠ અને ધરણેંદ્ર ઉપર જેમની મનોવૃત્તિ સરખી છે એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ તમારી જ્ઞાન લક્ષ્મીને માટે થાઓ. ૨૫

## શબ્દાર્થ.

શ્રીમતે–શ્રીમાન્.
સનાથાય–સહિત.
મહાનંદસર–મહા આનંદરૂપ સરોવરને.
અર્હતે–પૂજ્યને.
અપિ–પણ.
કૃપામંથર–દયાવડે નમેલી છે,
ઇષદ્–જરા.
ભદ્રં–કલ્યાણ હો.
નેત્રયોઃ–બે નેત્રોનું.
સેવિતઃ–સેવાયેલા.
શ્રીમાન્–કૈવલ્ય લક્ષ્મીવાળા.
ત્રાસવિરહિતઃ–ત્રાસ–ભયથી રહિત.
વીરનાથાય–મહાવીરસ્વામીને.
અદ્ભુતશ્રિયા–આશ્ચર્યકારી લક્ષ્મી ( ચોત્રીશ અતિશયરૂપ ) વડે.
રાજમરાલાય–રાજહંસ સમાન
કૃતાપરાધે–અપરાધી.
જને–મનુષ્ય ઉપર.
તારયોઃ–કીકીઓ જેની એવાં.
બાષ્પાર્દ્રયોઃ–અશ્રુથી ભીંજાયેલાં.
શ્રી વીરજિન–શ્રી મહાવીરપ્રભુના.
વિજિતઅન્યતેજાઃ–વિશેષ પ્રકારે અન્યના તેજને જીતનારા.
વિમલઃ–નિર્મળ.
ત્રિભુવન–ત્રણભુવનમાં.

---

૧ કમઠાસુરે જળ વગેરેનો ઉપદ્રવ કર્યો અને ધરણેન્દ્રે તે ઉપસર્ગ નિવારી પ્રભુની સેવા કરી, છતાં પ્રભુનો બન્ને ઉપર સમાન ભાવ હતો.

ચૂડામણિઃ—મુકુટ સમાન.
વીરં-મહાવીર પરમાત્માને.
સંશ્રિતાઃ—આશ્રય કરીને રહેલા છે.
અભિહતઃ—હણાયો છે.
વીરાય—વીર પ્રભુને.
તીર્થં—તીર્થ.
પ્રવૃત્તં—પ્રવર્ત્યું છે.
વીરસ્ય—વીરનું.
તપો—તપ.
શ્રીધૃતિકીર્તિ—લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ.
શ્રીવીર—હે મહાવીર દેવ!
દિશ—આપો,
મહિતાઃ—પૂજિત.
બુધાઃ—પંડિતો.
વીરેણ—વીરસ્વામીવડે.
સ્વકર્મનિચયઃ—પોતાનો કર્મસમૂહ.
વીરાત્—મહાવીર દેવથકી.
ઈદં—આ—વર્તમાન.
અતુલં—તુલના ન થઈ શકે એવું.
ઘોરં—આકરૂં—કઠણ
વીરે—મહાવીરમાં.
કાંતિનિચયઃ—કાંતિનો સમૂહ.
ભદ્રં—કલ્યાણને.

શ્રીમતે વીરનાથાય, સનાથાયાદ્ભુત-
શ્રિયા । મહાનંદસરોરાજ—મરાલાયાર્હતે ન-
મઃ ॥ ૨૬ ॥

અર્થ—[ ચોત્રીશ અતિશયરૂપ ] અદ્ભુત લક્ષ્મીએ કરી સહિત, મહા આનંદરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન અને પૂજ્ય ( અરિહંત ) એવા શ્રીમાન્ વીર સ્વામીને નમસ્કાર થાઓ. ૨૬

કૃતાપરાધેઽપિ જને, કૃપામંથરતારયોઃ
। ઇષદ્બાષ્પાર્દ્રયોર્ભદ્રં, શ્રીવીરજિનનેત્રયોઃ

---

૧ સંગમ નામના દેવે પ્રભુ ઉપર ઘણા ઉપસર્ગો કર્યા તોપણ પ્રભુ

॥ ૨૭ ॥

અર્થ—અપરાધ કરનારા માણસ ઉપર પણ દયાવડે નમેલી કીકીઓવાળાં અને [ તેવી દયાવડેજ ] જરા અશ્રુથી ભીંજાયેલાં શ્રી વીરજિનનાં બે નેત્રોનું કલ્યાણ થાઓ. ૨૭.

જયતિ વિજિતાન્યતેજાઃ, સુરાસુરાધીશસેવિતઃ શ્રીમાન્। વિમલસ્ત્રાસવિરહિતસ્ત્રિભુંવનચૂડામણિર્ભગવાન્॥ ૨૮ ॥

અર્થ—વિશેષ પ્રકારે અન્યના તેજને જીતનારા, દેવ, દાનવના સ્વામીવડે સેવાયેલા, કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીવાળા, નિર્મળ, વિશેષ પ્રકારે ભયથી રહિત અને ત્રણ ભુવનમાં મુકુટ સમાન ભગવંત ( વીરસ્વામી ) જયવંત વર્તે છે. ૨૮

વીરઃ સર્વસુરાસુરેંદ્રમહિતો વીરં બુ-

---

ચલાયમાન થયા નહિ ત્યારે થાકીને તે સ્વસ્થાનકે જતો હતો તે વખતે પ્રભુ અત્યંત કરૂણાવાળા હોવાથી નેત્રમાં સહેજ અશ્રુ આવ્યાં. તે એટલા માટે કે મારાથી આ જીવને કાંઈપણ ઉપકાર થયો નહિ. પ્રભુને વાંદનાર અને ઉપસર્ગ કરનાર દરેકને પ્રભુના દર્શનથી સમ્યકત્વ પ્રાપ્ત થતું હતું પણ સંગમ અભવ્ય હતો તેથી તેને પ્રાપ્ત થયું નહિ; એવા અપરાધિ ઉપર પણ કરૂણાભાવ દર્શાવ્યો તે પ્રભુની અત્યંત કરૂણા સમજવી.

૧ ત્રિલોકચૂડામણિ.

૨ આ શ્લોકમાં વીર શબ્દને જુદી જુદી આઠ વિભક્તિઓ લગાડીને શ્રી મહાવીર દેવની સ્તુતિ કરેલ છે.

## ધાઃ સંશ્રિતાઃ, વીરેણાભિહતઃ સ્વકર્મનિચયો વીરાય નિત્યં નમઃ । વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં વીરસ્ય ઘોરં તપો, વીરે શ્રીધૃતિકીર્તિકાંતિનિચયઃ શ્રીવીર! ભદ્રં દિશ ॥ ૨૯ ॥

અર્થ—વીરભગવંત સર્વ દેવ દાનવના ઇંદ્રોવડે પૂજાયેલ છે, વીરસ્વામીને પંડિતો આશ્રય કરી રહેલા છે, વીરપ્રભુવડે પોતાનો કર્મસમૂહ હણાયો છે, વીરસ્વામીને હંમેશ નમસ્કાર થાઓ; વીરસ્વામી થકી આ ( વર્તમાન ) તીર્થ પ્રવર્ત્યું છે, વીરસ્વામીનું તુલના ન થઈ શકે તેવું આકરૂં તપ છે, વીરસ્વામીને વિષે લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ અને કાંતિનો સમૂહ છે, હે શ્રી વીર ! અમને કલ્યાણ આપો. ૨૯

### શબ્દાર્થ.

અવનિતલગતાનાં—પૃથ્વીતળને વિષે રહેલાં
વરભવનગતાનાં—શ્રેષ્ઠ ( ભવનપત્યાદિ દેવના ) ભવનને વિષે રહેલાં.
મનુજકૃતાનાં—મનુષ્યોએ કરેલાં.
જિનવરભવનાનાં—જિનેશ્વરના ચૈત્યો ( પ્રતિમાઓ ) ને.
નમામિ—હું નમું છું.
ચેતસાં—જ્ઞાતાઓમાં.
કૃત્રિમાકૃત્રિમાનાં—અશાશ્વતાં અને શાશ્વતાં.
દિવ્યવૈમાનિકાનાં—દિવ્ય વૈમાનિકોના
ઇહ—આ લોકમાં.
દેવરાજાર્ચિતાનાં—દેવના રાજાઓ ( ઇંદ્રો ) એ પૂજેલાં,
ભાવતઃ—ભાવથકી.
સર્વેષાં—સર્વે.
આદ્યં—પહેલા.

**પરમેષ્ઠિનાં**–પરમેષ્ઠિઓમાં.
**સર્વજ્ઞં**–સર્વને જાણનારા.
**પ્રણિદધ્મહે**–અમે ધ્યાનકરીએ છીએ.
**ઉર્જિતમહાપાપ**–ઘણા મોટા પાપને.
**પ્રદીપાનલો**–પ્રકર્ષે બાળવાને અગ્નિસમાન.
**અલંકારહારોપમઃ**–અલંકાર હારનો ઉપમાવાળા.
**નિર્ભેદ**–ભેદવાને–નાશ કરવાને.
**ભવ્યાનાં**–ભવ્યજનોને.
**વાંછિતફલં**–ઇચ્છિત ફળને.
**ખ્યાતઃ**–પ્રસિદ્ધ.
**ગજપદઃ**–ગજપદ પર્વત.
**રૈવતક**–ગિરિનાર.
**પ્રસિદ્ધમહિમા**–પ્રકટ મહિમાવાળો.
**મંડપઃ**–માંડવગઢ.
**કનકાચલ**–કનકાચલ પર્વત.
**ચિત્રકૂટાદયઃ**–ચિત્રકૂટ–ચિતોડ વિગેરે
**ઋષભાદયઃ**–ઋષભદેવ વગેરે.
**વઃ**–તમોને.
**દેવાધિદેવં**–દેવના દેવ.
**શ્રીવીરં**–મહાવીરસ્વામીને.
**અનેકભવાર્જિત**–અનેક ભવોમાં ઉપાર્જન કરેલાં.
**સિદ્ધિવધૂ**–મોક્ષ લક્ષ્મીના.
**વિશાલહૃદય**–વિશાળ અંતઃકરણમાં.
**અષ્ટાદશદોષ**–અઢાર દોષરૂપ.
**સિંધુરઘટા**–હાથીના સમુદાયને.
**પંચાનનઃ**–કેસરીસિંહ.
**વિદધાતુ**–આપો.
**વીતરાગઃ**–રાગ દ્વેષરહિત.
**અષ્ટાપદપર્વતઃ**–અષ્ટાપદપર્વત.
**સંમેતશૈલાભિધઃ**–સમેતશિખર નામનો પર્વત.
**શત્રુંજયઃ**–શત્રુંજય પર્વત.
**વૈભારઃ**–વૈભારગિરિ.
**અર્બુદગિરિઃ**–આબુપર્વત.
**તત્ર**–ત્યાં.
**કુર્વન્તુ**–કરો.
**મંગલં**–કલ્યાણને.

## અવનિતલગતાનાં, કૃત્રિમાકૃત્રિમાનાં;
## વરભવનગતાનાં, દિવ્યવૈમાનિકાનાં । ૯૯

---

૧ આ શ્લોકમાં શાશ્વતી અને અશાશ્વતી પ્રતિમાઓને નમસ્કાર કરવાવડે સ્થાપનાજિનને નમસ્કાર કરેલ છે.

મનુજકૃતાનાં, દેવરાજાર્ચિતાનાં; જિનવર-
ભવનાનાં, ભાવતોઽહં નમામિ ॥ ૩૦ ॥

અર્થ—પૃથ્વીતલને વિષે રહેલાં, અશાશ્વતાં અને શાશ્વતાં, શ્રેષ્ઠ [ ભવનપત્યાદિના ] ભવનને વિષે રહેલાં, દિવ્ય વૈમાનિકોનાં, આ લોકમાં મનુષ્યોએ કરેલાં અને ઇંદ્રોએ પૂજિત એવાં જિનેશ્વરનાં ચૈત્યો ( પ્રતિમાઓ ) ને ભાવથકી હું નમું છું. ૩૦

સર્વેષાં વેધસામાદ્ય-માદિમં પરમે-
ષ્ઠિનામ્ । દેવાધિદેવં સર્વજ્ઞં, શ્રીવીરં પ્ર-
ણિદધ્મહે ॥ ૩૧ ॥

અર્થ—સર્વ જ્ઞાતાઓમાં પ્રથમ, [ પંચ ] પરમેષ્ઠિઓમાં પ્રથમ, દેવોના દેવ અને સર્વજ્ઞ એવા શ્રી મહાવીરસ્વામીનું અમે ધ્યાન કરીએ છીએ. ૩૧

[1]દેવોઽનેકભવાર્જિતોર્જિતમહાપાપપ્ર-
દીપાનલો, દેવઃ સિદ્ધિવધૂવિશાલહૃદયાઽલં-
રહારોપમઃ । દેવોઽષ્ટાદશદોષસિંધુરઘટાનિ-

---

૧ આ શ્લોકવડે ભાવજિનની સ્તુતિ કરવામાં આવી છે, અને ૩ થી ૨૯ શ્લોકવડે નામજિનની સ્તુતિ કરવામાં આવી છે.

ર્ભેદપંચાનનો, ભવ્યાનાં વિદધાતુ વાંછિત-
ફલં શ્રીવીતરાગો જિનઃ ॥ ૩૨ ॥

અર્થ—[ જે ] દેવ અનેક ભવમાં ઉપાર્જન કરેલાં ઘણાં મોટાં પાપને પ્રકર્ષે બાળવાને અગ્નિ સમાન છે, ( જે ) દેવ મોક્ષ લક્ષ્મીના વિશાળ હૃદયમાં અલંકાર હાર [ સદૃશ ] ની ઉપમા-વાળા છે, ( જે ) દેવ અઢાર દોષરૂપ હાથીના સમુદાયને ભેદવાને કેસરિસિંહ તુલ્ય છે, એવા શ્રી વીતરાગજિન ભવ્યજનોને ઇચ્છિત ફળ આપો! ૩૨

[1]ખ્યાતોઽષ્ટાપદપર્વતો ગજપદઃ સંમેત-
શૈલાભિધઃ, શ્રીમાન્ રૈવતકઃ પ્રસિદ્ધમહિમા
શત્રુંજયો મંડપઃ । વૈભારઃ કનકાચલોઽર્બુદ-
ગિરિઃ શ્રીચિત્રકૂટાદયસ્તત્ર શ્રીઋષભાદયો
જિનવરાઃ કુર્વંતુ વો મંગલં ॥ ૩૩ ॥

અર્થ—પ્રસિદ્ધ અષ્ટાપદ પર્વત, ગજપદ પર્વત, સંમેતશિ-

---

૧ આ શ્લોકવડે ભરતક્ષેત્રમાં આવેલા અશાશ્વતા તીર્થ ઉપર વિરાજમાન જિનપ્રતિમાઓની સ્તુતિ થાય છે. એમાં કનકાચળ કહેલ છે તે કોઈ અશાશ્વત તીર્થ હોવું જોઈએ, મેરૂ પર્વત હોવા સંભવ નથી.

ખર નામે પર્વત, શ્રીમાન્ ગિરિનાર પર્વત, પ્રસિદ્ધ માહાત્મ્ય વાળો શત્રુંજયગિરિ, વૈભારગિરિ, કનકાચળ, અર્બુદાચળ અને શ્રી ચિત્રકૂટ ( ચિત્તોડ ) વગેરે, ત્યાં ( બિરાજમાન ) ઋષભાદિક જિનેશ્વરો તમોને કલ્યાણ કરો. ૩૩

॥ ઇતિ સકલાર્હત્ ॥ ૧૦ ॥

---

# ૬૧॥ અથ શ્રી પાક્ષિકાદિ અતિચાર*॥

નાણંમિ દંસણંમિઅ, ચરણંમિ તવંમિ તહ ય વિરિયંમિ ॥ આયરણં આયારો,ઇય એસો પંચહા ભણિઓ ॥ ૧ ॥ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર; એ પંચવિધ આચારમાંહિ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવિ હું મને, વચને, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ૧ ॥

---

* શ્રાવકના સમ્યક્ત્વ સહિત બાર વ્રતના ૧૨૪ અતિચારો વંદિતા સૂત્રમાં જે સામાન્યથી વર્ણવ્યા છે તેજ અતિચારોનું વિશેષ સ્વરૂપ અહીં આપવામાં આવેલ છે. પખ્ખી, ચોમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં આ અતિચારો બોલવાનો વિધિ છે માટે તેનું નામ પાક્ષિકાદિ અતિચાર રાખેલું છે. અતિચાર ગુજરાતી ભાષામાં હોવાથી તેનો અક્ષરશઃ અર્થ લખેલ નથી પણ કઠણ શબ્દનો અર્થ ફુટનોટમાં લખેલ છે.

તત્ર 'જ્ઞાનાચાર' આઠ અતિચાર ॥* કાલે વિણએ બહુમાણે, ઉવહાણે તહ ય નિણ્હવણે । વંજણ અત્થ તદુભએ, અટ્ઠવિહો નાણમાયારો ॥ ૧ ॥ જ્ઞાન કાળ વેળાએ ભણ્યો ગુણ્યો નહીં, અકાળે ભણ્યો. વિનયહીન, બહુમાનહીન, યોગ ઉપધાનહીન, અનેરા કન્હે ભણ્યો અનેરો ગુરૂ કહ્યો. દેવ ગુરૂ વાંદણે, પડિક્કમણે, સજ્ઝાય કરતાં, ભણતાં, ગણતાં, કૂડો અક્ષર કાને માત્રાએ અધિકો ઓછો ભણ્યો, સૂત્ર કૂડું કહ્યું અર્થ કૂડો કહ્યો. [1]તદુભય કૂડાં કહ્યાં. ભણીને વિસાર્યો. સાધુ તણે ધર્મે કાજો અણઉદ્ધર્યે, ડાંડો અણપડિલેહે, [2]વસતિ અણશોધે, [3]અણપવેસે, અસજ્ઝાય, અણોજ્ઝાયમાંહે શ્રી દશવૈકાલિક પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગુણ્યો. શ્રાવકતણે ધર્મે થવિરાવલિ, પડિક્કમણાં, ઉપદેશમાલા પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગુણ્યો; કાળવેળા કાજો [4] અણઉદ્ધર્યે પઢ્યો. જ્ઞાનોપગરણ, પાટી, પોથી, ઠવણી, કવલી, નોકારવાળી, સાપડા, સાપડી, [5]દસ્તરી, [6]વહી, [7]ઓળિયા પ્રમુખ પ્રત્યે પગ લાગ્યો, થૂંક

---

* આ ગાથાવડે જ્ઞાનાચારના આઠ આચારોના નામ કહેલા છે તેમાં જે પ્રમાદ તે અતિચાર. એ પ્રમાણે દર્શનાચાર અને ચારિત્રાચારની ગાથાઓ માટે પણ સમજવું. તેવીજ રીતે બીજા અતિચારોનું વર્ણન જે જે ગાથાઓમાં આવેલું છે તે ગાથાનું પ્રથમ પદ માત્ર મૂકીને તે પછી તેનું વિશેષ વર્ણન સૂત્રકારે આપ્યું છે.

૧ સૂત્ર અને અર્થ. ૨ ઉપાશ્રય. ૩ યોગોદ્વહનાદિ ક્રિયાવડે સિદ્ધાંત ભણવામાં પ્રવેશ કર્યાવિના. ૪ કાઢ્યાવિના. ૫ દફતર. ૬ ચોપડો. ૭ ઓળીઆ કાગળના વીંટા.

લાગ્યું. થુંકે કરી અક્ષર માંજ્યો, [1]ઓશીકે ધર્યો. કને છતાં આહાર [2]નિહાર કીધો. જ્ઞાનદ્રવ્ય ભક્ષતાં ઉપેક્ષા કીધી. [3]પ્રજ્ઞાપરાધે [4]વિણાશ્યો, વિણશતો [5]ઉવેખ્યો. છતી શક્તિએ સાર સંભાળ ન કીધી. જ્ઞાનવંતપ્રત્યે દ્વેષ, મત્સર ચિંતવ્યો. અવજ્ઞા આશાતના કીધી; કોઇ પ્રત્યે ભણતાં, ગણતાં અંતરાય કીધો. આપણા જાણપણાતણો ગર્વ ચિંતવ્યો. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, એ પંચવિધ જ્ઞાનતણી અસદ્દહણા કીધી. કોઈ તોતડો બોબડો [6]હસ્યો, વિતર્ક્યો, [7]અન્યથા પ્રરૂપણા કીધી॥ જ્ઞાનાચાર વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ૦ ॥ ૧ ॥

દર્શનાચારે આઠ અતિચાર ॥ નિસ્સંકિય નિક્કંખિય, નિવ્વિતિગિચ્છા અમૂઢદિઠ્ઠી અ; ઉવવૂહ થિરીકરણે, વચ્છલ પભાવણે અઠ્ઠ ॥ ૧ ॥ દેવ ગુરૂ ધર્મતણે વિષે નિઃશંકપણું ન કીધું તથા એકાંત નિશ્ચય ન કીધો. ધર્મ સંબંધીયા ફલતણે વિષે નિઃસંદેહ બુદ્ધિ ધરી નહીં. સાધુસાધ્વીનાં મલ મલિન ગાત્ર દેખી દુગછા નિપજાવી. કુચારિત્રીયા દેખી ચારિત્રીયા ઉપર અભાવ હુઆ. મિથ્યાત્વીતણી પૂજા પ્રભાવના દેખી મૂઢદૃષ્ટિપણું કીધું. તથા સંઘમાંહે ગુણવંતતણી

---

૧ ઓશિકે. ૨ ઝાડો. ૩ ઓછી સમજને લીધે. ૪ નાશ કર્યો. ૫ ઉપેક્ષા કરી. ૬ મશ્કરીમાં હસ્યા. ૭ સૂત્ર વિરૂદ્ધ.

૧અનુપબૃંહણા કીધી. ૨અસ્થિરીકરણ, અવાત્સલ્ય, અપ્રીતિ, અભક્તિ નિપજાવી. અબહુમાન કીધું. તથા દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય, ભક્ષિત ઉપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિણાશ્યા, વિણસતા ઉવેખ્યા, છતી શક્તિએ સાર સંભાળ ન કીધી. તથા સાધર્મિક સાથે કલહ કર્મબંધ કીધો. અધોતી, અષ્ટપડ મુખકોશ પાખે દેવપૂજા કીધી. ૩બિંબપ્રત્યે વાસકૂંપી, ધૂપધાણું, કળશતણો ઠબકો લાગ્યો. બિંબ હાથથકી પાડ્યું. ઊસાસનિઃસાસ લાગ્યો. દેહરે, ઉપાશ્રયે, મલશ્લેષ્માદિક લોહ્યું. દેહરામાંહે હાસ્ય, ખેલ, ૪કેલિ, કુતૂહલ, આહાર નિહાર કીધાં. પાન, સોપારી, ૫નિવેદીઆં ખાધાં. ૬ઠવણાયરિય હાથથકી પાડ્યા. પડિલેહવા વિસાર્યા. જિનભવને ચોરાશી આશાતના, ગુરૂ ગુરૂણીપ્રત્યે તેત્રીશ આશાતના કીધી હોય. ગુરૂવચન તહત્તિ કરી ૭પડિવજ્યું નહીં ॥ દર્શનાચાર વિષઇયો અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ૦॥૨॥

ચારિત્રાચારે આઠ અતિચાર ॥ પણિહાણજોગજુત્તો, પંચહિં સમઇ હિં તીહિં ગુત્તીહિં । એસ ચરિત્તાયારો, અઠ્ઠવિહો હોઇ નાયવ્વો ॥ ૧ ॥ *ઇર્યાસમિતિ તે અણજોએ હિંડ્યા. ભાષાસમિતિ તે સાવદ્ય વચન બોલ્યા. એષણાસમિતિ

---

૧ ગુણુની પ્રશંસા ન કરવી તે ૨ સમ્યક્ત્વથી પડતાને સ્થિર નહિ કરવો તે. ૩ જિન પ્રતિમાને. ૪ રમત. ૫ નૈવેદ્ય. ૬ સ્થાપનાચાર્ય. ૭ અંગીકાર કર્યું. * અહીં ઇરિયાસમિતિ એટલે ઇરિયાસમિતિ સંબંધી અતિચાર એમ સમજવાનું છે કેમકે ગાથામાં આચારના નામ આપ્યાં છે.

તે [1]તૃણ[2]ડગલ, અન્ન પાણી અસૂઝતું લીધું. આદાનભંડમત્તનિખ્ખેવણા સમિતિ તે આસન, શયન, ઉપકરણ, માતરું પ્રમુખ અણપુંજી જીવાકુલ ભૂમિકાએ મૂકયું લીધું. પારિષ્ઠાપનિકા સમિતિ તે મલ મૂત્ર [3]શ્લેષ્માદિક અણપુંજી જીવાકુલ[4] ભૂમિકાએ પરઠવ્યું. મનોગુપ્તિ—મનમાં આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાયાં વચનગુપ્તિ—[5]સાવદ્ય વચન બોલ્યાં. કાયગુપ્તિ—શરીર અણપડિલેહ્યું હલાવ્યું; અણપુંજે બેઠા. એ અષ્ટપ્રવચન માતા સાધુતણે ધર્મે સદૈવ અને શ્રાવકતણે ધર્મે સામાયિક પોસહ લીધે, રૂડીપેરે પાળ્યાં નહિં, ખંડણા વિરાધના હુઇ ॥ ચારિત્રાચાર વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહી સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવિ હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

*વિશેષતઃ શ્રાવકતણે ધર્મે શ્રી *સમ્યકત્વમૂલ બાર વ્રત

---

તે પ્રમાણે અહીં પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનાં નામ અનુક્રમે આપીને તેના અતિચારની સમજ આપી છે. અહિં અતિચારનો વિષય ચાલે છે માટે ભાષાસમિતિ આદિ દરેક ઠેકાણે એ મતલબ સમજવી. ૧ ઘાસ. ૨ અચિત્ત માટીનાં ઢેફાં. ૩ બડખો, લીંટ. ૪ ઘણા જીવ જંતુવાળી. ૫ પાપવાળાં. * પાંચ આચારો પૈકી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર એ ત્રણ અતિચારની વાત સાધુ અને શ્રાવક બન્નેને એક સરખી રીતે સામાન્યે લાગુ પડતી હોવાથી ઉક્ત ત્રણ આચારના અતિચારોનું વર્ણન પ્રથમ સામાન્ય આપ્યું, હવે અહીંથી શ્રાવક યોગ્ય અતિચારનું વર્ણન કરે છે તેથી વિશેષતઃ કહ્યું.

* જીવાદિ નવ તત્ત્વના યથાર્થ રહસ્યનું શ્રદ્ધાન—પ્રતીતિ.

સમ્યક્ત્વતણા પાંચ અતિચાર ॥ સંકાકંખવિગિચ્છા૦ ॥ શંકા–શ્રી અરિહંતતણા બળ, અતિશય, જ્ઞાનલક્ષ્મી, ગાંભીર્યાદિક ગુણ, શાશ્વતી પ્રતિમા; ચારિત્રીયાનાં ચારિત્ર, શ્રી જિનવચનતણો સંદેહ કીધો ॥ આકાંક્ષા–બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ક્ષેત્રપાલ, [2]ગોગો, આસપાલ, [3]પાદરદેવતા, ગોત્રદેવતા, ગ્રહપૂજા, [4] વિનાયક, હનુમંત, સુગ્રીવ, વાલી, નાહ, ઇત્યેવમાદિક દેશ, નગર, ગામ, ગોત્ર, નગરી, જૂજૂઆ[5] દેવ, દેહેરાંના પ્રભાવ દેખી રોગ આતંક કષ્ટ આવ્યે ઇહલોક પરલોકાર્થે પૂજ્યા માન્યા. સિદ્ધ વિનાયક જીરાઉલ્લાને[6] માન્યું, ઇચ્છયું. બૌદ્ધ, સાંખ્યાદિક સંન્યાસી, [7]ભરડા, ભગત, [8]લિંગિયા, જોગીયા, જોગી, [9]દરવેશ, અનેરા દર્શનીયાતણો કષ્ટ, મંત્ર, ચમત્કાર દેખી પરમાર્થ જાણ્યા વિના ભૂલાવ્યા, [10]મોહ્યા. કુશાસ્ત્ર શીખ્યાં, સાંભળ્યાં. શ્રાદ્ધ, [11]સંવચ્છરી, હોળી, બલેવ, માહિપૂનમ, અજાપડવો, પ્રેતબીજ, ગૌરીત્રીજ, વિનાયક ચોથ, નાગપાંચમી, ઝિલણાછઠ્ઠી, શીલસાતમી, ધ્રુવઆઠમી, નૌલી નોમી, અહવા દશમી, વ્રતઅગ્યારશી, વચ્છબારશી, ધનતેરશી, અનંતચઉદશી, અમાવાસ્યા, આદિત્યવાર, ઉત્તરાયણ નૈવેદ્ય કીધાં. નવોદક, યાગ, ભોગ, ઉતારણાં કીધાં, કરાવ્યાં,

---

૨ નાગદેવ–સર્પ. ૩ ગામની દેવી. ૪ ગણેશ. ૫ જૂદા જૂદા. ૬ અન્યમતિ દેવ વિશેષ. ૭ બ્રાહ્મણ. ૮ વેષધારી. ૯ ફકીર. ૧૦ ભોળવાણા. ૧૧ મરી ગયેલા પાછળ તેની મરણ તિથિ સંબંધી ભોજન અગર જ્ઞાતિભોજન કરાવે છે તે.

અનુમોદ્યાં. પિપલે પાણી ઘાલ્યાં, ઘલાવ્યાં. ઘર બાહિર ક્ષેત્ર, ખલે, કૂવે, તળાવે, નદીએ, દ્રહે, વાવિએ, સમુદ્રે, કુંડે પુણ્ય-હેતુ સ્નાન કીધાં, કરાવ્યાં, અનુમોદ્યાં. દાન દીધાં. ગ્રહણ, શનિશ્ચર, માહમાસે, નવરાત્રી ન્હાયાં. અજાણના થાપ્યાં,[1] અનેરાઇ વ્રત વ્રતોલાં કીધાં, કરાવ્યાં ॥ વિતિગિચ્છા–ધર્મ સંબંધીઆ ફલતણે વિષે સંદેહ કીધો. જિન અરિહંતધર્મના આગર, વિશ્વોપકાર સાગર, મોક્ષમાર્ગના દાતાર, ઇસ્યા ગુણ ભણી ન માન્યા, ન પૂજ્યા. મહાસતી,[2] મહાત્માની[3] ઇહ-લોક પરલોક સંબંધીયા ભોગ વાંચ્છિત[4] પૂજા કીધી. રોગ, આતંક, કષ્ટ આવ્યે ખીણ[5] વચન ભોગ માન્યા. મહાત્માના ભાત, પાણી, મલ શોભા તણી નિંદા કીધી. કુચારિત્રિયા દેખી ચારિત્રિયા ઉપર કુભાવ હુઓ. મિથ્યાત્વી તણી પૂજા પ્રભાવના દેખી પ્રશંસા કીધી, પ્રીતિ માંડી, દાક્ષિણ્ય લગે તેહનો ધર્મ માન્યો, કીધો ॥ શ્રી સમ્યક્ત્વ વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ૦

પહેલે સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રતે પાંચ અતિચાર ॥ વહબંધછવિચ્છેએ૦ દ્વિપદ ચતુષ્પદ પ્રત્યે રીસવશે ગાઢો ઘાવ ઘાલ્યો,[6] ગાઢે બંધને બાંધ્યો. અધિક ભાર ઘાલ્યો. નિર્લા-

---

૧ અજાણ્યુ માણસોએ સ્થાપેલા એવા. ૨ સાધ્વી. ૩ સાધુ મુનિરાજ ૪ ભોગપ્રાપ્ત્યર્થે. ૫ દીન. ૬ ગાઢો–આકરો, ઘાવ–પ્રહાર, ઘાલ્યો–કર્યો, સખ્ત માર માર્યો.

છન[1] કર્મ કીધાં. ચારાપાણીતણી વેળાએ સારસંભાળ ન કીધી. લેહેણે દેહેણે કિણહિ પ્રત્યે લંઘાવ્યો, તેણે ભૂખે આપણે જમ્યા. કન્હે રહી મરાવ્યો. બંધાખાને ઘલાવ્યો. સળ્યાં ધાન્ય તાવડે[2] નાંખ્યાં, દળાવ્યાં, ભરડાવ્યાં, શોધી ન વાવર્યાં. ઇંધણ, છાણાં અણશોધ્યાં બાલ્યાં. તેમાંહિ સાપ, વિંછી, ખજૂરા, સરવલા, માંકડ, જૂઆ, ગિંગોડા [3]સાહતાં મુઆ, દુહવ્યા, રૂડે સ્થાનકે ન મૂકયા. કીડિ મકોડિનાં ઇંડાં વિછોહ્યાં. લીખ ફોડી[4] ઉદેહી, કીડી, મકોડિ, ઘીમેલ, કાતરા, ચૂડેલ, પતંગિયા, દેડકાં, અલસીયાં, ઇઅલ, કુંતાં, ડાંસ, મસા, બગતરા, માખી, તીડ પ્રમુખ જીવ વિણઠ્ઠા. માલા હલાવતાં હલાવતાં પંખી, ચડકલાં, કાગતણાં ઇંડાં ફોડયાં. અનેરા એકેંદ્રિયાદિક જીવ વિણાસ્યા, ચાંપ્યા, દુહવ્યા કાંઇ હલાવતાં, ચલાવતાં, પાણી છાંટતાં અનેરા કાંઇ કામકાજ કરતાં [5]નિર્ધ્વંસપણું કીધું, જીવરક્ષા રૂડી ન કીધી, સંખારો સૂકવ્યો, રૂડું ગલણું ન કીધું. અણગલ પાણી વાવર્યું. રૂડી જયણા ન કીધી. અણગલ પાણીએ ઝીલ્યા[6], લુગડાં ધોયાં. ખાટલા તાવડે[7] નાખ્યા, ઝાટકયા. જીવાકુલ ભૂમિ લીંપી. વાશી ગાર રાખી. દલણે, ખાંડણે, લીંપણે રૂડી જયણા ન કીધી. આઠમ ચઉદશના નિયમ ભાંગ્યાં. ધૂણી કરાવી ॥ પહેલે સ્થૂલપ્રાણા-

૧ નાક, કાન વિંધવા, ઘોડા બળદ ખાશી કરયા. ૨ તડકે. ૩ ઝાલતાં-પકડતાં ૪ લીખના બે ટુકડા કર્યા. ૫ નિર્દયતા. ૬ ન્હાયા. ૭ તડકે.

તિપાતવિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૧ ॥

બીજે સ્થૂલમૃષાવાદવિરમણવ્રતે પાંચ અતિચાર ॥ સહસારહસ્સદારે૦ ॥ સહસાત્કારે કુણહ પ્રત્યે અજુગતું આલ અભ્યાખ્યાન દીધું. સ્વદારા મંત્ર ભેદ કીધો. અનેરા કુણહનો મંત્ર, આલોચ મર્મ પ્રકાશ્યો. કુણહને અનર્થે[1] પાડવા કુડી બુદ્ધિ દીધી. કૂડો લેખ લખ્યો. કૂડી સાખ ભરી. થાપણ મોસો[2] કીધો. કન્યા, ગૌ, ઢોર, ભૂમિસંબંધિ લેહણે દેણે વ્યવસાયે વાદ વઢવાડ કરતાં મોટકું જૂઠું બોલ્યા. હાથ પગ તણી ગાલી દીધી. કડકડા મોડચા. મર્મ વચન બોલ્યા ॥ બીજે સ્થૂલમૃષાવાદવિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૨ ॥

ત્રીજે સ્થૂલઅદત્તાદાનવિરમણવ્રતે પાંચ અતિચાર ॥ તેનાહડપ્પઓગે૦ ॥ ઘર બાહિર ખેત્ર, ખલે પરાઈ વસ્તુ અણમોકલી લીધી, વાવરી; ચોરાઈ વસ્તુ [3]વોહોરી. ચોર ધાડ પ્રત્યે સંકેત કીધો. તેહને [4]સંબલ દીધું. તેહની વસ્તુ લીધી. વિરૂદ્ધ રાજ્યાતિક્રમ કીધો. નવા, પુરાણા, સરસ, વિરસ, સજીવ, નિર્જીવ વસ્તુના ભેલ સંભેલ કીધા. કૂડે કાટલે, તોલે, માને, માપે વહોર્યા. દાણચોરી કીધી. કુણહને લેખે [5]વ-

૧ કષ્ટમાં—નુકશાનીમાં. ૨ પોતાને ત્યાં મૂકેલ થાપણનો ઈનકાર કરવો. ૩. ખરીદ કરી. ૪ ભાતું. ૫ છેતર્યો.

શંસ્યો. સાટે લાંચ લીધી. કૂડો કરહો કાઢ્યો. વિશ્વાસઘાત કીધાં, પરવંચના કીધી. પાશંગ કૂડાં કીધાં. ડાંડી ચઢાવી. લહકે ત્રહકે કૂડાં કાટલાં, માન માપાં કીધાં. માતા, પિતા, પુત્ર, મિત્ર, [1]કલત્ર, [2]વંચી કુણહિને દીધું. જૂદી ગાંડ કીધી. થાપણ ઓલવી. કુણહિને લેખે પલેખે ભૂલવ્યું. પડી વસ્તુ ઓલવી લીધી ॥ ત્રીજે સ્થૂલઅદત્તાદાનવિરમણવ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ૦ ॥ ૩ ॥

ચોથે સ્વદારાસંતોષ, પરસ્ત્રીગમનવિરમણવ્રતે પાંચ અતિચાર ॥ અપરિગ્ગહિયાઇત્તર૦ ॥ [3]અપરિગૃહીતાગમન, [4]ઇત્વરપરિગૃહીતાગમન કીધું. વિધવા, વેશ્યા, પરસ્ત્રી, કુલાંગના, સ્વદારાશોકતણે વિષે દૃષ્ટિ વિપર્યાસ કીધો. સરાગ વચન બોલ્યાં. આઠમ, ચઉદશ, અનેરી પર્વતિથિના નિયમ લઇ ભાંગ્યા. ઘરઘરણાં[5] કીધાં, કરાવ્યાં. વરવહુ વખાણ્યાં. કુવિકલ્પ ચિંતવ્યો. [6]અનંગક્રીડા કીધી. સ્ત્રીનાં અંગોપાંગ નિરખ્યાં. પરાયા વિવાહ જોડ્યા. ઢિંગલા ઢિંગલી પરણાવ્યાં. કામભોગતણે વિષે તીવ્ર અભિલાષ કીધો. [7]અતિક્રમ, વ્ય-

---

૧ સ્ત્રી. ૨ ઠગી. ૩ વેશ્યાગમન. ૪ થોડા કાળ માટે રાખેલી સ્ત્રી સાથે ગમન. ૫ નાતરૂં—પુનર્લગ્ન. ૬ વ્યવહાર વિરૂદ્ધ અંગોવડે કામક્રીડા કરવી. ૭ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર; આ ચારે દોષ એક એકથી ચઢીયાતા છે, તેનું દૃષ્ટાંત આ પ્રમાણે—જેમ કોઇને રાત્રી ભોજનનું પચ્ચખ્ખાણ છે, તે માણસને રાત્રીએ ખાવાની ઇચ્છા થાય તે અતિક્રમ, ખાવાનું લેવા જવાનો પ્રયત્ન તે વ્યતિક્રમ, ખાવાનું હાથમાં લીધું ત્યાં અતિચાર અને ખાધું એટલે અનાચાર.

તિક્રમ, અતિચાર, અનાચાર સુહણે સ્વમાંતરે હુઆ. કુસ્વમ લાધ્યાં. નટ, વિટ, સ્ત્રીશું હાંસું કીધું ॥ ચોથે સ્વદારા સંતોષ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ૦ ॥૪॥

પાંચમે પરિગ્રહપરિમાણવ્રતે પાંચ અતિચાર ॥ ધણધન્ન ખિત્તવત્થૂ૦ ॥ ધન, ધાન્ય, ક્ષેત્ર, [1]વાસ્તુ, રૂપ્ય, સુવર્ણ, [2]કુપ્ય, [3]દ્વિપદ, [4]ચતુષ્પદ, એ નવવિધ પરિગ્રહતણા નિયમ ઉપરાંત વૃદ્ધિ દેખી મૂર્છા લગે સંક્ષેપ ન કીધો. માતા, પિતા, પુત્ર, સ્ત્રીતણે લેખે કીધો. પરિગ્રહ પ્રમાણ લીધું નહીં. લઈને પઢિઉં[5] નહીં. પઢવું વિસાર્યું. અલીધું મેલ્યું. નિયમ વિસાર્યા ॥ પાંચમે પરિગ્રહપરિમાણવ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૫ ॥

છઠ્ઠે દિગ્પરિમાણવ્રતે પાંચ અતિચાર ॥ ગમણસ્સ ઉ પરિમાણે૦ ॥ ઊર્ધ્વદિશિ, અધોદિશિ, તિર્યગ્દિશિએ જાવા આવવાતણા નિયમ લઈ ભાંગ્યાં. [6]અનાભોગે વિસ્મૃત લગે અધિક ભૂમિ ગયા. [7]પાઠવણી આઘીપાછી મોકલી. વહાણ વ્યવસાય કીધો. વર્ષાકાલે [8]ગામતરૂં કીધું. ભૂમિકા એકગમા સંક્ષેપી, બીજીગમા વધારી ॥ છઠ્ઠે દિગ્પરિમાણ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૬ ॥

---

૧ ઘર વગેરે ઇમારત, ઘરવકરી. ૨ ત્રાંબુ પિતળ વગેરે ધાતુ. ૩ દાસ, દાસી વગેરે બે પગવાળા. ૪ ચાર પગવાળા પશુ. ૫ સંભાર્યું ૬ અજાણતાં. ૭ મોકલવાની ચીજ. ૮ બીજે ગામ જવું તે.

સાતમે ભોગોપભોગવિરમણવ્રતે ભોજન આશ્રી પાંચ અતિચાર અને કર્મ હુંતી પંદર અતિચાર, એવં વીશ અતિચાર ॥ સચિત્તે પડિબદ્ધે૦ ॥ સચિત્ત નિયમ લીધે અધિક સચિત્ત લીધું ॥ અપકવાહાર, દુપકવાહાર, તુચ્છૌષધિ તણું ભક્ષણ કીધું. ઓલા, ઉંબી, પોંક, પાપડી ખાધાં ॥ '[1]સચ્ચિત્ત દવ્વવિગઇ—વાણહતંબોલવત્થકુસુમેસુ ॥ વાહણસયણવિલેવણ—બંભદિસિન્હાણભત્તેસુ ॥ ૧ ॥ એ ચઉદ નિયમ દિનગત, રાત્રિગત લીધાં નહીં. લઇને ભાંગ્યાં. બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાયમાંહિ આદુ, મૂલા, ગાજર, પિંડ, પિંડાલૂ,

---

૧ આ ગાથાવડે ચૌદ નિયમો વર્ણવ્યા છે તે આ પ્રમાણે—૧ સચિત્ત, ૨ દ્રવ્ય ( ખાવાના પદાર્થ ), ૩ વિગઇ ( ઘીઇ, તેલ, ગોળ, દહીં, દુધ અને કડા વિગઇ ), ૪ વાણી ( જોડા ), ૫ તંબોલ ( મુખવાસ તરીકે વપરાતા પદાર્થ ), ૬ વસ્ત્ર, ૭ કુસુમ ( સુંઘવાના પદાર્થ ), ૮ વાહન (ઘોડા, ગાડી, રેલ્વે, વહાણ, ઉંટ, વગેરે ), ૯ શયન ( ખાટ, ખાટલા, પથારી વગેરે ) ૧૦ વિલેપન ( શરીરે ચોપડવાના સુગંધિ પદાર્થ ), ૧૧ બ્રહ્મચર્ય, ૧૨ દિશા ( ચાર દિશા, ચાર વિદિશા, ઉર્ધ્વ અને અધો દિશા મળી ૧૦ ), ૧૩ સ્નાન ( ન્હાવું ) અને ૧૪ ભાત પાણી ( ખાવા પીવાની વસ્તુ ) એ ચૌદ પ્રકારે ભોગોપભોગ યોગ્ય વસ્તુની મર્યાદા રાખવી. આ પ્રમાણે મર્યાદા રાખવાથી તે ઉપરાંતની જે આશ્રવની શ્રેણી અપ્રત્યાખ્યાનીકી ક્રિયાને યોગે આવે છે તે બંધ થાય છે. જે વસ્તુનો કદિ ઉપભોગ કર્યો નથી અને કરવામાં આવતો નથી તેમ કરવાની ઇચ્છા પણ નથી તેની પણ જ્યાં સુધી પ્રત્યાખ્યાન લેવામાં ન આવે ત્યાં સુધી આશ્રવની રાવી આવ્યે જાય છે. માટે દરેક ભવ્યોએ આ ચૌદ નિયમની હકીકત ગુરૂગમથી સમજીને હમેશા ધારવાની ટેવ પાડવી જેથી પરિણામે બહુ હિતકર્તા થશે.

કચૂરો, સૂરણ, [1]કુલિ આંબલી, ગલો, વાઘરડાં ખાધાં. વાશી કઠોલ, પોલી, રોટલી, ત્રણ દિવસનું [2]ઓદન લીધું. મધુ, મહુડા, માખણ, માટી, વેંગણ, પીલું, પીચુ, પંપોટા, વિષ, હિમ, કરહા, ઘોલવડાં, અજાણ્યા ફલ, ટિંબરૂં, ગુંદા, મહોર, અથાણું, [3]આમ્બલબોર, કાચું મીઠું, તિલ, ખસખસ, કોઠિંબડાં ખાધાં. રાત્રિ ભોજન કીધાં. લગભગ વેળાએ વાળુ કીધું, દિવસ વિણઉગે શીરાવ્યા. તથા કર્મતઃ પન્નર કર્માદાન–[4]ઈંગાલકમ્મે, વણકમ્મે, સાડિકમ્મે, ભાડિકમ્મે, ફોડિકમ્મે, એ પાંચ કર્મ ॥ દંતવાણિજ્જે, લખ્ખવાણિજ્જે, રસવાણિજ્જે, કેસવાણિજ્જે, વિસવાણિજ્જે, એ પાંચ વાણિજ્ય॥ જંતપિલ્લણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહતલાયસોસણયા, અસઇ પોસણયા, એ પાંચ સામાન્ય ॥ એ પાંચ કર્મ, પાંચ વાણિજ્ય, પાંચ સામાન્ય એવં પન્નર કર્માદાન બહુસાવદ્ય મહારંભ, રાંગણ[5] લીહાલા[6] કરાવ્યા. ઈંટ નિભાડા પચાવ્યા. ધાણી, ચણા, પકવાન કરી વેચ્યા. વાશી માખણ તવાવ્યાં. તિલ વોહોર્યા, ફાગણ માસ ઉપરાંત રાખ્યા. દલીદો કીધો. અંગીઠા કરાવ્યા. શ્વાન, બિલાડા, સૂડા, સાલહિ પોષ્યા. અનેરા જે કાંઈ બહુ સાવદ્ય ખરકર્માદિક સમા-

---

૧ કુણી–કુમળી–કાચી. ૨ દહીં નાંખેલ ભાત. ૩ ખાટાં. ૪ આ પંદર કર્માદાનનો અર્થ વંદિત્તઃ માંહેની ઈંગાલિવણ૦ ઇત્યાદિ બે ગાથાના અર્થથી સમજી લેવો. ૫ રંગાવવાનું કામ. ૬ કોયલા.

ચર્યા. વાશી ગાર રાખી. લીંપણે ગૂપણે, મહારંભ કીધો. અણશોધ્યા ચૂલા *સંધુકયા. ઘી, તેલ, ગોળ, છાશતણાં ભાજન ઉઘાડાં મૂકયાં. તેમાંહિ માખી, કુંતિ, ઉંદર, ગીરોલી પડી, કીડી ચડી, તેની જયણા ન કીધી ॥ સાતમે ભોગોપભોગ વિરમણવ્રતવિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૭ ॥

આઠમે અનર્થદંડવિરમણવ્રતે પાંચ અતિચાર ॥ કંદપ્પે કુક્કુઇએ૦॥ કંદર્પલગે વિટચેષ્ટા, હાસ્ય, ખેલ, કુતૂહલ કીધાં. પુરૂષ સ્ત્રીના હાવ ભાવ, રૂપ, શૃંગાર, વિષયરસ વખાણ્યા. રાજકથા, ભક્તકથા[૧], દેશકથા, સ્ત્રીકથા કીધી. પરાઇ તાંતર[૨] કીધી, તથા પૈશુન્યપણું કીધું આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાયાં. ખાંડા, કટાર, કોશ, કૂહાડા, રથ, ઉખલ[૩], મુશલ[૪], અગ્નિ, ઘરંટી, નિસાહે[૫], દાતરડાં, પ્રમુખ અધિકરણ મેલી[૬] દાક્ષિણ્ય લગે માગ્યાં આપ્યાં. પાપોપદેશ દીધો. અષ્ટમી ચતુર્દશીએ ખાંડવા દળવાતણા નિયમ ભાંગ્યા. મૂખરપણા[૭] લગે અસંબંધ વાક્ય બોલ્યા. પ્રમાદાચરણ સેવ્યાં. અંઘોલે, નાહણે, દાતણે, પગ ધોઅણે, ખેલ[૮] પાણિ તેલ છાંટયાં. ઝીલણે ઝીલ્યા, જુવટે રમ્યા, હિંચોલે હિંચ્યા, નાટક પ્રેક્ષણક[૯] જોયાં. કણ, [૧૦]કુવસ્તુ, ઢોર લેવરાવ્યાં. કર્કશ[૧૧]વચન બોલ્યા. આક્રોશ કીધા.

---

* સળગાવ્યા. ૧ ભોજન આશ્રી કથા. ૨ વાત. ૩ ખાણીયો. ૪ સાંબેલું. ૫ દાળ વાટવાની છીપર. ૬ એકઠા કરી. ૭ વાચાલપણાનેલીધે ૮ શ્લેષ્મ. ૯ ગમ્મત. ૧૦ હલકી વસ્તુ. ૧૧ આકરાં.

અબોલા લીધા. કરકડા મોડચા, મચ્છર ધર્યો. સંભેડા[1] લગાડચા. શ્રાપ દીધા. ભેંસા, સાંઢ, હુડુ[2], કૂકડા, શ્વાનાદિક ઝૂઝાર્યા, ઝૂઝતાં જોયાં. ખાદિલગે અદેખાઇ ચિંતવી. માટી, મીઠું, કણ, કપાશીયા, કાજવિણ ચાંપ્યા, તે ઉપર બેઠા. આલી[3] વનસ્પતિ ખુંદી. સૂઇ, શસ્ત્રાદિક નિપજાવ્યાં. ઘણી નિદ્રા કીધી. રાગ દ્વેષ લગે એકને ઋદ્ધિ પરિવાર વાંછી, એકને મૃત્યુ હાની વાંછી ॥ આઠમે અનર્થદંડવિરમણવ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષદિવસમાંહિ૦ ॥ ૮ ॥

નવમે સામાયિકવ્રને પાંચ અતિચાર ॥ તિવિહે દુપ્પણિહાણે૦ ॥ સામાયિક લીધે મને આહટ્ટ, દોહટ્ટ [4]ચિંતવ્યું. સાવધ વચન બોલ્યાં. શરીર અણુપડિલેહ્યું હલાવ્યું. છતી વેલાએ સામાયિક ન લીધું. સામાયિક લઇ ઉઘાડે મુખે બોલ્યા. ઉંઘ આવી. વાત વિકથા ઘરતણી ચિંતા કીધી. વીજ, દીવા તણી ઉજઝેહિ[5] હુઇ. કણ, કપાશીયા, માટી, મીઠું, ખડી, ધાવડી, અરણેટો પાષાણ પ્રમુખ ચાંપ્યા. પાણી, નીલ, ફુલ, સેવાલ, હરિયકાય, બીયકાય ઇત્યાદિક [6]આભડચાં. સ્ત્રી તિર્યંચતણા નિરંતર[7] પરંપર સંઘટ્ટ હુઆ. મુહપત્તિઓ[8] સંઘટ્ટી. સામાયિક અણપૂગ્યું પાર્યું, પારવું વિસાર્યું ॥ નવમે

---

૧ એક બીજાને સાચા જૂઠું સમજાવીને વઢવાડ કરાવી. ૨ બોકડા. ૩ લીલી ૪ આર્ત્ત, રૌદ્રધ્યાનમાં પ્રવર્ત્યા. ૫ અજવાળું શરીર ઉપર પડયું. ૬ સ્પર્શ્યા. ૭ અનંતર. ૮ સ્રીપુરૂષનો મુહપત્તિવડે સંઘટ્ટ થયો.

સામાયિક વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ૦ ॥ ૯ ॥

દશમે દેશાવગાશિક વ્રતે પાંચ અતિચાર ॥ આણવણે પેસવણે૦ ॥ આણુવણપ્પઓગે, પેસવણપ્પયોગે, સદ્દાણુવાઈ, રૂવાણુવાઇ, બહિયાપુગ્ગલપક્ખેવે ॥ નિયમિત ભૂમિકામાંહિ બાહેરથી કાંઇ અણાવ્યું, આપણ કન્હે થકી બાહેર કાંઇ મોકલ્યું. અથવા રૂપ દેખાડી, કાંકરો નાંખી, સાદ કરી આપણપણું છતું જણાવ્યું ॥ દશમે દેશાવગાશિક વ્રત વિષઇયો અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ॥ ૧૦ ॥

અગ્યારમે પોષધોપવાસ વ્રતે પાંચ અતિચાર ॥ સંથારુચ્ચારવિહિ૦ ॥ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સજ્ઝાસંથારએ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમિ ॥ પોસહ લીધે સંથારા તણી ભૂમિ ન પુંજી. બાહિરલા [1]લહુડાં વડાં સ્થંડિલ દિવસે શોધ્યાં નહીં, પડીલેહ્યાં નહીં. માતરૂં અણપુંજ્યું હલાવ્યું અણપુંજી ભૂમિકાએ પરઠવ્યું. પરઠવતાં "[2]અણુજાણહ, જસ્સુગ્ગહો" ન કહ્યો. પરઠવ્યા પુંઠે વાર ત્રણ "[3]વોસિરે વોસિરે" ન કહ્યો. પોસહસાલામાંહિ પેસતાં

---

૧ લઘુનીતિ–પેશાબ અને વડી નીતિ–ઝાડો તે બંનેની જગ્યા દિવસે શોધી રાખી નહિ. ૨ જે અધિષ્ટાયક દેવની આ જગ્યા હોય તે દેવ મને આ જગ્યા વાપરવાની આજ્ઞા આપો. ૩ પરઠવવા યોગ્ય પદાર્થનો ત્યાગ કરૂં છું.

"નિસ્સીહી[1]" નિસરતાં "આવસ્સહિ[2]" વાર ત્રણ ભણી નહીં. પુઢવી, અપ્, તેઉ, વાઉ, વનસ્પતિ, ત્રસકાય, તણા સંઘટ્ટ, પરિતાપ, ઉપદ્રવ હુઆ. સંથારાપોરિસીતણો વિધિ ભણવો વિસાર્યો. પોરિસીમાંહે[3] ઉંઘ્યા, અવિધે સંથારો પાથર્યો. પારણાદિકતણી ચિંતા કીધી. કાલવેલાએ દેવ ન વાંદ્યા. પડિક્કમણું ન કીધું. પોસહ અસૂરો લીધો, સવેરો પાર્યો. પર્વતિથે પોસહ લીધો નહીં ॥ અગ્યારમે પોષધોપવાસવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૧૧ ॥

બારમે અતિથિ સંવિભાગ વ્રતે પાંચ અતિચાર ॥ સચ્ચિત્તે નિખિવણે૦ ॥ સચિત્ત વસ્તુ હેઠ ઉપર છતાં મહાત્મા મહાસતી પ્રત્યે અસૂઝતુ[4] દાન દીધું. દેવાની બુદ્ધે અસૂઝતુ ફેડી સૂઝતું કીધું, પરાયું ફેડી આપણું કીધું. અણદેવાની બુદ્ધે સૂઝતું ફેડી અસૂઝતું કીધું, આપણું ફેડી પરાયું કીધું. વોહોરવા વેલા ટલી[5] રહ્યા. અસુર[6] કરી મહાત્મા તેડયા. મચ્છર ધરી દાન દીધું. ગુણવંત આવ્યે ભક્તિ ન સાચવી. છતી શકતે સ્વામીવાત્સલ્ય ન કીધું. અનેરા ધર્મક્ષેત્ર [7]સીદાતા છતી શક્તિએ ઉદ્ધર્યા નહીં. દીન[8] ક્ષીણ[9] પ્રત્યે અનુ-

---

૧ અન્યવ્યાપારનો ત્યાગ કરૂં છું. ૨ બીજી અવશ્ય કરવાની ક્રિયાઓ બાકી છે માટે બહાર નિકળું છું. ૩ રાત્રિને પહેલે પહોરે.

૪ અનેષણિય-સાધુને લઇ ન શકાય તેવું-અશુદ્ધ. ૫ બીજે કામે ગયા. ૬ ગોચરી કાળ વિત્યા પછી. ૭ દુઃખી થતા. ૮ નિર્ધન ૯ દુઃખી.

કંપાદાન ન દીધું. બારમે અતિથિસંવિભાગવ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહીં૦ ॥ ૧૨ ॥

સંલેષતણા પાંચ અતિચાર ॥ ઇહલોએ પરલોએ૦ ॥ ઇહલોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિઆસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે ॥ઇહલોકે ધર્મના પ્રભાવલગે રાજઋદ્ધિ, સુખ, સૌભાગ્ય, પરિવાર વાંછયા. પરલોકે દેવ, દેવેંદ્ર, વિદ્યાધર; ચક્રવર્તીતણી પદવી વાંછી. સુખ આવ્યે જીવિતવ્ય વાંછયું. દુઃખ આવ્યે મરણ વાંછયું. કામભોગતણી વાંછા કીધી ॥ [1]સંલેષણા વ્રત વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાંહિ ॥ ૧૩ ॥

તપાચાર બાર ભેદ છ બાહ્ય, છ અભ્યંતર ॥ અણસણમૂણોયરિઆ ॥ અણસણ ભણી ઉપવાસ વિશેષ પર્વતિથે છતી શક્તિએ કીધો નહીં. ઉણોદરીવ્રત તે કોલિયા પાંચ સાત ઉણા રહ્યા નહીં. વૃત્તિસંક્ષેપ તે દ્રવ્ય ભણી સર્વ વસ્તુનો સંક્ષેપ કીધો નહિં. રસત્યાગ[2] તે વિગયત્યાગ ન કીધો. કાયક્લેશ લોચાદિક કષ્ટ કર્યા નહીં. સંલીનતા—અંગોપાંગ સંકોચી રાખ્યાં નહીં. પચ્ચખ્ખાણ ભાંગ્યાં. પાટલો ડગડગતો ફેડયો નહીં. ગંઠસી, પોરિસિ, સાઢપોરિસી, પુરિમઢ્ઢ, એકાસણું, બેસણું નીવિ, આંબિલ પ્રમુખ પચ્ચખ્ખાણ

૧ અનશન. ૨ સ્નિગ્ધ રસ ( વિગય ) નો ત્યાગ—લોલુપતાનો ત્યાગ.

પારવું વિસાર્યું. બેસતાં નવકાર ન ભણ્યો. ઉઠતાં પચ્ચ-ખ્ખાણ કરવું વિસાર્યું. ગંઠસીયું ભાંગ્યું. નીવિ, આંબિલ, ઉપવાસાદિ તપ કરી કાચું પાણી પીધું, વમન હુઓ. બા-હ્યતપ વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૧૪ ॥

અભ્યંતરતપ ॥ પાયચ્છિતં વિણુઓ૦ ॥ મન શુદ્ધે ગુરૂ કન્હે આલોઅણ લીધી નહીં, ગુરૂદત્ત પ્રાયાશ્ચત્ત તપ લેખા શુદ્ધે પહુંચાડયો નહીં. દેવ, ગુરૂ, સંઘ, સાહામી પ્રત્યે વિનય સાચવ્યો નહીં, બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી પ્રમુખનું વૈયા-વચ્ચ ન કીધું. વાંચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધ-ર્મકથા લક્ષણ પંચવિધ સ્વાધ્યાય ન કીધો. ધર્મધ્યાન શુ-ક્લધ્યાન ન ધ્યાયાં. આર્ત્તધ્યાન રૌદ્રધ્યાન ધ્યાયાં. કર્મક્ષય નિમિત્તે લોગસ્સ દશ વીશનો કાઉસ્સગ્ગ ન કીધો ॥ અભ્યં-તર તપ વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષદિવસ-માંહિ૦ ॥ ૧૫ ॥

વીર્યાચારના ત્રણ અતિચાર ॥ અણિગૂહિઅબલવિરિ-ઓ૦ ॥ પઢવે, ગુણવે, વિનય, વૈયાવચ્ચ, દેવપૂજા, સામા-યિક, પોસહ, દાન, શીલ, તપ, ભાવનાદિક ધર્મકૃત્યને વિષે મન વચન કાયાતણું છતું [1]બલ, છતું [2]વીર્ય ગોપવ્યું રૂડાં પંચાંગ ખમાસમણ ન દીધાં. વાંદણાતણા આવર્ત્તવિધિ સાચ-

---

૧ ઇન્દ્રિયજન્ય શક્તિ. ૨ આત્મિક શક્તિ.

વ્યા નહીં. [1]અન્યચિત્ત નિરાદરપણે બેઠા. ઉતાવળું દેવવંદન, પડિક્કમણું કીધું ॥ વીર્યાચાર વિષઇઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ॥ ૧૧ ॥

[2]નાણાઇઅટ્ઠ પઇવય, સંમસંલેહણ પણ પન્નર* કમ્મેસુ॥ બારસતપ વિરિઅતિગં, ચઉવ્વીસંસય અઇયારા ॥ પડિસિદ્ધાણં કરણે૦ ॥ પ્રતિષેધ અભક્ષ્ય, અનંતકાય, બહુબીજભક્ષણ, મહારંભપરિગ્રહાદિક કીધાં. જીવજીવાદિક સૂક્ષ્મ વિચાર સદ્દહ્યા નહીં. આપણી કુમતિ લગે ઉત્સૂત્ર પ્રરૂપણા કીધી. તથા પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપસ્થાન કીધાં, કરાવ્યાં, અનુમોદ્યાં હોય. દિનકૃત્ય, પ્રતિક્રમણ, વિનય, વૈયાવચ્ચ ન કીધાં. અનેરૂં જે કાંઇ વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ કીધું, કરાવ્યું, અનુમોદ્યું હોય॥ એ *ચિહું પ્રકારમાંહે અનેરો જે કોઇ અતિચાર પક્ષ

---

૧ શુન્ય ચિત્તે. ૨ જ્ઞાનાદિ આચાર (જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચાર) ના આઠ આઠ, (એટલે ૨૪) પ્રત્યેકવ્રત (શ્રાવકના બાર વ્રત) સમ્યક્ત્વ અને સંલેષણાના પાંચ પાંચ, (એટલે ૭૦) કર્માદાનના પંદર, તપના બાર અને વીર્યના ત્રણ એમ સર્વ મળી એકસો ચોવીશ અતિચાર શ્રાવક ધર્મના સમજવા

* પ્રતિષેધ વસ્તુનું કરવું ૧, કરવા યોગ્ય અનુષ્ઠાનનું નહિ કરવું ૨, વીતરાગના વચનની અશ્રદ્ધા કરવી ૩ અને વિપરીત પ્રરૂપણા કરવી ૪ એ ચાર

દિવસમાંહિ સૂક્ષ્મ, બાદર જાણતાં અજાણતાં હુઓ હોય તે સવિ હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ૧૭ ॥

[1]એવંકારે શ્રાવકતણે ધર્મે શ્રી સમકિત મૂલ બાર વ્રત, એકસો ચોવીશ અતિચારમાંહિ અનેરો જે કોઇ અતિચાર [2]પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ, બાદર જાણતાં અજાણતાં હુઓ હોય તે સવિ હું મને વચને કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

ઇતિ શ્રી શ્રાવક પખ્ખી, ચોમાસી, સંવચ્છરી અતિચાર સમાપ્ત

---

૧ એ પૂર્વોક્ત પ્રકારે. ૨ આ અતિચાર ચોમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં પણ કહેવાય છે તેથી જ્યાં જ્યાં પક્ષ દિવસ છે ત્યાં ત્યાં ચોમાસીમાં ચોમાસી દિવસ અને સંવચ્છરીમાં સંવચ્છરી દિવસ એમ કહેવું.





## ॥ અથ નવસ્મરણાનિ* પ્રારભ્યન્તે ॥

## ॥ પ્રથમ નવકાર પંચમંગલરૂપમ્ ॥

નમો [1]અરિહંતાણં ॥ ૧ ॥ નમો સિદ્ધાણં ॥ ૨ ॥ નમો આયરિયાણં ॥ ૩ ॥ નમો ઉવજ્ઝાયાણં ॥ ૪ ॥ નમો લોએ સવ્વસાહૂણં ॥ ૫ ॥ એસો પંચનમુક્કારો ॥ ૬ ॥ સવ્વપાવપ્પણાસણો ॥ ૭ ॥ મંગલાણં ચ સવ્વેસિં ॥ ૮ ॥ પઢમં હવઈ મંગલં ॥ ૯ ॥ ઇતિ ॥ ૧ ॥

॥ ઇતિ નમસ્કારસૂત્રમ્[2] ॥

---

* પર્વ દિવસે સકલ શ્રેયને માટે અને ક્ષુદ્રોપદ્રવાદિ દોષ નિવારવામાં અને સુખશાંતિને માટે ગુણાય છે—સ્મરણ કરાય છે માટે સ્મરણ કહેવાય છે. પ્રતિષ્ઠા મહોત્સવાદિ ક્રિયાવિધાનમાં નમિઊણ અને કલ્યાણમંદિર વિના સાત સ્મરણ ગુણવામાં આવે છે. સપ્ત સ્મરણ ટીકાની લખેલ પ્રતોમાં લઘુશાંતિનો પણ સમાવેશ કર્યો છે તેથી લઘુશાંતિને સ્મરણ તરીકે ગણીએ ત્યારે નવકારને માંગલિક તરીકે ગણવો.

૧ અહીં અરિહંતાણં ( રાગ, દ્વેષ વગેરે શત્રુને હણનારા ), અરહંતાણં ( ઈંદ્રાદિવડે પૂજાને યોગ્ય ) અને અરૂહંતાણં ( ફરી સંસાર મધ્યે જેને ઉત્પન્ન થવું નથી એવા ) એમ ત્રણ પાઠ છે.

૨ આ પહેલું તથા બીજું સ્મરણ અગાઉ અર્થ સાથે આવી ગયેલ હોવાથી અહીં અર્થ લખ્યો નથી માટે ત્યાંથી જોઈ લેવો.

## ૨ ॥ અથ ઉવસગ્ગહરં સ્તવનમ્ ॥

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં ॥ વિસહરવિસનિન્નાસં, મંગલકલ્લાણઆવાસં ॥૧ ॥ વિસહરફુલિંગ મંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ ॥ તસ્સ ગહરોગમારી–દુટ્ઠજરા જંતિ ઉવસામં ॥૨ ॥ ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુફલો હોઇ ॥ નરતિરિએસુવિ જીવા, પાવંતિ ન દુક્ખદોગચ્ચં ॥ ૩ ॥ તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ ॥ પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ॥ ૪ ॥ ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ ॥ તા દેવ! દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ !॥ ॥ ૫ ॥ ઇતિ ॥ ૨ ॥

॥ ઇતિ ઉવસગ્ગહરં* સ્તવનમ્ ॥



## ૩ ॥ અથ સંતિકરં સ્તવનમ્

### શબ્દાર્થ

સંતિકરં–શાંતિના કરનારને. સંતિજિણં–શાંતિનાથ જિનને.
જગસરણં–જગતને શરણભૂત. જયસિરીઇ–જયલક્ષ્મીના અથવા જય

*શ્રી તપગચ્છનાયક શ્રી સોમસુંદર સૂરિના પટ્ટ પ્રભાવક સહસ્રાવધાની શ્રી મુનિસુંદર સૂરિએ શ્રી મેદપાટ (મેવાડ)દેશ મધ્યે આવેલા દેવ-

दायारं-दातार-आपनारने.
समरामि-स्मरण करुं छुं.
निव्वाणी गरुड-निर्वाणी देवी अने गरुडयक्षे.
विप्पोसहि-विप्रुडौषधि लब्धिने,
संतिसामिपायाणं-शांतिस्वामीपूजयने.
असिवदुरिअहरणाणं-उपद्रव अने पापने हरनाराने.
खेलोसहिमाई-श्लेष्मौषधि आदि.
अने लक्ष्मीना.
भत्तपालग-भक्तनुं पालन करनार.
कयसेवं-करी छे सेवा जेनी एवाने.
ॐसनमो-ॐकारसहितनमस्कारहो.
पत्ताणं-पामेलाने.
ॐस्वाहामंतेणं-ॐस्वाहा मंत्रवडे
सव्व-सर्व-बधा.
ओ-शोभायमान
संति नमुक्कारो-शांतिनाथने करेल [ नमस्कार.
लद्धिपत्ताणं-लब्धि पामेलाने.

---

कुलपाटक ( देलवाडा ) नगरने विषे संघमां अकस्मात् मरकीना उपद्रवथी पीडित लोकोने जोईने अत्यन्त करुणावाळा अने गुरुना प्रसादथी प्राप्त करी छे सद्विद्या जेणे एवा ते महात्माए मरकीनी उपशांतिने माटे सूरिमंत्रना आम्नायवाळुं आ श्रीशांतिनाथ जिननुं स्तोत्र रच्युं छे; ए स्तोत्रना पठन पाठनथी अने स्तोत्रमंत्रित जळ छांटवाथी उपद्रव शांत थयो, त्यारथी आ स्तोत्र शांति निमित्ते गणाय छे. आ स्तोत्रनी १३ गाथा त्रण काळ अगर उभयकाळ स्मरण करवाथी दुष्ट भूत, प्रेत, शाकिनी वगेरेना उपद्रव अने रोगादि भय न थाय, मोटुं पुन्य थाय अने सुलभबोधिपणुं थाय. विशेष मरकी अगर मांदगी वगेरे प्रसंगे आ स्तोत्रनी १३ गाथा नवकार अने उवसग्गहरंनी पेठे रुडे प्रकारे, सुवर्ण जळवडे पवित्र थइने दरेक घरे सातवार अथवा त्रणवार गणवी अने न आवडे तो सांभळवी, तेथी मरकी प्रमुख शांत थाय. निरंतर उभयकाळ प्रतिक्रमण पछी, पाक्षिक, चोमासी अने सांवत्सरिक प्रतिक्रमण पछी केटलाक सात वार अगर त्रण वार गणे छे, बीजा सावधानपणे सांभळे छे. ते सर्वने ते दिवस, ते रात्री, ते पक्ष, ते चातुर्मास अने ते वर्षने विषे उपद्रव थाय नहिं. आ संबंधी विशेष हकीकत जाणवानी ईच्छावाळाए टीका जोवी.

સોંહ્રીં–ૐ હ્રીં સહિત.
દેઇ–આપે છે.
સિરિં–દ્રવ્ય અને ભાવલક્ષ્મી.
તિહુઅણસામિણિ–ત્રણ ભુવનની સ્વામિની.
ગહ–ગ્રહ ( નવ )
દિસિપાલ–દિક્પાળ ( દશ )
સુરિંદા–દેવેંદ્રો.
રક્ખંતુ–રક્ષણ કરો.
મમ–મુજને.
પન્નત્તી–પ્રજ્ઞપ્તિ દેવી.
વજ્જંકુસિ–વજ્રાંકુશી.
નરદત્તા–નરદત્તા–પુરૂષદત્તા
મહકાલી–મહાકાળી.
તહ–તેમજ.
મહજાલા–મહાજ્વાલા.
વઇરૂટ્ટા–વઇરોટયા.
માણસિયા–માનસિકા
દેવીઓ–દેવીઓ.
ગોમુહ–ગોમુખ.
તિમુહ–ત્રિમુખ.
તુંબરૂ–તુંબરૂં
માયંગવિજયઅજિયા–માતંગ. વિજય અને અજિત,
સુરકુમારો–સુરકુમાર.
સવ્વોસહિપત્તાણું–સર્વૌષધિ લબ્ધિ પામેલાને.
વાણી–શ્રુત દેવી.
સિરિદેવી–લક્ષ્મીદેવી.
જક્ખરાયગણિપિડગા–યક્ષરાજ ગણિપિટક–દ્વાદશાંગીનો અધિષ્ઠાયક દેવ.
સયાવિ–સદાય.
જિણભત્તે–જિનેશ્વરના ભક્તોને.
રોહિણી–રોહિણીદેવી.
વજ્જસિંખલા–વજ્રશૃંખલા.
ચક્કેસરિ–ચક્રેશ્વરી.
કાલિ–કાળી.
ગોરી–ગૌરી.
ગંધારી–ગાંધારી.
માણવી–માનવી.
અચ્છુત્તા–અચ્છુપ્તા
મહમાણસિયાઉ–મહામાનસિકા.
જક્ખા–યક્ષો.
મહજક્ખ–મહાયક્ષ.
જક્ખેસ–યક્ષેશ.
કુસુમો–કુસુમ.
બંભો–બ્રહ્મ.
મણુઓ–મનુજ.

સંતિકરં સંતિજિણું, જગસરણું જ-
યસિરાઇ દાયારં ॥ સમરામિ ભત્તપાલગ-
નિવ્વાણીગરૂડકયસેવં ॥ ૧ ॥

અર્થ—શાંતિના કરનાર, જગત્‌ને શરણભૂત, જયલક્ષ્મી ( જય અને લક્ષ્મી ) ના આપનાર અને ભક્તજનોનું પાલન કરનાર નિર્વાણી દેવી અને ગરૂડ યક્ષે કરી છે સેવા જેની એવા શ્રી શાંતિનાથ જિનનું હું સ્મરણ કરૂં છું. ૧

ૐ સનમો [1]વિપ્પોસહિ-પત્તાણું સં-
તિસામિપાયાણું ॥ ઝ્રૌંસ્વાહામંતે[2]ણું, સ-
વ્વાસવદુરિઅહરણાણું ॥૨॥

અર્થ—વિપ્રુડૌષધિ લબ્ધિને પામેલા, 'ઝ્રૌં સ્વાહા[3]' મંત્ર વડે સર્વ ઉપદ્રવ અને પાપને હરનારા ( અથવા ઝ્રૌં સ્વાહા મંત્રવડે યુક્ત અને સર્વ ઉપદ્રવ અને પાપને હરનારા ) પૂજ્ય શાંતિનાથને ૐકાર પૂર્વક નમસ્કાર હો ! ૨

---

૧ જેના વિષ્ટા અને મૂત્ર ઓષધી રૂપ છે અર્થાત જેના વિષ્ટા અને મૂત્ર સર્વ રોગને હરણ કરે છે એવી લબ્ધિવાળા.

૨ સૂરિમંત્રમાં કહેલ મંત્ર બીજ.

૩ "ૐ નમો વિપ્પોસહિપત્તાણં ઝ્રૌં સ્વાહા" એ પદ વડે જાપ કરવો.

ૐ સંતિનમુક્કારો, [1]ખેલોસહિમાઇ-લદ્ધિપત્તાણં ॥ સૌં હ્રીં નમો સવ્વો–સહિ-પત્તાણં ચ દેઇ સિરિં ॥ ૩ ॥

અર્થ—[2]શ્લેષ્મૌષધિ આદિ લબ્ધિને પામેલા શોભાયમાન શ્રી શાંતિનાથને નમસ્કાર હો, વળી સર્વૌષધિ[3] લબ્ધિને પામેલા શાંતિનાથને ૐ હ્રીં સહિત નમસ્કાર હો, જે નમસ્કાર (ભવ્યોને) લક્ષ્મી આપે છે. અથવા ૐકાર સહિત શાંતિજિનને કરેલ નમસ્કાર શ્લેષ્મૌષધિ આદિ લબ્ધિ અને સર્વૌષધિ લબ્ધિ પામેલા સાધુઓને જ્ઞાન દર્શનાદિ ( દ્રવ્ય અને ભાવ ) લક્ષ્મી આપે છે. ૩

વાણીતિહુઅણસામિણિ-સિરિદેવીજ-ક્ખરાયગણિપિડગા ॥ ગહદિસિપાલસુરિંદા, સયાવિ રક્ખંતુ જિણભત્તે ॥ ૪ ॥

---

૧ જેનાં શ્લેષ્મ અને નાકનો મેલ ઔષધરૂપ છે એ વગેરે લબ્ધિવાળા.

૨ "ૐ હ્રીં નમો ખેલોસહિલદ્ધિપત્તાણં" અને "ૐ હ્રીં નમો સવ્વોસહિપત્તાણં" એ બે સૂરિમંત્ર છે, તેનો જાપ કરવાનો આમ્નાય ગુરૂગમ્ય સમજવો.

૩ જેનાં દાંત, નખ, કેશ અને રોમ વગેરે સર્વ અવયવો ઔષધરૂપ એવી લબ્ધિવાળા.

અર્થ—શ્રુતદેવી, ત્રણ ભુવનની [1]સ્વામિની, લક્ષ્મીદેવી અને યક્ષરાજ [2]ગણિપિટક, ગ્રહ, દિક્પાળ અને દેવેંદ્રો જિનના ભક્તોનું સદાય રક્ષણ કરો! ૪

## સોળ વિદ્યાદેવીઓ.

**રખ્ખંતૂ (તુ) મમ રોહિણી, પન્નત્તી વજ્જસિંખલા ય સયા ॥ વજ્જંકુસિ ચક્કેસરી, નરદત્તા કાલિ મહકાલી ॥ ૫ ॥**

અર્થ—[3]રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી અને મહાકાળી, મારૂં અને ઉપલક્ષણથી બીજાઓનું પણ નિરંતર ( સર્વ પ્રકારના ઉપદ્રવથી ) રક્ષણ કરો! ૫

---

૧ સૂરિમંત્ર પીઠપંચકની અધિષ્ઠાયિકા દેવી, તેનું ધ્યાન કરનારાને સહાય કરનારી.

૨ દ્વાદશાંગનો અધિષ્ઠાયકદેવ, યક્ષોમધ્યે કાંતિવડે વિશેષ શોભે છે માટે તે યક્ષરાજ કહેવાય છે.

૩ પુણ્ય બીજને ઉત્પન્ન કરે તે રોહિણી, પ્રકૃષ્ટ જ્ઞાન છે જેને વિષે તે પ્રજ્ઞપ્તિ, દુષ્ટને દમન કરવા માટે વજ્રની પેઠે દુર્ભેદ્ય શૃંખલા છે જેના હાથમાં તે વજ્રશૃંખલા, વજ્ર અને અંકુશ એ અસ્ત્ર જેના હાથમાં છે તે વજ્રાંકુશી, હાથમાં નિરંતર ચક્રને ધારણ કરનારી તે ચક્રેશ્વરી, મનુષ્યને વરદાન વગેરે દેવાવાળી તે નરદત્તા, શ્યામ વર્ણવાળી અથવા શત્રુઓને વિષે કાળની ઉપમા છે જેને તે કાળી, ઘણા શ્યામ વર્ણવાળી અને શત્રુઓને મહાકાળ સદૃશ તે મહાકાળી, ગૌર ( ઉજ્વલ ) વર્ણવાળી તે

**ગોરી તહ ગંધારી, મહજાલા માણવી અ વઇરૂટ્ટા ॥ અચ્છુત્તા માણુસિયા, મહ-માણુસિયાઉ દેવીઓ ॥ ૬ ॥**

અર્થ—ગૌરી ગાંધારી, મહાજ્વાલા, માનવી અને વૈરાટયા અચ્છુંસા, માનસિકા અને મહામાનસિકા એ ( સોળ ) દેવીઓ ( રક્ષણ કરો ! ) ૬

ચોવીશ તીર્થંકરના યક્ષો.

**જક્ખા ગોમુહ મહજક્ખ, તિમુહ જ-ક્ખેસ તુંબરૂ કુસુમો ॥ માયંગવિજયઅ-જિયા, બંભો મણુઓ સુરકુમારો ॥ ૭ ॥**

---

ગૌરી, ગાયના વાહનને ધારણ કરનારી તે ગાંધારી, સર્વ અસ્ત્રો ( ફેંકવાનાં હથિયાર ) ની મોટી જ્વાલા છે જેને તે મહાજ્વાલા, મનુષ્યની જનની ( માતા ) તુલ્ય તે માનવી, અન્યોઅન્ય વૈરની ઉપશાંતિ માટે આગમન છે જેનું તે વૈરોટયા, પાપનો સ્પર્શ નથી જેને તે અચ્છુપ્તા, ધ્યાન કરનારના મનને સાન્નિધ્ય કરવાવાળી તે માનસિકા અને ધ્યાન કરનારના મનને મહાસાન્નિધ્ય કરવાવાળી તે મહામાનસિકા. એ સોળ દેવીઓનું વિદ્યાપ્રધાનત્વ હોવાથી તે વિદ્યાદેવીઓ કહેવાય છે એ દેવીઓને મંત્રપટ્ટમાં પોતપોતાને સ્થાનકે સ્થાપન કરીને તેનું ધ્યાન કરે તો તે ધ્યાન સુખને દેનાર થાય છે.

**અર્થ**—*યક્ષોનાં નામ કહે છે-ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષેશ, તુંબરૂ, કુસુમ, માતંગ, વિજય, અજિત, બ્રહ્મ, મનુજ, સુરકુમાર. ૭

---

* આ સાતથી દશ ગાથામાં વર્ણવેલા વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના અને યક્ષણીઓના વર્ણ વાહન અને આકાર વગેરે અનુક્રમે આ પ્રમાણે જાણવા—

૧ ગોમુખ સોના જેવા વર્ણવાળો, ગજવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણી બે ભૂજામાં વરદ તથા અક્ષમાળા અને ડાબી બે ભૂજામાં માતુલિંગ ( બીજોરૂં ) અને પાશ હોય છે. ૨ **મહાયક્ષ** શ્યામવર્ણ, ચાર મુખ, ગજવાહન અને આઠ હાથવાળો છે. જમણા ચાર હાથમાં વરદ, મુદ્ગર, અક્ષસૂત્ર (નાની માળા ) અને પાશ હોય છે. તથા ડાબા ચાર હાથમાં બીજોરૂં, અભય, અંકુશ અને શક્તિ હોય છે. ૩ **ત્રિમુખ** ત્રણ નેત્ર, ત્રણ મુખ, શ્યામવર્ણ, મયુરવાહન અને છ ભૂજાવાળો છે. જમણી ત્રણ ભૂજા નકુલ, ગદા અને અભય યુક્ત હોય અને ડાબી ત્રણ ભૂજા બીજોરૂં, નાગ અને અક્ષસૂત્ર યુક્ત હોય છે. ૪ **ઇશ્વર** શ્યામ કાંતિ, ગજવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણી ભૂજાઓમાં બીજોરૂં ને અક્ષસૂત્ર હોય અને ડાબી ભૂજાઓમાં નકુલ ને અંકુશ હોય. ૫ **તુંબરૂ** શ્વેતવર્ણ, ગરૂડવાહન. અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથ વરદ અને શક્તિયુક્ત હોય અને ડાબા બે હાથ ગદા અને નાગપાશ યુક્ત હોય. ૬ **કુસુમ** નીલવર્ણ, કુરંગ (હરણ) વાહન અને ચાર ભૂજાવાળો છે, જમણા બે હાથમાં ફળ અને અભય હોય છે અને ડાબા બે હાથમાં નકુલ અને અક્ષસૂત્ર હોય છે. ૭ **માતંગ** નીલવર્ણ, ગજવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણી બે ભૂજાઓમાં બીલ્વ અને પાશ હોય ત્યારે ડાબી બે ભૂજાઓમાં નકુલ અને અંકુશ હોય. ૮ **વિજય** હરિત વર્ણ, ત્રણ લોચન, હંસવાહન અને બે ભૂજાવાળો છે. જમણા હાથમાં ચક્ર અને ડાબા હાથમાં મુદ્ગર હોય. ૯ **અજિત** શ્વેતવર્ણ, કૂર્મ-

## શબ્દાર્થ.

| | |
|---|---|
| છમ્મુહ–ષણ્મુખ | પયાલ–પાતાળ. |
| કિન્નર–કિન્નર. | ગરૂલો–ગરૂડ. |

વાહન, અને ચાર ભુજાવાળો છે. જમણા બે હાથ માતુલિંગ, અક્ષસૂત્ર યુક્ત હોય છે અને ડાબા હાથ નકુલ, કુંતકાળ યુક્ત હોય છે. ૧૦. બ્રહ્મ ચાર મુખ, ત્રણ નેત્ર, શ્વેતવર્ણ, પદ્માસન અને આઠ ભુજાવાળો છે. જમણા ચાર હાથમાં માતુલિંગ, મુદ્ગર, પાશ અને અભય હોય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, ગદા, અંકુશ અને અક્ષસૂત્ર હોય છે. ૧૧ મનુજ અથવા ઇશ્વર શ્વેતવર્ણ, ત્રણ નેત્ર, વૃષભ વાહન અને ચાર ભુજાવાળો છે. જમણા બે હાથમાં માતુલિંગ અને ગદા હોય છે અને ડાબા બે હાથ નકુલ અને અક્ષસૂત્ર યુક્ત હોય છે. ૧૨ સુરકુમાર શ્વેતવર્ણ, હંસવાહન અને ચાર ભુજાવાળો છે. જમણા બે હાથ માતુલિંગ અને બાણયુક્ત અને ડાબા બે હાથ નકુલ અને ધનુષ્યયુક્ત હોય છે. ૧૩ ષણ્મુખ શ્વેતવર્ણ, શિખિ (મોર) વાહન અને બાર ભુજાવાળો છે. જમણા છ હાથ ફલ, ચક્ર, બાણ, ખડ્ગ, પાશ અને અક્ષસૂત્રયુક્ત હોય અને ડાબા છ હાથ નકુલ, ચક્ર, ધનુષ્ય. ફલક, અંકુશ અને અભયયુક્ત હોય છે. ૧૪ પાતાલ ત્રણ મુખ, રક્તવર્ણ, મકરવાહન અને છ ભુજાવાળો છે. જમણા ત્રણ હાથ પદ્મ, ખડ્ગ અને પાશયુક્ત હોય છે અને ડાબા ત્રણ હાથ નકુલ, ફલક અને અક્ષસૂત્ર યુક્ત હોય છે. ૧૫ કિન્નર ત્રણ મુખ, રક્તવર્ણ, કૂર્મ ( કાચબો ) વાહન અને છ ભુજાવાળો છે. જમણા ત્રણ હાથ બીજપૂરક, ગદા અને અભયયુક્ત હોય અને ડાબા ત્રણ હાથ નકુલ, પદ્મ અને અક્ષમાલા યુક્ત હોય. ૧૬ ગરૂડ વરાહવાહન, ક્રોડવદન, શ્યામવર્ણ અને ચાર ભુજાવાળો છે. જમણા બે હાથમાં બીજપૂરક ને પદ્મ અને ડાબા બે હાથ નકુલ ને અક્ષસૂત્ર યુક્ત હોય છે. ૧૭ ગંધર્વ શ્યામવર્ણ, હંસવાહન અને ચાર ભુજાવાળો છે, જમણા બે હાથ વરદ ને પાશયુક્ત હોય છે અને ડાબા બે હાથમાં માતુલિંગ અને અંકુશ હોય છે. ૧૮ યક્ષેન્દ્ર છ મુખ, ત્રણ નેત્ર, શ્યામવર્ણ, શંખ (અથવા

| | |
|---|---|
| ગંધવ્વ–ગંધર્વ. | જખિખંદા–યક્ષેંદ્ર. |
| કુબ્બર–કુબેર. | વરુણો–વરુણ. |
| ભિઉડી–ભૃકુટી. | ગોમેહો–ગોમેધ. |

---

મોર ) વાહન અને ચાર ભૂજાવાળો છે. તેના જમણા ૭ હાથ બીજપૂરક, બાણ, ખડ્ગ, મુદ્દગર, પાશ અને અભયયુક્ત છે અને ડાબા ૭ હાથ નકુલ, ધનુ, ફલક, શૂલ, અંકુશ અને અક્ષસૂત્રયુક્ત હોય છે. ૧૯ કૂબ્બર–કુબેર ચાર મુખ, ઇંદ્રાયુધ ( નીલ ) વર્ણ, ગજવાહન અને આઠ ભૂજાવાળો છે. તેના જમણા ચાર હાથમાં વરદ, પરશુ, શૂલ અને અભય હોય છે અને ડાબા ચાર હાથમાં બીજપૂરક, શક્તિ, મુદ્દગર અને અક્ષસૂત્ર હોય છે. ૨૦ વરૂણ ચાર મુખ, ત્રણ નેત્ર, શ્વેતવર્ણ, વૃષભવાહન, જટામુકુટ ભૂષિત અને આઠ ભૂજાવાળો છે. તેના જમણા ચાર હાથમાં બીજપૂરક. ગદા, બાણ અને શક્તિ હોય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, પદ્મ, ધનુ અને પરશુ હોય છે. ૨૧ ભૃકુટી ચાર મુખ, ત્રણ નેત્ર, સોના જેવો વર્ણ, વૃષભવાહન અને આઠ ભૂજાવાળો છે. તેના જમણા ચાર હાથમાં બીજપૂરક, શક્તિ, મુદ્દગર અને અભય છે અને ડાબા ચાર હાથમાં નકુલ, પરશુ, વજ્ર અને અક્ષસૂત્ર છે. ૨૨ ગોમેધ ત્રણ મુખ, શ્યામ કાંન્તિ, પુરૂષ વાહન અને ૭ ભૂજાવાળો છે. તેના જમણા ત્રણ હાથમાં માતુલિંગ, પરશુ અને ચક્ર છે અને ડાબા ત્રણ હાથમાં નકુલ, શૂલ અને શક્તિ છે. ૨૩ પાર્શ્વ અથવા વામન ગજમુખ, સર્પફણામંડિત મસ્તક, શ્યામવર્ણ, કૂર્મવાહન અને ચાર ભૂજાવાળો છે. જમણા બે હાથમાં બીજપૂરક ને સર્પ ( અથવા માતુલિંગ ને ગદા ) છે અને ડાબા બે હાથમાં નકુલ અને સર્પ છે. ૨૪ માતંગ શ્યામવર્ણ ગજવાહન અને બે ભૂજાવાળો છે. જમણા હાથમાં નકુલ અને ડાબા હાથમાં બીજપૂરક છે.

૧ ચક્રેશ્વરી અથવા અપ્રતિચક્રા સુવર્ણવર્ણા, ગરૂડવાહન અને આઠ ભૂજાવાળી છે. જમણી ચાર ભૂજામાં વરદ, બાણ, ચક્ર અને પાશ છે અને ડાબા ચાર હાથમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ છે. ૨ અજિતા ગૌરવર્ણ

| | |
|---|---|
| **પાસમાયંગા**–પાર્શ્વ અને માતંગ | **અજિયા**–અજિતા |
| **દુરિઆરિ**–દુરિતારી. | **અચ્ચુઅ**–અચ્યુતા. |
| **સંતા**–શાંતા | **જાલા**–જ્વાલા. |

---

લોહાસનાધિ ( ગૌ ) રૂઢ અને ચાર હાથવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ છે અને ડાબા બે હાથમાં બીજપૂરક અને અંકુશ છે. ૩ **દુરિતારિ** ગૌરવર્ણ, મેષાવાહન અને ચાર હાથવાળી છે. જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર છે અને ડાબા બે હાથમાં ફલ અને અભય છે. ૪ **કાલી** શ્યામવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ છે અને ડાબા બે હાથમાં નાગ અને અંકુશ છે. ૫ **મહાકાલી** સોનાજેવો વર્ણ, પદ્માસન, ચાર ભૂજવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ છે અને ડાબા બે હાથમાં માતુલિંગ અને અંકુશ છે. ૬ **અચ્યુતા** શ્યામવર્ણ, નરવાહન અને ચાર ભૂજાવાળી છે. દક્ષિણ બે હાથમાં વરદ અને બાણ છે અને ડાબા બે હાથમાં ધનુષ્ય અને અભય ( અથવા બીજોરૂં અને અંકુશ ) છે. ૭ **શાંતા** સુવર્ણવર્ણ, ગજવાહન અને ચતુર્ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર છે અને ડાબા બે હાથમાં શૂલ અને અભય છે. ૮ **જ્વાલા–ભૃકુટી** પીળોવર્ણ, વરા (હ)ઃ વાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં ખડ્ગ અને મુદ્દગર છે. ડાબા બે હાથમાં ફલક અને પરશુ છે. ૯ **સુતારિકા** ગૌરવર્ણ, વૃષભ વાહન અને ચાર ભૂજાવાળી છે. તેના જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર છે અને ડાબા બે હાથમાં કળશ ને અંકુશ છે. ૧૦ **અશોકા** નીલવર્ણ, પદ્માસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને પાશ ( અથવા મુદ્દગર ) છે અને ડાબા બે હાથમાં ફલક અને અંકુશ છે. ૧૧ **શ્રીવત્સા–માનવા** ગૌરવર્ણ, સિંહાસન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને મુદ્દગર છે અને ડાબા બે હાથમાં કલશ અને અંકુશ ( અથવા પુષ્પ ને ગદા ) છે, ૧૨ **પ્રવરા–ચંડા** શ્યામવર્ણ, અશ્વવાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં વરદ અને શકિત છે અને ડાબા બે

| | |
|---|---|
| सुतारयासोय–सुतारका, अशोका. | सिरिवच्छा–श्रीवत्सा. |
| चंडा–चंडा. | विजयंकुसि–विजया, अंकुशा. |
| पन्नइत्ति–पन्नगा एम | निव्वाणी–निर्वाणी. |

---

हाथमां पुष्प अने गदा छे. १३ विजया–विदिता हरितवर्ण, पद्मासन अने चार भूजावाळी छे. जमणा बे हाथमां बाण अने पाश छे अने डाबा बे हाथमां धनुष्य अने नाग छे. १४ अंकुशा गौरवर्ण, पद्मासन अने चार भूजावाळी छे. जमणा बे हाथमां खड्ग अने पाश छे अने डाबा बे हाथमां फलक अने अंकुश छे. १५ पन्नगा–कंदर्पा गौरवर्ण, मत्स्य वाहन अने चारभूजावाळी छे. जमणा बे हाथमां उत्पल (कमळ) अने अंकुश छे अने डाबा बे हाथमां पद्म अने अभय छे. १६ निर्वाणी सुवर्ण कांति, पद्मासन अने चार भूजावाळी छे. जमणा बे हाथमां पुस्तक अने उत्पल छे अने डाबा बे हाथमां कमंडलु अने कमल छे. १७ अच्युता–बला सुवर्ण वर्ण, मयुरवाहन अने चार भुजावाळी छे. जमणा बे हाथमां बीजपूरक अने शूल अने डाबा बे हाथमां मुषंढी ( एक जातनुं शस्त्र ) अने पद्म छे. १८ धारणी नीलवर्ण, पद्मासन अने चार भुजावाळी छे. जमणा बे हाथमां मातुलिंग अने उत्पल छे अने डाबा बे हाथमां पद्म अने अक्षसुत्र छे. १९ वैरोटया कृष्णवर्ण, पद्मासन अने चारभुजावाळी छे. जमणा बे हाथमां वरद अने अक्षसूत्र अने डाबा बे हाथमां बीजपूरक अने शकित छे. २० अच्छुप्ता–दत्ता कनकवर्ण, भद्रासन अने चार भुजावाळी छे. जमणा बे हाथमां वरद अने अक्षसूत्र अने डाबा बे हाथमां बीजपूरक अने शूल छे. २१ गांधारी श्वेतवर्ण, हंसवाहन अने चार भुजावाळी छे. जमणा बे हाथमां वरद अने खड्ग अने डाबा हाथमां बीजपूरक अने कुत ( भलुं ) छे. २२ अंबा कनककांति सिंहवाहन अने चारभुजावाळी छे. जमणा बे हाथमां आम्रलुंबी अने पाश अने डाबा बे हाथमां चक्र अने अंकुश छे. २३ पद्मावती कनकवर्ण, कुर्कुटसर्प वाहन अने चतुर्भुजावाळी छे. जमणा बे हाथमां पद्म

અચ્ચુઆ–અચ્યુતા
વૈરૂટ્ટછુત્ત–વૈરોટચા, અચ્છુપ્તા.
અંબ–અંબા.
સિદ્ધા–સિદ્ધા.
તિત્થરખ્ખણુરયા-તીર્થ રક્ષામાં તત્પર.
સુરાસુરી–દેવ દેવીઓ.
વંતર–વ્યંતર દેવ.
કુણંતુ–કરો.
અમ્હં–અમારૂં.
સુદિટ્ઠિ-સમ્યગ્ દ્રષ્ટિ.
સંઘસ્સ–સંઘની.
સંતિજિણચંદા–શાંતિજિન ચંદ્ર.
કરેઉ–કરો.
મુણિસુંદરસૂરિ–મુનિસુંદરસૂરિએ.
સંતિનાહ–શાંતિનાથની
સમ્મદિટ્ઠિ-સમ્યગ્ દ્રષ્ટિ.
તિકાલં–ત્રણ કાળ.
ઉવદ્દવરહિઓ–ઉપદ્રવે રહિત.
સુહસંપયં–સુખસંપદાને.
તવગચ્છ–તપોગચ્છ રૂપ.
જુગવર–યુગપ્રધાન.

ધરણી–ધારણી
ગંધારિ–ગાંધારી.
પઉમાવઈ–પદ્માવતી.
ઈઅ–એ પ્રકારે.
અલેવિ-બીજા પણ ચારે પ્રકારના.
ચઉવિહાવિ–બીજા પણ.
જોગણિપમુહા–યોગિની પ્રમુખ.
રખ્ખં–રક્ષણ.
એવં–એ પ્રકારે.
સુરગણસહિઓ–દેવ સમુદાયે સહિત ( શાંતિજન )
મઝવિ–મારી પણ.
રખ્ખં–રક્ષા.
થુઅમહિમા–સ્તવ્યો છે મહિમા જેનો એવા.
સરઇ–ચિંતવે.
જો–જે પુરૂષ.
સ લહઇ–તે પામે છે.
પરમં–ઉત્કૃષ્ટ.
ગયણદિણયર–આકાશમાં સૂર્ય સમાન.

---

અને પાશ અને ડાબા હાથમાં ફ્લ અને અંકુશ છે. ૨૪ સિદ્ધાયિકા હરિતવર્ણ, સિંહવાહન અને ચાર ભૂજાવાળી છે. જમણા બે હાથમાં પુસ્તક ( પદ્મ ) ને અભય ( પાશ ) અને ડાબા બે હાથમાં બીજપૂરક અને વીણા છે. આ ચોવીશ યક્ષ અને શાસન દેવીઓ શાસનના અધિષ્ઠાયક હોવાથી હમેશા સ્મરણ કરવા યોગ્ય છે.

સિરિસોમસુંદરગુરૂણું-શ્રી સોમ સુંદર ગુરૂના.
ગણહરવિજ્જાસિદ્ધી-ગણધર વિદ્યાની સિદ્ધિ જેણે એવો.
સુપસાયલદ્ધ-રૂડા પ્રસાદવડે પ્રાપ્ત કરી છે.
ભણઈ-કહે છે.
સીસો-શિષ્ય ( મુનિસુંદર સૂરિ ).

છમ્મુહ પયાલ કિન્નર, ગરૂલો ગંધવ્વ
તહ ય જખિંખદો ॥ કૂબર વરૂણો ભિઉડી,
ગોમેહો પાસમાયંગા ॥ ૮ ॥

અર્થ--ષણ્મુખ,, પાતાળ, કિન્નર, ગરૂડ, ગંધર્વ તેમજ વળી યક્ષેન્દ્ર, કૂબર, વરૂણ, ભૃકુટી, ગોમેધ, પાર્શ્વ અને માતંગ. ૮

ચોવીશ તીર્થંકરની શાસન દેવી.

દેવીઓ ચક્કેસરિ, અજિયા દુરિઆરિ
કાલિ મહકાલી ॥ અચ્ચુઅ સંતા જાલા,
સુતારયાસોય સિરિવચ્છા ॥ ૯ ॥

અર્થ—દેવીઓનાં નામ કહે છે-ચક્રેશ્વરી, અજિતા, દુરિતારી, કાળી, મહાકાળી, અચ્યુતા, શાંતા, જવાલા, સુતારકા, અશોકા, શ્રીવત્સા. ૯

ચંડા વિજયંકુસિપન્નઇત્તિ નિવ્વાણિ
અચ્ચુઆ ધરણી ॥ વૈરૂટ્ટછુત્ત (દત્ત) ગંધારિ,

અંબ પઉમાવઇ સિદ્ધા ॥ ૧૦ ॥

અર્થ—ચંડા, વિજયા, અંકુશા, પન્નગા, નિર્વાણી, અચ્યુતા, ધારિણી, વૈરોટયા, અછુપ્તા ( દત્તા ), ગંધારી, અંબા, પદ્માવતી અને સિદ્ધા. ૧૦

ઇઅ તિત્થરખ્ખણરયા, અન્નેવિ સુરા સુરી ય ચઉહાવિ ॥ વંતરજોઇણિપમુહા, કુણંતુ રખ્ખં સયા અમ્હં ॥ ૧૧ ॥

અર્થ--એ પ્રકારે તીર્થ ( ચતુર્વિધ સંઘ ) ની રક્ષામાં તત્પર પૂર્વોક્ત યક્ષ, યક્ષણીઓ અને બીજા પણ ચારે પ્રકારના દેવદેવીઓ, [1]વ્યંતર અને [2]યોગિની પ્રમુખ ( આ સ્તોત્રનું સ્મરણ કરનારા અથવા શ્રી શાંતિનાથના ભક્ત એવા ) અમારૂં નિરંતર રક્ષણ કરો! ૧૧

એવં સુદિટ્ઠિસુરગણ-સહિઓ સંઘસ્સ સંતિજિણચંદો ॥ મજઝવિ કરેઉ રખ્ખં, મુણિસુંદરસૂરિથુઅમહિમા ॥ ૧૨ ॥

અર્થ—એ પ્રકારે સમ્યગ્ દ્રષ્ટિ દેવ સમુદાયે સહિત અને મુનિ માંહે પ્રધાન શ્રુતકેવળી વગેરેએ અને પંડિતોએ ( મુનિ

---

૧ ઘંટાકર્ણાદિ બાવન વીર અથવા માણિભદ્રાદિ ક્ષેત્રપાળ.

૨ ભદ્રકાળી પ્રમુખ ચોસઠ યોગિની.

સુંદર સૂરિએ ) સ્તવ્યો છે મહિમા જેનો એવા શાંતિજિનચંદ્ર, સંઘની અને મારી પણ રક્ષા કરો! ૧૨

ઇઅ સંતિનાહ સમ્મ-દ્દિઠ્ઠી* રખ્ખં સરઇ તિકાલં જો ॥ સવ્વોવદ્દવરહિઓ, સ લહઈ સુહસંપયં પરમં ॥ ૧૩ ॥

અર્થ—એ પ્રકારે જે સમ્યગ્ દૃષ્ટિ મનુષ્ય શાંતિનાથની રક્ષાને ત્રણે કાળ સ્મરણ કરે છે તે સર્વ ઊપદ્રવથી રહિત થયો છતો ઉત્કૃષ્ટ સુખ સંપદાને પામે છે. ૧૩.

તવગચ્છગયણદિણયર-જુગવરસિરિ-સોમસુંદરગુરૂણં॥સુપસાયલદ્ધગણહર-વિજ્જાસિદ્ધી ભણઇ સીસો ॥ ૧૪ ॥

અર્થ--તપગચ્છરૂપ ગગનમાં સૂર્યસમાન યુગપ્રધાન શ્રી સોમસુંદરસૂરિ ગુરૂના રૂડા પ્રસાદ વડે પ્રાપ્ત કરી છે ગણધર વિદ્યા સિદ્ધિ જેણે એવો શિષ્ય ( મુનિસુંદરસૂરિ ) ભણેછે-કહે[1] છે.૧૪

ઇતિ શ્રી સંતિકરસ્તવનમ્.

---

* અહીં સંતિનાહ અને રખ્ખંની વચ્ચે સમ્મદ્દિઠ્ઠી એ પદનું વ્યવધાન પ્રાકૃત વ્યાકરણના નિયમથી છે.

૧ ગુરૂનું નામ લેવાની લાલસાએ કેટલાએક આ ચાદમી ગાથા ગણે છે, તેમાં કાંઇ વિરોધ નથી.



# ૪ ॥ અથ તિજયપહુત્ત* ॥

## શબ્દાર્થ.

તિજયપહુત્ત–ત્રણ જગતના સ્વામીપણાને.
પયાસય–પ્રકટ કરનાર.
અટ્ઠ–આઠ.
મહાપાડિહેરજુત્તાણં–મહાપ્રાતિહાર્ય સહિતના.
સમયખિત્ત–કાળક્ષેત્રને વિષે.
ઠિઆણં–રહેલાના.
સરેમિ–સ્મરણ કરૂં છું.
ચક્કં–સમૂહ અથવા યંત્રને
પણવીસા–પચ્ચીશ.
અસીઆ–એંશી.
પનરસ–પંદર.
પન્નાસ–પચાસ.
જિણવરસમૂહો–જિનેશ્વરનો સમુદાય.
નાસેઉ–નાશ કરો!
સયલદુરિઅં–બધાં પાપને.
ભવિઆણં–ભવ્યજનોનાં.
ભત્તિજુત્તાણં–ભક્તિવાનનાં.
વીસા–વીશ
પણયાલા–પીસ્તાળીશ.
વિય–નિશ્ચયે–વળી.
તીસા–ત્રીશ.
પન્નત્તરી–પંચોતેર.
જિણવરિંદા–જિનેશ્વરો.
ગહભૂઅરખ્ખ–ગ્રહ, ભૂત, રાક્ષસ અને
સાઇણિ–શાકિનીના.
ઘોરૂવસગ્ગં–ઘોર ઉપસર્ગને.
પણાસંતુ–પ્રકર્ષે નાશ કરો.
સત્તરિ–સિત્તેર.
પણતીસા–પાંત્રીશ.
સટ્ઠી–સાઠ
પંચેવ–પાંચ નિશ્ચયે.
જિણગણો–જિનનો સમુદાય.
એસો–એ.
વાહિજલજલણ–વ્યાધિ, પાણી, અગ્નિ, હરિકરિચોર–વાઘ, હાથી, ચોર અને
અરિમહાભયં–શત્રુના મોટા ભયને.

---

* આ સ્તોત્રમાં એકસો સિત્તેર જિનની સ્તુતિ હોવાથી “ સત્તરિસયં થુત્તં ” એ નામ પણ આ સ્તોત્રનું છે. શ્રી માનદેવ સૂરિએ કોઇ વખતે શ્રી સંઘમાં વ્યંતરે કરેલ ઉપસર્ગ નિવારવા અર્થે આ સ્તોત્ર રચ્યું છે એવો સંપ્રદાય છે

હરઉ-હરણ કરો.
દસેવ-દશ નિશ્ચયે.
તહ્ય-તેમજ.
ચાલીસા-ચાળીશ.
મે-મારા
દેવાસુરપણમિઆ-દેવ અને દાનવે નમસ્કાર કરાયેલા
સરસુંસઃ-મંત્રબીજાક્ષરો છે.
નામગબ્ભં-સાધકનું નામ જેના મધ્યમાં એવો
સવ્વઓભદ્દં-સર્વતોભદ્ર.
પન્નત્તિ-પ્રજ્ઞપ્તિ.
વજ્જઅંકુસિઆ-વજ્રાંકુશા.
નરદત્તા-નરદત્તા.
મહાકાલિ-મહાકાળી.
પણપન્ના-પંચાવન.
પન્નઠ્ઠી-પાંસઠ.
ચેવ-નિશ્ચયે.
રખ્ખંતુ-રક્ષણ કરો.
સરીરં-શરીરને.
સિદ્ધા-સિદ્ધ થયેલા.
હરહુંહઃ-મંત્રબીજાક્ષરો છે.
આલિહિય-લખ્યું છે.
ચક્કં-યંત્ર
કિર-નિશ્ચયે.
રોહિણિ-રોહિણી.
વજ્જસિંખલા-વજ્રશૃંખલા.
ચક્કેસરિ-ચક્રેશ્વરી.
કાલિ-કાળી.
ગોરી-ગૌરી.

## તિજયપહુત્તપયાસય-અઠ્ઠમહાપાડિહેરજુત્તાણં ॥ સમયખ્ખિત્તઠિઆણં, સરેમિ ચક્કં જિણિંદાણં ॥ ૧ ॥

અર્થ—ત્રણ ભુવનની ઠકુરાઇને પ્રકટ કરનારા આઠ મહા પ્રાતિહાર્યયુક્ત અને કાળક્ષેત્ર ( અઢી દ્વીપ ) માં વર્તતા જિનેંદ્રોના વૃંદ ( [1]યંત્ર ) ને હું સ્મરણ કરૂં છું.

---

૧ જ્યાં રાત્રી દિવસરૂપ કાળની પ્રધાનતા છે એવા કાળક્ષેત્ર એટલે

# પણુવીસા ય અસીઆ, પનરસ પન્ના-સ જિણવરસમૂહો ॥ નાસેઉ સયલદુરિઅં, ભવિઆણં ભત્તિજુત્તાણં ॥ ૨ ॥

**અઢી દ્વીપને વિષે ઉત્પન્ન થયેલા ૧૭૦ જિનની સ્તવના યંત્રવડે થાય છે, જે યંત્ર મોટો અને ઘણા માહાત્મ્યવાળો છે; તે યંત્ર કરવાની રીત આ પ્રમાણે જાણવી—**

| | | | | |
|---|---|---|---|---|
| ૨૫ | ૮૦ | **क्षि** | ૧૫ | ૫૦ |
| ૨૦ | ૪૫ | **प** | ૩૦ | ૭૫ |
| **क्षि** | **प** | **ॐ** | **स्वा** | **हा** |
| ૭૦ | ૩૫ | **स्वा** | ૬૦ | ૫ |
| ૫૫ | ૧૦ | **हा** | ૬૫ | ૪૦ |

આ બાજુમાં જણાવ્યા મુજબ તે યંત્રના પાંચ ઉભા અને પાંચ આડા ખાનાં કરવાં એટલે પચીશ ખાનાં થયાં, તેમાં મધ્યના આડા પાંચ ખાનામાં '**क्षिप ॐ स्वाहा**' એ પાંચ અક્ષરની પંચ મહાભૂતાત્મક મહા વિદ્યા લખવી તેમજ મધ્યના પાંચ ઉભા ખાનામાં પણ એજ પાંચ અક્ષરની મહાવિદ્યા લખવી. ( તેમાં **क्षि** પૃથ્વી બીજ, **प** અપ્બીજ, **ॐ** અગ્નિબીજ, **स्वा** પવનબીજ અને **हा** આકાશબીજ છે. ) પહેલી આડી પંક્તિના બાકીના ચાર ખાનામાં બીજી ગાથામાં બતાવેલા ૨૫–૮૦–૧૫–૫૦ એ ચાર અંકો અનુક્રમે લખવા, બીજી આડી પંક્તિના બાકીના ચાર ખાનામાં ત્રીજી ગાથામાં બતાવેલા ૨૦–૪૫–૩૦–૭૫ એ ચાર અંકો અનુક્રમે લખવા, ચોથી આડી પંક્તિના બાકીના ચાર ખાનામાં ચોથી ગાથામાં બતાવેલા ૭૦–૩૫–૬૦–૫ એ ચાર અંકો અનુક્રમે લખવા અને પાંચમી આડી પંક્તિના બાકીના ચાર ખાનામાં પાંચમી ગાથામાં બતાવેલા ૫૫–૧૦–૬૫–૪૦ એ ચાર અંકો અનુક્રમે લખવા. તે પછી છઠ્ઠી ગાથામાં બતાવેલા **ह** ( દુરિતનાશક સૂર્યબીજ ) **र** ( પાપદહનકારક અગ્નિ-

**અર્થ પચ્ચીશ, એંશી, પંદર અને પચાસ એ પ્રકારે (યંત્રમાં લખેલ) તીર્થંકરનો સમુદાય ભક્તિવાન ભવ્યજનોનાં બધાં પાપનો નાશ કરો! ૨.**

## વીસા પણુયાલા વિય, તીસા પન્નત્ત- રી જિણવરિંદા ॥ ગહભૂઅરક્ખસાઇણિ- ઘોરૂવસગ્ગં પણાસંતુ ॥ ૩ ॥

---

બીજ), **હું** (ભૂતાદિત્રાસક ક્રોધબીજ અને આત્મરક્ષક કવચ) **હઃ** (સૂર્ય બીજે સંપૂટિત) એ ચાર બીજાક્ષરો પહેલી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં અંકો નીચે અનુક્રમે મૂકવા અને **स** (સૌમ્યતાકારક ચંદ્ર-બીજ) **र** (તેજોદ્દીપન અગ્નિબીજ) **सुं** (સર્વ દુરિતને શાંત કરનાર શામક) અને **सः** (ચંદ્રબીજે સંપૂટિત) એ ચાર અક્ષરો બીજી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં અનુક્રમે મૂકવા. ચોથી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં પણ **हरहुंहः** એ ચાર બીજાક્ષરો મૂકવા અને પાંચમી આડી લીંટીના અંકોવાળા ચાર ખાનામાં **सरसुंसः** એ ચાર બીજાક્ષરો લખવા. આ છઠ્ઠી ગાથાના આરંભમાં **ॐ** છે તે પંચપરમેષ્ઠિ વાચક છે અને **हरहुंहः** એ ચાર બીજાક્ષરોવડે અનુક્રમે **પદ્મા, જયા, વિજયા** અને **અપરાજિતા** એ ચાર દેવીઓના નામ જાણવા.

આ યંત્રની ચાર ઉભી, ચાર આડી અને બે તીચ્છીં એમ દશ લાઇનના અંકોનો સરવાળો કરતાં દરેકનો સરવાળો ૧૭૦ થાય છે, સર્વ બાજુથી સરખી ગણતરી મળે છે તેથી **સર્વતોભદ્ર** એવું આ યંત્રનું નામ છે. આ યંત્રના ચારે બાજુના પડખાના અંકોવાળા ૧૬ ખાનામાં અનુક્રમે સાતમી અને આઠમી ગાથામાં બતાવેલી ૧૬ વિદ્યાદેવીઓના નામ **ॐ ह्रीं श्रीं** એ ત્રણ બીજાક્ષરો સહિત અને અંતમાં **नमः** પદ સહિત લખવા.

અર્થ—વીશ, પીસ્તાળીશ વળી ત્રીશ અને પંચોતેર એ પ્રકારે જિનેશ્વરો ગ્રહ, ભૂત, રાક્ષસ અને શાકિનીથી ઉત્પન્ન થયેલા ઘોર ઉપસર્ગનો પ્રકર્ષે નાશ કરો ! ૩

સત્તરિ પણતીસા વિય, સઠ્ઠી પંચેવ
જિણગણો એસો ॥ વાહિજલજલણહરિકરિ-
ચોરારિમહાભયં હરઉ ॥ ૪ ॥

અર્થ—સિત્તેર, પાંત્રીશ વળી સાઠ અને નિશ્ચે પાંચ એ જિનસમુદાય, વ્યાધિ, પાણી ( અથવા તાવ ), અગ્નિ, વાઘ, હાથી, ચોર અને શત્રુના મોટા ભયને હરણ કરો ! ૪

પણપન્ના ય દસેવ ય, પન્નઠ્ઠી તહય
ચેવ ચાલીસા ॥ રખ્ખંતુ મે સરીરં, દેવા-
સુરપણમિઆ સિદ્ધા ॥ ૫ ॥

અર્થ—પંચાવન અને વળી દશ, પાંસઠ તેમજ નિશ્ચે ચાળીશ એ દેવદાનવે નમસ્કાર કરાએલા અને સિદ્ધ થએલા એવા જિનો મારા શરીરનું રક્ષણ કરો ! ૫

ૐ હરહુંહઃ સરસુંસઃ, હરહુંહઃ તહય
ચેવ સરસુંસઃ ॥ આલિહિયનામગબ્ભં,
ચક્કં કિર સવ્વઓભદ્દં ॥ ૬ ॥

અર્થ—ઑ હરહુંહઃ સરસુંસઃ હરહુંહઃ તેમજ સુરસુંસઃ એ મંત્ર બીજાક્ષરોએ સહિત લખ્યું છે સાધક પુરૂષનું નામ જેના મધ્યમાં એવો યંત્ર તે સર્વતોભદ્ર જાણવો. ૬

## ઑઁ રોહિણિ પન્નત્તિ, વજ્જસિંખલા તહય વજ્જઅંકુસિઆ ॥ ચક્કેસરિ નરદ-ત્તા, કાલિ મહાકાલિ તહ ગોરી ॥ ૭ ॥

અર્થ—તે યંત્રમાં ૐ ( પ્રણવબીજ ), હ્રીં (માયાબીજ)અને શ્રીં ( લક્ષ્મી બીજ ) એ ત્રણ મંત્રબીજ પૂર્વક સોળ દેવીઓનાં નામ લખવાં, તે કહે છે—રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા તેમજ વ-જ્રાંકુશા, ચક્રેશ્વરી, નરદત્તા, કાળી મહાકાળી તેમજ ગૌરી, ૭.

### શબ્દાર્થ.

ગંધારિ—ગંધારિ.
માણવિ—માનવી.
અચ્છુત્તા—અચ્છુપ્તા.
મહમાણસિઆ—મહામાનસિકા.
પંચદસ—પંદર.
ઉપ્પન્નં—ઉત્પન્ન થયેલા.
જિણાણ—જિનોનું.
રયણાઇવન્ન—રત્નાદિના વર્ણવડે.
દુરિઆઇં—પાપોને.
અઇસયજુઆ—અતિશયયુક્ત.
કયસોહા—કરી છે શોભા જેની એવા.
મહજ્જાલા—મહાજ્વાલા.
વઇરૂટ્ટ—વૈરોટ્યા.
માણસિ—માનસી.
વિજ્જાદેવીઓ—વિદ્યાદેવીઓ.
કમ્મભૂમિસુ—કર્મભૂમિમાં.
સત્તરિસયં—એકસો સિત્તેરને.
વિવિહ—જાતજાતના—વિવધ.
ઉવસોહિઅં—શોભિત.
ચઉતીસ—ચોત્રીશ.
અટ્ઠમહાપાડિહેર—આઠ મહાપ્રાતિ-હાર્યે

**તિત્થયરા**–તીર્થંકરો.
**ઝાએઅવ્વા**–ધ્યાન કરવા યોગ્ય છે.
**વરકણયસંખ**–શ્રેષ્ઠ સુવર્ણ, શંખ,
**ઘણસન્નિહં**–મેઘ સરખા વર્ણવાળા.
**વિગયમોહં**–મોહરહિત.
**જિણાણં**–જિનેશ્વરોનું.
**વંદે**–વાંદુ છું.
**ભવણવઈ**–ભવનપતિ.
**જોઈસવાસી**–જ્યોતિષ્કવાસી.
**જે કેવિ**–જે કોઈ.
**ઉવસમંતુ**–ઉપશાંત હો!
**ચંદણકપ્પૂરેણં**–સુખડ અને કપૂરવડે.
**લિહિઊણ**–લખીને.
**પીઅં**–પીધો છતો.
**ગહભૂઅ**–ગ્રહ, ભૂત,
**પણાસેઈ**–પ્રકર્ષે નાશ કરે છે.
**ઈઅ**–એ પ્રકારે.
**સમ્મં**–સમ્યક્.
**મંતં**–મંત્રને.
**પડિલિહિઅં**–લખેલ.
**વિજયવંતં**–વિજય મેળવનાર.
**નિચ્ચં**–નિરંતર.

**ગયમોહા**–મોહરહિત
**પયત્તેણં**–આદરવડે.
**વિદ્દુમમરગય**–પરવાળા, નીલમણિ (અને)
**સત્તરિસયં**–એકસો સિત્તેરને.
**સવ્વામરપૂઇયં**–સર્વ દેવોવડે પૂજિતને.
**વાણવંતર**–વાણવ્યંતર.
**વિમાણવાસી**–વૈમાનિક.
**દુટ્ઠદેવા**–દુષ્ટ (શાસનદ્વેષી) દેવો.
**મમં**–મને.
**ફલએ**–પાટીઆમાં.
**ખાલિઅં**–ધોયેલ
**એગંતરાઈ**–એકાંતરિયો વગેરે જ્વર.
**સાઈણિમુગ્ગં**–શાકિની અને મોગકને.
**સત્તરિસયજંતં**–એકસો સિત્તેરના યંત્રને.
**દુવારિ**–બારણામાં–દ્વારમાં.
**દુરિઆરિ**–કષ્ટ અને શત્રુનો.
**નિબ્ભંતં**–નિઃસંદેહ.
**અચ્ચેહ**–પૂજો.

## ગંધારિ મહજાલા, માણવિ વઇરુટ્ટ તહય અચ્છુત્તા ।। માણસિ મહમાણસિઆ,

વિજ્જાદેવીઓ રક્ખંતુ ॥ ૮ ॥

અર્થ—ગાંધારી, મહાજ્વાલા, માનવી, વૈરોટ્યા તેમજ અચ્છુપ્તા, માનસિ, મહામાનસિકા ( એ સોળ ) વિદ્યાદેવીઓ મારૂં રક્ષણ કરો! ૮

પંચદસકમ્મભૂમિસુ, ઉપ્પન્નં સત્તરિં જિણાણ સયં ॥ વિવિહરયણાઇવન્નો-વસોહિઅં હરઉ દુરિઆઇં ॥ ૯ ॥

અર્થ—પંદર કર્મભૂમિને વિષે ઉત્પન્ન થયેલ, વિવિધ રત્નાદિકના વર્ણવડે શોભિત એકસો સિત્તેર જિનનો સમુદાય અમારાં દુરિતો–પાપોનું હરણ કરો! ૯

ચઉતીસઅઇસયજુઆ, અટ્ઠમહાપાડિહેરકયસોહા ॥ તિત્થયરા ગયમોહા ઝાએઅવ્વા પયત્તેણં ॥ ૧૦ ॥

અર્થ—ચોત્રીશ અતિશયયુક્ત, આઠ મહા પ્રાતિહાર્યે કરી

૧ પાંચ ભરતક્ષેત્ર, પાંચ ઐરવતક્ષેત્ર અને પાંચ મહાવિદેહક્ષેત્ર મળી પંદર કર્મભૂમિમાં શ્રીઅજિતનાથજીને વારે ઉત્કૃષ્ટ કાળ હોવાથી ૧૭૦ જિનેશ્વરો થયા હતા. ૧૬૦ પાંચ મહાવિદેહની ૧૬૦ વિજયમાં અને ૧૦ ભરત ઐરવતમાં મળી કુલ ૧૭૦, તેનું આ સ્તોત્ર છે.

છે શોભા જેની એવા અને ગયો છે મોહ જેનો એવા તીર્થંકરે આદરવડે ધ્યાન કરવા યોગ્ય છે. ૧૦

(ૐ) વરકણુયસંખવિદ્દુમ–મરગયઘણુ-સન્નિહં વિગયમોહં ॥ સત્તરિસયં જિણાણં, સવ્વામરપૂઇઅં વંદે ( સ્વાહા ) ॥ ૧૧ ॥

અર્થ—પ્રધાન સુવર્ણ, શંખ, પરવાળા, નીલમણિ અને મેઘ સરખા વર્ણવાળા એટલે પાંચે વર્ણવાળા, ગયો છે મોહ જેનો એવા અને સર્વ દેવોવડે પૂજિત એકસો સિત્તેર જિનના સમુદાયને હું વાંદુ છું. અહિં 'ૐ' પરમેષ્ઠીવાચક છે અને 'સ્વાહા' દેવોને બળીદાન આપતાં બોલાય છે. ૧૧

(ૐ) ભવણવઇવાણવંતર–જોઇસવાસી વિમાણવાસી અ ॥ જે કેવિ દુટ્ઠદેવા, તે સવ્વે ઉવસમંતુ મમં ॥ ૧૨ ॥ સ્વાહા ॥

અર્થ—ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષિ અને વૈમાનિક જે કોઇપણ દુષ્ટ દેવતા ( શાસન દ્વેષી ) છે તે સર્વ મને ઉપશાંત હો–મને વિઘ્ન મ કરો. ૧૨

ચંદણકપ્પૂરેણં, ફલએ લિહિઊણ ખા-

---

૧ કેટલાએક અત્ર એમ કહે છે કે—કાંસ્યસ્થાલાદિમાં કપૂર, ગોરૂચંદન, કેસર, ચંદન અને કસ્તુરી વગેરેનો કર્દમ કરીને સાત વખત લેપ

**લિઅં પીઅં ॥ ॥એગંતરાઇગહભૂઅ,–સાઇ-**
**ણિમુગ્ગં પણાસેઇ ॥ ૧૩ ॥**

અર્થ—ચંદન અને કપૂરવડે પાટીયામાં ( ઉપર જણાવેલો યંત્ર ) લખીને પછી ધોઇને આ યંત્ર પીધો છતાં એકાંતરીયા વગેરે તાવ, ગ્રહ, ભૂત, શાકિની અને મોગક ( ઉપલક્ષણથી બીજા પણ દુષ્ટ રોગ ભૂતાદિના આવેશ વિગેરે ) નો પ્રકર્ષે નાશ કરે છે. ૧૩

**ઇઅ સત્તરિસયજંતં, સમ્મં મંતં *દુ-**
**વારિ પડિલિહિઅં ॥ દુરિઆરિવિજયવંતં[1]**
**નિબ્ભંતં નિચ્ચમચ્ચેહ ॥ ૧૪ ॥**

અર્થ—એ પ્રકારે દ્વારમાં લખેલ એકસો સિત્તેર જિનનો યંત્ર જે સમ્યગ્ મંત્ર છે, તે કષ્ટ અને શત્રુનો વિજય મેળવનાર છે, તેને નિઃસંદેહ પૂજો ! ૧૪

**ઇતિ સત્તરિસયં થુત્તં.**

---

કરવો, છાંયામાં સૂકવી તેના ઉપર યંત્ર લખીને પુષ્પ, ધૂપાદિવડે પુજન કરી તેના નહવણનું પાણી પીવાથી રોગ જાય.

* અહીં કેટલાએક કહે છે કે—રૂપા અગર ત્રાંબાના પત્રામાં યંત્ર લખીને ગૃહ મધ્યે નિરંતર પૂજન કરવું અને કાર્ય વખતે શુદ્ધ જળે પ્રક્ષાલન કરીને તે જળ પીવું.

૧ અહીં " દુરિઆરિવિજયતંતં " એવો પાઠ પણ છે ત્યાં " કષ્ટ અને શત્રુનો વિજય કરનાર એવું તંત્ર એટલે ( એકસોસિત્તેર જિનના યંત્રરૂપ ) શાસ્ત્ર " એ પ્રકારે અર્થ લેવો.



# ૫ ॥ અથ નમિઊણસ્તોત્રમ્ ॥ *

## શબ્દાર્થ.

**નમિઊણ**–નમસ્કાર કરીને.
**ચૂડામણિ**–મુકુટને વિષે રહેલી મણિઓના
**મુણિણો**–પાર્શ્વનાથ મુનિના.
**ચલણજુઅલં**–ચરણયુગલ–બે પગને.
**પણાસણં**–વિશેષે નાશ કરનાર.
**વુચ્છં**–કહીશ.
**કરચરણ**–હાથ, પગ,
**નિબ્બુડ્ડનાસા**–બેસી ગયેલ નાકવાળા અથવા જીવવાની આશા વિનાના-
**કુટ્ઠમહારોગાનલ**–કોઢરૂપ મહા રોગ તે રૂપ અગ્નિના.
**તે**–તે પુરૂષો.
**તુહ**–તમારા
**સલિલંજલિ**–પાણીના અંજળી (ખોબા) ના.
**વણદવદડ્ઢા**–વનના અગ્નિવડે દાઝેલાં.
**ગિરિપાયવ વ્વ**–પર્વતના વૃક્ષોની પેઠે.
**લચ્છીં**–આરોગ્ય લક્ષ્મીને.
**જલનિહિ**–સમુદ્રમાં.
**પણય સુરગણ**–નમસ્કાર કરનારા દેવ સમુદાયના.
**કિરણરંજિઅં**–કિરણોવડે શોભાયમાન.
**મહાભય**–મોટા ભયને.
**સંસ્તવં**–સ્તોત્રને.
**સડિય**–સડી ગયેલા છે.
**નહ મુહ**–નખ અને મુખ જેનાં એવા.
**વિવન્નલાયન્ના**–લાવણ્ય રહિત.
**કુલિંગ**–તણખા જેવી પીડાવડે
**નિદડ્ઢસવ્વંગા**–દાઝયાં છે સર્વ અંગો જેમનાં એવા.
**ચલણારાહણ**–ચરણોની સેવારૂપ.
**સેય**–સિંચનવડે-
**વુડ્ડિયચ્છાયા**–વૃદ્ધિ પામી છે શોભા (કાંતિ) જેમની એવા છતા.
**પત્તા**–પામેલા–પામે છે.
**પુણો**–ફરીથી.
**દુવ્વાયખુભિય**–દુષ્ટ વાયુવડે ક્ષોભ પામેલા.

---

* આ સ્તોત્ર **શ્રી વીર** પ્રભુની ૨૦ મી પાટે થયેલા વૃહદ્ગચ્છીય **શ્રીમન્માનતુંગસૂરિએ** રચ્યું છે. તેમણે આ સ્તોત્રની આઠમી ગાથા રચતાં નાગરાજને વશ કર્યો હતો.

**ઉબ્ભડકલ્લોલ**–ઉદાર કલ્લોલ ( મોજાં ) ના.

**સંભંત**–સંભ્રાંત થયેલા ( અને )

**નિજ્ઝામય**–ખલાસીઓએ.

**અવિદલિઅ જાણવત્તા**–નથી ભાંગ્યું વહાણ જેનું એવા છતા.

**ખણેણ**–ક્ષણવારમાં.

**ઇચ્છિઅં**–ઇચ્છિત.

**પાસજિણ**–પાર્શ્વનાથના.

**ચિઅ**–નિશ્ચયે.

**નમંતિ**–નમે છે.

**ભીસણ આરાવે**–ભયંકર શબ્દો થઈ રહ્યા છે જેનેવિષે એવા.

**ભયવિસંડુલ**–ભયવડે વિહ્વલ થયેલા

**મુક્કવાવારે**–છોડી દીધો છે વહાણ હાંકવારૂપ વ્યાપાર જેને વિષે એવા.

**પાવંતિ**–પામે છે.

**કૂલં**–સમુદ્રના કિનારાને.

**નિચ્ચં**–નિરંતર.

**જે**–જેઓ.

**નરા**–મનુષ્યો.

**નમિઊણ પણયસુરગણ-ચૂડામણિકિર-ણરંજિઅં મુણિણો ॥ ચલણજુઅલં મહાભય—પણાસણં સંથવં વુચ્છં ॥ ૧ ॥**

---

૧ **મહ** ઉત્સવ અને **અભય** નિર્ભયતા તે બન્નેને વિષે 'પણ' અવશ્ય **અસણ** કરવા યોગ્ય અર્થાત્ ઉત્સવ અને નિર્ભયપણાને વિષે અવશ્ય સ્મરણ કરવા યોગ્ય એવું સંસ્તવ આવો અર્થ પણ થાય છે. મોટા ભય ૧૬ વર્ણવ્યા છે પણ કેટલેક ઠેકાણે **રોગજલજલણ૦** ઇત્યાદિ આઠ ભય પણ વર્ણવ્યા છે માટે આ સ્તોત્રમાં સ્તોત્ર કર્તા આઠ ભય નિવારણ લક્ષણ પ્રભુના અતિશયનું વર્ણન બએ ગાથાવડે કરેછે. પ્રથમ ઉદ્દેશ અને પછી નિર્દેશ હોય છે પણ એવી શૈલી આ સ્તોત્રકાર આચાર્યે રાખી નથી. કર્ત્તાએ પ્રથમ આઠ ભયનિવારક અતિશય વર્ણવીને પાછળથી **રોગજલ૦** ઇત્યાદિ ગાથાવડે પોતાનો ઉદ્દેશ જણાવ્યો છે. **ભક્તામર**સ્તોત્રમાં પણ ઉક્ત આચાર્ય મહારાજાએ આવી શૈલી રાખી છે.

અર્થ—નમસ્કાર કરતા એવા દેવસમુદાયના મુકુટને વિષે રહેલી મણિઓના કિરણોવડે શોભાયમાન પાર્શ્વનાથ મુનિના ચરણ યુગલને નમસ્કાર કરીને મોટા ભયોને વિશેષ નાશ કરનાર સંસ્તવને હું કરીશ. ૧

રોગભયહરમાહાત્મ્ય.

સડિયકરચરણનહમુહ, નિબુડ્ડનાસા [1]વિવન્નલાયન્ના ॥ કુટ્ઠમહારોગાનલ-ફુલિંગનિદ્દડ્ઢસવ્વંગા ॥ ૨॥

તે તુહ ચલણારાહણ—સલિલંજલિસેયવુડ્ઢિયચ્છાયા [2]વણદવદડ્ઢા ગિરિપાય—વવ્વ પત્તા પુણો લચ્છિં ॥ ૩ ॥

અર્થ—સડી ગયાં છે હાથ, પગ, નખ અને મુખ જેના, બેસી ગયેલી છે નાસિકા જેની ( અથવા નાશ થઈ છે આશા જેની એટલે જીવવાની આશા વિનાના ), નાશ પામ્યું છે લાવણ્ય ( સૌંદર્ય ) જેનું અને કોઢરૂપ મહારોગ તે રૂપ અગ્નિના તણખા જેવી પીડાવડે દાઝયાં છે સર્વ અંગો જેમનાં એવા મનુષ્યો વનના અગ્નિવડે દાઝેલાં પર્વતના વૃક્ષોની પેઠે, તમારા ચરણોની

---

૧ વિવર્ણલાવણ્યા: એટલે વિરૂપ લાવણ્યવાળા અર્થાત્ કદરૂપાં એવો અર્થ પણ થાય છે. ૨ વુદ્ધિઉચ્છાહા ( વર્ધિતોત્સાહા: )

સેવારૂપ પાણીની અંજળીના સિંચનવડે વૃદ્ધિ પામી છે શોભા-કાન્તિ જેમની એવા છતા ફરીથી આરોગ્યલક્ષ્મીને પામે છે. बुड्ढि उच्छाहा એવો પાઠ છે ત્યાં 'વૃદ્ધિ પામ્યો છે ઉત્સાહ જેમનો' એવો અર્થ લેવો. ૨-૩

દુવ્વાયખુભિય જલનિહિ, ઉબ્ભડક-
લ્લોલભીસણારાવે ॥ સંભંતભયવિસંઠુલ-
નિજ્ઝામયમુક્કવાવારે ॥ ૪

અવિદ્દલિઅજાણવત્તા, ખણેણ પાવંતિ
ઇચ્છિઅં કૂલં ॥ પાસજિણચલણજુઅલં,
નિચ્ચં ચિઅ જે નમંતિ નરા ॥ ૫ ॥

અર્થ—દુષ્ટ વાયુવડે ક્ષોભ પામેલા, ઉદાર કલ્લોલના ભયંકર શબ્દો થઈ રહ્યા છે જેને વિષે અને સંભ્રાંત થયેલા તેમજ ભયવડે વિહ્વલ થયેલા ખલાસીઓએ છોડી દીધો છે ( વહાણ હાંકવારૂપ ) વ્યાપાર જેને વિષે એવા સમુદ્રને વિષે; જે મનુષ્યો પાર્શ્વનાથના ચરણ યુગલને નિશ્ચે નિરંતર નમે છે[1] તેઓ, નથી ભાંગ્યું વહાણ જેનું એવા છતા ક્ષણવારમાં ઇચ્છિત એવા સમુદ્રના કિનારાને પામે છે. ૪-૫

---

૧ પ્રાકૃત્વાત્ સપ્તમીલોપ:

# શબ્દાર્થ.

**અરપવણ**–પ્રચંડ પવનવડે.
**વણદવ**–વનના અગ્નિની.
**મિલિય**–એકત્ર થયેલા.
**ડજ્જંત**–દાઝતી.
**મુદ્ધમયવહુ**–મુગ્ધ હરણીઓના.
**ભીસણરવ**–ભયંકર શબ્દવડે.
**વણે**–વનને વિષે.
**કમ જુઅલં**–ચરણયુગલને.
**સયલયતિહુઅણાભોઅં**–સમગ્ર ત્રણ ભુવનના પ્રપંચ જેણે એવા.
**સંભરંતિ**–દૃઢ પ્રકારે સ્મરણ કરે છે.
**ન કુણઈ**–નથી કરતા.
**ભયં**–ભય.
**વિલસંત**–સુશોભિત
**ફુરિઆરૂણ**–ચંચળ લાલ.
**તરલજીહાલં**–ચપળ ( લપલપ થતી ) જીભવાળા.
**ભીસણાયારં**–ભયંકર આકારવાળો.
**કીડસરિસં**–કીડાસમાન.
**વિસમવિસવેગા**–આકરા વિષનો વેગ જેમણે એવા.
**નામખ્ખર**–નામાક્ષરરૂપ.
**મંતગુરૂઆ**–મંત્રવડે ગરિષ્ટ.
**નરા**–મનુષ્યો
**અડવીસુ**–અટવીઓને વિષે
**ઉધ્ધુય**–વિસ્તાર પામેલા.
**જાલાવલિ**–જ્વાળાની શ્રેણિવડે.
**સયલદુમગહણે**–સઘળા વૃક્ષના ગહનો ( વનખંડો ) છે જેને વિષે એવા.
**ભીસણંમિ**–ભયંકર.
**જગગુરૂણો**–જગદ્ગુરૂના.
**નિવ્વાવિઅ**–આપત્તિના તાપને ઉપશાંતિવડે સુખી કર્યો છે.
**જે**–જેઓ.
**મણુઆ**–મનુષ્યો.
**જલણો**–અગ્નિ.
**તેસિં**–તેઓને.
**ભોગભીસણ**–ફણાવડે ભયંકર.
**નયણ**–નેત્રવાળા. ( અને )
**ઉગ્ગભુઅંગં**–ઉગ્ર સર્પને.
**નવજલયસત્થહં**–નવીનમેઘ સદૃશ
**મન્નંતિ**–માને છે.
**દૂરપરિચ્છૂઢ**–અત્યંત સમસ્ત પ્રકારે ટાળ્યો છે.
**તુહ**–તમારા.
**ફુડસિદ્ધ**–પ્રકટ પ્રભાવવંત સિદ્ધ થયેલ.
**લોએ**–લોકને વિષે.
**ભિલ્લતક્કર**–ભિલ, ચોર,

**પુલિંદસદ્દૂલ**–વનચર જીવો અને વાઘના.
**ઘુન્ન**–દુ:ખીજનોવાળા.
**ઉલ્લૂરિય**–લુંટ્યા છે,
**અવિલુત્ત**–નથી ચોરાયું.
**વિહવસારા**–ઉત્કૃષ્ટ ધન જેનું એવા છતા.
**પણામમત્તવાવારા**–પ્રણામ માત્ર વ્યાપારવાળા.
**સિગ્ઘં**–તત્કાળ.
**હિયઇચ્છિયં**–હૃદયમાં ઇચ્છિત.
**સદ્દભીમાસુ**–શબ્દોવડે ભયંકર,
**ભયવિહુર**–ભયવડે વિહ્વલ
**અકાયર**–ભિલ્લ લોકોએ.
**પહિયસત્થાસુ**–મુસાફરોના સાથો જેને વિષે એવી.
**તુહ**–તમારા.
**નાહ**–હે નાથ !
**વવગયવિગ્ઘા**–વિશેષે ગયાં છે વિઘ્નો જેનાં એવા છતા.
**પત્તા**–પામે છે.
**ઠાણં**–સ્થાનને.

## અગ્નિ ભયહર માહાત્મ્ય.

ખરપવણુદ્ધુયવણદવ-જાલાવલિમિલિ-
યસયલદુમગહણે ॥ ડજ્જંતમુદ્ધમયવહુ-ભી-
સણરવભીસણંમિ વણે ॥ ૬ ॥

જગગુરૂણો [૧]કમજુઅલં, નિવ્વાવિઅ-
સયલતિહુઅણાભોઅં ॥ જે સંભરંતિ મ-
ણુઆ, ન કુણઇ જલણો ભયં તેસિં ॥૭॥

---

૧ કં પાણી અચ્યુગ્ અસમાધિને અલતિ–નિવારયતિ ઇતિ **અલં** એટલે નિવારણ કરનાર અર્થાત્ પૂર્વોક્ત વિશેષણયુક્ત અસમાધિને નિવારણ કરનાર પાણીને જે મનુષ્યો સં રૂડે પ્રકારે **ભરન્તિ** ઘટાદિકે રેડે તેને **અગ્નિ** ભય કરતો નથી, આવો અર્થ પણ થાયછે-

અર્થઃ—પ્રચંડ પવનવડે આમતેમ વિસ્તાર પામેલા એવા વનના અગ્નિની જ્વાળાની શ્રેણીવડે પરસ્પર એકત્ર થયેલાં વૃક્ષનાં ગહનો (વન ખંડો) છે જેને વિષે એવા અને દાઝતી મુગ્ધ હરણીઓના ભયંકર શબ્દોવડે (અથવા બળેલા વનને વિષે જ્વાળાથી વ્યાકુલ મૃગલાઓના ઘણા આક્રંદવડે)ભયાનક વનને વિષે; જગદ્ગુરૂ (પાર્શ્વનાથ પ્રભુ)ના, આપત્તિના તાપની ઉપશાંતિવડે સુખી કર્યો છે સકલ ત્રણ ભુવનનો પ્રપંચ (અથવા વિસ્તાર) જેણે એવા ચરણ યુગલનું જે મનુષ્યો રૂડે પ્રકારે સ્મરણ કરે છે તેઓને તે અગ્નિ ભય કરતો નથી. ૬–૭

સર્પ ભયહર માહાત્મ્ય.

**વિલસંતભોગભીસણ-ફુરિઆરૂણનય-**
**ણતરલજીહાલં ॥ ઉગ્ગભુઅંગં નવજલય-**
**સત્થહં [1]ભીસણાયારં ॥ ૮ ॥**

**મન્નંતિ કીડસરિસં, દૂરપરિચ્છૂઢવિસ-**
**મવિસવેગા ॥ તુહ નામક્ખરફુડસિદ્ધમં-**
**તગુરૂઆ[2] નરા લોએ ॥ ૯ ॥**

---

૧ ભીસણાયારં ભયંકર આચાર–વ્યવહાર છે જેનો એવો અથવા ભીષણ આ સમન્તાત્ ચારો વેલ્લનં યસ્ય સઃ ભીષણાચારસ્તં ભયંકર છે આમ તેમ ભ્રમણ જેનું એવો ઉગ્ર સર્પ, આ પ્રમાણે પણ અર્થ થાય છે.

૨ ગરૂઆ ઇતિ પાઠાન્તરમ્.

અર્થ:—સુશોભિત ફણા (અથવા દેહ) વડે ભયંકર ચં-ચળ રક્ત નેત્રવાળા અને ચપળ (લપલપ થતી) જીભવાળા, નવીન મેઘ જેવા શ્યામ અને ભયંકર આકૃતિવાળા ઉગ્ર સર્પને; આ લોકમાં તમારા નામાક્ષર રૂપ પ્રકટ પ્રભાવવડે સિદ્ધ થયેલ (ગારૂડચાદિક) મંત્રવડે ગરિષ્ઠ મનુષ્યો, અત્યંત સમસ્ત પ્રકારે ટાળ્યો છે આકરા વિષનો વેગ જેમણે એવા છતા કીડા સમાન માને છે. ૮–૯

## ચૌર ભયહર માહાત્મ્ય.

અડવીસુ ભિલ્લતક્કર-પુલિંદસદ્દૂલસદ્દ-ભીમાસુ ॥ ભયવિહુરવુન્નકાયર-ઉલ્લૂરિયપ-હિયસત્થાસુ ॥ ૧૦

અવિલુત્તવિહવસારા, તુહ નાહ ! પણા-મમત્તવાવારા ॥વવગયવિગ્ઘા સિગ્ઘં, પત્તા હિયઇચ્છિયં ઠાણં ॥ ૧૧ ॥

અર્થ:—ભીલ્લ (પલ્લિવાસી), ચોર, વનચર જીવો અને વાઘના શબ્દોવડે ભયંકર અને ભયવડે વિહ્વલ એવા દુ:ખીજનોવાળા મુસાફરોના સાથોને ભીલ્લોએ લુંટયા છે જેને વિષે એવી સર્વ અટવીઓને વિષે; હે નાથ ! તમારો પ્રણામ માત્ર વ્યાપાર છે જે-મને એવા મનુષ્યો (માત્ર તમને પ્રણામજ કરનારા માણસો), નથી લુંટયું ઉત્કૃષ્ટ ધન જેનું એવા છતા અને વિશેષે ગયાં છે

**વિઘ્નો જેમનાં એવા છતાં હૃદયમાં ઇચ્છેલ સ્થાનકને તત્કાળ પામે છે. ૧૦-૧૧**

## શબ્દાર્થ.

**પજ્જલિઅ**–પ્રજ્વલિત–જાજવલ્યમાન.
**દૂર**–અત્યંત.
**વિયારિયમુહં**–ફાડ્યું છે મુખ જેણે એવા.
**વિઅલિઅ**–વિશેષે ભેદ્યો છે.
**ગઇંદકુંભત્થલ**–હસ્તિના કુંભસ્થળનો.
**પણયસસંભમ**–નમસ્કાર કરનારા અને આદરવાળા
**નહમણિમાણિક્ક**–જેના નખરૂપ મણિ માણિક્યને વિષે.
**તુહ**–તમારા.
**સીહં**–સિંહને.
**કુદ્ધંપિ**–ક્રોધાયમાન પણ
**સસિધવલ**–ચંદ્રસરખા ઉજ્વલ.
**દીહકરૂલ્લાલ**–મોટી સૂંઢના ઉછાળાવડે.
**મહુપિંગ**–મધસરખા પીળા.
**સસલિલનવ**–જળથી ભરેલા નવીન
**ભીમં**–ભયંકર.
**મહાગઇંદં**–મોટા ગજેન્દ્રને.
**તે**–તેઓ.
**તુમ્હ**–તમારા.
**તુંગં**–ઉન્નત.
**અનલનયણં**–અગ્નિ સરખા લાલ નેત્રવાળા.
**મહાકાયં**–પ્રચંડ કાયાવાળા.
**નહકુલિસઘાય**–નખ રૂપ વજ્રના પ્રહારવડે.
**આભોઅં**–વિસ્તાર જેણે એવા (સિંહ)ને.
**પત્થિવ**–રાજાઓના.
**પડિઅપડિમસ્સ**–પડ્યાં છે પ્રતિબિંબ એવા (પાર્શ્વપ્રભુ)ના
**વયણપહરણધરા**–વચનરૂપ હથિયારને ધારણ કરનારા (મનુષ્યો).
**ન ગણંતિ**–નથી ગણતા.
**દંતમુસલં**–દંતુશળવાળાને.
**વુડ્ઢિઉચ્છાહં**–વધ્યો છે ઉત્સાહ જેનો એવાને.
**નયણજુઅલં**–નેત્ર યુગલવાળાને.
**જલહરારાવં**–મેઘસરખા ગર્જનાવાળાને.
**અચ્ચાસનંપિ**–અત્યંત નજીકરહેલા પણ.
**ન વિગણંતિ**–નથી ગણતા.
**મુણિવઇ**–હે મુનિપતિ!
**સમલ્લીણા**–રૂડે પ્રકારે આશ્રય કરી

**સમરંમિ**–સંગ્રામને વિષે.
**તિખ્ખખગ્ગ**–તિક્ષ્ણ ખડ્ગનો.
**અપવિદ્ધ**–ઉચ્છૃંખલ.
**કુંતવિણિભિન્ન**–ભાલા વડે વિશેષે ભેદાયેલા.
**મુક્ક**–મૂકેલા.
**નિજ્જિઅદ્દપ્પ**–જીત્યાછે અહંકારવડે.
ઉદ્ધરરિઉનરિંદ–ગર્વિષ્ટ થયેલા શત્રુ-રાજાઓના.
**જસં**–યશને.
**પાવંતિ**–પામે છે.
**પાસજિણ**–હે પાર્શ્વજિન !
**તુહ**–તમારા.

રહેલા છે.
**અભિગ્ઘાય**–પ્રહારવડે.
**ઉદ્ધુયકબંધે**–નાચતા ધડો છે જેને વિષે એવા.
**કરિકલહ**–હસ્તિના બચ્ચાંઓએ.
**સિક્કાર પઉરંમિ**–સિત્કાર શબ્દોવડે પ્રચૂર.
**નિવહા**–સમૂહને જેણે એવા.
**ભડા**–સુભટો.
**ધવલં**–ઉજ્વળ-
**પાવપસમિણ !**–પાપને પ્રકર્ષે શાંત કરનાર.
**પ્પભાવેણં**–પ્રભાવવડે.

## સિંહ ભયહર માહાત્મ્ય.

# પજ્જલિઆનલનયણં, દૂરવિયારિયમુહં મહાકાયં ॥ નહકુલિસઘાયવિઅલિઅ–ગઇંદકુંભત્થલાભોઅં ॥ ૧૨ ॥

# પણયસસંભમપત્થિવ–[1]નહમણિમાણિ-

---

૧ પ્રભુના નખ અત્યંત કાંતિવાળા હોવાથી તેને મણિમાણિક્યની ઉપમા આપવામાં આવી છે. નમસ્કાર કરતી વખત નમસ્કાર કરનારનું પ્રતિબિંબ તે નખમાં પડે છે. અહીં બીજો અર્થ આ પ્રમાણે પણ થાય છે:–નમસ્કાર કરનારા અને આદરવાળા **પાર્થિવ** ઇંદ્રોના **નહ** એટલે **નભ** મસ્તકોને વિષે રહેલા મુકુટ માંહેનાં મણિમાણિક્યને વિષે પડ્યું છે પ્રતિબિંબ જેનું એવા પ્રભુ.

***પડિઅપડિમસ્સ ॥ તુહ વયણપહરણધરા, સીહં કુદ્ધંપિ ન ગણંતિ ॥ ૧૩ ॥**

અર્થ—પ્રજ્વલિત અગ્નિ સરખા લાલ નેત્રવાળા, અત્યંત ફાડયું છે મુખ જેણે એવા, પ્રચંડ કાયાવાળા અને નખરૂપ વજ્રના પ્રહારવડે વિશેષે ભેદી નાંખ્યો છે હસ્તિના કુંભસ્થળનો વિસ્તાર જેણે એવા ક્રોધાયમાન સિંહને પણ, નમસ્કાર કરનારા અને આદરવાળા રાજાઓના, જેના નખરૂપ મણિમાણિક્યને વિષે પડ્યાં છે પ્રતિબિંબ એવા જે તમો તેના વચનરૂપ હથિયારને ધારણ કરનારા મનુષ્યો ગણતા નથી. અર્થાત્ તમારા વચનરૂપ શસ્ત્રને ધારણ કરનારા મનુષ્યો મોટા સિંહને પણ ભયકારી ગણતા નથી. ૧૨-૧૩

ગજેંદ્ર ભયહર માહાત્મ્ય.

**સસિધવલદંતમુસલં, દીહકરૂલ્લાલવુડ્ઢિ-ઉચ્છાહં ॥ મહુપિંગનયણજુઅલં, સસલિલ-[1]નવજલહરારાવં ॥ ૧૪ ॥**

---

૧ અહીં **નવજલહરાયારં** એવો પાઠ પણ છે ત્યાં અર્થ આ પ્રમાણે કરવો—"નવિન મેઘ સદશ આકારવાળો" શ્યામ અને ઉન્નત હોવાથી નવિન મેઘની ઉપમા આપી છે. તેના વળી **સ્વ (સત્) સલિલનવજલધારંકાર** એમ પણ અર્થ કરી શકાય એટલે પોતાના ( અથવા સારા ) પાણીવડે નવિન જળધારાને કરનાર મેઘ સદશ.

ભીમં મહાગઇંદં, અચ્ચાસનંપિ તે ન વિગણુંતિ ॥ જે તુમ્હ ચલણુજુઅલં, મુણિ-વઈ! તુંગં સમલ્લીણા ॥ ૧૫ ॥

અર્થ—ચંદ્ર સરખા ઉજ્વલ છે બે દંતુશળો જેને, મોટી શુંઢના ઉછાળવાવડે વધ્યો છે ઉત્સાહ જેનો, મધ સરખું પિંગલ (રક્તપિત) વર્ણવાળું નેત્ર યુગલ છે જેનું અને જળથી ભરેલા નવિન મેઘ સરખી ગર્જના છે જેની એવા અત્યંત નજીક આવેલા મોટા ગજેન્દ્રને પણ, હે મુનિપતિ! તમારા ગુણવડે ઉન્નત ચરણ યુગલને જેઓ રૂડે પ્રકારે આશ્રય કરીને રહેલા છે તે મનુષ્યો ગણુતા નથી. અર્થાત્ તે મનુષ્યો હાથીના ભયની સંભાવના પણ કરતા નથી. ૧૪-૧૫

રણ ભયહર માહાત્મ્ય.

સમરંમિ તિખ્ખખગ્ગા,—ભિગ્ઘાયપવિ-દ્ધઉધ્ધુયકમંધે ॥ કુંતવિણિભિન્નકરિકલહ, મુક્કસિક્કારપઉરંમિ ॥ ૧૬ ॥

નિજ્જિઅદપ્પુદ્ધરરિઉ—નરિંદનિવહાભડા

## જસં ધવલં ॥ પાવંતિ પાવપસમિણ, પા-સજિણ ! તુહપ્પભાવેણં ॥ ૧૭ ॥

અર્થ—તિક્ષ્ણ ખડ્ગના પ્રહારવડે ઉચ્છંખલની પેઠે આમતેમ નાચતા ધડો છે જેને વિષે એવા અને ભાલાવડે વિશેષે ભેદાયેલા હસ્તિનાં બચ્ચાંઓએ મૂકેલા સિત્કાર શબ્દોવડે પ્રચૂર એવા સંગ્રામને વિષે, હે પાપને પ્રકર્ષે શાંત કરનારા પાર્શ્વજિન ! તમારા પ્રભાવવડે જીત્યા છે અહંકારવડે ગર્વિષ્ટ થયેલા શત્રુ રાજાઓના સમૂહને જેણે એવા સુભટો, ઉજ્વળ યશને પામે છે. ૧૬-૧૭

### શબ્દાર્થ.

રોગજલજલણ—રોગ. પાણી, અગ્નિ.
ચોરારિમઇંદ—ચોરરૂપ શત્રુ, સિંહ,
પાસજિણ—પાર્શ્વજિનના.
નામસંકિત્તણેણ—નામનું એવા પ્રકારે ઉચ્ચારણ કરવાવડે
એવં—એ પ્રકારે.
પાસજિણિંદસ્સ—પાર્શ્વજિનેંદ્રના.
ઉઆરં—ઉદાર.
આણંદયરં—આનંદ કરનારને.
નિહાણં—સ્થાનને.
જખ્ખરખ્ખસ—યક્ષ, રાક્ષસ.
રિખ્ખપીડાસુ—નક્ષત્ર રાશીની પીડાઓને વિષે.
વિસહર—સર્પ.
ગયરણભયાઇં—હાથી અને સંગ્રામથી ઉત્પન્ન થયેલા ભયો.
પસમંતિ—અત્યંત શાંત થાય છે.
સવ્વાઇં—સર્વ.
મહાભયહરં—મહાભયને હરનાર.
સંથવં—સ્તવનને.
ભવિયજણ—ભવ્યજનોને.
કલ્લાણપરંપર—કલ્યાણની પરંપરાનું.
રાયભય—રાજ્યભય.
કુસુમિણદુસ્સઉણ—કુસ્વપ્ન, દુષ્ટ શુકન ( અને )
સંઝાસુ—બે સંધ્યાઓએ ( સ-

પંથે—અરણ્યાદિ માર્ગમાં.
ઉવસગ્ગે—ઉપસર્ગમાં.
રયણીસુ—ભયંકર રાત્રિઓને વિષે.
પઢઇ—ભણે છે.
તાણં—તેના
માણતુંગસ્સ—માનતુંગસૂરિના.
પાવં—પાપને.
સયલભુવણ—સમસ્ત જગતવડે.
ઉવસગ્ગંતે—ઉપસર્ગ કરતે છતે.
કમઠાસુરંમિ—કમઠ અસુર.
સંચલિઓ—ચલાયમાન થયા.
જુવઇહિં—સ્ત્રીઓવડે.
સંથુઓ—સ્તુતિ કરાયેલા.
એઅસ્સ—એ (સ્તવના).
અટ્ઠારસઅક્ખરેહિં—અઢાર અક્ષરોવડે.
જાણઇ—જાણે.
ઝાયઇ—ધ્યાન કરે.
ફુડં—પ્રકટપણે.
કુણઇ—કરે.
અટ્ઠુત્તરસય—એકસો આઠ
નાસઇ—નાશ પામે છે.
તસ—તેના.

વાર અને સાંજ).
તહય—તેમજ.
જો—જે.
નિસુણઇ—સાંભળે છે.
કઇણો—કવિનાં.
પાસો—પાર્શ્વનાથ.
પસમેઉ—પ્રશાંત કરો !
અચ્ચિઅચલણો—પૂજ્યાં છે ચરણ જેનાં એવા.
ઝાણાઓ—ધ્યાનથકી.
સુરનરકિન્નર—દેવ, મનુષ્ય અને કિન્નરની.
પાસજિણો—પાર્શ્વજિન.
મજ્ઝયારે—મધ્યે.
મંતો—મંત્ર.
સો—તે.
પરમપયત્થં—પરમપદ પ્રાપ્તને.
સમરણ—સ્મરણ.
સંતુટ્ઠ હિયયેણ—સંતુષ્ટ હૃદયવડે.
વાહિભય—વ્યાધિથી ઉત્પન્ન થયેલા ભયો.
દૂરેણ—દૂરથીજ—અત્યંત.

## રોગાદિ અષ્ટ ભયહર માહાત્મ્ય.

# રોગજલજલણવિસહર,—ચોરારિમઇંદગ-
# યરણભયાઇં ॥ પાસજિણનામસંકિ,—ત્તણેણ

## પસમંતિ સવ્વાઇં ॥ ૧૮ ॥

અર્થ—પાર્શ્વજિનના નામનું રૂડા પ્રકારે (વિશુદ્ધ શ્રદ્ધાવડે) ઉચ્ચારણ કરવાવડે રોગ, જળ, અગ્નિ, સર્પ, ચોરરૂપ શત્રુ, સિંહ અને સંગ્રામથી ઉત્પન્ન થયેલા સર્વ ભયો અત્યંત શાંત થાય છે અર્થાત્ ફરી ક્યારે પણ ઉત્પન્ન થતા નથી.

ૐ હ્રીઁ નમિઊણ પાસ વિસહર વસહ ફુલિંગ હ્રીઁ રોગજલ-જલણ વિસહરચોરારિમઇંદગયરણભયાઇં..પસમંતિ મમ* સ્વાહા આ મહામંત્ર આ સ્તવની અંદર વેરાયેલા અક્ષરોથી બનેલો છે.

### ઉપસંહાર—સ્તોત્ર માહાત્મ્ય.

## એવં મહાભયહરં, પાસજિણિંદસ્સ સં-થવમુઆરં ॥ [1]ભવિયજણાણંદયરં, કલ્લાણ-

---

* **મમ** વાયુ શબ્દ પવનબીજ છૂટક છે. **સ્વ** આકાશ શબ્દ આકાશ બીજ અને **હા** એ છૂટક છે. **વસહ** પણ બીજી ગાથામાં વેરાયેલ છે. બીજા અક્ષરો તો પહેલી અને આ ગાથામાં સ્પષ્ટ છે.

૧ અહિં ભવ્યની પાસે જનશબ્દ ન મૂક્યો હત તો પણ એજ અર્થ કરી શકાત, પરન્તુ અવ્યવહારરાશીરૂપ નિગોદ વિષે રહેલ ભવ્યજીવોને આનંદકારી થવાનો સંભવ નથી માટે તે બાબત સ્ફુટ કરવાને માટે જન શબ્દ લીધો છે તેથી વ્યવહારરાશીવાળા જીવો એમ અર્થ કરવો. અહીં પદ વિભંજન કરીને બીજો પણ અર્થ થાય છે તે આ પ્રમાણે—**ભવિયજણાણ**

પરંપરનિહાણં ॥ ૧૯ ॥

રાયભયજખરખસ, કુસુમિણદુસ્સ-
ઊણરિખપીડાસુ ॥ સંઝાસુ દોસુ પંથે,
ઉવસગ્ગે તહય રયણીસુ ॥ ૨૦ ॥

જો પઢઈ જો અ નિસુણઇ, તાણં કઇણો
ય માણતુંગસ્સ ॥ પાસો પાવં પસમેઉ,
સયલભુવણચ્ચિયચલણો ॥ ૨૧ ॥

અર્થ--એ પ્રકારે પાર્શ્વજિનેંદ્રના મહા ભયને હરનાર, ઉદાર, ભવ્યજનોને આનંદ કરનાર અને કલ્યાણની પરંપરાનું સ્થાન એવા સંસ્તવને; રાજ્યભય, યક્ષ, રાક્ષસ, કુસ્વપ્ન, દુષ્ટ શુકન અને નક્ષત્ર રાશીની પીડાઓને વિષે, બન્ને સંધ્યાએ, અરણ્યાદિ માર્ગમાં, ઉપસર્ગમાં તેમજ ( ભયંકર ) રાત્રિએ ને વિષે; જે ભણે છે અને જે સાવધાનપણે સાંભળે છે તે બન્નેના અને કવિ માનતુંગસૂરિના પણ પાપને સમસ્ત જગતવડે પૂજાયાં છે ચરણ જેનાં એવા પાર્શ્વનાથ ભગવાન્ શાંત કરો-નિવારણ કરો. ૧૯-૨૦-૨૧

---

ભવ્યજનોને કલ્લાણપરં કલ્યાણકારક અને 'પરનિહાણં' શત્રુના કપટને અંદયરં બાંધનારૂં અથવા ક્ષુદ્ર કર્મને અટકાવનારૂં આ સંસ્તવ (સ્તોત્ર)છે.

**ઉવસગ્ગંતે કમઠા—સુરંમિ ઝાણાઓ જો ન સંચલિઓ ॥ સુરનરકિન્નરજુવઈહિં, સંથુઓ જયઉ પાસજિણો ॥ ૨૨ ॥**

અર્થ—કમઠાસુરે[1] ઉપસર્ગ કર્યે છતે જે (ષટ્ જીવનિકાયના હિતચિંતનરૂપ) ધ્યાનથકી ચલાયમાન થયા નથી તે, દેવ મનુષ્ય અને કિન્નરની સ્ત્રીઓવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા! પાર્શ્વ જિન જયવંત વર્તો. ૨૨

**એઅસ્સ મજ્ઝયારે, અઠ્ઠારસઅખ્ખરેહિં જો મંતો ॥ જો જાણઇ સો ઝાયઇ, પરમ-પયત્થં ફુડં પાસં ॥ ૨૩ ॥**

અર્થ—આ સ્તવનના મધ્યે નમિઊણ પાસવિસહરવસહ જિણફુલિંગ એ અઢાર અક્ષરોવડે બનેલ (ચિંતામણિ નામા ગુપ્ત) મંત્ર છે તેને જે જાણે છે તે પરમપદપ્રાપ્ત (મંત્રમય) પાર્શ્વનાથનું પ્રકટપણે (તે મંત્રવડે) ધ્યાન કરે છે. ૨૩

---

૧ શ્રી પાર્શ્વપ્રભુ સાથે પૂર્વના દશ ભવથી કમઠને વૈર હતું. દશમે ભવે કમઠ તાપસ થઈ પંચાગ્નિ તપ કરતો હતો તે વખતે તેની અગ્નિ માંહેલું એક કાષ્ટ ચીરાવી તેમાંથી બળતો સર્પ બતાવી પ્રભુએ તેની અજ્ઞાનતા જણાવી, છતાં તે પોતાનું અપમાન થયું ગણી વિશેષ વૈર મનમાં ચિંતવી ઘણો અજ્ઞાન તપ કરી મેઘમાલી દેવતા થયો, તેણે પૂર્વના વૈર યોગે પ્રભુ કાઉસ્સગ્ગધ્યાને હતા ત્યારે પ્રથમ ધૂળની વૃષ્ટી કરી, પછી મુશળધારા મેઘ વરસાવ્યો વગેરે ઉપસર્ગ કર્યા છતાં પ્રભુ ધ્યાનમાં સ્થિર રહ્યા.

પાસહ સમરણુ જો કુણઇ, સંતુઠ્ઠે હિયયેણ ॥ અઠ્ઠુત્તરસયવાહિભય, નાસઇ તસ દૂરેણ ॥ ૨૪ ॥ ઇતિ,

અર્થ—જે મનુષ્ય સંતુષ્ટ હૃદયવડે પાર્શ્વનાથનું ધ્યાન કરે છે તેના એક સો આઠ વ્યાધિથી ઉત્પન્ન થયેલા ભયો દૂરથીજ નાશ પામે છે. ૨૪

ઇતિ ભયહરસ્તોત્રં સંપૂર્ણમ્.

—❧—

## ૬ ॥ અથ અજિતશાંતિ સ્તવનમ્ ॥*

### શબ્દાર્થ.

**અજિઅં**–અજિતનાથને.
**સંતિં**–શાંતિનાથને.
**જિયસવ્વભયં**–જીત્યા છે સર્વ ભયો જેણે એવા.

---

* પૂર્વે શ્રી વર્દ્ધમાનજિનશિષ્ય શ્રી નંદિષેણજી શ્રી શત્રુંજય તીર્થે યાત્રાર્થે ગયેલા ત્યાં મૂળ પ્રાસાદમાં પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથજિનને નમસ્કાર કરીને એ પ્રાસાદમાં રહેલા અજિતનાથ અને શાંતિનાથને નમસ્કાર કરીને તે બંને પ્રાસાદના વચ્ચે કાઉસ્સગ્ગધ્યાને રહ્યા. યથાશક્તિ કાઉસ્સગ્ગ પૂર્ણ કરીને શ્રી અજિતનાથ અને શાંતિનાથ જિનની એક સાથે સ્તુતિ કરી. એ પ્રમાણે શ્રી મહાવીરજિન શિષ્ય **નંદિષેણ** મહર્ષિએ આ અજિતશાંતિ સ્તવ રચ્યું. કોઈ આચાર્ય વળી એમ કહે છે કે શ્રી નેમિનાથ શિષ્ય શ્રી

**પસંત**–વિશેષે શાંત કર્યાં છે.
**જયગુરૂ**–જગતના ગુરૂ.
**સંતિ ગુણકરે**–શાંતિરૂપ ગુણના કરનારા.
**જિણવરે**–જિનેશ્વરોને.
**વવગય**––નાશ થયો છે.
**તે**–તે એને.
**અહં**–હું.
**નિમ્મલસહાવે**–નિર્મળ છે સ્વભાવ જેનો એવા.
**થોસામિ**–સ્તુતિ કરીશ.
**સુદિટ્ઠં**–રૂડે પ્રકારે દેખ્યા છે.
**સવ્વદુખ્ખ**–સર્વ દુઃખો.
**પસંતીણં**–વિશેષે શાંત થયાં છે જેનાં એવા.
**સયા**–નિરંતર.
**અજિયસંતીણં**–પરાભવ નહિ પામેલા અને ઉપશાંત થયેલા.
**અજિઅજિણ**–હે અજિતજિન !
**સવ્વગયપાવં**–સર્વ રોગ અને પાપ જેણે એવા.
**દોવિ**–બંને.
**પણિવયામિ**–પ્રણામ કરૂં છું.
**મંગુલભાવે**–અશોભન ( માઠો ) ભાવ જેનો એવા.
**વિઉલતવ**–વિસ્તીર્ણ તપવડે.
**નિરૂવમ**–ઉપમારહિત ( અને )
**મહપ્પભાવે**–મહાન્ છે પ્રભાવ જેનો એવા.
**સબ્ભાવે**–વિદ્યમાન ભાવો જેણે એવા.
**સવ્વપાવ**–સર્વ પાપો.
**પસંતિણં**–વિશેષે શાંત થયાં છે જેનાં એવા.
**નમો**–નમસ્કાર થાઓ.
**અજિઅસંતિણં**–અજિતનાથ અને શાંતિનાથને.

---

**નંદિષેણગણિ** શ્રી શત્રુંજય તીર્થે યાત્રાર્થે આવેલા ત્યારે ઉત્તર દક્ષિણ દિશામાં રહેલા શ્રી અજિતનાથ અને શાંતિનાથના બે પ્રાસાદના અંતરાળે રહીને શ્રી અજિતનાથ અને શાંતિનાથ જિનની સ્તુતિ એક સાથે કરી.

શ્રી શત્રુંજય મહાકલ્પને વિષે કહ્યું છે કે–**नेमिवयणेण जत्तागएण जहिं नंदिसेणगणिवइणा; विहिओ अजिअसंतिथओ, जयउ तयं पुंडरियं तित्थं.** આ પ્રકારે અજિતશાંતિ સ્તવના કર્તા શ્રી નંદિષેણને કોઈ શ્રી મહાવીર જિન શિષ્ય અને કોઈ શ્રી નેમિજિન શિષ્ય કહે છે. અહીં બહુશ્રુત કહે તે પ્રમાણ.

**તવ**–તમારૂં.
**નામકિત્તણં**–નામનું કીર્તન.
**ધિઈમઈ**–ધીરજ અને બુદ્ધિને.
**ય**–પણ, પૂર્વોક્ત ગુણવાળું છે.
**સંતિ !**–હે શાંતિનાથ!
**કિરિયાવિહિ**–ક્રિયાના વિધાનવડે.
**કમ્મકિલેસ**–કર્મ અને કષાય થકી.
**અજિઅં**–નહિ જીતાયેલ.
**મહામુણિ**–મહા મુનિ સંબંધી.
**અજિઅસ્સય**–અજિતનાથને.
**સંતિમહામુણિણો**–શાંતિનાથ મહામુનિને.
**નિવ્વુઇકારણયં**–મોક્ષનું કારણ.
**પુરિસુત્તમ !**–પુરૂષમાંહે ઉત્તમ.
**તહય**–તેમજ.
**પ્પવત્તણં**–પ્રવર્તાવનારૂં.
**જિણુત્તમ !**–સામાન્ય કેવળીને વિષે
**કિત્તણં**–કીર્તન–સ્મરણ.
**સંચિઅ**–એકઠાં કરેલાં.
**વિમુક્ખયરં**–વિશેષે મૂકાવનાર.
**નિચિઅં ગુણેહિં**–ગુણોવડે વ્યાપ્ત
**સિદ્ધિગયં**–અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત.
**સંતિકરં**–શાંતિ કરનાર.
**સયયં મમ**–નિરંતર, મને.
**નમંસણયં**–નમસ્કાર.

## અજિઅં જિઅસવ્વભયં[1], સંતિં ચ પસંતસવ્વગયપાવં ॥ જયગુરૂ[2] સંતિગુણકરે, દોવિ જિણવરે પણિવયામિ ॥ ૧ ॥ ગાહા.[3]

---

૧ ભય સાત પ્રકારે છે તે આ પ્રમાણે–૧ ઇહલોક ભય, ૨ પરલોક ભય, ૩ આદાન ભય, ૪ અકસ્માત્ ભય, ૫ આજીવિકા ભય, ૬ મરણ ભય અને ૭ અપકીર્તિ ભય.

૨ **गृणाति तत्त्वमिति गुरुः** જે તત્ત્વનો ઉપદેશ કરે તે ગુરૂ, અહીં પ્રાકૃત હોવાથી વિભક્તિનો લોપ થયો છે. પ્રાકૃત વ્યાકરણમાં દ્વિવચન નહિ હોવાથી છંદોમાં બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

૩ આ **ગાથા** છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું–સાત **ટગણ**

**અર્થ—જિત્યા છે સર્વ ભય જેણે એવા અજિતનાથ અને વિશેષે શાંત કર્યા છે સર્વ રોગ અને પાપ જેણે ( અથવા વિ-**

---

( ચાર માત્રાવાળા ) પછી એક ગુરૂ પ્રથમ અર્ધમાં આવે, ત્યાં વિષમ ટગણમાં જગણ ( I S I ) ન હોય, છઠ્ઠો ટગણ મધ્યમાં કગણ (S) વાળો હોય, બીજા અર્ધમાં તો પાંચ ટગણ પછી છઠ્ઠો લઘુ હોય, બાકીનું પહેલા અર્ધ પેઠે એટલે સાતમો ટગણ અને પછી ગુરૂ એ પ્રકારે ગાથા છંદ જાણવો. **દુ–તિ–ચઉ–પંચ–છક્કલાગણાઃ કચટતપનામા** અહીં બે, ત્રણ, ચાર, પાંચ અને છ માત્રાના **ક ચ ટ ત પ** એ નામના પાંચ ગણ અનુક્રમે ગણેલા છે. એટલે **ક**ગણની બે માત્રા, **ચ**ગણની ત્રણ માત્રા, **ટ**ગણની ચાર માત્રા, **ત**ગણની પાંચ માત્રા અને **પ**ગણની છ માત્રા છે, તેના અનુક્રમે બે, ત્રણ, પાંચ, આઠ અને તેર ભેદ છે તે આ પ્રમાણે,—

| કગણ | ચગણ | ટગણ | તગણ | પગણ |
|---|---|---|---|---|
| S | I S | S S | I S S | S S S |
| I I | S I | I I S | S I S | I I S S |
| | I I I | I S I | I I I S | I S I S |
| | | S I I | S S I | S I I S |
| | | | I I S I | I I I I S |
| | | I I I I | I S I I | I S S I |
| | | | S I I I | S I S I |
| | | | I I I I I | I I I S I |
| | | | | S S I I |
| | | | | I I S I I |
| | | | | I S I I I |
| | | | | S I I I I |
| | | | | I I I I I I |

બીજી કેટલીક સંજ્ઞા છંદોગ્રંથથી જાણી લેવી. અહીં છઠ્ઠા ટગણમાં બીજા લઘુની પહેલાં વિરામ કરવો અને સાતમા ટગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો તથા બીજા અર્ધમાં પાંચમા ટગણમાં પહેલા લઘુની પૂર્વે વિરામ કરવો.

શેષે શાંત થયે છતે ક્ષય થયાં છે અશુભ કર્મ જેમનાં ) એવા શાંતિનાથ વળી જગતના ગુરૂ ( અથવા જગતને વિષે મોટા ) અને શાંતિરૂપ ગુણને કરનારા ( અથવા શાંતિ એટલે કષાયનો અભાવ અને ગુણ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર તેને કરનારા) તે બંને જિનેશ્વરોને હું પ્રણામ કરૂં છું. ૧

વવગયમંગુલભાવે, તે હં વિઉલતવ-
નિમ્મલસહાવે ॥ નિરૂવમમહપ્પભાવે, થો-
સામિ સુદિઠ્ઠસબ્ભાવે ॥ ૨ ॥ ગાહા ॥

અર્થ—નાશ થયો છે અશોભન (માઠો) ભાવ (પરિણામ ) જેનો એવા, વિસ્તીર્ણ ( દ્વાદશવિધ ) તપવડે નિર્મલ ( નિષ્કર્મા ) છે સ્વભાવ જેનો એવા, નિરૂપમ અને મહાન્ છે પ્રભાવ જેનો એવા અને રૂડે પ્રકારે (કેવળ જ્ઞાન દર્શનવડે યથાર્થપણે ) જાણ્યા છે વિદ્યમાન ભાવો ( જીવાજીવાદિ સતપદાર્થો ) જેણે એવા તે બે (જિનો ) ને હું ( નંદિષેણ ગણિ ) સ્તવીશ. ૨

સવ્વદુક્ખપ્પસંતીણં, સવ્વપાવપ્પ-
સંતિણં[1] ॥ સયા અજિયસંતીણં, નમો અ-
જયસંતિણં ॥ ૩ ॥ સિલોગો[2] ॥

---

૧ ચતુર્થીસ્થાને પષ્ઠી, આર્ષત્વાદ્દીર્ઘાભાવશ્ચ.

૨ આ શ્લોક નામનો છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

અર્થ—સર્વ દુઃખો વિશેષે શાંત થયાં છે જેમનાં ( અથવા યોગ્ય જીવોનાં સર્વ દુઃખો વિશેષે શાંત થયાં છે જે થકી ) એવા, સર્વ પાપ વિશેષે શાંત થયાં છે જેમનાં એવા અને નિરંતર પરાભવ નહિ પામેલા અને ઉપશાંત થયેલા એવા અજિતનાથ અને શાંતિનાથને નમસ્કાર હો ! ૩.

અજિઅજિણ ! સુહપ્પવત્તણં, તવ પુરિસુત્તમ નામકિત્તણં ॥ તહ ય [1]ધિઇમઇપ્પવત્તણં, તવ ય જિણુત્તમસંતિ! કિત્તણં ॥૪॥ માગહિઆ [2] ॥

અર્થ—હે અજિતજિન ! હે પુરૂષોત્તમ! તમારા નામનું કીર્તન, સુખ ( સ્વર્ગાપવર્ગરૂપ) ને પ્રવર્તાવનારૂં છે; તેમજ ધીરજ ( ચિત્તની સ્વસ્થતા ) અને મતિ (પ્રજ્ઞા)ને પ્રવર્તાવનારૂં છે.

---

પાંચમો અક્ષર સર્વત્ર ( ચારે પાદમાં ) લઘુ, બીજા અને ચોથા પાદમાં સાતમો અક્ષર લઘુ હોય. છઠ્ઠો અક્ષર વળી ગુરૂ જાણવો, એ પ્રકારે પંડિતો શ્લોક છંદ કહે છે.

૧ ધિઇમઇપવત્તણં ઇતિ પાઠાન્તરં.

૨ આ માગધિકા છંદ છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—વિષમ ( પહેલા ત્રીજા ) પાદમાં બે ટગણ અને સમ ( બીજા ચોથા ) પાદમાં પગણ ( ૭ માત્રા ) અને ટગણ અને તે પછી સમ વિષમ બંનેમાં લઘુ, કગણ; લઘુ, કગણ આવે તેને માગધિકા છંદ જાણવો.

હે જિનોત્તમ! હે શાંતિનાથ! તમારૂં કીર્તન પણ પૂર્વોક્ત ગુણ-વાળું છે. ૪

કિરિઆવિહિસંચિઅકમ્મકિલેસવિમુ-
ક્ખયરં। અજિયં નિચિઅં ચ ગુણેહિં મ-
હામુણિસિદ્ધિગયં ॥ અજિઅસ્સ ય સંતિ-
મહામુણિણો વિ અ સંતિકરં। સયયં મમ
નિવ્વુઇકારણયં ચ નમંસણયં ॥ ૫ ॥
*આલિંગણયં ॥

અર્થ—ક્રિયા[૧]ના ભેદવડે એકત્ર કરેલાં કર્મ અને [૨]કષાય થકી વિશેષે મુકાવનાર, અન્ય દર્શનીય દેવોના વંદન પુણ્યવડે

---

* આ આલિંગનક છંદ છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—આલિંગનક છંદને વિષે બે લઘુ અને એક ગુરૂ આવે એવા છ ટગણ સર્વ પદને વિષે આવે છે પણ એટલું વિશેષ છે કે પહેલું પદ ત્રીજાની સાથે અને બીજું પદ ચોથાની સાથે યમકવાળું હોય.

૧ કાયિકી વગેરે પાંચ અથવા પચીશ ક્રિયા તેનું સ્વરૂપ નવતત્ત્વથી સમજવું.

૨ અહીં કષાયનું કર્મમાહે અંતર્ગતપણું છે તોપણ સંસારના કારણને વિષે કષાયની મુખ્યતા છે એ જણાવવાને અર્થે કષાયનું જૂદું ગ્રહણ કર્યું છે.

**નહિ જીતાયેલ ( તે કરતાં અનંત ગુણ ઉત્તમ ), ગુણવડે વ્યાપ્ત અને મહા મુનિ સંબંધી [1]અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત એવો અજિતનાથ અને શાંતિનાથ મહામુનિને (કરેલો ) નમસ્કાર, મને નિરંતર શાંતિને કરનાર અને મોક્ષનું કારણ હો ! ૫**

## શબ્દાર્થ.

**પુરિસા**–હે પુરૂષો.
**દુખ્ખવારણં**–દુઃખનું નિવારણ.
**સુખ્ખકારણં**–સુખનું કારણ.
**અભયકરે**–નિર્ભયતાને કરનારાને
**પવજ્જહા**–પ્રાપ્ત થાઓ
**તિમિર વિરહિઅં**–અજ્ઞાનથીરહિતને.
**ઉવરય**–નિવૃત્ત થયાં છે.
**સુરઅસુર**–વૈમાનિક, ભવનપતિ.
**ગરૂલ ભુયગવઇ**–જ્યોતિષ્ક અને
**જઈ**–જો
**વિમગ્ગહ**–શોધતા હો.
**ભાવઓ**–ભાવ થકી.
**સરણં**–શરણે.
**અરઇરિઇ**–સંયમને વિષે શોક અને અસંયમને વિષે હર્ષ ( અને )
**જરમરણં**–જરા અને મરણ જેનાં એવાને
**પયય**–આદરવડે.

---

૧ અણિમાદિ આઠ સિદ્ધિ આ પ્રમાણે જાણવી—૧ કમળના જેવા ઝીણા છિદ્રમાં પણ પ્રવેશ કરવાની શક્તિ તે **અણિમા.** ૨ મેરૂ પર્વત કરતાં પણ મોટું શરીર વિકુર્વી શકાય તે **મહિમા.** ૩ અત્યંત ભારે થવાની શક્તિ તે **ગરિમા.** ૪ વાયુ કરતાં પણ હલકા થવાની શક્તિ તે **લઘિમા.** ૫ પૃથ્વી ઉપર રહ્યા છતાં અંગુલીના અગ્રભાગવડે મેરૂ પર્વતની ટોચ અને સૂર્યાદિને સ્પર્શ કરવાની શક્તિ તે **પ્રાપ્તિ.** ૬ પાણીમાં પૃથ્વીની જેમ પગે ચાલે અને પૃથ્વી ઉપર પાણીની જેમ ડુબી જઇ બહાર નીકળે એવી શક્તિ તે **પ્રાકામ્ય.** ૭ સ્થાવર પણ આજ્ઞા માને એવી શક્તિ–તીર્થંકર ચક્રવર્તિની ઋદ્ધિને વિસ્તારી શકે એવી પ્રભુતા તે **ઈશિત્વ.** ૮ જીવ અને અજીવ સર્વ પદાર્થ વશ થાય એવી શક્તિ તે **વશિત્વ.**

વ્યંતરના ઈંદ્રોવડે.
**અહમવિ**–હું પણ.
**અભયકરં**–અભયને કરનારાને.
**સરણં**–શરણ.
**ભુવિદિવિજ**–મનુષ્ય અને દેવોવડે
**ઉવણમે**–સમીપ રહ્યો છતો નમું છું.
**જિણુત્તમં**–સામાન્ય કેવળીને વિષે ઉત્તમને.
**અજ્જવ મદ્દવ**–સરળતા, નમ્રતા,
**ખંતિવિમુત્તિ**–ક્ષમા,નિર્લોભતા(અને)
**સંતિકરં**–શાંતિને કરનારાને.
**દમુત્તમ**–ઇંદ્રિયોના જયવડે ઉત્તમ.
**સંતિમુણિ**–શાંતિનાથ મુનિ.
**દિસઉ**–આપો.
**સાવત્થિ**–શ્રાવસ્તિ–અયોધ્યાને વિષે.
**વરહત્થિમત્થય**–પ્રધાન હસ્તિના મસ્તક જેવું.
**થિરસરિચ્છવચ્છં**–સ્થિરશ્રીવત્સવાળું હૃદય છે જેનું એવા.
**વરગંધહત્થિ**–પ્રધાન ગંધહસ્તિના.
**સંથવારિહં**–સ્તુતિ કરવાને યોગ્ય.
**હત્થિહત્થબાહું**–હસ્તિની શુંઢ જેવા બાહુ છે જેના એવા.
**નિરૂવહય પિંજરં**–સ્વચ્છ પીતવર્ણ છે જેમનો એવા.
**સોમચારૂ રૂવં**–સૌમ્ય અને સુંદર

**પણિવઇયં**–નમસ્કાર કરાયેલાને
**સુનયનયનિઉણં**–રૂડા નયની નીતિને વિષે ડાહ્યાને.
**ઉવસરિઅ**–પામીને.
**મહિઅં**–પૂજાયેલાને.
**તં**–તે ( શાંતિનાથ ) ને.
**ઉત્તમ**–શ્રેષ્ઠ.
**નિત્તમ સત્તધરં**–અજ્ઞાન રહિત ભાવ યત્નને ધારણ કરનારાને.
**સમાહિનિહિં**–સમાધિના ભંડારને.
**પણમામિ**–નમસ્કાર કરૂં છું.
**તિત્થયરં**–તીર્થને કરનારાને.
**સંતિ સમાહિવરં**–શાંતિવડે સમાધિ (ચિત્તની સ્વસ્થતા ) રૂપી વર.
**પુવ્વ પત્થિવં**–પૂર્વે રાજા હતા.
**પસત્થવિચ્છિન્નસંથિયં**–પ્રશસ્ત અને વિસ્તીર્ણ છે સંસ્થાન જેનું એવા.
**મયગલ લીલાયમાણ**–મદવડે ઉન્મત્ત અને લીલાયુક્ત.
**પત્થાણપત્થિયં**–ગમન જેવી ચાલ ( ગતિ ) છે જેમની એવા.
**ધંત કણગરૂઅગ**–ધમેલ સુવર્ણના આભરણ જેવા.
**પવર લક્ખણોવચિય**–શ્રેષ્ઠ લક્ષણો વડે વ્યાપ્ત,
**સુઇસુહ**–કાનને સુખકારી,

રૂપ છે જેનું એવા.
પરમ રમણિજ્જ–અત્યંત રમણિક.
વર દેવદુંદુહિ–પ્રધાનદેવદુંદુભીના.
સુહગિરં–કલ્યાણકારી છે વાણીજેની એવા.
જિઆરિગણં–જીત્યા છે શત્રુ સમુદાય જેણે એવા.
ભવોહરિઉં–ભવ પરંપરાના શત્રુ.
પયઓ–આદરવડે.
પસમેઉ–પ્રકર્ષે શાંત કરો.

મણાભિરામ–મનને આનંદદાયક ( અને ).
નિનાય મહુરયર–શબ્દ કરતાં વધારે મધુર ( અને ).
અજિઅં–અજિતનાથને.
જિઅ સવ્વભયં–જીત્યા છે સર્વ ભય જેણે એવા.
પણમામિ–નમસ્કાર કરૂં છું.
પાવં–પાપને,
ભયવં–ભગવાન્.

પુરિસા ! જઇ દુખ્ખવારણં, જઇ ય વિમગ્ગહ સુખ્ખકારણં ॥ અજિઅં સંતિં ચ ભાવઓ, અભયકરે સરણં પવજ્જહા ॥૬॥

માગહિયા ॥

અર્થ—હે મનુષ્યો ! જો તમે દુઃખનું નિવારણ અને સુખનું કારણ શોધો છો તો અભય( નિર્ભયતા) ને કરનારા એવા અજિતનાથ અને શાંતિનાથને શરણે ભાવપૂર્વક પ્રાપ્ત થાઓ ! ૬

## અજિત જિન સ્તુતિ.

અરઇરઇતિમિરવિરહિઅ-મુવરયજરમ-

રણં, સુરઅસુરગરૂલભુયગવઇપયયપણિવઇયં;
અજિઅમહમવિ અ સુનયનયનિઉણ-મભ-
યકરં, સરણમુવસરિઅ ભુવિદિવિજમહિઅં
સયયમુવણમે ॥ ૭ ॥ *સંગયયં ॥

અર્થ—સંયમને વિષે અરતિ અને અસંયમને વિષે રતિ તથા અજ્ઞાનવડે રહિત ( અથવા અરતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો ઉદ્વેગ અને રતિ મોહનીયના ઉદયથી થયેલ ચિત્તનો આનંદ તે બંને સમ્યગ્ જ્ઞાનને આચ્છાદન કરનાર હોવાથી તે રૂપ અજ્ઞાનવડે રહિત ), નિવૃત્ત થયાં છે જરા ( વૃદ્ધાવસ્થા ) અને મરણ જેનાં એવા ( અથવા ઉપરતજરમ્ નિવૃત્ત થયેલછે જરા જેની એવા અને અરણમ્ યુદ્ધાદિ ક્લેશરહિત ), સુર ( વૈમાનિકદેવ ), અસુર ( ભવનપતિદેવ ), ગરૂડ ( જ્યોતિષ્કદેવ ), અને ભૂજગ ( વ્યંતર-ખેચર )ના ( અથવા સુર, અસુર, સુવર્ણકુમાર અને નાગકુમાર દેવોના ) ઇંદ્રોવડે આદરથી નમસ્કાર કરાયેલા, સુંદર ન્યાય છે જેનો એવા નૈગમાદિ સાત નયને વિષે

---

* આ સંગતક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—લઘુ અક્ષરવાળા તગણ ( પાંચ માત્રા ) ચાર અને એક ગુરૂ ત્રણ પાદને વિષે હોય; લઘુ તગણ બે, ટગણ બે, લઘુ તગણ અને અંત્ય ગુરૂ ચોથા પાદને વિષે હોય એ સંગતક છંદ અનુપ્રાસ સહિત હોય. સ્વરની વિવક્ષાવિના એક બે ત્રણ અક્ષરના અંતરે એક વ્યંજન વારંવાર આવ્યા કરે તે અનુપ્રાસ જાણવો.

નિપુણ ( અથવા સુંદર નયના ઉપદેશને વિષે નિપુણ ), અભયને કરનારા અને મનુષ્ય તથા દેવોવડે પૂજિત એવા અજિતનાથને હું નિરંતર સમીપ રહ્યો છતો નમું છું. ૭

શ્રી શાંતિજિન સ્તુતિ.

તં ચ જિણુત્તમ-મુત્તમનિત્તમસત્તધરં ।
અજ્જવમદ્દવખંતિવિમુત્તિસમાહિનિહિં ॥
સંતિકરં પણમામિ દમુત્તમતિત્થયરં । [1]સં-
તિમુણી મમ સંતિસમાહિવરં દિસઉ ॥૮॥
સોવાણયં[2] ॥

અર્થ—સામાન્ય કેવળીને વિષે ઉત્તમ, શ્રેષ્ઠ, અજ્ઞાન (અથવા આકાંક્ષા) રહિત, ભાવયજ્ઞને ધારણ કરનારા ( અથવા ઉત્તમ અને અજ્ઞાન રહિત વ્યવસાય છે જેનો એવા ), સરળતા, નમ્રતા, ક્ષમા, નિર્લોભતા અને સમાધિના ભંડાર, શાંતિના કરનાર, ઇંદ્રિયના જયવડે ઉત્તમ તીર્થ ( સંઘ ) ને કરનારા તે શાંતિનાથ [3]મુનિને

---

૧ સંતિમુણી એ પદનો બે વખત સંબંધ લેવાનો છે. પહેલા ત્રણ પાદ સાથે સંબંધ લેતાં બીજી વિભક્તિનો અર્થ લેવો અને ચોથા પાદ સાથે સંબંધ લેતાં પહેલી વિભક્તિનો અર્થ લેવો.

૨ આ સોપાનક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—એક ગુરૂ અને બે લઘુવાળા ટગણ પાંચ અને ગુરૂ, એમ તુલ્ય અક્ષરવાળા પદવડે સહિત સોપાનક છંદ જાણવો; દરેક પદમાં ૧૬ અક્ષર છે.

૩ જગતની ત્રિકાળ અવસ્થાને જાણે તે મુનિ—સર્વજ્ઞ.

પણ હું પ્રણામ કરૂંછું. તે શાંતિનાથ મુનિ મને શાંતિવડે સમાધિ ( ચિત્તની સ્વસ્થતા )રૂપ વરદાન આપો. ૮

## શ્રી અજિતજિન સ્તુતિ.

સાવત્થિપુવ્વપત્થિવં ચ વરહત્થિમ-
ત્થયપસત્થવિચ્છિન્નસંથિયં, થિરસરિચ્છ-
વચ્છં મયગલલીલાયમાણવરગંધહત્થિપત્થા-
ણપત્થિયં સંથવારિહં; હત્થિહત્થબાહું ધં-
તકણગરૂઅગનિરૂવહયપિંજરં પવરલક્ખ-
ણોવચિયસોમચારૂરૂવં, સુઇસુહમણાભિરા-
મપરમરમણિજ્જવરદેવદુંદુહિનિનાયમહુર-
યરસુહગિરં ॥ ૯ ॥ વેડ્ઢઓ[1] ॥

---

૧ આ વેષ્ટક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું–તગણ, ચગણ ( ત્રણ માત્રા ), પગણ, તગણ, ટગણ બે, તગણ બે, પગણ, ટગણ ચાર, તગણ, ચગણ, તગણ ત્રણ, લઘુ, ગુરૂ, ચગણ બે, ટગણ, ચગણ ચાર, ટગણ, ચગણ બે, તગણ, ચગણ ત્રણ, અગ્યાર ટગણ અને ગુરૂ એ પ્રમાણે વેષ્ટક છંદ જાણવો.

**અજિઅં જિઆરિગણું, જિઅસવ્વભયં ભવોહરિઉં । પણમામિ અહં પયઓ, પાવં પસમેઉ મે ભયવં ॥ ૧૦ ॥ *રાસાલુદ્ધઓ ॥**

અર્થ—અયોધ્યા નગરીને વિષે પૂર્વે ( દીક્ષા લીધા અગાઉ ) રાજા હતા એવા, પ્રધાન હસ્તિના મસ્તક જેવું પ્રશસ્ત ( વખાણવા લાયક ) અને વિસ્તીર્ણ છે સંસ્થાન ( શરીરનો આકાર ) જેનું એવા, નિશ્ચલ શ્રીવત્સવાળું છે હૃદય જેનું એવા ( અથવા સ્થિર અને સરખું છે હૃદય જેનું એવા ), મદવડે ઉન્મત્ત અને લીલા યુક્ત પ્રધાન ગંધહસ્તિના ગમન જેવી ચાલ છે જેની એવા, સ્તુતિ કરવાને યોગ્ય, હસ્તિની શુંઢ જેવા છે બાહુ (હાથ) જેના એવા, ધમેલ સુવર્ણના આભરણ જેવો સ્વચ્છ પીતવર્ણ છે જેનો એવા, શ્રેષ્ઠ લક્ષણો વડે વ્યાપ્ત, સૌમ્ય અને સુંદર છે રૂપ જેનું એવા, કાનને સુખકારી અને મનને આનંદદાયક તથા અત્યંત રમણિક પ્રધાન દેવ દુંદુભીના શબ્દ કરતાં વધારે મધુર અને કલ્યાણકારી છે વાણી જેની એવા; વળી જીત્યા છે શત્રુ સમુદાય જેણે, જીત્યા છે સર્વ ભય જેણે ( અથવા જીવશ્રવ્યભગં એટલે સંજ્ઞીપંચેંદ્રિય જીવોને સાંભળવા યોગ્યછે માહાત્મ્ય જેનું એવા ), ભવ પરંપરાના શત્રુ ( ભવનો નાશ કરનારા ) અજિતનાથને હું આદરવડે નમસ્કાર કરૂં છું. તે ભગવાન્ મારાં પાપ ( અશુભ કર્મ )ને શાંત કરો ( નાશ કરો ). ૯–૧૦

---

* આ રાસાલુબ્ધક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—ટગણ બે, લઘુ, ગુરૂ તથા ટગણ ત્રણ, લઘુ, ગુરૂઃ ટગણ ત્રણ અને છેલ્લું પાદ બીજા સરખું (ટગણ ત્રણ, લઘુ, ગુરૂ) જ્યાં છે તે રાસાલુબ્ધક છંદ જાણવો.

## શબ્દાર્થ.

**કુરૂજણવય**–કુરૂદેશના.
**પઢમં**–પ્રથમ.
**તઓ**–તે પછી.
**મહપ્પભાવો**–મ્હોટા પ્રભાવ વાળા.
**બાવત્તરિ પુરવર સહસ્સ**–બ્હોંતેર હજાર ઘરવડે.
**બત્તીસારાયવર સહસ્સ**–બત્રીશ હજાર શ્રેષ્ઠ રાજાઓ.
**ચઉદ્દસ વરરયણ**–ચૌદ શ્રેષ્ઠ રત્નો.
**નવમહાનિહિ**–નવ મહાનિધાન(અને)
**પવર જુવઈણ**–શ્રેષ્ઠ સ્ત્રીઓના.
**ચુલસીહયગયરહસયસહસ્સ**–ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી અને ચોરાશી લાખ રથના.
**જો**–જે.
**ભયવં**–ભગવાન્.
**સંતિકરં**–શાંતિને કરનારા અથવા મોક્ષને આપનારાને.
**સંતિંજિણં**–શાંતિનાથજિનને.
**સંતિં**–શાંતિને.
**એ**–સંબોધન અર્થે વપરાયેલ છે,
**વિદેહ નરીસર !**–વિદેહદેશના રાજા.
**મુણિવસહા !**–મુનિઓને વિષે શ્રેષ્ઠ,
**સસિસકલાણણ !**–ચંદ્ર જેવા શોભાયમાન મુખવાળા.

**હત્થિણાઉર નરીસરો**–હસ્તિનાપુર નગરના રાજા હતા.
**મહાચક્કવટ્ટિભોએ**–મ્હોટા ચક્રવર્તિના રાજ્યને ( ભોગવતા હવા )
**વર નગર**–શ્રેષ્ઠ નગરો.
**નિગમ જણવયવઈ**–નિગમ અને દેશના સ્વામી.
**અણુયાયમગ્ગો**–અનુયાયી છે જેના એવા.
**ચઉસટ્ઠિ સહસ્સ**–ચોસઠ હજાર.
**સુંદરવઈ**–સુંદર ભર્તાર–ધણી.
**સામી**–સ્વામી.
**છન્નવઈ ગામકોડી**–છન્નુંક્રોડ ગામના
**આસી**–હોતા હવા.
**ભારહંમિ**–ભરતક્ષેત્રમાં.
**તં સંતિં**–તે ઉપશમ રૂપને.
**સંતિણં**–રૂડે પ્રકારે તર્યા છે.
**સવ્વભયા**–સર્વ ભય થકી.
**થુણામિ**–સ્તવું છું.
**વિહેઉં**–કરવાને
**ઈખ્ખાગ !**–ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા.
**નરવસહા !**–મનુષ્યોમાં શ્રેષ્ઠ.
**નવસારય**–નવીન શરદઋતુના.
**વિગયતમા !**–ગયું છે અજ્ઞાન જે થકી એવા.

**વિહુયરયા !**–ટાળ્યાં છે કર્મરૂપ રજ જેણે એવા.
**ગુણેહિં**–ગુણોવડે. [એવા બળવાળા.
**અમિયબલા !**–માપી શકાય નહિ.
**પણમામિ**–નમસ્કાર કરૂં છું.
**ભવભયમૂરણ!**–ભવભયને તોડનારા
**મમ**–મને.
**દેવદાણવિંદ**–સુર અસુરના ઇંદ્રિ.
**હુટ્ઠ**–આરોગ્યવંત..
**તુટ્ઠ**–પ્રીતિવંત.
**પરમ લટ્ઠરૂવ**–અત્યંત કાંતિયુક્ત રૂપવાળા.
**સુદ્ધ નિદ્ધ**–નિર્મળ, સ્નિગ્ધ (અને)
**સંતિ !**–હે શાંતિનાથ.
**સત્તિ કિત્તિ મુત્તિ**–શક્તિ, કીર્તિ, નિર્લોભતા.
**દિત્ત તેઅ વંદ**–દેદીપ્યમાન તેજના સમૂહવાળા.
**ભાવિઅપ્પભાવ !**–જાણ્યોછે પ્રભાવ જેમનો એવા.
**મે**–મને
**વિમલ સસિકલા**–નિર્મળ ચંદ્રની પ્રભા કરતાં,
**વિતિમિર સૂરકર**–વાદળાંરહિત સૂર્યના કિરણો કરતાં.
**અઇરેઅરૂવં**–અધિક રૂપવાળા.

**અજિ**–હે અજિતનાથ.
**ઉત્તમતેઅ !**–ઉત્તમ તેજવાળા.
**મહામુણિ**–મોટા મુનિવડે.
**વિઉલકુલા !**–વિસ્તીર્ણ કુળવાળા.
**તે**–તમોને.
**જગસરણા !**–જગતને શરણભૂત.
**સરણં**–શરણભૂત છો.
**ચંદ સૂર વંદ !**–ચંદ્ર અને સૂર્યને વંદન કરવા યોગ્ય.
**જિટ્ઠ**–પ્રશસ્ય ( અને )
**ધંતરૂપ્પ**–ધમેલ રૂપાના.
**પટ્ટસેય**–પાટા જેવી શ્વેત.
**ધવલ દંતપંતિ**–ઉજ્વળ છે દાંતની પંક્તિ જેમની એવા.
**જુત્તિગુત્તિપવર !**–યુક્તિ અને ગુપ્તિવડે શ્રેષ્ઠ.
**ઝેઅ**–ધ્યાન કરવા યોગ્ય.
**સવ્વલોઅ**–સર્વ લોકોએ.
**ણેઅ !**–જાણવા યોગ્ય.
**પઇસ**–આપો.
**સમાહિં**–ચિત્તની સ્વસ્થતા–સમાધિ.
**અઇરેઅસોમં**–અધિક સૌમ્યતાવાળા.
**અઇરેઅતેઅં**–અધિક તેજવાળા.
**તિઅસવઇગણ**–દેવતાઓના સ્વામી [ઇંદ્ર]ના સમુદાય કરતાં.

ધરણિધરપ્પવર-પર્વતમાંહે શ્રેષ્ઠ (મેરૂ-પર્વત) કરતાં.
સત્તે-સત્ત્વ ( વ્યવસાય )માં.
સારિરે બલે-શરીર સંબંધી બળમાં.
એસ-એ પ્રકારે.
અહરેઅ સારં-અધિક સ્થિરતા-વાળા.
અજિઅં-નહિ જીતાય એવા.
તવસંજમે-તપ અને ચારિત્રને વિષે.
જિણં અજિઅં-અજિતનાથજિનને.

## શ્રી શાંતિજિન સ્તુતિ.

**કુરૂજણવયહત્થિણાઉરનરીસરો પઢમં તઓ મહાચક્કવટ્ટિભોએ મહપ્પભાવો, જો બાવત્તરિપુરવરસહસ્સવર[1]નગર[2]નિગમજણ-વયવઈ બત્તીસારાયવરસહસ્સાણુયાયમગ્ગો ॥ ચઉદસવર[3]રયણનવ[4]મહાનિહિચઉસટ્ઠિસહ-**

૧ જેમાં કર ન હોય તે.

૨ મ્હોટા વ્યવહારીઓની દુકાનવાળા સ્થાનો-વ્યાપારના સ્થાનો.

૩ ચૌદ રત્નો દરેક ચક્રવર્ત્તિને હોય તે આ પ્રમાણે જાણવા-૧ **ચક્રરત્ન** તે ધનુષ્ય પ્રમાણ હોય, વૈરિનું મસ્તક છેદે. ૨ **છત્રરત્ન** તે ધનુષ્ય પ્રમાણ હોય, ચક્રવર્તિના હસ્ત સ્પર્શે બાર યોજન વિસ્તારવાળું થાય, જે ઉત્તર દિશાના મ્લેચ્છ રાજાના દેવતાએ વરસાવેલા વર્ષાદને રોકવા સમર્થ થાય. ૩ **દંડરત્ન** તે ધનુષ્ય પ્રમાણ હોય, વાંકી ભૂમિને સરખી કરે, જરૂર પડયે હજાર યોજન જમીન ખોદે. ૪ **ચર્મરત્ન** એ હાથનું હોય, જરૂર પડયે ચક્રવર્તિના સ્પર્શે બાર યોજન લાંબુ થાય, તેમાં સવારે શાલિપ્રમુખ ધાન્ય વાવ્યાં હોય, તે સાંજે ઉપભોગયોગ્ય તૈયાર થાય. ૫ **ખડ્ગરત્ન** બત્રીશ

આંગળનું હોય, તે સંગ્રામમાં અત્યંત શક્તિવંત હોય. ૬ **કાંગિણિરત્ન** ચાર અંગુલ પ્રમાણ હોય, તેનાવડે ચક્રિ વૈતાઢ્ય પર્વતની ગુફામાં બને બાજુ ઓગણપચાસ પ્રકાશ આપનારા મંડળ કરે. ૭ **મણિરત્ન** ચાર અંગુલ લાંબુ અને બે આંગળ પહોળું હોય, તે છત્ર રત્નના તુંબા ઉપર બાંધ્યું છતું બાર યોજન પ્રકાશ કરે અને હાથે કે માથે બાંધ્યું છતું સમસ્ત રોગને હરે, એ સાત રત્ન એકેંદ્રિય જાતિનાં છે અને બીજાં સાત પંચેંદ્રિય જાતિનાં છે. ૮ **પુરોહિત** રત્ન તે શાંતિકર્મ કરે. ૯ **અશ્વરત્ન,** ૧૦ **ગજરત્ન** એ બને મહા પરાક્રમવાળા હોય. ૧૧ **સેનાપતિરત્ન** તે ચક્રવર્તિની સહાય વિના ગંગા સિંધુની બાહેરની પાસેના ચાર ખંડને છતે. ૧૨ **ગૃહપતિરત્ન** તેવ ગૃહની ચિંતા રાખે. ૧૩ **વાર્ધિકરત્ન** તે મકાનો બાંધે, લશ્કરના પડાવ કરાવે, વૈતાઢ્યની ગુફામાં આવેલી ઉન્મગા અને નિમ્નગા નદીના પૂલ બાંધે, ઇત્યાદિ બાંધકામ કરે. ૧૪ **સ્ત્રીરત્ન** અત્યંત અદ્ભુત રૂપવંત અને ચક્રવર્તિને ભોગયોગ્ય હોય. એ પ્રત્યેક રત્ન એક હજાર યક્ષોએ અધિષ્ઠિત હોય અને બે હજાર યક્ષ ચક્રીની બે બાહુના અધિષ્ઠિત હોય, એમ ૧૬ હજાર યક્ષ ચક્રવર્તિના સેવક હોય. ચક્ર, દંડ, છત્ર અને ચર્મ એ ચાર આયુધ શાળામાં ઉત્પન્ન થાય. ખડ્ગ કાંગિણી અને મણિ એ ત્રણ ભંડારમાં ઉત્પન્ન થાય, ગજ અને અશ્વ વૈતાઢ્ય પર્વતમાં ઉપજે, સ્ત્રી રત્ન ક્ષત્રીય રાજાને ઘેર થાય અને બાકીના ચાર ચક્રીના નગરને વિષે ઉત્પન્ન થાય.

૪ નવ નિધાનનું સ્વરૂપ આ પ્રમાણે જાણવું–૧ ગ્રામ ( ફરતી વાડી હોય તે ), આકર (મીઠું પાકે તે), નગર ( રાજધાની થાય તે ), પાટણ (જળ અને સ્થળના માર્ગ હોય તે), દ્રોણમુખ ( જ્યાં જળ માર્ગજ હોય), મંડપ ( અઢી ગાઉ ફરતાં ગામ ન હોય તે), સૈન્ય અને ગૃહની માંડણી એ સર્વ **નૈસર્પી** નામે નિધાનને વિષે હોય. ૨ ગણિત, ગીત, ચોવીશ જાતના ધાન્યના બીજ તથા તેની ઉત્પત્તિના પ્રકાર એ સર્વ **પાંડુક** નિધાનમાં હોય

**સયસહસ્સસામી, છન્નવઈગામકોડિસામી આ-
સી જો ભારહંમિ ભયવં ॥૧૧॥ વેડ્ઢઓ* ॥**

---

૩ સર્વ જાતના આભરણ, અશ્વ તથા હાથીના આભરણ, તેના વિધિ **પિં-ગલક** નિધાનને વિષે હોય. ૪ ચક્રવર્તિના ચૌદ રત્ન વિગેરે **સર્વરત્ન** નામે ચોથા નિધાનના યોગે થાય. કેટલાએક કહે છે કે—આ નિધાનથી તે રત્નો **મહા** દીપ્તિવંત થાય. ૫ વસ્ત્રની ઉત્પત્તિના પ્રકાર, રંગની ઉત્પત્તિ, સાત ધાતુ, વસ્ત્ર ધોવાની રીત વગેરે **મહાપદ્મ** નિધાનમાં હોય. ૬ સમસ્ત કાળ જ્ઞાન (જ્યોતિષ્ક), તીર્થંકરાદિના વંશાદિકનું કથન, શિલ્પ વિદ્યા, કર્ષણ (ખેતી), વાણિજ્ય (વેપાર) વગેરે **કાળ** નિધાનમાં હોય. ૭ લોઢું, સોનું, મણિ, મોતિ, સ્ફટિક અને પ્રવાળાના સમૂહ **મહાકાળ** નિધાનમાં હોય. ૮ શુરવીર યોદ્ધાની ઉત્પત્તિ, હથીયાર વગેરે યુદ્ધ સામગ્રી, યુદ્ધનીતિ, દંડનીતિ, એ **માણવક** નિધાનમાં હોય. ૯ નાટયવિધિ, ગદ્ય પદ્યની વિધિ એ **મહાશંખ** નિધાનમાં હોય. આ નવે નિધાન ઉત્સેધાંગુલે આઠ યોજન ઉંચા, નવ યોજન પહોળા અને બાર યોજન લાંબા પેટીના આકારે ગંગાનદીના મુખ આગળ સદા રહે છે. ચક્રવર્તિ ઉત્પન્ન થઇ છ ખંડ સાધીને જ્યારે પાછા વળે ત્યારે તેની સાથે આવી ચક્રિની નગરીમાં પાતાળમાં રહે. આ નિધાનો વિવિધ રત્નમય છે અને ઘણા ધન અને રત્નાદિ સમૃદ્ધિએ કરી સહિત છે, આનું વિશેષ વર્ણન જોવાની ઇચ્છાવાળાએ **પ્રવચન સારોદ્ધારાદિ** ગ્રંથ જોવા.

* આ **વેષ્ટકછંદ** છે. પ્રથમના વેષ્ટકથી આ જૂદો સમજવો, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—પગણ, તગણ બે, લઘુ, ગુરૂ, ટગણ છ, બે ગુરૂ, ટગણ સાત, લઘુ, ગુરૂ, પગણ, ટગણ બે, તગણ, ચગણ, ગુરૂ, ટગણ નવ, બે લઘુ, ગુરૂ, ટગણ ચાર, ગુરૂ બે, ટગણ બે, ચગણ, ગુરૂવાળા ટગણ ત્રણ, બે લઘુ, ગુરૂ એ પ્રમાણે બીજો વેષ્ટક છંદ જાણવો.

# તં સંતિં સંતિકરં, સંતિણ્ણં સવ્વભયા ।
# સંતિં થુણામિ જિણં, સંતિં વિહેઉમે[1] ॥૧૨
# *રાસાનંદિયં ॥ ( યુગ્મમ્ ॥ )

**અર્થ**—કુરૂદેશને વિશે હસ્તિનાપુર નગરના પ્રથમ રાજા હતા. તેવાર પછી મ્હોટા ચક્રવર્ત્તિના ( છ ખંડના ) રાજ્ય ( ને વિષે વર્તતા હતા ) ને ભોગવતા હતા. મ્હોટો છે પ્રભાવ જેનો એવા (અથવા મહાત્મભાવઃ ઉત્સવોવડે આત્માને પ્રીતિ કરનારા), જે ઘરવડે શ્રેષ્ઠ એવા બહોંતેર હજાર પ્રધાન નગરો, નિગમ અને દેશના સ્વામી ( અથવા બહોંતેર હજાર નગર અને પ્રધાન વ્યાપારના સ્થાનોવાળા ગામો છે જેને વિષે એવા દેશના સ્વામી અથવા બહોંતેર હજાર પ્રધાન નગર અને શહેરની પેઠે જનસમુદાયે સંકીર્ણ છે રસ્તાઓ જેને વિષે એવા દેશોના સ્વામી ), બત્રીશ હજાર મુકુટબદ્ધ રાજાઓએ અનુકરણ કર્યો છે માર્ગ જેનો એવા, ચૌદ શ્રેષ્ઠ રત્ન, નવ મહાનિધાન અને ચોસઠ હજાર શ્રેષ્ઠ સ્ત્રીઓના સુંદર ભર્તાર, ચોરાશી લાખ ઘોડા ( અઢાર ક્રોડ ઘોડા પણ કહેલ છે ), ચોરાશી લાખ હાથી અને ચોરાશી લાખ રથના

---

૧ એ અતિશાયી લોકોના સંબોધન અર્થે વપરાય છે તેથી હે ઉત્તમ પુરૂષો! તમારી સમક્ષ હું સ્તુતિ કરૂં છું, એમ સુચવાય છે.

* આ **રાસાનંદિતક** છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું–ટગણ બે, લઘુ બે, ગુરૂ, પહેલા અને બીજા પાદમાં હોય, ત્રીજા પાદમાં ટગણ બે, લઘુ, અને ગુરૂ હોય. ચોથા પાદમાં ટગણ બે અને ગુરૂ એ લક્ષણવાળો રાસાનંદિતક છંદ જાણવો.

સ્વામી, છન્નું ક્રોડ ગામના સ્વામી એવા જે ભગવાન્ ભરતક્ષેત્રને વિષે હોતા હવા; તે ઉપશમરૂપ, શાંતિને કરનારા (મોક્ષને આપનારા), રૂડે પ્રકારે તર્યા છે સર્વ ભય (મૃત્યુ) થકી એવા (અથવા રૂડે પ્રકારે તર્યું છે સર્વ ભય જેના થકી એવા), શાંતિનાથ જિનને શાંતિ કરવાને માટે હું સ્તવું છું. (અથવા પૂર્વોક્ત શાંતિનાથ જિનને સ્તવું છું તે ભગવાન્ મુજને શાંતિ કરો). ૧૧-૧૨

## શ્રી અજિતજિન સ્તુતિ.

ઈખ્ખાગ વિદેહનરીસર નરવસહા મુણિવસહા[1] । નવસારયસસિ[2]સકલાણણ વિગયતમા વિહુઅરયા ॥ અજિ ઉત્તમતેઅ [3]ગુણેહિં મહામુણિઅમિઅબલા વિઉલકુલા, પણમામિ તે ભવભયમૂરણ જગસરણા[4]મમ સરણં ॥ ૧૩ ॥ [5]ચિત્તલેહા ॥

---

૧ મુણિવસહાનવ એ પ્રકારે પદ લઇએ ત્યારે "મુનિપસભાનવ ઈંદ્રોની સભાને વિષે સ્તુતિ થાય છે જેની એવા" આવો અર્થ થાય છે.

૨ સકલ શબ્દનો અર્થ પૂર્ણ લઇએ ત્યારે ચંદ્રનું વિશેષણ લેવું પડે તે વિશેષ્યની પહેલાં આવવું જોઇએ પણ પ્રાકૃતને લીધે પર નિપાત થાય છે.

૩ ગુણ બે પ્રકારના છે-રૂપ વગેરે બાહ્ય અને જ્ઞાનાદિ તે અભ્યંતર.

૪ જગસરણ અને અમમ (નિર્મમત્વ) એવા બે પદ પણ નીકળે છે.

૫ આ ચિત્રલેખા છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું-તગણ,

અર્થ—હે ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા, હે વિદેહ દેશના રાજા ( અથવા ગૃહસ્થાવાસને વિષે રાજા ), હે મનુષ્યોમાં શ્રેષ્ઠ, હે મુનિઓને વિષે શ્રેષ્ઠ, હે ઉદય પામેલ શરદ ઋતુના ચંદ્ર જેવા શોભાયમાન મુખવાળા ( અથવા ઉદય પામેલ શરદ ઋતુના પૂર્ણ ચંદ્ર જેવા મુખવાળા ), હે ગયું છે અજ્ઞાન જેના થકી એવા, હે ટાળ્યાં છે ( નવા બંધાતાં અને બાંધેલાં ) કર્મરૂપ રજ જેણે એવા, હે ગુણોવડે ઉત્તમ તેજવાળા, ( અથવા હે તેજગુણવડે ઉત્તમ! ) હે મોટા મુનિઓ વડે માપી (જાણી) શકાય નહિ એવું છે સામર્થ્ય જેમનું એવા, હે વિસ્તીર્ણ કુળ ( વંશ ) વાળા, હે ભવભયને તોડનારા, હે અજિતનાથ, તમોને નમસ્કાર કરૂં છું. હે જગતને શરણભૂત ! મને શરણ ભૂત છો. અથવા હે અજિતનાથ ! તમારા સરણ–સ્મરણને કરનારાને હું નમસ્કાર કરૂં છું. ૧૩

## શ્રી શાંતિજિન સ્તુતિ.

દેવદાણુવિંદચંદસૂરવંદ હટ્ઠતુટ્ઠજિટ્ઠપરમ-લટ્ઠ-
રૂવધંતરૂપ્પપટ્ટસેયસુદ્ધનિદ્ધધવલ-દંતપંતિ!
સંતિ! સત્તિકિત્તિમુત્તિજુત્તિગુત્તિપવરા દિ-

---

ટગણ, તગણ, ટગણ બે, લઘુ બે અને ગુરૂ પહેલા અને બીજા પાદમાં આવે. તથા તગણ, ટગણ, તગણ, ટગણ ત્રણ, બે લઘુ અને ગુરૂ ત્રીજા પાદમાં હોય અને ચોથા પાદમાં તગણ, ટગણ, તગણ, ટગણ બે, ચગણ અને ગુરૂ આવે એ પ્રકારે ચિત્રલેખા છંદ જાણવો.

# ત્તતેઅવંદ ધેઅં સવ્વલોઅભાવિઅપ્પભાવ ણેઅ,પઇસ મે સમાહિં ॥૧૪॥ *નારાયઓ॥

**અર્થ**—હે સુરઅસુરના ઇંદ્ર, ચંદ્ર અને સૂર્યને વંદન કરવા યોગ્ય; હે આરોગ્યવંત, પ્રીતિવંત, પ્રશસ્ય અને અત્યંત કાંતિયુક્ત રૂપવાળા ! હે ધમેલ રૂપાના પાટા જેવી શ્વેત ( અથવા શ્રેયસ્ એટલે ઘન-પ્રશસ્ય ), નિર્મળ, સ્નિગ્ધ અને ઉજ્જ્વળ છે દાંતની પંક્તિ ( બે હાર ) જેમની એવા ! હે શક્તિ, કીર્તિ, નિર્લોભતા, યુક્તિ ( ન્યાય યુક્ત વચન ) અને ગુપ્તિ ( મન, વચન અને કાયાને નિયમમાં રાખવા ) વડે શ્રેષ્ઠ ! હે દેદીપ્યમાન તેજના સમૂહવાળા ! હે ધ્યાન કરવા યોગ્ય ( અથવા જાજ્વલ્યમાન તેજ વાળા, વંદન કરવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય ) ! હે સર્વ લોકોએ જાણ્યો છે પ્રભાવ જેમનો એવા ! હે જાણવા યોગ્ય ! હે શાંતિ-નાથ ! મને સમાધિ ( ચિત્તની સ્વસ્થતા ) આપો ! ૧૪.

---

૧ **ધેયસવ્વલોય** પોષણ કરવા યોગ્ય છે સર્વલોક જેનાવડે એવા, **ભાવિઅપ્પભાવ** ( ભાવિત આત્મભાવઃ ) જાણ્યો છે આત્મરૂપ પદાર્થ જેણે એવા ( આત્મગુણમાં રક્ત ) અને **ણેય** ( **નેતઃ** ) સ્વામિ એમ પણ પદો નીકળે છે.

* આ નારાચક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—ગુરૂ લઘુરૂપ ચગણ નવ, નગણ; ચગણ આઠ, નગણ; ચગણ આઠ અને નગણ; દશ ચગણ તેમજ નગણ, ચગણ, ગુરૂ બે, એ લક્ષણવાળો નારાચક છંદ જાણવો. અહીં નગણ આવ્યો તે અક્ષરમેળનો સમજવો; તે અક્ષર ગણ

## શ્રી અજિતજિન સ્તુતિ.

વિમલસસિકલાઇરેઅસોમં, વિતિમિ-
રસૂરકરાઇરેઅતેઅં ॥ [1]તિઅસવઇગણાઇરે-
અરૂવં, ધરણિધરપ્પવરાઇરેઅસારં ॥૧૫॥

*કુસુમલયા ॥

સત્તે અ સયા અજિઅં, સારીરે અ
બલે અજિઅં ॥ તવ સંજમે અ અજિઅં,
એસ થુણામિ જિણં અજિઅં ॥ ૧૬ ॥

---

ભગણ ( SII ), જગણ ( ISI ), સગણ ( IIS ), યગણ ( ISS ), રગણ ( SIS ), તગણ ( SSI ) નગણ ( III ) અને મગણ ( SSS ) એ આઠ નામના જાણવા.

૧ સર્વ દેવતા મળી પોતાનું રૂપ એકત્ર કરી ભગવંતની ટચલી આંગળી પાસે મૂકે તો સુવર્ણ અને તાંબાના રૂપમાં જેટલો અંતર લાગે તેટલો ભગવંતના અને દેવતાના એકત્ર કરેલ રૂપમાં લાગે.

* આ **કુસુમલતા** છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—વિષમ પદમાં છ કળા અને સમ પદમાં આઠ કળા પ્રથમ હોય અને અંતે રગણ અને યગણ કુસુમલતા નામના છંદને વિષે હોય. આઠ કળાની ગણતરી હમેશ માટે સરખી હોતી નથી. આ છંદને **ઔપછંદસિક** પણ કહે છે.

# *ભુઅગપરિરિંગિઅં ( યુગ્મમ્ ) ॥

અર્થ—નિર્મળ ચંદ્રની પ્રભા કરતાં અધિક સૌમ્યતાવાળા, વાદળાં રહિત સૂર્યના કિરણો કરતાં અધિક તેજવાળા, ઈંદ્રના સમુદાય કરતાં અધિક રૂપવાળા, મેરૂપર્વત કરતાં અધિક સ્થિરતાવાળા; વળી સત્ત્વ ( વ્યવસાય ) માં નિરંતર અજિત ( નહિ જીતાય એવા ), શરીર સંબંધી બળમાં પણ અજિત, તપ અને [1]સંયમને વિષે અજિત એવા પ્રકારે હું અજિતનાથ જિનને સ્તવું છું. ૧૫–૧૬

---

* આ ભુજંગપરિરિંગિત છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—પહેલા પાદમાં તગણ, ટગણ, લઘુ, ગુરૂ અને બીજામાં પગણ, ટગણ, લઘુ બે, ગુરૂ હોય, એ પ્રકારે પાછલા અર્ધના બન્ને પાદ પણ જાણવા: એ લક્ષણયુક્ત ભુજંગપરિરિંગિત છંદ જાણવો.

૧ સંયમ સત્તર પ્રકારે છે તે આ પ્રમાણે—પાંચ ઇંદ્રિય અને ચાર કષાયનો જય, પાંચ અવ્રતનો ત્યાગ અને ત્રણ યોગ ( મન, વચન, કાયા ) નું નિવર્તન. સંયમના ૧૭ પ્રકાર બીજી રીતે પણ છે તે આ પ્રમાણે—૧ પૃથ્વીકાય સંયમ, ૨ અપ્કાય સંયમ, ૩ તેઉકાય સંયમ, ૪ વાઉકાય સંયમ, ૫ વનસ્પતિકાય સંયમ, ૬ બેઇંદ્રિય સંયમ, ૭ તેઇંદ્રિય સંયમ, ૮ ચૌરિંદ્રિય સંયમ, ૯ પંચેંદ્રિય સંયમ, ૧૦ પ્રેક્ષ્ય ( જોવું ) સંયમ, ૧૧ ઉપેક્ષ્ય ( ઉપેક્ષા કરવી ) સંયમ, ૧૨ પ્રમાર્જન સંયમ, ૧૩ અપહૃત્ય ( પરઠવવું ) સંયમ, ૧૪ મન સંયમ, ૧૫ વચન સંયમ, ૧૬ કાય સંયમ અને ૧૭ અજીવ ( ઉપકરણ ) સંયમ.

## શબ્દાર્થ.

**સોમગુણેહિં**–સૌમ્ય ગુણવડે.
**તં**–તે ( અજિતનાથ અથવા શાંતિનાથ )ને.
**તેઅગુણેહિં**–તેજ ગુણવડે.
**રુવગુણેહિં**–રૂપ ગુણવડે.
**સારગુણેહિં**–સ્થૈર્ય ગુણવડે.
**ધરણિધરવઈ**–મેરૂપર્વત.
**પવત્તયં**–પ્રવર્તક.
**ધીરજણ**–બુદ્ધિવાન પુરૂષોવડે.
**થુઅચ્ચિઅં**–સ્તુતિ કરાયેલ અને પૂજાયેલ.
**સંતિસુહ**––મોક્ષસુખના.
**તિગરણપયઓ**–મન, વચન અને કાયાએ સાવધાન છતો.
**સરણં**–શરણે
**વિણઓણય**–વિનયવડે નમેલા.
**રિસિગણસંથુઅં**–ઋષિઓના સમુદાયવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા.
**ધણવઈ**–કુબેર ( અને )
**થુઅમહિઅચ્ચિઅં**–સ્તવાએલા, નમન કરાયેલા અને પૂજાયેલા.
**સરયદિવાયર**–શરદઋતુના સૂર્ય કરતાં.
**સપ્પભં**–શોભનિક કાંતિવાળા.
**ગયણંગણ**–આકાશને વિષે.
**પાવઈ**–પામે–પહોંચે.
**નવસરયસસી**–નવીન શરદ ઋતુનો ચંદ્ર.
**નવસરયરવી**–નવીનશરદઋતુનો સૂર્ય.
**તિઅસગણવઈ**–દેવસમુદાયના સ્વામી ( ઇંદ્ર ).
**તિત્થવર**–શ્રેષ્ઠ તીર્થના.
**તમરયરહિયં**–અજ્ઞાન અને કર્મ રજથી રહિત.
**ચુઅકલિકલુસં**–ગયાં છે વૈર અને મલિનતા જેનાં એવા.
**પવત્તયં**–પ્રવર્તક.
**સંતિં**–શાન્તિનાથને.
**મહામુણિં**–મહાજ્ઞાનીને.
**ઉવણમે**–જાઉં છું.
**સિરરઈઅંજલિ**–મસ્તકને વિષે જોડી છે અંજળી જેણે એવા.
**થિમિઅં**–નિશ્ચળ.
**વિબુહાહિવ**–દેવોના અધિપતિ (ઇંદ્ર)
**નરવઈ**–ચક્રવર્તીવડે.
**બહુસો**–ઘણીવાર.
**અઇરૂગ્ગય**–તત્કાળ ઉગેલ.
**સમહિઅ**–અત્યંત અધિક.
**તવસા**–તપવડે.
**વિયરણસમુઈઅ**–વિચરવાવડે એકઠા

**ચારણવંદિઅં**–ચારણમુનિઓવડે વંદાયેલા.
**અસુરગરૂલ**–અસુરકુમાર અને સુવર્ણકુમાર વગેરે ભવનવાસી દેવોવડે.
**નમંસિઅં**–નમસ્કાર કરાયેલા.
**સંથુઅં**–સ્તુતિ કરાયેલા.
**સમણસંઘ**–શ્રમણ સંઘવડે.
**અભયં**–ભયરહિત.
**અરયં**–અનાસક્ત.
**અજિયં**–નહિ જીતાયેલા.
**પયઓ**–આદરવડે.

થયેલ.
**સિરસા**–મસ્તકવડે.
**પરિવંદિઅં**–સમસ્ત પ્રકારે વંદાયેલા
**કિન્નરોરગ**–કિનર અને મહોરગ વગેરે વ્યંતર દેવોવડે.
**દેવકોડિસય**–સેંકડો કોટી વૈમાનિક દેવવડે.
**પરિવંદિઅં**–સમસ્ત પ્રકારે વંદાયેલા.
**અણહં**–પાપરહિત.
**અરૂયં**–રોગરહિત.
**અજિઅં**–અજિતનાથને.
**પણમે**–હું નમું છું.

## શ્રી શાંતિજિન સ્તુતિ.

### [1]સોમગુણેહિઁ [2]પાવઇ ન [3]તં નવસ-

---

૧ ચંદ્ર, સૂર્ય, ઇંદ્ર અને મેરૂપર્વત પોતાના સૌમ્યતા, તેજ, રૂપ અને સ્થૈર્ય ગુણવડે કરીને ભગવંતના સૌમ્યતા આદિ ગુણની સમાનતા પ્રાપ્ત કરી શકતા નથી એટલે કે ભગવંતના ગુણો અધિકતર છે.

૨ **પામઈ** એવો પાઠ હોય ત્યાં પણ **પ્રામતિ** ગત્યર્થક હોવાથી એવો જ અર્થ થાય છે.

૩ અહીં **તત્** શબ્દે પૂર્વોક્ત અજિતનાથ લીધા છે. પરંતુ હવે પછી કહેવાના શાન્તિનાથ લેવા એમ વૃદ્ધો કહે છે કેમકે 'અજિતનાથની સ્તુતિ આવાજ ગુણોવડે પ્રથમ કરાઈ ગઈ છે તેમજ **તત્** શબ્દનો અર્થ **વક્ષ્યમાણ** પણ કરી શકાય છે.

રયસસી, તેઅગુણેહિઁ પાવઈ ન તં નવસ-રયરવી ॥ રૂવગુણેહિઁ પાવઇ ન તં તિઅસ-ગણવઇ, સારગુણેહિઁ પાવઇ ન તં ધરણિ-ધરવઇ ॥ ૧૭ ॥ *ખિજ્જિઅયં ॥

અર્થ—સૌમ્ય ગુણવડે નવીન શરદઋતુનો ચંદ્ર તે (અજિ-તનાથ)ને પામી ન શકે, તેજ ગુણવડે નવીન શરદઋતુનો સૂર્ય તેને પહોંચે નહિ, રૂપ ગુણવડે ઇંદ્ર તેને પહોંચે નહિ અને સ્થૈર્ય ગુણવડે મેરૂપર્વત તેને પહોંચે નહિ અર્થાત્ તેની સમાન થઈ શકે નહિ. ૧૭

[1]તિત્થવરપવત્તયં તમરયરહિયં, ધીર-જણથુઅચ્ચિયચ્અં ચુઅકલિકલુસં ॥ સંતિ-સુહપવત્તયં[2] તિગરણપયઓ, સંતિમહં મ-

* આ ખીદ્યતક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—ભગણ, રગણ, નગણ, ભગણ, નગણ, લઘુ અને ગુરૂ સર્વ પદમાં હોય તેમજ દશમે અક્ષરે વિશ્રામ કરવો. સર્વ પદના અંત્યાક્ષર યમકવાળા હોય તે ખિદ્યક નામનો છંદ જાણવો. એને વંશપત્રપતિત પણ કહે છે.

૧ તિત્થયર એવો પાઠ પણ છે ત્યાં તીર્થંતર એટલે પ્રકૃષ્ટ તીર્થ એવો અર્થ થાય છે.

૨ શાંતિસુખપ્રવૃત્તકં શાન્તિ સુખને માટે પ્રવર્તનાર ( સંયમી )ને પાલન કરનારા એવો પણ અર્થ થાય છે.

હામુણિં સરણુમુવણુમે ॥૧૮॥ *લલિઅયં.

અર્થ—શ્રેષ્ઠ તીર્થ ( ચતુર્વિધ સંઘ )ના પ્રવર્તક, અજ્ઞાન અને કર્મ ( બાંધેલા અને નવા બંધાતા ) રજથી રહિત (અથવા તમો અને રજોગુણથી રહિત ), પંડિત પુરૂષોવડે વાણીથી સ્તુતિ કરાયેલ અને પૂષ્પાદિવડે પૂજાયેલ, ગયાં છે વૈર ( કલહ ) અને મલિનતા જેનાં એવા. મોક્ષસુખના પ્રવર્તક અને મહાજ્ઞાની ( સર્વજ્ઞ ) શાન્તિનાથને, મન, વચન, કાયાએ કરી સાવધાન ( પવિત્ર ) થયો છતો હું શરણે જાઉં છું. ૧૮

શ્રી અજિતજિન સ્તુતિ.

વિણુઓણયસિરરઇઅંજલિરિસિગણુ-
સંથુઅં [1]થિમિઅં, વિબુહા[2]હિવધણુવઇનરવ-
ઇથુઅમહિઅચ્ચિઅં બહુસો ॥ અઇરૂગ્ગય-

---

* આ લલિતક છંદ છે તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—ટગણ ચાર, લઘુ, ગુરૂ એમ ત્રણ પાદમાં આવે અને ટગણ, તગણ, ટગણ બે, લઘુ, ગુરૂ, ચોથા પાદમાં લલિતક નામે છંદને વિષે જાણવા.

૧ મનના શુભ અશુભ વિકલ્પરહિત હોવાથી તરંગ વિનાના સમુદ્ર જેવા નિશ્ચલ.

૨ વિબુધ એટલે પંડિત—સારા કવિ તેના અધિપ એવો અર્થ પણ થાય છે.

સરયદિવાયરસમહિઅસપ્પભં તવસા, ગ-
યણંગણવિયરણસમુઇઅચારણવંદિઅં સિર-
સા ॥ ૧૯ ॥ *કિસલયમાલા ॥

અસુરગરૂલપરિવંદિઅં, કિન્નરોરગન-
મંસિઅં ॥ [1]દેવકોડિસયસંથુઅં, સમણસં-
ઘપરિવંદિઅં ॥ ૨૦ ॥ *સુમુહં ॥

અભયં [2]અણહં, [3]અરયં અરૂયં ॥
અજિયં અજિઅં, પયઓ પણમે ॥ ૨૧ ॥

---

* આ **કિસલયમાલા** નામે છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું –ટગણ પાંચ, જગણ ( ।ऽ। ), લઘુ અને ગુરૂ પ્રત્યેક પાદમાં આવે અને સત્તાવીશ માત્રા હોય, એ પ્રકારે કિસલયમાલા નામના છંદને વિષે છંદનો ઉદ્દેશ જાણવો.

૧ જઘન્યથી પણ એક ક્રોડ દેવતા ભગવંતની સેવામાં હોય છે.

* આ **સુમુખ** છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું–લઘુવાળા ચગણ બે, ટગણ, લઘુ અને ગુરૂ; તગણ બે, લઘુ અને ગુરૂ; પગણ, ટગણ, લઘુ અને ગુરૂ; ચગણ બે, ટગણ, લઘુ અને ગુરૂ એ પ્રમાણે ચારે પાદ અનુક્રમે જાણવા. સર્વ પાદમાં તેર તેર માત્રા હોય તે સુમુખ છંદ જાણવો.

૨ **પાંશયતિ–મલિનયતિ તત્ પાપં** આત્માને મલિન કરે તે પાપ.

૩ **અરજં**–કર્મરજરહિત એવો અર્થ પણ થાય છે.

# *વિજ્જુવિલસિઅં. ( ત્રિભિર્વિશેષકમ્ ).

અર્થ—વિનયવડે નમેલા મસ્તકને વિષે જોડી છે અંજળી જેણે એવા ઋષિ સમુદાયવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા, નિશ્ચળ, ઇંદ્ર, કુબેર ( ઉપલક્ષણથી ચારે લોકપાલ ) અને ચક્રવર્તિ આદિ વડે ઘણીવાર વચનવડે સ્તુતિ કરાયેલા, પ્રણામાદિવડે નમન કરાયેલા અને પૂષ્પાદિવડે પૂજાયેલા, તપવડે તત્કાળ ઉદય પામેલ શરદઋતુના સૂર્ય કરતાં અત્યંત અધિક શોભનિક કાંતિવાળા, આકાશને વિષે વિચરવાવડે એકઠા થયેલા ચારણ મુનિઓ ( જંઘાચારણ અને વિદ્યાચારણ[1] ) વડે મસ્તકવડે વંદાયેલા; અસુરકુમાર, સુવર્ણકુમાર વગેરે ભવનવાસી દેવોવડે સમસ્ત પ્રકારે વંદાયેલા, કિન્નર અને મહોરગ વગેરે વ્યન્તર દેવોવડે નમસ્કાર કરાયેલા, સેંકડો કોટી વૈમાનિક દેવવડે સ્તુતિ કરાયેલા, શ્રમણસંઘ ( અથવા સાધુ સમુદાય ) વડે સમસ્ત પ્રકારે વંદાયેલા; ભયરહિત પાપરહિત, આસક્તિ ( વિષયવાસના ) રહિત, રોગરહિત અને અજિત ( બાહ્ય અને અભ્યંતર શત્રુવડે ) એવા અજિતનાથને આદરવડે હું પ્રણામ કરૂં છું. ૧૯–૨૦–૨૧

---

* આ વિદ્યુદ્વિલસિત છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—બે લઘુ અને એક ગુરૂ, બે લઘુ અને એક ગુરૂ એમ દરેક પદમાં હોય તે વિદ્યુદ્વિલસિત છંદ જાણવો.

૧ ચારણમુનિ મુખ્ય બે પ્રકારના છે—જંઘાચારણ અને વિદ્યાચારણ એ શિવાય બીજા પણ અનેક પ્રકારના ચારણમુનિઓ જ્યોતિરશ્મી ચારણ વિગેરે **શ્રી પ્રવચનસારોદ્ધારાદિમાં** બતાવેલા છે.

## શબ્દાર્થ.

**આગયા**–આવેલા.
**દિવ્વકણગ**–મનોહર સુવર્ણમય.
**પહકરસએહિં**–સમૂહના સેંકડોવડે કરી.
**ખુભિઅલુલિઅ**–ક્ષુભિતચિત્તવાળા છતે ડોલતા.
**અંગયતિરીડ**–બાજુબંધ અને મુકુટ.
**જં**–જે ભગવંતને.
**સુરસંઘા**–દેવસમુદાયો.
**વેરવિઉત્તા**–વૈરરહિત.
**આયરભૂસિય**–આદરવડે શોભિત.
**સુટ્ઠુસુવિમ્હિય**–અતિશય વિસ્મિત થયેલ છે
**ઉત્તમકંચણરયણ**–શ્રેષ્ઠ સુવર્ણ અને રત્નવડે.
**ભાસુરિઅંગા**–શોભાયમાન છે અંગો જેમના એવા.
**પંજલિપેસિય**–અંજળીવડે કર્યો છે
**સીસપણામા**–મસ્તકવડે પ્રણામ જેણે એવા.
**તો**–તે પછી.
**પુણો**–ફરીથી.
**પણમિઊણ**–પ્રણામ કરીને.
**પમુઇઆ**–આનંદિત થયેલા.
**ગયા**–જતા હવા.

**વરવિમાણ**–શ્રેષ્ઠ વિમાન,
**રહતુરય**–રથ અને અશ્વના.
**હુલિઅં**–શીઘ્ર.
**સસંભમોઅરણ**–ઉતાવળે આકાશ-થકી ઉતરવાવડે.
**ચલકુંડલ**–ચંચળ કુંડલ,
**સોહંતમઉલિમાલા**–શોભતી છે મ-સ્તકની માળા જેમની એવા.
**સાસુરસંઘા**–અસુરના સમુદાયે સહિત
**ભત્તિસુજુત્તા**–ભક્તિવડે સહિત.
**સંભમપિંડિઅ**–ઉતાવળે એકત્ર થયેલા.
**સવ્વબલોઘા**–સર્વ જાતના સૈન્યના સમૂહ જેમના એવા.
**પરૂવિય**–વિશેષ રૂપ યુક્ત કરેલા.
**ભાસુરભૂસણ**–દેદીપ્યમાન આભુષણવડે
**ગાયસમોણય**–શરીરવડે નમેલા,
**ભત્તિવસાગય**–ભક્તિને લીધે આ-વેલા ( અને )
**વંદિઊણ**–વાંદીને.
**થોઊણ**–સ્તુતિ કરીને.
**તિગુણમેવ**–ત્રણ વખતજ.
**પયાહિણં**–પ્રદક્ષિણા કરીને.
**સુરાસુરા**–સુર અને અસુરો.
**સભવણાઈ**–પોતાના ભવનો પ્રત્યે.
**તં**–તે

**મહામુણિં**–મહા મુનિઓ છે શિષ્ય જેમના એવા.
**રાગદોસ**–રાગ, દ્વેષ,
**દેવદાણવ**–દેવ, દાનવ (અને)
**નરિંદવંદિઅં**–રાજાઓવડે વંદાયેલા
**ઉત્તમં**–ઉત્તમ.
**નમે**–નમસ્કાર કરૂં છું.
**અહંપિ**–હું પણ
**પંજલી**–અંજળી કરીછે જેણે એવો.
**ભયમોહવજ્જિયં**–ભય અને મોહથી રહિત.
**સંતિં**–શાન્તિનાથને.
**મહાતવં**–વિશાળ તપવાળા.

## શ્રી શાંતિજિન સ્તુતિ.

આગયા વરવિમાણદિવ્વકણગ–રહતુરયપહકરસએહિં હુલિઅં ॥ સસંભમોઅરણખુભિઅલુલિયચલકુંડલંગયતિરીડસોહંતમઉલિમાલા ॥ ૨૨ ॥ *વેઢ્ઢઓ.

જં સુરસંઘા સાસુરસંઘા વેરવિઉત્તા ભત્તિસુજુત્તા, આયરભૂસિય-સંભમપિંડિઅ

---

* આ વેષ્ટક નામા છંદ છે તે પ્રથમના વેષ્ટકો કરતાં જૂદો સમજવો. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—તગણ બે, ટગણ ચાર, તગણ, ટગણ, તગણ ત્રણ, લઘુ, ગુરૂ, પગણ બે, ટગણ બે અને ગુરૂ બે હોય, તે વેષ્ટક છંદ જાણવો.

સુઠ્ઠુસુવિમ્હિય–સવ્વબલોઘા ॥ ઉત્તમકંચ–
ણરયણપરૂવિયભાસુરભૂસણભાસુરિઅંગા,
ગાયસમોણયભત્તિવસાગયપંજલિપેસિયસી–
સપણામા ॥ ૨૩ ॥ *રયણમાલા ॥

વંદિઊણ થોઊણ તો જિણં, તિગુણ–
મેવ ય પુણો પયાહિણં ॥ પણમિઊણ ય
જિણં સુરાસુરા, પમુઇઆ સભવણાઈઁ તો
ગયા ॥ ૨૪ ॥ *ખિત્તયં ॥

તં મહામુણિમહંપિ પંજલી, રાગદો–

---

* આ રયણમાળા છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—પહેલા પાદમાં ટગણ અને બે ગુરૂ એમ ચાર વખત આવે અને બાકીના પાદમાં સાત ટગણ અને અંતે બે ગુરૂ હોય. પ્રત્યેક પાદ બત્રીશ માત્રાવાળો રયણમાળા છંદમાં હોય.

૧ પ્રદક્ષિણા કરાયેલ છે જેને–પ્રદક્ષિણા કરાયેલા એવા ભગવંત એ પ્રકારે ભગવંતનું વિશેષણ લેવાથી અર્થ થાય છે. અહીં કૃત્વા અધ્યાહાર છે.

* આ ક્ષિપ્તક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—૫ગણ, ટગણ બે અને ગુરૂ દરેક પાદમાં ક્ષિપ્તક છંદમાં હોય.

સભયમોહવજ્જિયં ॥ દેવદાણુવનરિંદવંદિ-
અં, સંતિમુત્તમમહાતવં નમે ॥ ૨૫ ॥
*ખિત્તયં ॥

અર્થ—શ્રેષ્ઠ વિમાન, મનોહર સુવર્ણમય રથ અને અશ્વના સેંકડો સમૂહવડે કરી શીઘ્ર આવેલા, ઉતાવળે આકાશથકી ઉતરવાવડે ક્ષુભિત ચિત્તવાળા છતે ડોલતા ચંચલ કુંડળ, બાજુબંધ અને મુકુટ તથા શોભિતી છે મસ્તકની માળા જેમની એવા; વળી અસુરના સમૂહે કરી સહિત, વૈરરહિત, ભક્તિએ કરી સહિત (અથવા भक्तिसुयुक्ता ભક્તિને વિષે સારી રીતે પ્રેરાયેલા) આદરવડે શોભિત–ઉતાવળે એકત્ર થયેલ અને અતિશય વિસ્મિત થયેલા છે સર્વ જાતના કટક (સૈન્ય) સમૂહ જેમના એવા, શ્રેષ્ઠ સુવર્ણ અને રત્નવડે વિશેષ રૂપયુક્ત કરેલા દેદીપ્યમાન આભૂષણોવડે શોભાયમાન છે અંગો જેમના એવા, શરીરવડે નમેલા, ભક્તિને લીધે આવેલા અને અંજળીવડે કર્યો છે મસ્તકવડે પ્રણામ જેણે એવા દેવ સમુદાયો જે ભગવંતને વાંદીને (નમન કરીને) અને તેવાર પછી વાણીવડે જિનની સ્તુતિ કરીને વળી ફરીથી ત્રણ વાર પ્રદક્ષિણા કરીને અને જિનને પ્રણામ કરીને દેવદાનવ આનંદિત થયા થકા ત્યાંથી પોતાના ભવન પ્રત્યે પાછા ગયા;

* આ ક્ષિપ્તક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—અથવા રગણ, નગણ, રગણ, લઘુ અને ગુરૂ પ્રત્યેક પાદમાં ક્ષિપ્તક છંદમાં જાણવો. આ ક્ષિપ્તક બીજો જાણવો. રથોદ્ધતા છંદ પણ આ પ્રમાણે હોય.

મહામુનિઓ છે શિષ્ય જેમના એવા, રાગ, દ્વેષ, ભય અને મોહથી રહિત, દેવ દાનવ અને રાજાઓવડે વંદાયેલા, શ્રેષ્ઠ અને વિશાળ તપવાળા એવા તે શાન્તિનાથને, અંજળી કરી છે જેણે એવો હું નમસ્કાર કરૂં છું. ૨૨–૨૩–૨૪–૨૫

## શબ્દાર્થ.

અંબરંતર–આકાશના અંતરાલે.
લલિઅહંસવહુ–મનોહરહંસીનીપેઠે
પીણસોણિથણ–પુષ્ટ કટીતટ અને સ્તનવડે.
લોઅણિઆહિં–નેત્રવાળી.
પીણનિરંતર–મોટા અને ગાઢ (અંતરરહિત).
ગાયલઆહિં–ગાત્ર જેનાં એવી.
પસિઢિલ–વિશેષે શિથિળ.
સોણિતડાહિં–કટીપ્રદેશ જેનો એવી
વરખિંખિણીનેઉર–શ્રેષ્ઠ ઘુઘરીઓ, ઝાંઝર.
વિભૂસણિઆહિં–વિશેષે શોભિત એવી
સુંદરદંસણિઆહિં–સુંદર છે દર્શન જેનું એવી.
પાયવંદિઆહિં–કિરણોનાસમૂહવાળી
જસ્સ–જે ભગવંતના
સુવિક્કમા–રૂડી ગતિવાળા
અપ્પણો–પોતાના.
વિઆરણિઆહિં–વિચરનારી.
ગામિણિઆહિં–ગમન કરનારી.
સાલિણિઆહિં–શોભિતી.
સકલકમલદલ–ખીલેલાં કમળના પાંદડા જેવા.
થણભર–સ્તનના ભારવડે.
વિણમિઅ–વિશેષે નમેલાં છે.
મણિકંચણ–મણિ અને સુવર્ણની
મેહલસોહિઅ–મેખલાવડે શોભાયમાન છે.
સતિલયવલય–સુંદર તિલક અને કંકણ વડે.
રઇકર–પ્રીતિ કરનારૂં.
ચઉરમણોહર–ચતુર જનના મનને હરણ કરનારૂં (અને).
દેવસુંદરીહિં–દેવાંગનાઓ વડે.
વંદિઆ–વંદાયેલા.
તે–તે બે.
કમા–ચરણો.
નિડાલએહિં–લલાટવડે.

**મંડણોહ્રણ**–આભુષણની રચનાના.
**કેહિઁ**–કેવા ( પ્રકારો ) વડે.
**પત્તલેહનામએહિં**–પત્રલેખ નામના.
**સંગય**–મળ્યાં છે.
**ભત્તિસન્નિવિટ્ટ**–ભક્તિવડે વ્યાપ્ત
**આગયાહિં**–આવેલી.
**તં**–તેને.
**જિણચંદં**–જિનચંદ્રને.
**જિઅમોહં**–જીત્યો છે મોહ જેણે એવા.
**પયઓ**–આદરવડે.
**પ્પગારએહિઁ**–પ્રકારોવડે.
**અવંગતિલય**–અપાંગ, તિલક.
**ચિલ્લએહિઁ**–દેદીપ્યમાન.
**અંગયાહિં**–અંગો જેનાં એવી.
**વંદણ**–વંદન કરવાને.
**હુંતિ**–છે.
**અહં**–હું.
**અજિઅં**–અજિતનાથને.
**ધુય**–ટાળ્યાં છે.
**સવ્વકિલેસં**–સર્વ દુઃખો જેણે એવા
**પણમામિ**–પ્રણામ કરું છું.

## અજિતજિન સ્તુતિ.

**અંબરંતરવિઆરણિઆહિં, લલિઅહં-સવહુગામિણિઆહિં ॥ પીણસોણિથણસા-લિણિઆહિં, સકલકમલદલલોઅણિઆહિં ॥ ૨૬ ॥ દીવયં ॥**

---

* આ દીપક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—ચાર પાદને વિષે [illegible] હોય એવો ક્ષિપ્તક છંદ ( પ્રથમનો ) તે દીપક છંદ જાણવો, એનું બીજું નામ મંડિલ છંદ છે.

[1]પીણુ[2]નિરંતરથણુભરવિણુમિ[3]અગાયલ-આહિં, મણિકંચણુપસિઢિલમેહલસોહિઅ-સોણિતડાહિં ॥ વરખિંખિણિનેઉરસતિલય-વલયવિભૂસણિઆહિં, રઇકરચઉરમણોહર[4]-સુંદરદંસણિઆહિં ॥ ૨૭ ॥ ચિત્તક્ખરા* ॥

દેવસુંદરીહિઁ પાયવંદિઆહિં વંદિઆ ય જસ્સ તે સુવિક્કમા કમા, અપ્પણો નિડા-લએહિઁ મંડણોડ્ડુણપ્પગારએહિં કેહિં કેહિઁ વી ॥ અવંગતિલયપત્તલેહનામએહિં ચિલ્લ-

---

૧ પીણ કામીજનને ખુશી કરે એવા.

૨ વ્યવધાન ( આંતરૂં ) રહિત.

૩ નાજુક અને કોમળ શરીર હોવાથી નમી ગયેલા.

૪ મનોહર મનને અન્યત્ર ગમનનો નિષેધ કરવાથી મનને અટકાવ-નાર એવો પણ અર્થ થાય છે.

* આ ચિત્રાક્ષરા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—પહેલા અને ચોથા પાદમાં પાંચ ટગણ અને બે ગુરૂ આવે તથા બીજા ત્રીજા પાદમાં છ ટગણ અને એક ગુરૂ હોય, ચારે પાદમાં યમકવાળો હોય તે ચિત્રાક્ષરા છંદ જાણવો.

એહિઁ સંગયંગયાહિઁ, ભત્તિસન્નિવિઠ્ઠવંદ-ણુગયાહિઁ હુંતિ તે વંદિઆ પુણો પુણો ॥૨૮॥ *નારાયઓ ॥

તમહં જિણચંદં, અજિઅં જિઅમો-હં ॥ ધુયસવ્વકિલેસં, પયઓ પણમામિ ॥ ૨૯ ॥* નંદિઅયં ( ચતુર્ભિઃ કલાપકં )

અર્થ—આકાશના અંતરાલે વિચરનારી, મનોહર હંસીની પેઠે ગમન કરનારી, પુષ્ટ કટી પ્રદેશ અને સ્તનવડે શોભાયમાન, સંપૂર્ણ ( ખીલેલાં ) કમળના પત્ર જેવાં લોચન ( નેત્ર ) વાળી; મ્હોટાં અને ગાઢ સ્તનના ભારવડે વિશેષે નમેલાં છે ગાત્ર ( શરીર ) જેનાં એવી, મણી અને સુવર્ણની બનાવેલ વિશેષે શિથિલ ( ઢીલી ) મેખલા ( કંદોરા ) વડે શોભાયમાન છે કટી-પ્રદેશ જેનો એવી, શ્રેષ્ઠ ઘુઘરીઓ, ઝાંઝર, સુંદર તિલક અને કંકણ ( વલય ) વડે વિશેષે સુશોભિત એવી, પ્રીતિ કરનારૂં ચતુર-

---

* આ બીજા નારાચક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—અઆર ચગણ, ગુરૂ, ચૌદ ચગણ, નગણ, સોળ ચગણ, ટગણ, ત્રણ ચગણ એ પ્રમાણે બીજા નારાચક છંદમાં જાણવું.

* આ નંદિતક છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—બે લઘુ, ગુરૂ, બે લઘુ, ગુરૂ અને ગુરૂ સર્વ પાદમાં આવે તે નંદિતક છંદ જાણવો.

જનના મનને હરણ કરનારૂં અને સુંદર છે દર્શન ( દેખાવ-રૂપ ) જેનું એવી; અલંકારો અથવા શરીરના કિરણોનો સમૂહ છે જેને એવી, આભુષણની રચનાના પ્રકારોવડે; તે વળી કેવા કેવા પ્રકારોવડે ? દેદીપ્યમાન અપાંગ ( નેત્રને વિષે અંજનની રચના ), તિલક અને પત્રલેખ ( કસ્તુરી વગેરેની કપોળસ્થળ ઉપર કરેલી પત્રલેખા ) નામ છે જેનાં એવાં-મળેલાં છે અંગો જેનાં એવી, ભક્તિવડે વ્યાપ્ત એવું વંદન કરવાને આવેલી એવી દેવાંગનાઓ વડે, પોતાના લલાટે કરીને જે ભગવંતનાં રૂડી ગતિ ( ચાલ ) વાળા ( અથવા રૂડા પરાક્રમવાળા ) તે બે ચરણો વંદાયેલા છે અને વળી તે ફરીથી વંદાયેલા છે; એવા તે જીત્યો છે મોહ ( મોહનીય કર્મ ) જેણે એવા અને ટાળ્યાં છે સર્વ પ્રકારનાં દુઃખો અને કષાય જેણે એવા અજિતનાથ જિનચંદ્રને આદરસહિત હું નમસ્કાર કરૂં છું. ૨૬-૨૭-૨૮-૨૯

## શબ્દાર્થ.

| | |
|---|---|
| થુઅ-સ્તુતિ કરાયેલા (અને) | વંદિઅયસ્સા-વંદન કરાયેલા |
| રિસિગણ-ઋષિસમુદાય (અને) | દેવગણેહિં-દેવસમૂહવડે. |
| તો-તે પછી. | દેવવહુહિં-દેવીઓવડે. |
| પયઓ-સાવધાનપણે- | પણમિઅસ્સા-પ્રણામ કરાયેલા. |
| જસ્સ-મોક્ષ આપવાને શક્તિવાન્ | જગુત્તમ-જગત્‌ને વિષે ઉત્તમ. |
| સાસણઅસ્સા-શાસનછે જેનું એવા | ભત્તિવસાગય-ભક્તિના વશે આવવાથી. |
| પિંડિઅયાહિં-એકત્ર થયેલા. | બહુઆહિં-બહુ. |
| દેવવરચ્છરસા-નર્તકવાદક શ્રેષ્ઠ દેવ અને નૃત્ય કુશળ દેવાંગનાઓ-વડે યુક્ત. | સુરવર-દેવોની સાથે શ્રેષ્ઠ. |
| | રઇગુણ-રતિ ક્રિડારૂપ ગુણ નેવિષે. |

**પંડિયઆહિં**–પડિતા–ડાહી.
**તંતિતાલમેલિએ**–વીણા અને ચપટી પટહાદિ મળ્યે છતે.
**સદ્દમીસએ કએ**–શબ્દવડે મિશ્રિત કર્યે છતે.
**સુદ્ધ**–શુદ્ધ ઉચ્ચારણવાળું
**પાયજાલ**–પગને વિષે જાલના આકારવાળી.
**વલયમેહલા**–બલીયાં, કંદોરો.
**કલાવનેઉર**–કલાપ અને ઝાંઝરના.
**મીસએ કએ**–મિશ્રિત કર્યે છતે.
**હાવભાવવિબ્ભમ**–હાવ,ભાવ અને વિલાસના.
**અંગહારએહિઁ**–અંગનાવિક્ષેપેકરીને
**જસ્સ**–જે (ભગવાન) નાં.
**તિલોયસવ્વસત્ત**–ત્રણભુવનના સર્વ પ્રાણીઓને.
**સવ્વપાવદોસં**–સર્વ પાપ અને દોષ જેનાં એવા.
**છત્તચામરપડાગ**–છત્ર,ચામર, પતાકા
**ઝયવર**–શ્રેષ્ઠ ધ્વજ.
**મગરતુરય**–મગર, અશ્વ (અને)
**દીવસમુદ્દમંદર**–દ્વીપ, સમુદ્ર, મેરૂ પર્વત ( અને )
**દિસાગયસોહિયા**–દિગ્ ગજવડે સુશોભિત.

**વંસસદ્દ**–વેણુધ્વની.
**તિઉક્ખર**–ત્રિપુષ્કર નામનાવાજિત્રન
**અભિરામ**–મનોહર.
**સુઇસમાણુણે**–સાંભળવાનું સમાન પણું કર્યે છતે.
**સજ્જગીય**–અધિક ગુણવાળા ગીત વડે સહિત.
**ઘંટિઆહિઁ**–ઘુઘરીઓવડે ઉપલક્ષિત છતે.
**અભિરામસદ્દ**–મનોહર શબ્દવડે.
**દેવનટ્ટિઆહિઁ**–દેવ નર્તકીઓવડે.
**પ્પગારએહિઁ**–પ્રકારવાળા.
**નચ્ચિઊણ**–નૃત્ય કરીને.
**વંદિઆ**–વંદાયેલા છે.
**તયં**–તે ( શાન્તિનાથ )
**સંતિકારયં**–શાન્તિના કરનારા
**પસંત**–વિશેષે શાન્ત થયાં છે.
**એસ**–આ.
**અહં**–હું.
**જૂઅજવમંડિઆ**–યૂપ અને જવ વડે સુશોભિત.
**સિરિવચ્છસુલંછણા**–શ્રીવત્સ એ શોભાયમાન છે લંછનો જેને એવા.
**સત્થિઅ વસહ**–સ્વસ્તિક, વૃષભ,
**સીહરહ**–સિંહ, રથ ( અને )

**ચક્કવરંકિયા**—ચક્રવડેશ્રેષ્ઠરીતેચિન્હિત
**સમપ્પઇઠ્ઠા**-સરખીભૂમિનેવિષેરહેલા
ગુણેહિઁ—ગુણોવડે,
**પસાયસિઠ્ઠા**—નિમળતાવડે શ્રેષ્ઠ.
પુઠ્ઠા—પુષ્ટ.
ઇઠ્ઠા—પૂજિત.
**જુઠ્ઠા**—સેવાયેલા.
**ધુઅસવ્વપાવયા**—ટાળ્યાં છે સર્વ પાપ જેણે એવા.
**સંથુઆ**—સ્તુતિ કરાયેલા.
**પાયયા**—પૂજ્ય.
**સિવસુહાણ**—મોક્ષસુખના.

**સહાવલઠ્ઠા**—સ્વભાવેકરીને શોભાયમાન
**અદોસદુઠ્ઠા**—દોષવડે અદુષ્ટ.
**જિઠ્ઠા**—જ્યેષ્ઠ—મોટા.
**તવેણ**—તપવડે.
**સિરીહિઁ**—લક્ષ્મીદેવીવડે.
**રિસીહિઁ**—મુનિઓવડે.
**તવેણ**—તપવડે.
**સવ્વલોઅ**—સર્વલોકના.
**હિઅમૂલપાવંયા**—હિતના મૂળને પ્રાપ્ત કરાવનાર.
**હુંતુ**—થાઓ
**દાયયા**—આપનારા.

## શાંતિજિન સ્તુતિ.

**થુઅવંદિઅયસ્સા રિસિગણદેવગણેહિઁ, તો દેવવહુહિઁ પયઓ [1]પણમિઅસ્સા ॥ [2]જસ્સજગુત્તમસાસણઅસ્સા, ભત્તિવસાગયપિંડિઅયાહિં ॥ દેવવરચ્છરસા બહુઆહિં,**

---

૧ **નમંસિયસ્સા ( નમંસ્યિતકસ્ય )** ઇતિ પાઠાન્તરં. ભગવંત સમીપે પ્રથમ ગણધર નમસ્કાર કરે, પછી દેવતા અને પછી દેવીઓ નમસ્કાર કરે તે ક્રમ અહીં દર્શાવ્યો છે.

૨ **જસૂય્ મોક્ષણે** જસ્ ધાતુ મોક્ષ કરાવવાના અર્થમાં છે તેથી **જાસ્ય** એટલે મોક્ષ પ્રાપ્ત કરાવવાને શક્તિવાન.

*સુરવરરઇગુણપંડિયઆહિં ॥૩૦॥ *ભાસુરયં વંસસદ્દતંતિતાલમેલિએ [1]તિઉખ્ખરાભિરામસદ્દમીસએ કએ અ । સુઇસમાણણે અ [2]સુદ્ધ[3]સજ્જગીયપાયજાલઘંટિઆહિં । વલયમેહલાકલાવનેઉરાભિરામસદ્દમીસએ કએ અ ॥ દેવ[4]નટ્ટિઆહિં હાવ[5]ભાવ[6]વિબ્ભ[7]મપ્પ[8]-

* શ્રેષ્ઠ દેવોને પ્રીતિ જેથકી થાય એવા ( ઇંગિત કુશળતા વગેરે ) ગુણોને વિષે પંડિતા–વિદુષી એવી દેવનર્તકી એવો અર્થ પણ થાય છે.

* આ ભાસુરક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—તગણ, પગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, ગુરૂ, પગણ, બે ટગણ, ગુરૂ, બાર ટગણ એ પ્રકારે સુયતિ અને અનુપ્રાસસહિત ભાસુરક છંદ જાણવો.

૧ એક મુખવાળા અને બે મુખવાળા વાજિત્ર મળીને ત્રણ મુખવાળું વાજિત્ર તે ત્રિપુષ્કર.

૨ અનુનાસિકાદિ દોષરહિત શુદ્ધ ઉચ્ચારવાળું.

૩ ષડ્જ, મયુર, કેકા, શંખ આદિના શબ્દોવડે ( સદ્દ ) સારૂં અથવા સદ્ય તત્કાળ ગાયેલું. એવો અર્થ પણ થાય છે.

૪ નૃત્યકળામાં કુશળ એવી દેવાંગનાઓ.

૫ મુખની ચેષ્ટાદિ બહુ કામવિકારવાળો અભિપ્રાય.

૬ ચિત્તમાં રહેલ અલ્પ કામવિકારનો અભિપ્રાય.

૭ વાણી, વસ્ત્ર અને ભૂષણ વગેરેનું ભ્રમથી સ્થાન બદલાવું અથવા વિલાસ.

૮ નેત્ર મુખ વગેરેના વિકારી ફેરફાર.

ગારએહિં નચ્ચિઊણ અંગહારેએ[1]હિં વંદિઆ ય જસ્સ તે[2]સુવિક્કમા કમા । તયં તિલોય-સવ્વસત્તસંતિકારયં પસંતસવ્વપાવદોસમે-સહં નમામિ સંતિમુત્તમં જિણં ॥ ૩૧ ॥ *નારાયઓ ॥

અર્થ—ઋષિ સમુદાય અને દેવ સમુદાયવડે સ્તુતિ કરાયેલા અને વંદન કરાયેલા, તે પછી દેવીઓવડે સાવધાનપણે પ્રણામ કરાયેલા, અને મોક્ષ આપવાને શક્તિવાન હોવાથી જગતને વિષે ઉત્તમ છે શાસન ( આજ્ઞા ) જેનું એવા જે ભગવંત તેના રૂડા પરાક્રમવાળા તે બે ચરણકમળો, ભક્તિનાવશે આવવાથી એકત્ર થયેલી, ઘણા નર્તકવાદક શ્રેષ્ઠ દેવ અને નૃત્યકુશળ દેવાંગનાઓવડે યુક્ત તથા દેવોની સાથે રતિક્રિડારૂપ ગુણને વિષે પંડિતા (ડાહી) એવી દેવનર્તકીઓવડે, વેણુધ્વની ( વાંસળીનો શબ્દ ) વીણા અને ચપટી પટહાદિ તાળ ( અથવા કાંસી કરતાલ વગેરેના તાળ ) મળે છતે, ત્રિપુષ્કરનામા વાજિત્રના મનોહર શબ્દવડે મિશ્રિત

---

૧ હાથ આંગળી પ્રમુખ અંગના લટકા—અભિનયવડે.

૨ શોભિતો પંડિત જનોનો આચાર જેના સમીપે છે એવા, એવો અર્થ પણ થાય છે.

* આ અન્ય નારાચક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—તેર યગણ, નગણ, નવ યગણ, નગણ, ત્રીશ યગણ અને ગુરૂ તથા અઢાર યગણ એ પ્રકારે બીજો નારાચક છંદ જાણવો.

કર્યે છતે, સાંભળવાનું સમાનપણું કર્યે છતે ( સર્વ શબ્દ સાંભળ-વામાં કાનનું સાવધાનપણું–એકાગ્રતા ), શુદ્ધ તથા અધિક ગુણ-વાળા ગીતવડે સહિત એવી પગને વિષે જાળના આકારવાળી ઘુ-ઘરીઓવડે ઉપલક્ષિત છતે, વલય (બલીયાં) કંદોરો, કલાપ (એક જાતનું આભરણ) અને ઝાંઝરના મનોહર શબ્દવડે મિશ્રિત કર્યે છતે, હાવભાવ અને વિલાસના પ્રકારવાળા અંગના વિક્ષેપે કરીને નૃત્ય કરીને વંદાયેલા છે જે, તે ત્રણ ભુવનના સર્વ પ્રાણીઓને શાન્તિના કરનાર ( અથવા મોક્ષને આપનાર ) અને વિશેષે શાન્ત થયાં છે સર્વ પાપ ( અશુભકર્મ ) તથા દોષ ( રાગ, દ્વેષ, મોહ વગેરે ) જેનાં ( અથવા જેથી ) એવા ઉત્તમ શાન્તિનાથ જિનને આ પ્રત્યક્ષ એવો હું નમસ્કાર કરૂં છું. ૩૦–૩૧

## અજિત અને શાંતિજિન સ્તુતિ.

**છત્તચામરપ[૧]ડાગજૂ[૨]અજવમંડિઆ, [૩]ઝય-વરમગરતુરય[૪]સિરિવચ્છસુલંચ્છણા ।। દીવ-[૫]સમુદ્દમંદ[૬]રદિ[૭]સાગયસોહિયા, સત્થિઅવસહ-**

૧ નાની ધ્વજા. ૨ યજ્ઞ સ્તંભ. ૩ સિંહાદિના ચિત્રવાળો મોટો ધ્વજ.

૪ ઉત્તમ પુરૂષના વક્ષસ્થળ ( છાતી ) માં આ લક્ષણ હોય છે અને પગમાં પણ હોવાનો સંભવ છે

૫ જંબૂદ્વીપ વગેરે દ્વીપ અને લવણસમુદ્ર વગેરે સમુદ્ર જાણવા.

૬ મંદિર એવો પાઠ હોય ત્યાં "પ્રાસાદ" એવો અર્થ કરવો.

૭ મેરૂપર્વતની આસપાસ ચારે દિશાએ હસ્તિના આકારના કરીકુટો ભદ્રશાળ વનમાં છે તે.

સીહરહચક્કવરંકિયા ॥ ૩૨ ॥ *લલિઅયં ॥

સહાવલટ્ઠા[1]સમપ્પઇટ્ઠા, અદોસદુટ્ઠા [2]ગુ-
ણેહિઁ જિટ્ઠા ॥ [3]પસાયસિટ્ઠા તવેણ પુટ્ઠા,
સિરીહિઁ ઇટ્ઠા રિસીહિઁ જુટ્ઠા ॥ ૩૩ ॥ વાણ-
વાસિઆ× ॥

તે તવેણ ધુઅસવ્વપાવયા, સવ્વલોઅ-
હિઅમૂલપાવયા ॥ [4]સંથુઆ અજિઅસંતિ-

---

* આ **લલિતક** છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—ચગણ, ટગણ ચાર તેમજ ગુરૂ દરેક પાદમાં હોય એવા લક્ષણવાળો બીજો લલિતક છંદ જાણવો.

૧ **અસમપ્રતિષ્ઠાઃ** નિરૂપમ છે પ્રતિષ્ઠા ( ખ્યાતિ ) જેમની એવા.

૨ રતાશ તથા કોમળતા આદિ અથવા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો.

૩ **પ્રસાતશિષ્ટાઃ** એટલે ઉત્કૃષ્ટ સુખવાળા શ્રેષ્ઠ પુરૂષો છે જેની સમીપે એવા.

× આ **વાનવાસિકા** છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—ટગણ ચાર જેમાં નવમી અને બારમી માત્રા લઘુ હોય ( દરેક પાદમાં ) તે વાનવાસિકા છંદ જાણવો.

૪ **શંસ્તુતા** સુખના કારણભૂત સ્તવન કર્યું છે જેનું એવા.

# પાયયા, હુંતુ મે સિવસુહાણ[1] દાયયા ॥ ૩૪ ॥

# *અપરાંતિકા, ( ત્રિભિર્વિશેષકમ્. )

અર્થ—છત્ર, ચામર, પતાકા, યૂપ અને જવ ( લક્ષણો ) વડે સુશોભિત; શ્રેષ્ઠ ધ્વજ, મગર, અશ્વ અને શ્રીવત્સ એવા શોભાયમાન છે લાંછનો જેગને એવા, દ્વીપ, સમુદ્ર, મેરૂપર્વત અને દિગ્ગજ કૂટવડે સુશોભિત; સ્વસ્તિક ( સાથીયો ), વૃષભ, સિંહ, રથ અને ચક્રવડે શ્રેષ્ઠ રીતે ચિન્હિત ( લક્ષણવાળા ); સ્વભાવે ( સહેજે ) કરીને શોભાયમાન, સરખી રીતે ભૂમિ ઉપર પ્રતિષ્ઠિત, રાગાદિ દોષવડે વિકાર નહિ પામેલા, ગુણોવડે મોટા, નિર્મળતા ( રાગાદિ દોષના નાશ ) વડે શ્રેષ્ઠ, તપવડે પુષ્ટ ( યુક્ત ), લક્ષ્મી દેવીવડે પૂજાયેલા અને મુનિઓવડે સેવાયેલા; તપવડે ટાળ્યાં છે સર્વ પાપ ( શુભાશુભ કર્મ ) જેણે એવા, સર્વ લોકના હિત ( મોક્ષ ) ના મૂળ ( જ્ઞાન, દર્શન, ચારિત્ર ) ને પ્રાપ્ત કરાવનારા, રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા તે અજિતનાથ અને શાન્તિનાથ પૂજ્યો, મને મોક્ષસુખ આપનારા થાઓ ! ૩૨–૩૩–૩૪

---

૧ શિવસુખના દાતાર એવા અજિતનાથ અને શાન્તિનાથ પૂજ્ય મને સ્તુતિ કરાયેલા થાઓ. અર્થાત્ તેમનું નિત્ય દર્શન થાઓ એમ પણ અર્થ લઇ શકાય.

* આ અપરાંતિકા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—આઠ માત્રા, રગણ ( SIS ), લઘુ અને ગુરુ સર્વ પાદમાં હોય તેવો અપરાંતિકા છંદ જાણવો.

# શબ્દાર્થ.

**એવં**–એ પ્રકારે
**થુઅં**–સ્તવ્યું.
**અજિઅસંતિજિણ**–અજિતનાથ અને શાન્તિનાથ જિનનું.
**કમ્મરયમલં**–કર્મ રૂપ રજ અને મલ જેનાં એવું.
**સાસયં**–શાશ્વતી.
**બહુગુણપ્પસાયં**–બહુ ગુણના પ્રસાદવાળું.
**અવિસાયં**–વિષાદરહિત.
**વિસાયં**–વિકલતાને.
**પરિસાવિ**–સભા પણ.
**મોએઉ**–હર્ષને આપો.
**પાવેઉ**–પ્રાપ્ત કરાવો.
**અભિનંદિં**–સમસ્તપ્રકારે આનંદ
**સુહનંદિં**–સુખસમૃદ્ધિ.
**સંજમે**–ચારિત્રને વિષે.
**ચાઉમ્માસિઅ**–ચામાસી પ્રતિક્રમણને વિષે.
**અવસ્સ**–અવશ્ય.
**સોઅવ્વો**–સાંભળવું. [કરનાર.
**ઉવસગ્ગનિવારણો**–વિઘ્નનું નિવારણ
**પઢઈ**–ભણે છે.
**ઉભયો**–બન્ને.
**અજિઅસંતિથયં**–અજિતશાંતિ-
**તવબલવિઉલં**–તપ સામર્થ્ય વડે વિશાળ
**મએ**–મેં.
**જુઅલં**–યુગલ–જોડી.
**વવગય**–ગયાં છે.
**ગઇં**–ગતિને.
**ગયં**–પ્રાપ્ત થયેલું.
**વિઉલં**–વિસ્તીર્ણ.
**મુક્ખસુહેણ**–મોક્ષ સુખવડે.
**પરમેણ**–ઉત્કૃષ્ટ.
**નાસેઉ**–નાશ કરો.
**કુણઉ**–કરો.
**પસાયં**–અનુગ્રહ–મહેરબાની.
**નંદિં**–સમૃદ્ધિને.
**નંદિસેણં**–નંદિષેણમુનિને.
**પરિસાવિ**–સભાને પણ.
**દિસઉ**–આપો.
**પક્ખિઅ**–પખ્ખી પ્રતિક્રમણને વિષે.
**સંવચ્છરિએ**–સંવત્સરી પ્રતિક્રમણને વિષે.
**ભણિયવ્વો**–ભણવું.
**સવ્વેહિં**–સર્વેએ.
**એસ**–એ (છે)
**નિસુણઈ**–સાંભળે છે.
**કાલંપિ**–વખતે.
**નહુ**–નજ.

| | |
|---|---|
| સ્તવ. | હુતિ-થાય. |
| રોગા-રોગો. | પુવ્વુપ્પન્ના-પૂર્વે થયેલા. |
| વિ -પણ | નાસંતિ-નાશ પામે છે. |
| જઈ-જો | ઇચ્છહુ-ઇચ્છો છો. |
| પરમપયં-મોક્ષપદને | અહુવા-અથવા. |
| કીર્તિ-કીર્તિને. | સુવિત્થડં-સારીરીતે વિસ્તારપામેલી. |
| ભુવણે-ત્રણ ભુવનમાં. | તા-તો. |
| તેલુક્ક-ત્રણ લોકનો. | ઉદ્ધરણે-ઉદ્ધાર કરનાર. |
| જિણવયણે-જિનેશ્વરના વચનમાં. | આયરં-આદર. |
| કુણહ-કરો. | વવગય-નાશ પામ્યાં છે. |
| કલિકલુસાણં-ક્લેશ અને મલિનતા જેનાં એવા. | નિદ્ધંત-નિર્મળપણે. |
| પુણબ્ભવાણં-પુનર્જન્મ જેનાં એવા | રાગદોસાણં-રાગ દ્વેષ જેનાં એવા. |
| તે-તે | નમોત્થુ-નમસ્કાર હો. |
| પસમઇ-વિશેષે શાન્ત થાય છે. | દેવાહિદેવાણં-દેવાધિદેવને. |
| વડ્ઢઇ-વધે છે. | પુણ્ણં-પુણ્ય. |
| સંપુણ્ણ-સંપૂર્ણ-પૂર્ણિમાના. | નમંસમાણસ્સ-વંદન કરનારના. |
| કિત્તણે-કીર્તન કર્યે છતે. | ચંદવયણસ્સ-ચંદ્રના જેવામુખવાળા. |
| | અજિઅસંતિસ્સ-અજિતનાથ અને શાન્તિનાથનું. |

**એવં તવબલવિઉલં, થુઅં મએ અ-**
**જિઅસંતિજિણજુઅલં ॥ વવગયકમ્મરય-**
**મલં, ગઈં ગયં સાસયં [1]વિઉલં ॥૩૫॥ગાહા**

---

૧ વિમલં ઇતિ પાઠાન્તર.

અર્થ—એ પ્રકારે તપ સામર્થ્યવડે વિશાળ, ગયાં છે કર્મ રૂપ રજ અને મલ જેનાં એવું, શાસ્વતી અને વિસ્તીર્ણ ( વિ-પુલ સુખવાળી ) ગતિને પ્રાપ્ત થયેલું એવું અજિતનાથ અને શા-ન્તિનાથજિનનું યુગલ ( જોડું ) મેં સ્તવ્યું. ૩૫

તં બહુગુણપ્પસાયં, મુખ્ખસુહેણ પ-રમેણ [1]અવિસાયં ॥ નાસેઉ મે વિસાયં, કુ-ણઉ અ પરિસાવિ અ પસાયં ॥૩૬॥ગાહા ॥

અર્થ—જ્ઞાન દર્શનાદિ અનેક ગુણનો પ્રસાદ છે જેને એવું ( અથવા ઘણા પ્રકારની નિર્મળતાવાળું ), ઉત્કૃષ્ટ મોક્ષ સુખવડે વિષાદ ( વિકલતા )રહિત તે યુગલ, મારા વિષાદ (અથવા विसात् દુઃખ ) ને નાશ કરો અને વળી સભા ( આ સ્તવનને સાંભળ-નારી સભા) પણ મારા ઉપર અનુગ્રહ ( કહેલ સ્તવનના ગુણનું ગ્રહણ અને દોષના ત્યાગરૂપ મહેરબાની ) કરો. ૩૬

અંત્ય મંગળાચરણ.

તં મોએઉ અ નંદિં, પાવેઉ અ [2]નં-

---

૧ અવિસાતં ગયું છે સુખ જેનું તે વિસાત અને ન વિસાતં અ-વિસાતં સુખરહિત નહિ અર્થાત્ સુખવાળા એવો અર્થ પણ થાય છે.

૨ આ નંદિષેણ મુનિ શ્રેણિકના પુત્ર કે બીજા કોઇ મહર્ષિ છે તેનો બરાબર નિર્ણય થતો નથી. કેટલાક વળી એમ કહે છે કે શ્રી શત્રુંજયની ગુફામાં અજિતનાથ અને શાન્તિનાથ વર્ષાઋતુમાં રહેલા હતા તે જગ્યાએ

દિસેણુમભિનંદિં ॥ પરિસાવિ અ સુહનંદિં, મમ ય દિસઉ સંજમે નંદિં ॥૩૭॥ગાહા॥

અર્થ—તે યુગલ ભવ્યજનોને હર્ષ કરાવો અને સમૃદ્ધિ પ્રાપ્ત કરાવો અને નંદિષેણને સમસ્ત પ્રકારે આનંદ પ્રાપ્ત કરાવો! શ્રોતાજનોના સભાને પણ સુખ સમૃદ્ધિ આપો તથા મને સંયમને વિષે આનંદ આપો. ૩૭

પક્ખિય ચાઉમ્માસિઅ, [1]સંવચ્છરિએ અવસ્સ ભણિઅવ્વો[2] ॥ સોઅવ્વો સવ્વેહિં, ઉવસગ્ગનિવારણો એસો ॥ ૮ ॥

અર્થ—પખ્ખી પ્રતિક્રમણને વિષે, ચોમાસી પ્રતિક્રમણને વિષે અને સંવત્સરી પ્રતિક્રમણને વિષે ( એક જણે આ સ્તોત્ર )

---

અનુપમ સરોવરની સમીપે અજિતનાથનું ચૈત્ય હતું અને મરૂદેવી ટુંકની પાસે શાન્તિનાથનું ચૈત્ય હતું ત્યાં નેમિનાથજીના ગણધર નંદિષેણજીએ અજિતશાન્તિ સ્તવનની રચના કરી તેથી તે બન્ને ચૈત્યો પૂર્વાભિમુખ થયાં. મૂળ ગ્રંથકારે અહીં સુધી રચના કરી છે તેમાં ૩૭ ગાથા અને ૨૪૨૩ અક્ષરો આવે છે. બાકીની ગાથાઓ અન્યની કરેલી છે.

૧ સંવચ્છરં રાઇએ અ દિઅહે અ ઇતિ પાઠાન્તરમ્.

૨ આ સ્તવન એકજ જણે ભણવાનું કહ્યું છે તેનું કારણ એ કે એક સાથે ઘણાના બોલવાથી કોલાહલ થાય તેથી સર્વને ઉપયોગ પૂર્વક સંભળાય નહિ તેથી એક સાથે બોલવાની પદ્ધતિ ઉચિત નથી.

અવશ્ય ભણવું અને સર્વે જનોએ સાંભળવું. એ સ્તવ વિઘ્નનું નિવારણ કરનાર છે. ૩૮.

જો પઢઇ જો અ નિસુણઇ, ઉભઓ કાલંપિ અજિઅસંતિથયં। નહુ હુંતિ તસ્સ [1]રોગા, પુવ્વુપ્પન્ના વિ નાસંતિ ॥ ૩૯ ॥

અર્થ—અજિતશાંતિ સ્તવને જે પુરૂષ બંને વખત પણ ( ઉપલક્ષણથી સવાર, બપોર અને સાંઝ ) ભણે છે અને જે સાવધાનપણે સાંભળે છે તેને રોગો હોતા નથી તેમજ પૂર્વે થયેલા ( રોગો ) પણ નાશ પામે છે.

જઇ ઇચ્છહ પરમપયં, અહવા કીર્તિં સુવિત્થડં ભુવણે। તા તેલુક્કુદ્ધરણે, જિણવયણે આયરં કુણહ* ॥ ૪૦ ॥

---

૧ કાસ, શ્વાસ, ભગંદર, કોઢ વગેરે રોગો અથવા સર્વ પ્રકારની પીડાઓ.

* આ ૪૦ ગાથા પ્રસિદ્ધ છે તે સર્વત્ર બોલાય છે, તે શિવાય બીજી બે ગાથાઓ પણ જોવામાં આવે છે; તે નીચે મુજબ—

વવગયકલિકલુસાણં, વવગયનિદ્ધંતરાગદોસાણં।
વવગયપુણબ્ભવાણં, નમોત્થુ તે દેવાહિદેવાણં ॥ ૧ ॥

અર્થ—જો તમે મોક્ષપદને વાંચ્છતા હો અથવા ત્રણ ભુવનમાં વિસ્તાર પામેલી કીર્ત્તિને ઇચ્છતા હો તો ત્રણ લોકનો ઉદ્ધાર કરનારા જિનવચનને વિષે આદર કરો. ૪૦

॥ ઇતિ અજિતશાંતિસ્તવનં સંપૂર્ણમ્ ॥

---

નાશ પામ્યાં છે કલેશ અને મલિનતા જેનાં એવા, નિર્મૂળપણે નાશ પામ્યાં છે રાગ દ્વેષ જેનાં એવા, ગયા છે પુનર્જન્મ જેના એવા તે દેવાધિદેવોને નમસ્કાર હો. ૧.

**સવ્વં પસમઇ પાવં, પુણ્ણં વડ્ઢઇ નમંસમાણસ્સ ।**
**સંપુણ્ણચંદવયણસ્સ, કિત્તણે અજિયસંતિસ્સ ॥ ૨ ॥**

સંપૂર્ણ ચંદ્રના જેવા મુખવાળા અજિતનાથ અને શાંતિનાથ જિનનું કીર્તન કર્યે છતે વંદન કરનારનાં સર્વ પાપ વિશેષે શાંત થાય છે અને પુણ્ય વધે છે. ૨.



# ૭ ॥ અથ *ભક્તામરસ્તોત્રપ્રારમ્ભઃ ॥

## શબ્દાર્થ.

**ભક્તામર**-ભક્તિમંત દેવતાઓના.
**મણિપ્રભાણાં**-મણિઓની કાંતિઓને.
**પ્રણતમૌલિ**-નમેલા મુકુટને વિષે રહેલ.
**ઉદ્યોતકં**-પ્રકાશ કરનાર.

---

* આ ભક્તામર સ્તોત્ર, લઘુશાંતિના કર્ત્તા **શ્રીમાનદેવસૂરિ**ની પાટે આવેલા **શ્રીમાનતુંગસૂરિ**એ રચ્યું છે. સ્તોત્ર રચવાનો હેતુ આ પ્રમાણે જાણવો—શ્રી માલવ દેશમાં ઉજ્જયીની નગરીમાં શ્રી વૃદ્ધભોજ નામે રાજાની સભામાં મયૂર અને બાણ પ્રમુખ ચૌદ વિદ્યામાં પ્રવિણ અને ન્યાય, વેદાંત, મીમાંસા, સાંખ્ય, વૈશેષિક, પાતંજલી વગેરે ષટ્શાસ્ત્રના જાણ, દેવતાની સાન્નિધ્યવાળા અને ગર્વિષ્ઠ એવા પાંચશેં પંડિતો હતા. એકદા મયૂર પંડિત પોતાની પુત્રી જે બાણ પંડિતને પરણાવી હતી તેના ઘર પાસેથી જતાં તે દંપતીનો માંહોમાંહે થતો કલહ સાંભળીને મર્મમાં હાંસી કરી. તેથી તેની પુત્રીએ તેને શ્રાપ આપ્યો. પુત્રીના શ્રાપથી મયૂર કુષ્ટી થયો. પછી તેણે સો કાવ્યવડે સ્તુતિ કરી સૂર્યદેવને પ્રસન્ન કર્યા, સૂર્યે પ્રત્યક્ષ થઈ તેનો કોઢ મટાડ્યો; તેથી તેની ખ્યાતી થઇ. તેથી બાણ પંડિતે ઇર્ષ્યાને લીધે પોતાના હાથપગ કાપીને સો કાવ્યવડે ચંડીદેવીને પ્રસન્ન કરી, ચંડીએ પ્રત્યક્ષ થઈ તેના હાથપગ નવા કર્યા; તેથી તેની પણ વિશેષ ખ્યાતી થઈ. આવા ચમત્કારથી લોકો શિવધર્મની પ્રશંસા કરવા લાગ્યા અને જૈનધર્મની નિંદા કરવા લાગ્યા કે જૈનીઓ ઉદરનિર્વાહને પૂરતી કષ્ટક્રિયા કરે છે પણ કોઈ ચમત્કારી કવિ કે પંડિત તેમનામાં નથી. એક દિવસે વૃદ્ધભોજ રાજાએ શ્રાવકોને પૂછ્યું કે તમારામાં કોઈ આવા વિદ્યાવાળા છે? ત્યારે શ્રાવકોએ કહ્યું કે હે સ્વામી! શ્રીમાનતુંગ સૂરિ આ વખતમાં મહા પ્રાભાવિક છે. તે સાંભળી રાજાએ તેમને બોલાવવાથી તેઓ ત્યાં આવ્યા. પ્રવેશમહોત્સવ

**દલિતપાપ**–દલન કર્યાં છે પાપરૂપ
**સમ્યક્**–રૂડે પ્રકારે.
**પ્રણમ્ય**–નમસ્કાર કરીને.
**યુગાદૌ**–યુગની આદિમાં.
**આલંબનં**–આધારભૂત.
**પતતાં**–પડતા.
**યઃ**–જે ભગવંત.
**તમોવિતાનં**–અંધકારનો સમૂહ જેણે એવા.
**જિનપાદ યુગં**–તીર્થંકરના ચરણ યુગલને.
**ભવજલે**–ભવ સમુદ્રમાં.
**જનાનાં**–ભવ્યજનોને.
**સંસ્તુતઃ**–રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલાછે.

---

વખતે બ્રાહ્મણોએ ઘીથી ભરેલું કચોળું એક માણસના હાથમાં આપી સૂરિ મહારાજને બતાવ્યું, તેથી સૂરિએ એક સળી યાચી લઇને તે ઘીના કચોળામાં મૂકી. આમ કરવાનું કારણ શ્રાવકોએ પૂછવાથી તેમણે જણાવ્યું કે ઘૃતપૂર્ણ કચોળું બતાવી બ્રાહ્મણોએ સૂચના કરી કે કચોળા માંહેનાં ઘીની પેઠે અમારાવડે આ નગરી પૂરી ભરેલ છે તેમાં તમારો અવકાશ નથી. તેથી અમે સળી નાખીને સૂચવ્યું કે જેમ ઘીમાં સળી પ્રવેશ કરે છે તે પ્રમાણે અમારો પણ આ નગરીમાં પ્રવેશ ( સમાસ ) થશે. હવે એક વખત રાજા પાંચશેં પંડિતો સાથે સભામાં બેઠો છે ત્યાં શ્રીમાનતુંગસૂરિને બોલાવીને પૂછ્યું કે તમારામાં કાંઇ વકતૃત્વ શક્તિ છે ? ત્યારે સૂરિએ હા પાડવાથી વાદ ચાલ્યો, તેમાં જગત્ કર્તૃત્વનું ખંડન કરી સર્વને નિરૂત્તર કર્યા; ત્યારે રાજાએ કહ્યું કે બાણ મયૂરની પેઠે કોઇ દૈવીશક્તિ હોય તો બતાવો. પછી સૂરિના કહેવાથી તાળાવાળી ૪૨ ( ૪૮ ) બેડીઓ પહેરાવીને એક ઓરડામાં તેમને પૂર્યા અને દરવાજા મજબુત રીતે બંધ કરી તેને સાત તાળાં માર્યા અને આજુબાજુ બ્રાહ્મણો તથા પહેરગીરો રાખ્યા. પછી માનતુંગસૂરિએ **ભક્તામરસ્તોત્ર** રચવા માંડયું. એકેક કાવ્ય કરતે છતે એક બેડી અને એક તાળું તૂટતું ગયું અને દ્વાર તથા તેના તાળાં સ્વયમેવ ઉઘડી ગયાં. આવો ચમત્કાર જોઈ રાજાએ વિસ્મય પામી ગુરૂનું બહુમાન કર્યું અને પોતે જૈન શાસનમાં પ્રીતિવાળો થયો. આ વૃહદ્‌ગચ્છીય **શ્રીમાનતુંગસૂરિ** શ્રી **વીર** પ્રભુની વીશમી પાટે થયા છે.

**સકલવાઙ્મય**—સમસ્ત શાસ્ત્ર સંબંધી
**ઉદ્ભૂતબુદ્ધિ**—ઉત્પન્ન થયેલ બુદ્ધિવડે.
**સુરલોક નાથૈઃ**—દેવલોકના સ્વામી. ( ઇંદ્રો ) વડે.
**ચિત્તહરૈઃ**—ચિત્તને હરણ કરનારાં.
**સ્તોષ્યે**—સ્તવીશ.
**અહમપિ**—હું પણ.
**જિનેંદ્રં**—જિનેશ્વરને.
**વિના**—રહિત.
**વિબુધ**—દેવતાઓએ.
**સ્તોતું**—સ્તુતિ કરવાને.
**સમુદ્યતમતિઃ**—રૂડે પ્રકારે ઉત્પન્ન થઈ છે મતિ જેને એવો.
**બાલં**—બાળકને.
**જલસંસ્થિતં**—પાણીમાં રૂડેપ્રકારેરહેલ.
**અન્યઃ**—બીજો.
**ઇચ્છતિ**—ઇચ્છે.
**સહસા**—તત્કાળ.
**વક્તું**—કહેવાને.
**ગુણ સમુદ્ર!**—હે ગુણના સાગર!
**તે**—તમારા.
**ક્ષમઃ**—સમર્થ ( થાય ).
**પ્રતિમઃ**—સમાન.
**પવનોદ્ધત**—પવનવડે ઉદ્ધત થયેલ છે
**વા**—અથવા.
**તરીતું**—તરવાને.

**તત્ત્વબોધાત્**—રહસ્યના બોધ થકી.
**પટુભિઃ**—કુશળ.
**સ્તોત્રૈઃ**—સ્તોત્રોવડે.
**જગત્રિતય**—ત્રણ જગતના.
**ઉદારૈઃ**—ઉદાર.
**કિલ**—નિશ્ચે.
**તં પ્રથમં**—તે, પ્રથમ.
**બુદ્ધ્યા**—બુદ્ધિવડે.
**અપિ**—પણ.
**અર્ચિતપાદપીઠ!**—અર્ચન કર્યું છે પાદાસન જેનું એવા.
**વિગતત્રપઃ**—વિશેષે ગઈ છે લજ્જા જેની એવો.
**વિહાય**—મૂકીને.
**ઇન્દુબિંબં**—ચંદ્રબિંબને.
**કઃ**—કોણ.
**જનઃ**—મનુષ્ય.
**ગ્રહીતું**—ગ્રહણ કરવાને.
**ગુણાન્**—ગુણોને.
**શશાંક કાંતાન્**—ચંદ્રમા સરખા મનોહર.
**સુરગુરૂ**—બૃહસ્પતિ.
**કલ્પાંતકાલ**—પ્રલયકાળના.
**નક્રચક્રં**—મગરમત્સ્યનો સમૂહ જેને વિષે એવા.
**અલં**—સમર્થ.

અંબુનિધિં-મહાસાગરને.
સો-એવો.
તવ-તમારી.
મુનીશ !-મુનિના સ્વામી.
સ્તવં-સ્તવનને.
પ્રવૃત્ત:-પ્રવૃત્ત થયો છું.
પ્રીત્યા-પ્રીતિવડે.
અવિચાર્ય-નહિ વિચારીને.
મૃગેંદ્રં-સિંહની.
કિં-શું ?
પરિપાલનાર્થં-રક્ષણને અર્થે.
ભુજાભ્યાં-બે હાથવડે.
તથાઽપિ-તોપણ.
ભક્તિવશાત્-ભક્તિના વશ થકી.
કર્તું-કરવાને.
વિગતશક્તિ:-ગયેલ છે શક્તિ જેની એવો.
આત્મવીર્યં-પોતાના બળને.
મૃગ:-હરણ.
ન અભ્યેતિ-સામે નથી થતો.
નિજશિશો:-પોતાના બાળકના.

## મંગળ તથા અભિધેય.

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા-મુ-
દ્યાતકં દલિતપાપતમોવિતાનં ॥ સમ્યક્
પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા-વાલંબનં ભ-
વજલે પતતાં જનાનામ્ ॥ ૧ ॥

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા-
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ ॥ સ્તોત્રૈ-
ર્જગત્ત્રિતયચિત્તહરૈરુદારૈઃ, સ્તોષ્યે કિલાહ-

મપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ॥ ૨ ॥ યુગ્મં ॥

અર્થ—ભક્તિમંત દેવતાઓના નમેલા મુકુટને વિષે રહેલ મણિઓની કાંતિઓને પ્રકાશ કરનાર, દલન કર્યો છે પાપરૂપ અંધકારનો સમૂહ જેણે એવા અને [1]યુગની આદિમાં ભવ સમુદ્રમાં પડતા ભવ્ય જનોને આધારભૂત એવા ( પ્રથમ ) તીર્થંકરના ચરણ યુગલને રૂડે પ્રકારે નમસ્કાર કરીને; જે ભગવંત, સમસ્ત શાસ્ત્રના રહસ્યના જ્ઞાનથકી ઉત્પન્ન થયેલ બુદ્ધિવડે કુશળ એવા ઈંદ્રોવડે, ત્રણ જગતના ચિત્તને હરણ કરનારાં અને ઉદાર સ્તોત્રોવડે રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા છે તે પ્રથમ જિનેંદ્રને હું પણ નિશ્ચે સ્તવીશ. ૧–૨

## કવિએ બતાવેલી પોતાની લઘુતા.

બુદ્ધ્યા વિનાऽપિ વિબુધાર્ચિતપાદપીઠ!
સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોऽહમ્ ॥ બાલં
વિહાય જલસંસ્થિતમિન્દુબિમ્બ—મન્યઃ ક
ઇચ્છતિ જનઃ સહસા ગ્રહીતુમ્ ? ॥ ૩ ॥

અર્થ—હે વિબુધાર્ચિતપાદપીઠ ( દેવતાઓએ અથવા પંડિતોએ અર્ચન કર્યું છે પાદાસન જેનું એવા )! બુદ્ધિ ( પ્રબલ

---

૧ ધર્મપ્રવર્ત્તનની આદિમાં અર્થાત્ ધર્મનો વિચ્છેદ થયા પછી ફરી ધર્મની પ્રવૃત્તિ થાય તે યુગની આદિ જાણવી, એટલે ત્રીજા આરાને છેડે.

જ્ઞા ) વિના પણ સ્તુતિ કરવાને રૂડે પ્રકારે ઉદ્યમવાળી મતિ છે જેની એવો અને વિશેષે ગઈ છે લજ્જા જેની એવો ( શક્તિ વિના સ્તુતિ કરવાને તત્પર થયો માટે લજ્જા વિનાનો-ધીઠો ) હું છું. પાણીને વિષે રૂડે પ્રકારે રહેલ ( પ્રતિબિંબિત થયેલ ) ચંદ્રમાના બિંબને બાળકને મૂકીને ( બાળક સિવાય ) બીજો કયો મનુષ્ય તત્કાળ ગ્રહણ કરવાને ઇચ્છે? અર્થાત્ બાળક વિના બીજો કોઈ બુદ્ધિવાન જળપ્રતિબિંબિત ચંદ્રને ગ્રહણ કરવા ઇચ્છતો નથી તેમ હું પણ બાળકની પેઠે અશક્ત છતાં સ્તુતિ કરવાને ઇચ્છું છું. ૩

## સ્તુતિ કરવાની અશકયતાનું વર્ણન.

**વક્તું ગુણાન્ ગુણસમુદ્ર ! શશાંકકાં-**
**તાન્. કસ્તે ક્ષમઃ સુરગુરૂપ્રતિમોઽપિ બુદ્ધ્યા ॥**
**કલ્પાંતકાલપવનોદ્ધતનક્રચક્રં, કો [1]વા તરીતુ-**
**મલમંબુનિધિં ભુજાભ્યામ્ ॥ ૪ ॥**

અર્થ—હે ગુણસમુદ્ર ( ધૈર્ય ગાંભીર્યાદિ ગુણનાં સ્થાન ) ! ચંદ્રમા સરખા મનોહર-ઉજ્વળ એવા તમારા ગુણોને બુદ્ધિવડે કરીને બૃહસ્પતિ સમાન એવો પણ કયો પુરૂષ કહેવાને સમર્થ

---

૧ વા ઉપમાને વિષે વપરાયેલ છે. મતલબ કે જેમ સમુદ્રને કોઈએ હાથવડે તરી શકે નહિ તેમ તમારા ગુણો કહેવાને બૃહસ્પતિ જેવા પણ સમર્થ થાય નહિ.

થાય ? અર્થાત્ કોઈ સમર્થ થતો નથી. અથવા તો પ્રલય કાળના પવનવડે ઉદ્ધત થયેલ ( ઉછળી રહ્યો ) છે મગર મત્સ્યનો સમૂહ જેને વિષે એવા સમુદ્રને કયો પુરૂષ બે ભૂજાવડે તરવાને સમર્થ થાય ? ૪.

## સ્તોત્ર રચવાનો હેતુ.

**સોઽહં તથાઽપિ તવ ભક્તિવશાન્મુનીશ!, કર્તું સ્તવં વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ ॥ પ્રીત્યાઽઽત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેંદ્રં, નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્ ॥ ૫ ॥**

અર્થ—હે મુનીશ ( તત્ત્વને જાણનારા મહર્ષિઓના સ્વામી)! એવો ( સ્તોત્ર કરવાને અસમર્થ ) હું છું તો પણ તમારી ભક્તિના વશ થકી ( ભક્તિના આગ્રહથી ) વિશેષે ગઈ છે શક્તિ જેની ( શક્તિ રહિત ) એવો છતો પણ સ્તવન કરવાને હું પ્રવૃત્ત થયો છું. હરિણ, સ્નેહવડે પોતાના બાળકના રક્ષણને માટે પોતાનું બળ નહિ વિચારીને સિંહની સામે શું નથી થતો ( લડવાને શું સન્મુખ નથી જતો ) ? ૫.

## શબ્દાર્થ.

**અલ્પશ્રુતં**—થોડા શાસ્ત્રને જાણનાર.
**શ્રુતવતાં**—બહુ શ્રુતોને.
**પરિહાસધામ**—હાસ્યનું સ્થાન.
**ત્વત્**—તમારી.
**ભક્તિરેવ**—ભક્તિજ.
**મુખરીકુરૂતે**—વાચાળ કરે છે.

બલાત્–બલાત્કારે.
યત્–જે કારણ માટે.
મધૌ–ચૈત્ર માસમાં.
વિરૌતિ–બોલે છે.
ચારૂચૂતકલિકા–મનોહર આમ્ર કલિકાનો.
ભવસંતતિ–ભવ પરંપરાવડે.
પાપં–પાપ.
ક્ષયં–ક્ષયને.
શરીરભાજાં–દેહધારીઓનું.
અલિનીલં–ભ્રમર જેવો કાળો.
આશુ–શીઘ્ર.
ભિન્નમિવ–નાશ પામેલો હોય તેમ.
અંધકારં–અંધારૂં.
મત્વા–માનીને.
મયા–મારાવડે.
આરભ્યતે–આરંભ કરાય છે.
પ્રભાવાત્–પ્રભાવવડે.
હરિષ્યતિ–હરણ કરશે.
નલિનીદલેષુ–કમલીનીના પત્રને વિષે.
નનુ–નિશ્ચે.
આસ્તાં- દૂર રહો.
સમસ્તદોષં–સમગ્ર દોષ જે થકી એવું.
જગતાં–જગતના.
હંતિ–હણે છે.
સહસ્રકિરણઃ–સૂર્ય.

મામ્–મને.
કોકિલઃ–કોયલ.
મધુરં–મનોજ્ઞ.
તત્–તે.
નિકરૈકહેતુઃ–સમૂહ તેજ એક હેતુછે.
સંસ્તવેન–રૂડા સ્તવન વડે.
સન્નિબદ્ધં–બંધાયેલ.
ક્ષણાત્–ક્ષણવારમાં.
ઉપૈતિ–પામે છે.
આક્રાંતલોકં–લોકમાં વ્યાપ્ત થયેલ.
અશેષં–સમસ્ત.
સૂર્યાંશુ–સૂર્યના કિરણોવડે
શાર્વરં–અંધારી રાત્રીથી ઉત્પન્ન થયેલ.
ઇતિ–એમ.
ઇદં–આ.
તનુધિયા–મંદ બુદ્ધિવાળા.
ચેતો–ચિત્તને.
સતાં–સજ્જનોના.
મુક્તાફલદ્યુતિં–મોતિની કાંતિને.
ઉદબિંદુઃ–પાણીનું ટીપું.
અસ્ત–નાશ પામ્યા છે.
સંકથા–કથા.
દુરિતાનિ–પાપોને.
દૂરે–દૂર રહો.
કુરૂતે–કરે છે.

**પ્રભાએવ**–પ્રભાજ.
**જલજાનિ**–કમળો.
**વિકાશભાંજિ**–વિકસ્વર.
**પદ્માકરેષુ**–કમળના સમૂહ વાળા સરોવરને વિષે,
**અત્યદ્ભુતં**–અત્યંત આશ્ચર્ય.
**ભુવનભૂષણભૂત**–ત્રણ ભુવનના આભુષણ તુલ્ય.
**ભૂતૈઃ**–સત્ય.
**ગુણૈઃ**–ગુણોવડે.
**ભુવિ**–જગતમાં.
**ભવન્તં**–તમોને.
**અભિષ્ટુવન્તઃ**–સ્તુતિ કરનારા.
**તુલ્યા**–સરખા.
**ભવંતિ**–થાય છે,
**ભવતઃ**–તમારી.
**તેન**–તે વડે.
**ભૂત્યા**–સંપત્તિવડે.
**આશ્રિતં**–સેવકને.
**ઈહિ**–આ લોકમાં.
**આત્મસમં**–પોતાની તુલ્ય.
**ન કરોતિ**–નથી કરતા.

**અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ, ત્વ-દ્ભક્તિરેવ મુખરીકુરૂતે બલાન્મામ્ ॥ યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરૌતિ, તચ્ચારૂચૂતકલિકાનિકરૈકહેતુઃ ॥ ૬ ॥**

અર્થ—અલ્પ શાસ્ત્રના બોધવાળા અને બહુશ્રુત ( ઘણા શાસ્ત્રને જાણનારા પંડિતો ) ને હાસ્યનું સ્થાન એવા મને તમારી ભક્તિજ બલાત્કારથી વાચાળ કરે છે. જે કારણ માટે કોયલ નિશ્ચે ચૈત્રમાસ ( વસંત ઋતુ ) માં મધુર શબ્દ બોલે છે તેનો મનોહર આમ્રકલિકાનો સમૂહ તેજ એક હેતુ ( કારણ ) છે. અર્થાત્ જેમ આંબાનો મોર ખાવાથી કોયલ મધુર સ્વર બોલે છે, તેમ હું તમારી ભક્તિરૂપ શક્તિવડે સ્તોત્ર કરીશ. ૬.

### સ્તવન કરવાથી થતો લાભ.

**ત્વત્સંસ્તવેન ભવસંતતિસન્નિબદ્ધં, પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્ ॥ આક્રાંતલોકમલિનીલમશેષમાશુ, સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમન્ધકારમ્ ॥ ૭ ॥**

અર્થ—હે ભગવંત ! તમારા રૂડા સ્તોત્રવડે ( ગુણવર્ણનવડે ) દેહધારીઓ ( પ્રાણીઓ ) નું સંસારની પરંપરાવડે બંધાયેલ પાપ ( અશુભ કર્મ ), જેમ વ્યાપ્ત થયેલ છે લોક જેનાથી એવો ( લોકમાં વ્યાપી રહેલો ) અને ભ્રમર જેવો કાળો કૃષ્ણપક્ષની રાત્રી સંબંધી સમસ્ત અંધકાર, શીઘ્ર સૂર્યના કિરણોવડે નાશ પામે છે, તેમ ક્ષણવારમાં ક્ષયને પામે છે. ૭.

### સ્તવન કરવાના હેતુની વિશેષ દ્રઢતા.

**મત્વેતિ નાથ ! તવ સંસ્તવનં મયેદમારભ્યતે તનુધિયાઽપિ તવ પ્રભાવાત્ ॥ ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ, મુક્તાફલદ્યુતિમુપૈતિ નનૂદબિન્દુઃ ॥ ૮ ॥**

અર્થ—હે નાથ ! તમારા પ્રભાવવડે તમારૂં આ સ્તોત્ર સજ્જન પુરૂષોનાં ચિત્તનું હરણ કરશે, એ પ્રકારે માનીને ( જાણીને ) મંદબુદ્ધિવાળો પણ હું તેનાવડે તમારૂં સ્તોત્ર આરંભ કરાય છે ( રચાય છે ); અર્થાત્ હું તમારૂં સ્તોત્ર રચું છું; કેમકે કમલીનીના પત્રને વિષે પડેલ જળબિંદુ નિશ્ચે મુક્તાફળ (મોતી) ની જેવી કાંતિને પામે છે. અર્થાત્ કમળ પત્રમાં રહેલ જળબિંદુ કમળના પ્રભાવે મોતી જેવું દેખાય છે તેમ તમારા પ્રભાવવડે કરીને આ સ્તોત્ર સજ્જનોને આનંદકારી થશે. ૮

## ભગવંતની કથાનું માહાત્મ્ય.

**[૧]આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં, ત્વત્સંકથાઽપિ જગતાં દુરિતાનિ હંતિ ॥દૂરે સહસ્રકિરણઃ કુરૂતે પ્રભૈવ, પદ્માકરેષુ જલજાનિ વિકાશભાંજિ ॥ ૯ ॥**

અર્થ—હે પ્રભુ ! નાશ પામ્યા છે સમસ્ત દોષ ( રાગ દ્વેષ કષાયાદિ ) જે થકી એવું તમારૂં સ્તવન દૂર રહો, પરંતુ તમારી કથા ( આ ભવ પરભવના ચરિત્રની વાર્તા અથવા તમારૂં નામ) પણ જગતનિવાસી લોકોના પાપોને હરે છે. જેમ-સૂર્ય દૂર રહો પરંતુ તેની કાંતિજ ( અરૂણોદય ) કમળના સમૂહવાળા સરોવરને વિષે કમળોને વિકસ્વર કરે છે. ૯

---

૧ ક્રિયાના અર્થવાળું અવ્યય છે.

ગુણસ્તુતિનું ફળ.

**નાત્યદ્ભુતં ભુવનભૂષણભૂત ! નાથ !, ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમભિષ્ટુવંતઃ ॥ તુલ્યા ભવંતિ ભવતો [1]નનુ તેન [2]કિંવા, ભૂત્યાઽઽશ્રિતં ય ઇહ નાત્મસમં કરોતિ ॥ ૧૦ ॥**

અર્થ—હે ત્રણ ભુવનના આભૂષણ તુલ્ય, હે નાથ ! સત્ય ગુણોવડે કરીને, પૃથ્વીને વિષે તમારી સ્તુતિ કરનારા મનુષ્યો તમારી સરખા થાય છે ( મોક્ષ પામે એટલે તમારી તુલ્ય થાય ) તે અતિ આશ્ચર્ય નથી, અથવા જે સ્વામી આ લોકને વિષે પણ પોતાના આશ્રિત ( સેવક ) ને લક્ષ્મી વડે પોતાની તુલ્ય ન કરે તેવા ( સ્વામિ ) વડે કરીને શું ! અર્થાત્ કાંઇજ નહિ.

**શબ્દાર્થ.**

દૃષ્ટ્વા-જોઇને
અનિમેષ-મટકું માર્યા વિના, એકી નજરે.
ભવંતં-તમોને.
વિલોકનીયં-જોવા યોગ્ય.
અન્યત્ર-બીજે સ્થાને.

---

૧ પ્રશ્નના અર્થમાં પણ વપરાય છે.

૨ જે પોતાના સેવકને પોતાની સમાન કરે તેજ ખરો સ્વામી જાણવો, બીજા સ્વામી કંઇ ગણતરીમાં નથી; એવો આ લોકમાં પણ વ્યવહાર છે. તો હે ભગવંત ! તમે ખરા સ્વામી છો માટે હું પણ તમારી સ્તવનાવડે તમારા તુલ્ય તીર્થંકરની ઋદ્ધિ પામીશ; એવી યાચના સ્તોત્રકાર કરે છે.

તોષં-સંતોષને.
જનસ્ય-મનુષ્યની.
પીત્વા-પીને.
શશિકરદ્યુતિ-ચંદ્રના કિરણોની કાંતિ જેવા.
જલનિધે:-લવણ સમુદ્રના.
ઇચ્છેત્-ઇચ્છે.
શાંતરાગરૂચિભિ:-શાંત રસના ભાવની છાયાવાળા.
ત્રિભુવન-ત્રણભુવનને વિષે.
તાવંત-તેટલા.
એવ-નિશ્ચયાર્થે.
અણવ:-પરમાણુઓ.
યત્-જે કારણ માટે.
સમાનં-સરખું.
હિ-નિશ્ચે.
અસ્તિ-છે.
ક્વ-ક્યાં.
નેત્રહારિ-નેત્રને હરણ કરનારૂં.
નિ:શેષ-સમસ્ત પ્રકારે.
જગત્ત્રિતય-ત્રણ જગતની.
બિંબં-બિંબ.
નિશાકરસ્ય-ચંદ્રમાનું.
યદ્-જે.
ભવતિ-થાય છે.
કલ્પં-સરખું.
શશાંકકલાકલાપ-ચંદ્રની કળાના

ઉપયાતિ-પામે.
ચક્ષુ:-નેત્ર-આંખ.
પય:-પાણીને
દુગ્ધસિંધો:-ક્ષીર સમુદ્રના.
ક્ષારંજલં-ખારા પાણીને.
અશિતું-પીવાને.
યૈ:-જે.
પરમાણુભિ:-પરમાણુઓવડે.
નિર્માપિત:-નિર્માણ કરાયેલા છો.
એકલલામભૂત !-અદ્વિતીય તિલક સમાન.
ખલુ-નિશ્ચે.
પૃથિવ્યાં-જગત્માં.
તે-તમારા.
અપરં-બીજું.
રૂપં-રૂપ.
વક્ત્રં-મુખ.
સુરનરોરગ-દેવ, મનુષ્ય અને ભવનપતિનાં
નિર્જિત-જીતી છે,
ઉપમાનં-ઉપમા જેણે એવું.
કલંકમલિનં-કલંક વડે ગ્લાની પામેલું.
વાસરે-દિવસે.
પાંડુપલાશ-પીળા ખાખરાના પાન.
સંપૂર્ણ મંડલ-સંપૂર્ણ મંડળવાળા પૂર્ણિમાના.

સમૂહ સરખા.
ગુણાઃ-ગુણો.
તવ-તમારા.
યે-જે પુરૂષો.
તાન્-તેને.
સંચરતઃ-વિચરતા.
ચિત્રં-આશ્ચર્ય.
યદિ-જો.
અંગનાભિઃ-સ્ત્રીઓવડે.
મનાક્-કિંચિત્.
વિકારમાર્ગં-વિકારની ચેષ્ટાને
મરૂતા-વાયુવડે.
અચલેન-પર્વતો જેનાથી એવા.
શિખરં-શિખર-ટોચ.
કદાચિત્-ક્યારે પણ.
શુભ્રા-ઉજ્વળ.
ત્રિભુવનં-ત્રણ ભુવનને.
લંઘયંતિ-ઉલ્લંઘન કરે છે.
સંશ્રિતાઃ-આશ્રય કરીને રહેલાછે.
નિવારયતિ-નિવારણ કરે.
યથેષ્ટં-સ્વેચ્છાએ.
અત્ર-અહીં.
ત્રિદશ-દેવતાઓની.
નીતં-પામેલું.
મનઃ-મન.
કલ્પાંતકાલ-પ્રલયકાળના.
ચલિત-કંપાયમાન થયા છે.
મંદરાદ્રિ-મેરૂપર્વતનું.
ચલિતં-ચલાયમાન થયેલું.

## ભગવદ્દર્શનનું ફળ.

**દૃષ્ટ્વા ભવંતમનિમેષવિલોકનીયં, નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુઃ ॥ પીત્વા પયઃ શશિકરદ્યુતિદુગ્ધસિંધોઃ, ક્ષારં જલં જલનિધેરશિતું ક* ઇચ્છેત્ ? ॥ ૧૧ ॥**

* ક્ષીર સમુદ્રના નિર્મળ જળ તુલ્ય જિનદેવનું દર્શન પામીને લવણ સમુદ્રના ખારા પાણી તુલ્ય અન્ય દેવના દર્શનને કોણ વાંછે? અર્થાત્ કોઈ ન જ ઇચ્છે.

અર્થ—નિમેષોન્મિષ ( મટકું મારવું ) રહિતપણે જોવા યોગ્ય ( એકીટસે–એકીનજરે જોવા યોગ્ય ) એવા તમોને જોઇને મનુષ્યની ચક્ષુ બીજે સ્થાને ( અન્ય દેવમાં ) સંતોષ ( આનંદ ) પામતી નથી. કેમકે ચંદ્રના કિરણની કાંતિ જેવા ( ઉજ્વળ ) ક્ષીર સમુદ્રના પાણીને પીને લવણ સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઇચ્છે ? ૧૧

## ભગવંતના રૂપનું વર્ણન.

**યૈઃ [1]શાંતરાગરૂચિભિઃ પરમાણુભિસ્ત્વં[2], નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામ[3]ભૂત ! ॥ તાવંત એવ ખલુ તેઽપ્યણવઃ પૃથિવ્યાં, યત્તે સમાનમપરં ન હિ રૂપમસ્તિ ॥ ૧૨ ॥**

અર્થ—હે ત્રણ ભુવનને વિષે અદ્વિતીય તિલક (આભરણ) સમાન ! શાંત રસના ભાવની છાયાવાળા જે પરમાણુઓવડે તમે નિર્માણ કરાયેલા છો તે પરમાણુઓ પણ જગતમાં નિશ્ચે તેટલાજ છે, જે કારણ માટે તમારા સમાન બીજું કોઈ રૂપ ( આ જગતમાં ) નિશ્ચે નથી. ૧૨

---

૧ " શાંત થઈ છે રાગની છાયા ( ઇચ્છારૂપ મોહનીયકર્મ ) જે થકી એવા " એવો અર્થ પણ થાય છે.

૨ જેની સાથે વિશેષ પ્રીતિ હોય તેને એક વચને બોલાવાય છે.

૩ મસ્તકે ધારણ કરેલી પુષ્પની માળા અથવા તિલક તે **લલામ.**

## ભગવંતના મુખનું વર્ણન.

વક્ત્રં ક્વ તે સુરનરોરગનેત્રહારિ, નિઃશે-
ષનિર્જિતજગત્ત્રિતયોપમાનમ્ ॥ બિંબં ક-
લંકમલિનં [1]ક્વ નિશાકરસ્ય, યદ્વાસરે ભ-
વતિ [2]પાંડુપલાશકલ્પમ્ ॥ ૧૩ ॥

અર્થ—દેવ, મનુષ્ય અને ભવનપતિ ( નાગકુમાર ) દેવના નેત્રને હરણ કરનારૂં ( મોહ પમાડનારૂં ) તથા સમસ્ત પ્રકારે જીતી છે ત્રણ જગતની ઉપમા ( કમળ, ચંદ્ર, દર્પણ આદિ પદાર્થોની ) જેણે એવું તમારૂં મુખ ક્યાં ? અને લાંછન–કલંકવડે મલિન ( ગ્લાની પામેલું ) તથા જે દિવસે પીળા ખાખરાના પાન સરખું ( નિસ્તેજ ) થાય છે એવું ચંદ્રમાનું બિંબ ક્યાં ? અર્થાત્ ચંદ્ર બિંબ કરતાં ભગવંતના મુખનું તેજ અત્યંત નિર્મળ છે માટે તે ઉપમા સંભવે નહિ. ૧૩

## ભગવંતના ગુણની વ્યાપ્તિ.

સંપૂર્ણમંડલશશાંકકલાકલાપ-શુભ્રા ગુ-

---

૧ બે વસ્તુનો મુકાબલો કરવામાં ક્વ શબ્દ મોટું અંતર સૂચવનારો છે.

૨ ખાખરાનું પાન પાકવાથી પીળું પડી જાય છે તેના જેવું નિસ્તેજ–ફીકું.

ણાસ્ત્રિભુવનં તવ લંઘયંતિ ॥ યે સંશ્રિતા-
સ્ત્રિજગદીશ્વર! નાથમેકં, કસ્તાન્નિવારયતિ
સંચરતો યથેષ્ટમ્ ॥ ૧૪ ॥

અર્થ—હે ત્રણ જગતના ઇશ્વર! સંપૂર્ણ મંડળવાળા પૂ-
ર્ણિમાના ચંદ્રની કળાના સમૂહ સરખા ઉજ્જવળ એવા તમારા
ગુણો ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે છે ( ત્રણ ભુવનને વ્યાપીને ર-
હેલા છે ). કેમકે જે એક ( અદ્વિતીય-સમર્થ ) નાથને આશ્રય
કરીને રહેલા છે તેને સ્વેચ્છાએ વિચરતાં કોણ નિવારણ કરી
શકે. અર્થાત્ ત્રણે ભુવન ભગવંતના ગુણ ગ્રહણ કરવામાં તત્પર
હોય છે. ૧૪

ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિ-
ર્નીતં મનાગપિ મનો ન વિકારમાર્ગમ્ ॥
કલ્પાંતકાલમરૂતા ચલિતાચલેન, કિં મંદરા-
દ્રિશિખરં ચલિતં કદાચિત્ ॥ ૧૫ ॥

અર્થ—હે દેવ! દેવાંગનાઓવડે તમારૂં મન જરા પણ
વિકારની ચેષ્ટાને પામ્યું નથી તેમાં શું આશ્ચર્ય છે? કેમકે કં-
પાયમાન થયા છે અન્ય પર્વતો જેનાથી એવા પ્રલયકાળના પવન
વડે ક્યારે પણ મેરૂપર્વતનું શિખર ચલાયમાન થયેલું છે? આ-

ર્થાત્ કલ્પાંતકાળનો પવન, અન્ય પર્વતને કંપાવી શકે છે પણ મેરૂને કંપાવી શકતો નથી, તેમ દેવાંગનાઓ હરિહરાદિ અન્યને ક્ષોભ પમાડે છે પણ તમને ક્ષોભ પમાડી શકતી નથી. ૧૫

## શબ્દાર્થ.

**નિર્ધૂમવર્ત્તિ:**–ધુમાડા અને વાટ રહિત.
**કૃત્સ્નં**–સમગ્ર.
**પ્રકટીકરોષિ**–પ્રકટ કરો છો.
**જાતુ**–કદાપિ.
**અચલાનાં**–પર્વતો જે થકી એવા.
**અપર:**–અપૂર્વ–લોકોત્તર.
**જગત્ પ્રકાશ:**–જગત્ પ્રસિદ્ધ.
**ઉપયાસિ**–પામે છે.
**સ્પષ્ટીકરોષિ**–પ્રકાશ કરો છો.
**યુગપત્**–સમકાળે–એકસાથે.
**અંભોધરોદર**–મેઘના મધ્યભાગવડે.
**મહાપ્રભાવ:**–મહોટો પ્રતાપ જેનો એવા.
**મુનીંદ્ર !**–મુનિઓના સ્વામી.
**નિત્યોદયં**–નિરંતર ઉદય પામેલું.
**મહાંધકારં**–મ્હોટો અંધકાર જેણે એવું
**રાહુવદનસ્ય**–રાહુના મુખને.
**વિભ્રાજતે**–શોભે છે.
**અનલ્પકાંતિ**–ઘણી કાન્તિવાળું.
**શશાંકબિંબં**–ચંદ્રના બિંબરૂપ.
**અપવર્જિત તૈલપૂર:**–ત્યાગ કર્યો છે તેલનો પૂર જેણે એવો.
**જગત્ત્રયં**–ત્રણ જગતને.
**ગમ્ય:**–બુઝાઇ જવા યોગ્ય.
**મરૂતાં**–પવનોને.
**દીપ:**–દીપક.
**અસિ**–છો.
**અસ્તં**–અસ્તને.
**રાહુગમ્ય:**–રાહુવડે ગ્રસવા યોગ્ય.
**સહસા**–તત્કાળ.
**જગંતિ**–ત્રણ જગતને.
**નિરૂદ્ધ**–આચ્છાદિત થયો છે.
**સૂર્યાતિશાયિ**–સૂર્ય થકી અધિક.
**મહિમા**–મહિમાવાળા.
**લોકે**–લોકને વિષે.
**દલિતમોહ**–દલન કર્યો છે મોહરૂપ,
**ગમ્યં**–ગ્રસવા યોગ્ય.
**વારિદાનાં**–વાદળાંઓને.
**મુખાબ્જં**–મુખરૂપ કમળ.
**વિદ્યોતયત્**–પ્રકાશ કરતું.
**શર્વરીષુ**–રાત્રીઓને વિષે.

**શશિના**–ચંદ્રવડે.
**વિવસ્વતા**–સૂર્યવડે.
**મુખેંદુ**–મુખરૂપ ચંદ્રવડે.
**તમસ્સુ**–અંધકાર.
**વનશાલિનિ**–વનવડે શાભાયમાન થયેલ.
**કિયત્**–શું ?
**જલભારનમ્રૈઃ**–પાણીના ભારવડે નમી ગયેલા.
**ત્વયિ**–તમારા વિષે.
**કૃતાવકાશં**–અનંત ધર્માત્મક પદાર્થોને વિષે કર્યો છે પ્રકાશ જેણે એવું.
**નાયકેષુ**–પોતપોતાના શાસનના નાયક
**સ્ફુરન્મણિષુ**–દેદીપ્યમાન મણિઓને વિષે.
**તુ**–વળી.
**કિરણાકુલે**–કાન્તિવડે વ્યાપ્ત.
**અહ્નિ**–દિવસે.
**યુષ્મદ્**–તમારા.
**દલિતેષુ**–દલન કરાયે છતે.
**નિષ્પન્નશાલિ**–પાકેલા શાલિના.
**જીવલોકે**–મૃત્યુલોક છતે.
**કાર્યં**–પ્રયોજન
**જલધરૈઃ**–મેઘોવડે.
**જ્ઞાનં**–જ્ઞાન.
**યથા**–જેવી રીતે.
**વિભાતિ**–શોભે છે.
**એવં**–એ પ્રકારે.
**તથા**–તેવી રીતે.
**હરિહરાદિષુ**–હરિહરાદિ દેવોને વિષે
**તેજઃ**–પ્રકાશ.
**યાતિ**–પામે છે.
**મહત્ત્વં**–મોટાઇને.
**કાચશકલે**–કાચના ટુકડાને વિષે.
**અપિ**–પણ

## દીપકની ઉપમાની વ્યર્થતા.

**નિર્ધૂમવર્ત્તિરપવર્જિતતૈલપૂરઃ, કૃત્સ્નં જગત્ત્રયમિદં પ્રકટીકરોષિ ॥ [1]ગમ્યો ન**

---

૧ પરાભવ કરવાને શક્ય–વશવર્ત્તિ.

**જાતુ મરતાં ચલિતાચલાનાં; દીપોઽપરસ્ત્વ-**
**મસિ નાથ! જગત્પ્રકાશઃ ॥ ૧૬ ॥**

અર્થ—હે નાથ! દ્વેષરૂપ ધુમ્ર અને [૨]કામદશારૂપી વાટ રહિત, ત્યાગ કર્યો છે સ્નેહપ્રકાશરૂપ તેલનો પૂર (તેલનું પૂરવું) જેણે એવા, આ સમગ્ર ત્રણ જગતને કેવળજ્ઞાનરૂપ ઉદ્યોતવડે પ્રકાશ કરો છો અને ચલાયમાન થયા છે પર્વતો જેથકી એવા પવનોને કદાપિ ગમ્ય નથી ( પવનવડે ઓલાય એવા નથી ) એવા જગત્ પ્રસિદ્ધ ( અથવા જગતને વિષે જ્ઞાનનો ઉદ્યોત છે જેનો એવા ) તમે અપૂર્વ ( લોકોત્તર ) દીપક છો. અર્થાત્ લૌકિક દીપક ધુમ્ર, વાટ અને તેલ સહિત છે અને ઘરમાંજ માત્ર પ્રકાશ કરે છે તથા પવનવડે ઓલાઈ જાય છે ત્યારે આપ પૂર્વોક્ત ધુમ્ર, વાટ અને તેલ રહિત છતાં ત્રણે લોકને પ્રકાશ કરો છો અને ગમે તેવા પવનવડે આપનો જ્ઞાન પ્રકાશ ઓલાઈ જતો નથી માટે અપૂર્વ દીપક છો. ૧૬

## સૂર્યની ઉપમાની વ્યર્થતા.

**નાસ્તં કદાચિદુપયાસિ ન રાહુગમ્યઃ,**

---

૧ લૌકિક દીપક ( દીવા ) થી અન્ય સ્વરૂપવાળો બીજો લોકોત્તર દીપક.

૨ કામની દશ અવસ્થાઓ છે તે આ પ્રમાણે જાણવી—૧ કામની ઈચ્છા, ૨ મેળવવાની ચિંતા, ૩ સ્મરણ, ૪ ગુણકીર્તન, ૫ ઉદ્વેગ, ૬ પ્રલપન-જેમ તેમ બોલવું, ૭ ઉન્માદ, ૮ અંગદાહ વગેરે વ્યાધિનો સંભવ, ૯ જડતા અને ૧૦ મરણ (કામની પ્રાપ્તિ નહિ થવાથી મરવા તૈયાર થાય).

**સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગંતિ ॥ નાં-ભોધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ, સૂર્યાતિશાયિ-મહિમાઽસિ મુનીંદ્ર ! લોકે ॥ ૧૭ ॥**

અર્થ—હે મુનીંદ્ર ! તમે જગતને વિષે સૂર્યથકી અધિક મહિમાવાળા છો. કેમકે કદાપિ ( કોઈ પણ વખતે ) અસ્ત પામતા નથી. રાહુવડે ગ્રસવા યોગ્ય ( પાપરૂપ રાહુવડે પરાભવ પામવા યોગ્ય ) નથી, તત્કાળ સમકાળે ત્રણ જગતને પ્રકાશ કરો છો અને મેઘ ( જ્ઞાનાવરણાદિ કર્મરૂપ વાદળાં ) ના મધ્ય ભાગવડે આચ્છાદિત થયો છે મહોટો પ્રતાપ ( જ્ઞાન પ્રકાશ ) જેનો એવા નથી. અર્થાત્ સૂર્યની ઉપમા પણ આપને ઘટતી નથી કેમકે તેના કરતાં પણ અધિક મહિમાવાળા તમે છો. ૧૭

### ચંદ્રની ઉપમાની વ્યર્થતા.

**નિત્યોદયં દલિતમોહમહાંધકારં, ગમ્યં ન રાહુવદનસ્ય ન વારિદાનામ્ ॥ વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પકાંતિ, વિદ્યોતયજ્જગદપૂર્વશશાંકબિમ્બમ્ ॥ ૧૮ ॥**

અર્થ—નિરંતર ઉદય પામેલું; દલન કર્યો છે અજ્ઞાનરૂપ

( મોહનીય કર્મરૂપ ) મ્હોટો અંધકાર જેણે એવું, રાહુ ( કુતર્કવાદીરૂપ ) ના મુખને નહિ ગ્રસવા યોગ્ય, આઠ કર્મરૂપ વાદળાંઓને નહિ આચ્છાદન કરવા યોગ્ય, અત્યંત કાન્તિવાળું અને ત્રણ જગતને પ્રકાશ કરતું એવું તમારૂં મુખરૂપ કમળ, અપૂર્વ ચંદ્રમાના બિંબરૂપ શોભે છે. અર્થાત્ ચંદ્રની ઉપમા પણ આપને ઘટતી નથી કેમકે તેના કરતાં પણ આપ અધિક મહિમાવાળા છો. ૧૮

**કિં શર્વરીષુ શશિનાઽહ્નિ વિવસ્વતા વા,**
**યુષ્મન્મુખેંદુદલિતેષુ તમસ્સુ નાથ! ॥ નિ-**
**ષ્પન્નશાલિવનશાલિનિ જીવલોકે, કાર્યં કિ-**
**યજ્જલધરૈર્જલભારનમ્રૈઃ ॥ ૧૯ ॥**

અર્થ—હે નાથ ! તમારા મુખરૂપ ચંદ્રમાવડે અંધકાર દલન કરાયે છતે, રાત્રીઓને વિષે ચંદ્રવડે અથવા દિવસે સૂર્યવડે શું પ્રયોજન છે ? અર્થાત્ તે કંઈ કામના નથી. કેમકે પાકેલા શાલી ( ડાંગર ) ના વનવડે શોભાયમાન થયેલ જીવલોક છતે, પાણીના ભારવડે નમ્ર થયેલા મેઘોવડે શું પ્રયોજન છે ? અર્થાત્ તમારા મુખરૂપ ચંદ્ર વિદ્યમાન છતે ચંદ્ર સૂર્યનું કાંઈ પણ પ્રયોજન નથી.. ૧૯

### પ્રભુના જ્ઞાનની શ્રેષ્ઠતા.

**જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં,**

## નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ ॥ તેજઃ સ્ફુ-રન્મણિષુ યાતિ યથા મહત્ત્વં, નૈવં તુ કાચશકલે કિરણાકુલેઽપિ ॥ ૨૦ ॥

અર્થ—હે નાથ ! અનંત ધર્માત્મક પદાર્થોને વિષે કર્યો છે પ્રકાશ જેણે એવું જ્ઞાન ( કેવળજ્ઞાન ) જેવી રીતે તમારે વિષે શોભે છે, તેવી રીતે પોતપોતાના શાસનના નાયક એવા હરિહરાદિ દેવોને વિષે એવા પ્રકારનું ( જ્ઞાન ) નથી શોભતું. કેમકે દેદીપ્યમાન ( જાતિવંત ) મણિઓને વિષે જેવી રીતે પ્રકાશ મોટાઇને પામે છે, તેવી રીતે કાન્તિવડે વ્યાપ્ત ( ચળકતા ) એવા પણ કાચના કકડાને વિષે એ પ્રકારે ( મોટાઈ ) નથી પામતો અર્થાત્ અન્ય દેવોને વિભંગજ્ઞાન છે; તમારા જેવું કેવળજ્ઞાન તેમનામાં નથી. ૨૦

### શબ્દાર્થ.

| | |
|---|---|
| મન્યે–માનું છું. | વરં–શ્રેષ્ઠ. |
| હરિહરાદય–હરિહરાદિ દેવો. | દૃષ્ટાઃ–જોયા. |
| દૃષ્ટેષુ–જોયે છતે. | યેષુ–જેઓને |
| હૃદયં–મારૂં ચિત્ત. | તોષં–સંતોષને. |
| એતિ–પામે છે. | વીક્ષિતેન–દેખેલા. |
| ભવતા–તમારા વડે. | ભુવિ–પૃથ્વીમાં. |
| યેન–જેવડે. | કશ્ચિત્–કોઈ પણ. |
| હરતિ–હરણ કરે છે. | ભવાન્તરે–બીજા ભવોને વિષે. |

**સ્ત્રીણાં**–સ્ત્રીઓના.
**શતશો**–સેંકડો.
**પુત્રાન્**–પુત્રોને.
**સુતં**–પુત્રને.
**જનની**–માતા.
**સર્વા**–બધી.
**દધતિ**–ધારણ કરે છે.
**સહસ્રરશ્મિં**–સૂર્યને.
**દિગ્**–દિશા.
**સ્ફુરદંશુજાલં**–દેદીપ્યમાન છે કિરણોનો સમૂહ જેનો એવા.
**મુનયઃ**–મુનિઓ.
**પુમાંસઃ**–પુરૂષ.
**અમલં**–નિર્મળ.
**પુરસ્તાત્**–આગળ.
**ઉપલભ્ય**–પામીને.
**મૃત્યું**–મરણને.
**શિવપદસ્ય**–મોક્ષપદનો.
**અવ્યયં**–નાશ ન પામે તેવા
**અચિંત્યં**–અચિંત્યમહિમાવાળા.
**આદ્યં**–પહેલા.
**ઈશ્વરં**–દેવના દેવ.
**અનંગકેતું**–કામદેવનો નાશ કરવામાં પૂછડીયા તારા સરખા.
**અનેકં**–અનેક પર્યાયવાળા.
**જ્ઞાનસ્વરૂપં**–જ્ઞાનસ્વરૂપી.

**શતાનિ**–સેંકડાઓ.
**જનયંતિ**–પ્રસવે છે.
**અન્યા**–બીજી.
**ત્વદુપમં**–તમારા સરખા.
**પ્રસૂતા**–પ્રસવતી–જન્મ આપતી.
**દિશઃ**–દિશાઓ.
**ભાનિ**–નક્ષત્રોને.
**પ્રાચી**–પૂર્વ.
**જનયતિ**–ઉત્પન્ન કરે છે.
**ત્વાં**–તમોને.
**આમનંતિ**–કહે છે.
**પરમં**–ઉત્કૃષ્ટ.
**આદિત્યવર્ણં**–સૂર્યના જેવા વર્ણવાળા
**તમસઃ**–અંધકારની.
**સમ્યગ્**–રૂડા પ્રકારે.
**જયંતિ**–જીતે છે.
**શિવઃ**–નિરૂપદ્રવ.
**પંથાઃ**–માર્ગ–રસ્તો.
**વિભું**–સમર્થ
**અસંખ્યં**–અસંખ્ય ગુણવાળા.
**બ્રહ્માણં**–બ્રહ્મ સ્વરૂપ.
**અનંતં**–અંતરહિત.
**યોગીશ્વરં**–યોગીઓના ઈશ્વર.
**વિદિતયોગં**–યોગને જાણનાર.
**એકં**–અદ્વિતીય.
**અમલં**–અઢાર દોષરહિત.

પ્રવદંતિ–કહે છે.
બુદ્ધઃ–બુદ્ધ છો.
વિબુધાર્ચિત–દેવતાઓએ પૂજ્યા છે.
શંકરઃ–શંકર
શંકરત્વાત્–સુખ કરવાપણાથી.
ધીર !–હે ધીર !
વિધાનાત્–રચવાથકી.
પુરૂષોત્તમઃ–પુરૂષોત્તમ
સંતઃ–સજ્જન પુરૂષો.
ત્વમેવ–તમેજ.
બુદ્ધિબોધાત્–બુદ્ધિનો બોધ જેનો એવા તેથી.
ધાતા–વિધાતા–બ્રહ્મા.
શિવમાર્ગવિધેઃ–મોક્ષની વિધિને.
વ્યક્તં–પ્રકટ.
અસિ–છો.

## નિંદાસ્તુતિ.

**મન્યે [1]વરં હરિહરાદય એવ દૃષ્ટા, દૃષ્ટેષુ યેષુ હૃદયં ત્વયિ તોષમેતિ ॥ કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ, કશ્ચિન્મનો હરતિ નાથ ! ભવાંતરેઽપિ ॥ ૨૧ ॥**

અર્થ—હે નાથ ! હરિહરાદિ દેવો જોયા તે હું સારૂંજ માનું છું. જેને દીઠે છતે હૃદય ( મારૂં ચિત્ત ) તમારે વિષે સંતોષ

૧ જેમ સામાન્ય વસ્તુને જોયા પછી તેના કરતાં સારી વસ્તુ જોવામાં આવતાં વિશેષ આનંદ થાય છે, તેમ હરિહરાદિને મેં પ્રથમ જોયા અને પછી તમને જોયા તેથી તમારી ઉત્તમતા મને વિશેષે દૃઢ થઈ માટે પ્રથમ હરિહરાદિને જોયા તે સારૂં થયું એમ હું માનું છું. તમને સર્વ ગુણ સંપન્ન જોઇને હવે રાગદ્વેષ કામક્રોધાદિ દોષોવાળા અન્ય દેવોમાં મારૂં મન ભવાન્તરમાં પણ સંતોષ પામશેજ નહિ.

( આનંદ ) ને પામે છે. દેખેલા એવા તમોવડે કરીને શું ? તોકે જે ( તમારૂં દર્શન ) વડે પૃથ્વીને વિષે બીજો કોઈ દેવ ભવાંતરને વિષે પણ મનને હરણ નહિ કરે. ૨૧

માતાની પ્રશંસાદ્વારા પ્રભુસ્તુતિ.

સ્ત્રીણાં શતાનિ શતશો જનયંતિ પુત્રાન, નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસુતા ॥
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્રરશ્મિં,
પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુજાલમ્ ॥૨૨॥

અર્થ—સ્ત્રીઓના સેંકડાઓ ( સેંકડો સ્ત્રીઓ ) સેંકડો પુત્રોને પ્રસવે છે પરંતુ તમારા જેવા પુત્રને બીજી માતા જન્મ આપતી નથી કેમકે બધી દિશાઓ નક્ષત્રોને ધારણ કરે છે પણ દેદીપ્યમાન છે કિરણનો સમૂહ જેનો એવા સૂર્યને પૂર્વ દિશાજ ઉત્પન્ન કરે છે. અર્થાત્ સૂર્યને જન્મ આપનાર જેમ પૂર્વ દિશાજ છે તેમ તમારા જેવા પુત્રને જન્મ આપનાર તો તમારી માતા ( મરૂદેવા ) જ છે. ૨૨

પ્રભુના પરમ પુરૂષત્વનું વર્ણન.

ત્વામામનંતિ મુનયઃ પરમં પુમાંસમાદિત્યવર્ણમમલં તમસઃ પુરસ્તાત્ ॥ ત્વા-

**મેવ સમ્યગુપલભ્ય [1]જયંતિ મૃત્યું, નાન્યઃ શિવઃ શિવપદસ્ય મુનીંદ્ર ! પંથાઃ ॥૨૩॥**

અર્થ—હે મુનીંદ્ર ! મુનિઓ તમોને પરમ પુરૂષ ( નિષ્કર્મા ), પાપરૂપ અંધકારની આગળ સૂર્ય જેવી કાન્તિવાળા અને નિર્મળ ( રાગદ્વેષરહિત ) કહે છે. તમોનેજ રૂડા પ્રકારે પામીને ( જાણીને ) મૃત્યુને જિતે છે, તે શિવાય બીજો કોઈ ઉપદ્રવરહિત મોક્ષપદનો માર્ગ ( રસ્તો ) નથી. ૨૩

## સર્વ દેવના નામે જિનસ્તુતિ.

**ત્વામવ્યયં વિભુમચિંત્યમસંખ્યમાદ્યં, બ્રહ્માણમીશ્વરમનંતમનંગ[2]કેતુમ્ ॥ યોગીશ્વરં [3]વિદિતયોગમનેકમેકં, જ્ઞાનસ્વરૂપમમલં પ્રવદંતિ સંતઃ ॥ ૨૪ ॥**

અર્થ—હે પ્રભુ ! સંત ( સાધુ–સજ્જન ) પુરૂષો તમોને

---

૧ જન્મ મરણ ટાળે છે અર્થાત સિદ્ધદશાને પામે છે.

૨ જગતનો સંહાર કરવાને પૂંછડીઓ તારો જેમ હેતુભૂત છે તેમ તમે કામદેવને હણવાને કેતુ તુલ્ય છો.

૩ વિ=વિશેષ પ્રકારે દિતઃ=ખંડન કર્યો છે યોગ=કર્મનો સંબંધ જેણે એવા. એવો પણ અર્થ થાય છે.

અવ્યય ( નાશ ન પામે તેવા ), વિભુ ( પરમ ઐશ્વર્યવડે શો-ભતા–કર્મનું ઉન્મૂલન કરવામાં સમર્થ ), અચિંત્ય ( અચિન્ત્ય ગુણવાળા અથવા આધ્યાત્મિક પુરૂષોવડે કરી પણ ચિંતવન થઈ ન શકે એવું સ્વરૂપ છે જેનું એવા ); અસંખ્ય ગુણવાળા, આદ્ય ( પહેલા તીર્થંકર અથવા લોકવ્યવહારરૂપ સૃષ્ટિની શરૂઆત ક-રનારા અથવા પંચ પરમેષ્ઠિને વિષે આદ્ય ), બ્રહ્મ સ્વરૂપ ( પર-માનંદ સ્વરૂપ–નિવૃત્તિ રૂપ ), ઈશ્વર ( દેવના દેવ ), અનંત ( અનંત જ્ઞાન દર્શનવાળા અથવા મૃત્યુરૂપ અંત વિનાના ), અ-નંગકેતુ ( કામદેવને નાશ કરવાને પૂંછડીયા તારા જેવા–અથવા અંગ ઔદારિકાદિ શરીર તે રૂપ કેતુ–ચિન્હ જેને નથી તેવા ), યોગીઓના ઈશ્વર ( ચાર જ્ઞાની મુનિઓ અથવા ધ્યાની પુરૂ-ષોના ઈશ્વર ), યોગ ( જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ) ને જાણનારા ( અથવા જણાયો છે અષ્ટાંગ યોગ જેનાથી એવા ), અનેક (જ્ઞાને કરીને સર્વ વ્યાપક હોવાથી અનેક અથવા અનેક પર્યાયવાળા, અદ્વિતીય ( સર્વોત્તમ ), જ્ઞાન સ્વરૂપ ( કેવળજ્ઞાનરૂપ સ્વરૂપ છે જેનું એવા ) અને નિર્મળ ( અઢાર દોષરહિત ) એવા કહે છે. ૨૪

[૧]બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિતબુદ્ધિબોધાત્,
ત્વં [૨]શંકરોઽસિ ભુવનત્રયશંકરત્વાત્ ા [૩]ધા-

---

૧ તત્ત્વને જાણે તે બુદ્ધ.

૨ સુખને કરે તે શંકર.

૩ શિવમાર્ગને કરે–રચે તે ધાતા–બ્રહ્મા.

# તાડસિ ધીર ! શિવમાર્ગવિધેર્વિધાનાત્,
# વ્યક્તં ત્વમેવ ભગવન્![1] પુરૂષોત્તમોડસિ ॥૨૫॥

અર્થ—હે નાથ! દેવતાઓએ અર્ચિત કર્યો છે બુદ્ધિનો બોધ જેનો એવા છો, માટે તમેજ બુદ્ધદેવ છો, ત્રણ ભુવનને સુખને કરવાપણાથકી તમેજ શંકર છો, હે ધીર ! મોક્ષમાર્ગની વિધિ [ રત્નત્રયસ્વરૂપ ] ને રચવાથી [ પ્રરૂપવાથકી ] તમેજ બ્રહ્મા છો; હે ભગવંત ! તમેજ પ્રકટ પુરૂષોત્તમ [ કૃષ્ણ ] છો. અર્થાત બુદ્ધ, શંકર, બ્રહ્મા અને નારાયણ એ યથાર્થ નામ પ્રમાણે ગુણવાળા નથી કેમકે બુદ્ધ કેવળજ્ઞાનરહિત, શંકર સંહાર કરનારા, બ્રહ્મા હિંસક વેદના ઉપદેશ દેનારા અને કૃષ્ણ કપટયુક્ત છે; માટે તે નામના યથાર્થ ગુણો સર્વ આપનામાંજ છે. ૨૫

## શબ્દાર્થ.

**તુભ્યં**-તમોને

**ત્રિભુવનાર્તિહરાય**-ત્રણ ભુવનની પીડાને હરનારા.

**ત્રિજગત:**-ત્રણ જગતના.

**ભવોદધિશોષણાય**-ભવસાગરને શોષણ કરનારાને.

**અશેષૈ:**-સમસ્ત.

**નિરવકાશતયા**-નિરંતરપણે.

**નમ:**-નમસ્કાર હો.

**ક્ષિતિતલ**-પૃથ્વીતલને વિષે.

**અમલભૂષણાય**-નિર્મળ ભૂષણરૂપ.

**પરમેશ્વરાય**-પરમેશ્વરને

**વિસ્મય:**-આશ્ચર્ય.

**નામ**-આમંત્રણના અર્થમાં.

**સંશ્રિત:**-આશ્રય કરાયેલા છો.

**દોષૈ:**-દોષોવડે.

---

૧ પુરૂષોમાંહે ઉત્તમ તે પુરૂષોત્તમ.

**ઉપાત્તવિવિધાશ્રય**–ગ્રહણ કરેલા વિવિધ આશ્રયોવડે.

**સ્વપ્નાંતરે**–સ્વપ્નાંતરમાં.

**અસિ**–છો.

**અશોકતરૂસંશ્રિતં**–અશોકવૃક્ષને આશ્રય કરીને રહેલું.

**આભાતિ**–શોભે છે.

**સ્પષ્ટ**–પ્રકટ.

**અસ્ત**–નાશ કર્યો છે.

**તમોવિતાનં**–અંધકારનો સમૂહ જેણે એવું.

**સિંહાસને**–સિંહાસનને વિષે.

**મણિમયૂખ**–મણિઓના કિરણોની.

**વિભ્રાજતે**–શોભે છે.

**કનકાવદાતં**–સુવર્ણ જેવું મનોજ્ઞ.

**અંશુલતાવિતાનં**–કિરણોની શાખાનો સમૂહ છે જેને એવું.

**શિરસિ**–શિખર ઉપર.

**કુંદાવદાત**–મોગરાના પુષ્પ જેવા ઉજ્વળ.

**કલધૌતકાંતં**–સુવર્ણ સરખું મનોહર.

**ઉદ્યચ્છશાંક**–ઉદય પામેલા ચંદ્ર સરખા

**વારિધારં**–પાણીની ધારા છે જેને વિષે એવું.

**ઈવ**–પેઠે

**જાતગર્વૈઃ**–ઉત્પન્ન થયો છે ગર્વ જેને એવા ( દોષો )

**ઇક્ષિતઃ**–જોવાયેલા.

**ઉચ્ચૈઃ**–ઉંચા.

**ઉન્મયૂખઃ**–ઉંચા છે કિરણો જેનાં એવું.

**નિતાંતં**–અત્યંત.

**ઉલ્લસત્કિરણં**-દેદીપ્યમાન છે કિરણો જેનાં એવું.

**રવેઃ**–સૂર્યનું.

**પયોધરપાર્શ્વવર્તિ**–મેઘની પાસે રહેલું.

**શિખાવિચિત્રે**-પંક્તિવડે ચિત્રવિચિત્ર

**વપુઃ**–શરીર.

**વિયદ્વિલસત્**–આકાશને વિષે ઉદ્યોતમાન.

**તુંગોદયાદ્રિ**–ઉંચા મેરૂપર્વતના.

**સહસ્રરશ્મેઃ**–સૂર્યના.

**ચલચ્ચામર**–વિંજેલા ચામરોવડે.

**ચારૂશોભં**–મનોજ્ઞ છે શોભા જેની એવું,

**શુચિનિર્ઝર**–નિર્મળ ઝરણના.

**તટં**–શિખર.

**સુરગિરેઃ**–મેરૂપર્વતનું.

**શાતકૌંભં**–સુવર્ણમય.

## જિન સ્તુતિ.

તુભ્યં નમસ્ત્રિભુવનાર્ત્તિહરાય નાથ ! તુભ્યં નમઃ [1]ક્ષિતિતલામલભૂષણાય ।। તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય, તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય ।। ૨૬ ।।

અર્થ—હે નાથ ! ત્રણભુવનની પીડાને હરનારા તમોને નમસ્કાર હો ! પૃથ્વીતળને વિષે નિર્મળ ભૂષણ ( અલંકાર ) રૂપ તમોને નમસ્કાર હો ! ત્રણ જગતના પરમેશ્વર એવા તમોને નમસ્કાર હો ! અને હે જિન ! ભવ ( ચાર ગતિના ભ્રમણરૂપ ) સમુદ્રને શોષણ કરનારા તમોને નમસ્કાર હો ! ૨૬

## નિંદા સ્તુતિ

કો વિસ્મયોઽત્ર યદિ [2]નામ ગુણૈરશેષૈ-સ્ત્વં સંશ્રિતો [3]નિરવકાશતયા મુનીશ ! ।।

---

૧ ક્ષિતિ=પૃથ્વી તલ=પાતાળ અને અમલ=સ્વર્ગ તેના મંડન તુલ્ય એવો પણ અર્થ થઇ શકે છે.

૨ કોમળ આમંત્રણમાં વપરાય છે

૩ અન્ય દેવને વિષે સ્થાન નહિ મળવાથી સ્થાનરહિતપણાવડે એટલે અંતરરહિતપણે, ગુણો તમોનેજ આશ્રય કરી રહ્યા છે.

[1]દોષૈરૂપા[2]ત્તવિવિધાશ્રયજાતગર્વૈઃ, [3]સ્વપ્નાંતરેઽપિ ન કદાચિદપીક્ષિતોઽસિ ॥ ૨૭ ॥

અર્થ--હે મુનીશ ( મુનિઓના ઇશ્વર )! સમસ્ત ગુણોવડે તમે નિરંતરપણે રૂડા પ્રકારે આશ્રય કરાયેલા છો; એમાં શું આશ્ચર્ય છે? કેમકે ગ્રહણ કરેલા વિવિધ આશ્રયોવડે ઉત્પન્ન થયો છે ગર્વ જેને એવા દોષોવડે તમે સ્વપ્નાંતરમાં ક્યારે પણ જોવાયેલા નથી. અર્થાત્ ગુણો તમોને આશ્રય કરી રહ્યા છે. અને દોષો અન્ય દેવોને આશ્રય કરી રહ્યા છે. ૨૭

અશોકવૃક્ષ નામે પ્રાતિહાર્યનું વર્ણન.

ઉચ્ચૈરશોકતરુસંશ્રિતમુન્મયૂખ--માભાતિ રૂપમમલં ભવતો નિતાન્તમ્ ॥ સ્પષ્ટોલ્લસત્કિરણ-મસ્તતમોવિતાનં, બિમ્બં રવેરિવ

---

૧ કામ ક્રોધાદિ.

૨ ગ્રહણ કર્યા જે જાત જાતના ( અન્યદેવના ) આશ્રયો (સ્થાનો) તેવડે ઉત્પન્ન થયો છે અહંકાર જેને એવા દોષો. અર્થાત્ અન્ય દેવને વિષે રહેવાનો આશ્રય મળવાથી દોષોએ તમને સ્વપ્નાંતરમાં પણ જોયા નથી. કેમકે ઇચ્છિત સ્થાન મળવાથી બીજાની વાંછા રહેતી નથી.

૩ એક સ્વપ્નમાં બીજું સ્વપ્ન આવે તે.

૪ જિનેશ્વરના શરીર કરતાં ચાર ગુણો ઉંચો અશોકવૃક્ષ હોય છે.

પયોધરપાર્શ્વવર્ત્તિ ॥ ૨૮ ॥

અર્થ—હે જિન! ઉંચા અશોકવૃક્ષને આશ્રય કરીને રહેલું (અશોકવૃક્ષને નીચે બેઠેલ), ઉંચા (અથવા અધિક) છે કિરણો જેનાં એવું અને નિર્મળ (પરસેવારહિત) એવું તમારૂં શરીર, પ્રકટ દેદીપ્યમાન છે કિરણો જેનાં એવું, નાશ કર્યો છે અંધકારનો સમૂહ જેણે એવું અને મેઘ (વાદળાં) ની પાસે રહેલું એવું સૂર્યનું બિંબ હોય તેની પેઠે અત્યંત શોભે છે. ૨૮

## સિંહાસન પ્રાતિહાર્યનું વર્ણન.

સિંહાસને [1]મણિમયૂખશિખાવિચિત્રે, વિભ્રાજતે તવ વપુઃ કનકાવદાતમ્ ॥ બિમ્બં વિયદ્વિલસદંશુલતાવિતાનં, તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મેઃ ॥ ૨૯ ॥

અર્થ—મણિઓના કિરણોની પંક્તિ (અથવા અગ્રભાગ) વડે ચિત્ર વિચિત્ર એવા સિંહાસનને વિષે સુવર્ણના જેવું મનોજ્ઞ તમારૂં શરીર, ઉંચા મેરૂપર્વતના શિખર ઉપર આકાશને વિષે ઉદ્યોતમાન (પ્રસરેલા) કિરણોની શાખાનો સમૂહ છે જેને એવું સૂર્યનું બિંબ હોય, તેની પેઠે વિશેષે કરીને શોભે છે. ૨૯

---

૧ અહીં કિરણના સમૂહ સમાન મણિના કિરણોની પંક્તિ, ઉદયાચલ પર્વત સમાન સિંહાસન અને સૂર્ય બિંબ સમાન પ્રભુનું શરીર જાણવું.

## ચામર પ્રાતિહાર્ય વર્ણન.

કુન્દાવદાતચલચામરચારૂશોભં, વિભ્રાજતે તવ વપુઃ કલધૌતકાન્તમ્ ॥ ઉદ્યચ્છશાંકશુચિનિર્ઝરવારિધાર-મુચ્ચૈસ્તટં *સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥

અર્થ—હે પ્રભુ! મોગરાના પુષ્પ જેવાં શ્વેત વર્ણવાળા અને ( ઈંદ્રોએ ) વીંજેલાં એવાં ચામરોવડે મનોહર છે શોભા જેની એવું તથા સુવર્ણ સરખું મનોહર તમારૂં શરીર, ઉદય પામેલા ચંદ્ર સરખા નિર્મળ ઝરણના પાણીની ધારા જેને વિષે છે એવું અને સુવર્ણમય મેરૂપર્વતનું ઉંચું શિખર હોય, તેના જેવું વિશેષે કરીને શોભે છે. ૩૦

### શબ્દાર્થ.

છત્રત્રયં-ત્રણ છત્ર.
શશાંકકાંતં-ચંદ્ર સરખું મનોહર.
સ્થિતં-રહેલું.
સ્થગિત-ઢાંકી દીધો છે.
ભાનુકરપ્રતાપં-સૂર્યના કિરણોનો પ્રતાપ જેણે એવું.
મુક્તાફલપ્રકરજાલ-મોતીના સમૂહની રચનાવડે.
વિવૃદ્ધશોભં-વિશેષે વૃદ્ધિ પામી છે શોભા જેની એવું.
પ્રખ્યાપયત્-પ્રકર્ષે જણાવનારૂં.
પરમેશ્વરત્વં-પરમેશ્વરપણાને.

---

* અહીં મેરૂપર્વતના શિખર તુલ્ય ભગવંતનું શરીર અને પાણીની ધારા તુલ્ય વીંઝાતા ચામરો જાણવા.

**ઉભ્ભિદ્**–વિકસ્વર થયેલાં.
**પુંજકાંતિ**–સમૂહની કાંતિવડે.
**મયૂખશિખા**–કિરણોની પંક્તિવડે.
**પાદૌ**–બે ચરણો.
**ધત્ત:**–ધારણ કરે છે.
**વિબુધા:**–દેવતાઓ.
**ઈત્થં**–એ પ્રકારની.
**અભૂત્**–હતી.
**પરસ્ય**–અન્ય દેવની.
**યાદૃક્**–જેવી.
**દિનકૃત:**–સૂર્યની.
**તાદૃક્**–તેવી.
**કુત:**–ક્યાંથી.
**વિકાશિન:**–પ્રકાશિત થયેલા.
**મદાવિલવિલોલ**–મદવડે કલુષિત થયેલા અને ચંચળ.
**ભ્રમરનાદ**–ભમરાઓના શબ્દવડે.
**ઐરાવતાભં**–ઐરાવતજેવી કાંતિવાળા.
**ઈભં**–હસ્તિને.
**આપતંતં**–સન્મુખ આવતા.
**આશ્રિતાનાં**—આશ્રિતો–ભક્તજનોને.
**કુંભગલત્**–કુંભસ્થળથકી પડેલાં.
**મુક્તાફલપ્રકર**–મોતિના સમૂહ વડે.
**ભૂષિતભૂમિભાગ:**–શોભાવ્યોછે પૃથ્વીનો ભાગ જેણે એવો.
**હરિણાધિપ:**–સિંહ.
**હેમનવપંકજ**–સુવર્ણના નવ કમળના.
**પર્યુલ્લસન્નખ**–ઉછળતાં નખનાં.
**અભિરામૌ**–મનોહર.
**પદાનિ**–ગમન સ્થાનને.
**પદ્માનિ**–કમળોને.
**પરિકલ્પયંતિ**–રચે છે.
**વિભૂતિ:**–સંપદા.
**ધર્મોપદેશનવિધૌ**–ધર્મના ઉપદેશની વિધિમાં.
**પ્રભા**–કાંતિ.
**પ્રહતાંધકારા**–પ્રકર્ષેકરીને હણ્યો છે અંધકાર જેણે એવી.
**ગ્રહગણસ્ય**–ગ્રહસમૂહની.
**શ્ચ્યોતત્**–ઝરતા.
**કપોલમૂલ**–ગંડસ્થળોને વિષે. [મતા
**મત્તભ્રમત્**–મદોન્મત્તથયેલા અને ભ-
**વિવૃદ્ધકોપં**—વિશેષે વૃદ્ધિ પામ્યો છે કોપ જેનો એવા.
**ઉદ્ધતં**–ઉદ્ધત.
**ભયં**–ભય.
**ભિન્નેભ**–ભેદાયલા હસ્તિના.
**ઉજ્જ્વલશોણિતાક્ત**–ઉજ્જ્વળ અને લોહીથી ખરડાયેલા.
**બદ્ધક્રમ:**–ફાળ મારતો.
**ક્રમગતં**–ફાળમાં આવી ગયેલને.
**આક્રામતિ**–પરાભવ કરે છે.

**ક્રમયુગાચલ**—ચરણ યુગલરૂપ પર્વતને. **સંશ્રિતં**—આશ્રિતજનને. તે—તમારાં

## છત્રત્રય પ્રાતિહાર્ય વર્ણન.

[1]છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાન્ત-
મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકરપ્રતાપમ્ ।મુ-
ક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભં, પ્રખ્યાપયત્ત્રિ-
જગતઃ [2]પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥

અર્થ—હે પ્રભુ! ચંદ્ર સરખું મનોહર ( અથવા ઉજ્જવળ ) ઉંચે રહેલું ( તમારા મસ્તકે ધારણ કરાવેલું ), ઢાંકી દીધો છે સૂર્યના કિરણોનો પ્રતાપ ( તેજ અથવા સંતાપ—પીડા ) જેણે એવું, મોતીના સમૂહની રચનાવડે વિશેષે વૃદ્ધિ પામી છે શોભા

---

૧ ત્રણ છત્ર.

૨ એ ત્રણ છત્ર એમ સૂચવે છે કે—આ ભગવંત ત્રણ જગતના સ્વામી છે, કેમકે અન્ય રાજા મહારાજાઓને એક છત્ર હોય છે અને ભગવંતને ત્રણ છત્ર છે. આ ૩૧ મા શ્લોક પછી પુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ભામંડલ અને દેવદુંદુભિ એ ચાર અતિશયના વર્ણનવાળા ચાર કાવ્યો સ્તોત્રકારે બનાવ્યા હતા પરંતુ તેમાં વર્ણવેલ યુગાદિ દેવની સ્તુતિના આકર્ષણથી ચક્રેશ્વરીદેવીનું આસન કંપતું હતું; તેથી તે ચાર કાવ્યો ગોપવ્યાં છે. અહીં દિગંબરોએ ગંભીરતારરવપૂરિતદિગ્વિભાગ ઇત્યાદિ ચાર કાવ્યો નવીન બનાવીને ગોઠવ્યાં છે.

જેની એવું અને ત્રણ જગતના પરમેશ્વરપણા ( અધિપતિપણા ) ને જાણે પ્રકર્ષે કરીને જણાવતું હોય નહિ! તેવું તમારૂં છત્રત્રય વિશેષે શોભે છે. ૩૧

**ઉન્નિદ્રહેમનવપંકજપુંજકાન્તિ[1]--પર્યુ-ल्लसन्नखमयूखशिखाऽभिरामौ ॥ પાદૌ પ-દાનિ તવ યત્ર જિનેન્દ્ર! ધત્તઃ, પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયન્તિ[2] ॥ ૩૨ ॥**

અર્થ—હે જિનેંદ્ર! વિકસ્વર થયેલાં સુવર્ણના નવ ( અથવા નવીન ) કમળના સમૂહની કાન્તિવડે ચારે તરફ ઉછળતાં નખના કિરણોની પંક્તિવડે મનોહર એવા તમારા બે ચરણો

---

૧ અહીં કાન્તિ શબ્દના ઈ કારને દીર્ઘ કરીને આવો અર્થ પણ કરાય છે—'વિકસિત સુવર્ણનાં નવ કમળના સમૂહની કાન્તિવાળા' એવા ચરણો.

૨ તીર્થંકરદેવ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તેમના ચરણ કમળ નીચે દેવતાઓ નવ કમળ વખતો વખત પરાવર્તન કરીને રચે છે. બે ચરણ નીચે બે કમળ રહે છે અને સાત કમળ પાછળ ચાલે છે. ભગવંત ચરણ ઉપાડે એટલે તેમાંથી બે કમળ દેવતાઓ આગળ સ્થાપે છે. કમળ એના એ હોય છે પણ દેવતાઓ તેનું પરાવર્તન કરે છે એટલે નવીન જણાય છે. અહીં કમળનો વર્ણ પીળો અને ભગવંતના નખની કાન્તિ રક્ત ( રાતી ) છે તેથી બન્નેના મેળાપથી ચરણ કમળનો વિચિત્ર વર્ણ થાય છે, એમ કહ્યું છે.

જ્યાં ગમનસ્થાનને ધારણ કરે છે ( ચરણન્યાસ કરે છે—જાય છે ) ત્યાં દેવતાઓ કમળોને રચે છે. ૩૨

## અતિશય લક્ષ્મીનું વર્ણન.

**ઇત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેન્દ્ર!, ધર્મોપદેશનવિધૌ ન તથા [2]પરસ્ય ॥ યાદૃક્ પ્રભા દિનકૃતઃ પ્રહતાંધકારા, તાદૃક્કુતો ગ્રહ-ગણસ્ય વિકાશિનોઽપિ ॥ ૩૩ ॥**

અર્થ—હે જિનેંદ્ર! ધર્મના ઉપદેશની વિધિમાં [ ધર્મ વ્યાખ્યાન કરતી વખતે ] એ પૂર્વોક્ત પ્રકારની તમારી અતિશય રૂપ સંપદા જે પ્રકારે હોતી હુવી, તે પ્રકારે અન્ય દેવોની સં-પદા નહોતી. કેમકે પ્રકર્ષે કરીને હણ્યો છે અંધકાર જેણે એવી સૂર્યની કાન્તિ જેવી છે તેવી કાન્તિ પ્રકાશિત થયેલા પણ ગ્રહ સમૂહની ક્યાંથી હોય? ૩૩

## ગજભયહર કાવ્ય.

**શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ—મ-**

---

૧ દુર્ગતિમાં પડતા પ્રાણિઓને ધારી રાખે તે ધર્મ.

૨ અન્ય હરિહરાદિ દેવોમાં સરાગપણું હોવાથી ચોત્રીશ અતિશય અને આઠ પ્રાતિહાર્યરૂપી લક્ષ્મી તેમને હોતી નથી.

# ત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્ ॥ [1]ઐરાવતા- ભમિભમુ[2]દ્ધતમાપતન્તં, દૃષ્ટ્વા ભયં ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥ ૩૪ ॥

અર્થ—ઝરતા મદવડે કરીને કલુષિત થયેલા અને ચંચળ એવા જે ગંડસ્થળો તેને વિષે મદોન્મત્ત થયેલા અને અહીં તહીં ભમતા એવા ભ્રમરોના ઝંકાર શબ્દવડે વિશેષે વૃદ્ધિ પામ્યો છે કોપ જેનો એવા ઐરાવત હસ્તિ સરખી છે કાન્તિ જેની એવા અને ઉદ્ધત ( દુર્દાંત ) એવા હસ્તિને સન્મુખ આવતો જોઇને તમારા [3]આશ્રિતો (ભક્તજનો) ને ભય ઉત્પન્ન થતો નથી. ૩૪

## સિંહભયહર કાવ્ય.

# ભિન્નેભકુંભગલ—દુજ્વલશોણિતાક્ત- મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગઃ ॥ બદ્ધક્રમઃ ક્રમગતં હરિણાધિપોઽપિ, નાક્રામતિ ક્રમ-

---

૧ મ્હોટી કાયાવાળો હોવાથી ઐરાવત ( ઈંદ્રનો હસ્તિ ) સરખો કહ્યો.

૨ અંકુશાદિ શસ્ત્રના પ્રહારની પણ અવગણના કરતો.

૩ જેમ પર્વતનો આશ્રય લેવાથી મનુષ્યને સિંહ ભય કરી શકતો નથી તેમ તમારા નામસ્મરણવડે તમારા ચરણનો આશ્રય કરનારો મનુષ્ય મ્હોટા બળવાન સિંહની ફાળમાં આવી ગયો હોય તોપણ તેને સિંહ મારી શકતો નથી.

# યુગાચલસંશ્રિતં તે ॥ ૩૫ ॥

અર્થ—ભેદાયેલ હસ્તિના કુંભસ્થળથકી પડેલા, ઉજ્જવળ અને લોહીથી ખરડાયેલા એવા મોતીના સમૂહવડે શોભાવ્યું છે પૃથ્વીપીઠ જેણે એવો તથા કીલિત છે બે પગો જેના ( ફાળ મારતો ) એવો સિંહ પણ, તમારાં ચરણયુગલરૂપ પર્વતને આશ્રય કરીને રહેલ મનુષ્યને ફાળમાં પ્રાપ્ત થયો હોય ( પોતાની પાસેજ આવી ગયો હોય ) તોપણ પરાભવ કરતો નથી. અર્થાત્ મારવાને દોડતો નથી-મારી શકતો નથી. ૩૫

## શબ્દાર્થ.

**પવનોદ્ધત**-પવનવડે ઉદ્ધત થયેલ,
**દાવાનલં**-વનના અગ્નિને.
**ઉજ્જવલં**-ઉજ્વળ.
**વિશ્વં**-જગતને.
**જિઘત્સું**-ગળી જવાને ઇચ્છતો.
**નામકીર્તનજલં**-નામના કીર્તનરૂપ પાણી.
**રક્તેક્ષણં**-લાલ નેત્રવાળા.
**કંઠનીલં**-કંઠ જેવા શ્યામવર્ણવાળા.
**ફણિનં**-સર્પને.
**ક્રમયુગેન**-ચરણ યુગલે કરીને.
**ત્વન્નામનાગદમની**-તમારા નામરૂપ નાગદમની (ઔષધી કે મંત્ર)
**પુંસઃ**-પુરૂષના.
**વહ્નિકલ્પં**-અગ્નિસદૃશ.
**જ્વલિતં**-જાજ્વલ્યમાન.
**ઉત્ફુલિંગં**-ઉંચા ગયા છે તણખા જેના એવા.
**સંમુખં**-સન્મુખ.
**શમયતિ**-શાન્ત કરે છે.
**અશેષં**-સમસ્ત.
**સમદકોકિલ**-મદોન્મત્ત કોયલના.
**ક્રોધોદ્ધતં**-ક્રોધવડે ઉદ્ધત.
**ઉત્ફણં**-ઉંચી કરી છે ફણા જેણે એવા
**નિરસ્તશંકઃ**-નાશ થયો છે ભય જેનો એવો.
**હૃદિ**-હૃદયને વિષે.
**વલ્ગત્**-યુદ્ધ કરતા

**તુરંગગજગર્જિત**–ઘોડા અને હાથીઓની ગર્જનાઓવડે.

**આજો**–સંગ્રામને વિષે.

**બલવતાં**–બળવાન્.

**દિવાકરમયૂખ**–સૂર્યના કિરણોની.

**ત્વત્કીર્તનાત્**–તમારા કીર્તન થકી.

**ભિદાં**–ભેદને.

**કુંતાગ્રભિન્ન**–ભાલાની અણીઓવડે ભેદાયેલા

**વેગાવતારતરણ**–ઉતાવળે પ્રવેશ થવાથકી તેને તરવાને.

**યુદ્ધે**–યુદ્ધને વિષે.

**વિજિતદુર્જય**–વિશેષ પ્રકારે જીત્યા છે દુ:ખે જીતાય એવા.

**વનાશ્રયિણ:**–વનને આશ્રય કરીને રહેલા.

**ક્ષુભિત**–ક્ષોભ પામેલા.

**પાઠીનપીઠ**–પાઠીનપીઠ જાતના જળજંતુ.

**વાડવાગ્નૌ**–વાડવાનળ છે જેને વિષે એવા.

**શિખરસ્થિત**–શિખર ઉપર રહેલું છે

**ત્રાસં**–ભયને.

**સ્મરણાદ્**–સ્મરણથકી.

**ભીમનાદં**–ભયંકર છે શબ્દો જેને વિષે એવું ( સૈન્ય ).

**બલં**–સૈન્ય.

**ભૂપતીનાં**–રાજાઓનું.

**શિખાપવિદ્ધં**–શિખાઓવડે ભેદાયેલું

**તમ ઈવ**–અંધકારની પેઠે.

**ઉપૈતિ**–પામે છે.

**ગજશોણિત**–હસ્તિના રૂધિરરૂપ.

**વારિવાહ**–પાણીના પ્રવાહને વિષે.

**આતુરયોધભીમે**–આતુર થયેલા યોધાઓવડે ભયંકર.

**જયં**–જયને.

**જેયપક્ષા:**–શત્રુના પક્ષો જેણે એવા છતા,

**લભન્તે**–પામે છે.

**અંભોનિધૌ**–સમુદ્રને વિષે.

**ભીષણનક્રચક્ર**–ભયંકર નક્રજાતિના સમૂહો ( અને )

**ભયદોલ્બણ**–ભય આપનાર અને ઉત્કટ.

**રંગત્તરંગ**–ઉછળતા કલ્લોલના.

**યાનપાત્રા:**–વહાણ જેનું એવા પુરૂષો.

**વિહાય**–ત્યાગ કરીને.

**વ્રજંતિ**–ઇચ્છિત સ્થાને જાય છે.

## અગ્નિભયહર કાવ્ય.

કલ્પાન્તકાલપવનોદ્ધતવહ્નિકલ્પં, દાવાનલં જ્વલિતમુજ્જ્વલમુત્પુલિંગમ્ ॥ વિશ્વં જિઘત્સુમિવ સંમુખમાપતન્તં, ત્વન્નામકીર્તનજલં શમયત્યશેષમ્[1] ॥ ૩૬ ॥

અર્થ—પ્રલયકાળના પવનવડે ઉદ્ધત થયેલ ( પ્રેરાયેલા ) અગ્નિસદૃશ, જાજ્વલ્યમાન, ઉજ્જ્વળ [ જ્વાળાથી શોભતો અથવા પ્રબળપણે સળગતો ], ઉંચા ગયેલા છે તણખા જેના એવો અને જગતને ગળી જવાને જાણે ઇચ્છતો હોય તેમ સન્મુખ આવતો એવો સમસ્ત જે દાવાનળ [ વનનો અગ્નિ ] તેને તમારા નામના કીર્તનરૂપ જળ શાન્ત કરે છે. ૩૬

## સર્પભયહર કાવ્ય.

રક્તેક્ષણં સમદકોકિલકણ્ઠનીલં, ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતન્તમ્ ॥ આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક—સ્ત્વન્નામનાગદમની[2] હૃદિ યસ્ય પુંસઃ ॥ ૩૭ ॥

---

૧ નિરવશેષપણે એવો ક્રિયાવિશેષણઅવ્યયનો અર્થ પણ લઈ શકાય.

૨ વિષને હરણ કરનાર ઓષધી અથવા જાંગુલી મંત્ર.

અર્થ—હે ભગવંત! તમારા નામરૂપ નાગદમની જે પુરૂષના હૃદયને વિષે વર્તે છે તે પુરૂષ, લાલ નેત્રવાળા, મદોન્મત્ત કોયલના કંઠ સરખા શ્યામ વર્ણવાળા, ક્રોધવડે ઉદ્ધત, ઉંચી કરી છે ફણા જેણે એવા અને કરડવાને સન્મુખ આવતા એવા સર્પને નાશ થયો છે ભય જેનો એવો ( નિર્ભય ) છતો ( પોતાના ચરણયુગલવડે ) ઉલ્લંઘન કરે છે અર્થાત્ જે પુરૂષના હૃદયમાં તમારા નામરૂપ મંત્ર છે તે પુરૂષ નિર્ભયપણે ઉગ્ર સર્પને પોતાના પગ વડે કરીને દોરડાની માફક સ્પર્શ કરે છે–પગવડે દૂર કરે છે–દબાવે છે. ૩૭

સંગ્રામભયહર કાવ્યદ્વયમ્

## વલ્ગત્તુરંગગજગર્જિતભીમનાદ-મા બલં બલવતામપિ ભૂપતીનામ્ ॥ ઉદ્યદ્દિવાકરમયૂખશિખાઽપવિદ્ધં, ત્વત્કીર્તનાત્તમ ઇવાશુ ભિદામુપૈતિ ॥ ૩૮ ॥

અર્થ—સંગ્રામને વિષે, યુદ્ધ કરતા ઘોડા અને હાથીઓની ગર્જનાવડે ભયંકર છે શબ્દો જેને વિષે એવું અતિશય બળવાન રાજાઓનું પણ સૈન્ય, તમારા કીર્તનથકી, ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓવડે ભેદાયેલ અંધકાર હોય તેની પેઠે શીઘ્ર નાશને પામે છે અર્થાત્ સૂર્યના કિરણથી જેમ અંધકાર નાશ પામે

છે તેમ તમારા નામ સ્મરણથી અતિશય બળવાન રાજાનું સૈન્ય નાશ પામે છે. ૩૮

**કુંતાગ્રભિન્નગજશોણિતવારિવાહ--વેગાવતારતરણાતુરયોધભીમે ॥ યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા--સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણો લભન્તે[1] ॥ ૩૯ ॥**

અર્થ--ભાલાની અણીઓવડે ભેદાયેલા હસ્તિના રૂધિરરૂપ જળ પ્રવાહને વિષે ઉતાવળે પ્રવેશ થવાથકી તેને તરવાને આતુર [ વ્યાકુળ ] થયેલા યોધાઓવડે કરીને ભયંકર યુદ્ધને વિષે તમારા ચરણરૂપ કમળવનને આશ્રય કરીને રહેલા પુરૂષો, વિશેષ પ્રકારે જીત્યા છે દુઃખે જીતાય એવા શત્રુના પક્ષોને જેણે એવા છતા જયને પામે છે. અર્થાત્ તમારા ચરણકમળને આશ્રય કરીને રહેલા જનો મોટા સંગ્રામમાં જય મેળવે છે. ૩૯

જળભયહર કાવ્ય.

**અમ્ભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર--પાઠીનપીઠભયદોલ્બણવાડવાગ્નૌ[2] ॥ રંગત્તરંગ-**

---

૧ આ બે કાવ્ય ગણવાથી યુદ્ધને વિષે જય મળે છે

૨ વાડવાનળ અગ્નિ સમુદ્રમાંજ હોય છે તે પાણીથી ઓલાતો નથી.

## શિખરસ્થિતયાનપાત્રા-સ્ત્રાસં વિહાય ભવ-
## તઃ સ્મરણાદ્ વ્રજન્તિ ॥૪૦॥

અર્થ—ક્ષોભ પામેલા છે ભયંકર નક્ર જાતિના મત્સ્યના સમૂહો અને પાઠીન તથા પીઠ જાતિના જળજંતુઓ અને ભયને આપનાર તથા ઉત્કટ [વિભ્રમ] વાડવાગ્નિ જેને વિષે છે એવા સમુદ્રને વિષે, ઉછળતા કલ્લોલના શિખર ઉપર રહ્યું છે વહાણુ જેનું એવા પુરૂષો, તમારા નામ સ્મરણથકી ત્રાસનો ત્યાગ કરીને ઇચ્છિત સ્થાને જાય છે, અર્થાત્ તોફાની દરિયામાં પણ તમારા નામ સ્મરણવડે નિર્વિધ્ને ઇચ્છિત સ્થાને પહોંચે છે. ૪૦

### શબ્દાર્થ.

ઉદ્ભૂત-ઉત્પન્ન થયેલ.
ભારભુગ્નાઃ-ભારવડે વાંકા થયેલા.
શોચ્યાં-શોક કરવા યોગ્ય.
ઉપગતાઃ-પ્રાપ્ત થયેલા.
રજોડમૃત-રજરૂપ અમૃતવડે.
દિગ્ધદેહાઃ-લિપ્ત છે શરીર જેમનાં એવા.
મકરધ્વજતુલ્ય-કામદેવ સરખા
આપાદકંઠં-પગથી માંડીને ગળા પર્યંત.
ગાઢં-અત્યંત.
શૃંખલાગ્રકોટિ-મોટી બેડીઓની અ-[ણીઓવડે.
ત્વન્નામમંત્રં-તમારા નામરૂપ મંત્રને
અનિશં-નિરંતર

ભીષણજલોદર-ભયંકર જલોદર રોગના.
દશાં-દશાને.
ચ્યુતજીવિતાશાઃ-છોડી દીધી છે જીવિતની આશા જેણે એવા.
મર્ત્યાઃ-મનુષ્યો.
રૂપાઃ-રૂપવાળા.
ઉરુશૃંખલૈઃ-મોટી સાંકળોવડે.
વેષ્ટિતાંગાઃ-બાંધ્યાં છે અંગો જેમનાં એવા.
નિઘૃષ્ટજંઘાઃ-વિશેષપણે ઘસાણી છે જંઘાઓ જેમની એવા.
મનુજાઃ-મનુષ્યો.

સ્મરંતઃ–સ્મરણ કરનારા.
સ્વયં–પોતાની મેળે.
મત્તદ્વિપેંદ્ર–મહા-મત્ત હસ્તિ.
મૃગરાજ–સિંહ
સંગ્રામવારિધિ–સંગ્રામ, મહાસાગર,
નાશં–નાશને.
ભયં–ભય.
તાવકં–તમારા.
સ્તવં–સ્તવનને.
મતિમાન્–બુદ્ધિમાન.
સ્તોત્રસ્રજં–સ્તોત્રરૂપ માળાને.
નિબદ્ધાં–ગુંથેલી.
મયા–મેં.
વિચિત્રપુષ્પાં–ચિત્રવિચિત્રપુષ્પોવાળી
કંઠગતાં–કંઠને વિષે.
માનતુંગં–માનવડે ઉન્નત અથવા માનતુંગ સૂરિને
સમુપૈતિ–પ્રાપ્ત થાય છે.
સદ્યઃ–તત્કાળ
વિગતબંધભયાઃ–વિશેષે ગયું છે બંધનનું ભય જેનું એવા.
દવાનલાહિ–દાવાનળ, સર્પ,
મહોદરબંધનોત્થં–જલોદર અને બંધનથકી ઉત્પન્ન થયેલ.
ભિયેવ–બીકે કરીને જેમ હોય નહિ તેમ.
ઇમં–આ.
અધીતે–ભણે છે.
ગુણૈઃ–જ્ઞાનાદિ ગુણોરૂપ દોરીવડે.
ભક્ત્યા–ભક્તિરૂપ રચનાવડે.
રુચિરવર્ણ–મનોહર અક્ષરરૂપ.
ધત્તે–ધારણ કરે છે.
અજસ્રં–નિરંતર.
અવશા–અસ્વતંત્ર ( પોતાને તાબે રહેનારી ).
લક્ષ્મીઃ–લક્ષ્મી.

## રોગભયહર કાવ્ય

ઉદ્ભૂતભીષણ[1]જલોદરભારભુગ્નાઃ, શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ ॥ ત્વત્પાદપંકજરજોઽમૃતદિગ્ધદેહા, મર્ત્યા ભવ-

૧ પેટ વધવાનો રોગ.

ન્તિ મકરધ્વજતુલ્યરૂપાઃ ॥ ૪૧ ॥

અર્થ—ઉત્પન્ન થયેલ ભયંકર જલોદર રોગના ભારવડે વાંકા વળી ગયેલા, શોચનીય દશાને પ્રાપ્ત થયેલા અને છોડી દીધી છે જીવિતની આશા જેણે એવા મનુષ્યો, તમારા ચરણકમળની રજરૂપ અમૃતવડે લિપ્ત (લેપાયેલ) છે શરીર જેમનાં એવા છતે કામદેવ સરખા ( સુંદર શરીરવાળા ) રૂપવાળા થાય છે. અર્થાત્ શરીરે અમૃત ચોપડવાથી જેમ સુંદર રૂપ થાય છે તેમ તમારા ચરણકમળની રજ શરીરે લગાડવાથી જલોદરાદિ દુઃસાધ્ય રોગવાળા મનુષ્યોના રોગો નાશ પામી સુંદર રૂપ થાય છે. ૪૧

બંધનભયહર કાવ્યમ્.

આપાદકણ્ઠમુરૂશૃંખલવેષ્ટિતાંગા, ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘાઃ ॥ ત્વન્નામમન્ત્રમનિશં મનુજાઃ સ્મરન્તઃ, સદ્યઃ સ્વયં વિગતબન્ધભયા ભવન્તિ ॥ ૪૨ ॥

અર્થ—પગથી માંડીને ગળાપર્યંત મોટી સાંકળોવડે બાંધ્યાં છે અંગો જેમનાં એવા અને અત્યંત મોટી બેડીઓની અણીઓવડે નિઃશેષપણે ઘસાતી છે જંઘાઓ જેમની એવા પણ તમારા નામરૂપ મંત્ર ( ऋषभाय नमः ) ને નિરંતર સ્મરણ કરનારા મનુષ્યો, તત્કાળ પોતાની મેળે વિશેષે ગયું છે બંધનનું ભય જેનું એવા થાય છે. અર્થાત્ તમારા નામ સ્મરણથી આકરૂં બંધનભય

તત્કાળ નાશ પામે છે. ૪૨

ઉપસંહાર–સ્તોત્ર માહાત્મ્ય.

**મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ–સંગ્રા-
મવારિધિમહોદરબન્ધનોત્થમ્ ॥ તસ્યાશુ
નાશમુપયાતિ ભયં ભિયેવ, યસ્તાવકં સ્ત-
વમિમં મતિમાનધીતે ॥ ૪૩ ॥**

અર્થ—હે ભગવંત! જે બુદ્ધિમાન પુરૂષ તમારા આ (ભક્તામર નામના) સ્તવનને ભણે છે તે પુરૂષનો, મદોન્મત્ત હસ્તિ, સિંહ, દાવાનળ, સર્પ, સંગ્રામ, મહાસાગર, જળોદર અને બંધનથકી ઉત્પન્ન થયેલ ભય, બીકે કરીને જેમ હોય નહિ તેમ શીઘ્ર નાશ પામે છે, અર્થાત્ તમારા સ્તોત્રના પઠનથકી ઉપર કહેલા આઠ જાતના ભયો જાણે ભય પામ્યા હોય તેમ નાશ પામે છે. ૪૩

**સ્તોત્રસ્રજં તવ જિનેન્દ્ર! ગુણૈર્નિબદ્ધાં,
ભક્ત્યા મયા રૂચિરવર્ણવિચિત્રપુષ્પામ્ ॥
ધત્તે જનો ય ઇહ કણ્ઠગતામજસ્રં, તં
માનતુંગમવશા સમુપૈતિ [1]લક્ષ્મીઃ ॥૪૪॥**

---

૧ રાજ્ય, સ્વર્ગાપવર્ગ અને સત્કાવ્ય કરવાની શક્તિરૂપ. અહિં જિનેશ્વરના સ્તોત્રને પુષ્પની માળાની ઉપમા આપી છે. ભગવંતના ગુણરૂપ

અર્થ—હે જિનેંદ્ર ! મેં ભક્તિરૂપ રચનાવડે અને જ્ઞાનાદિ ગુણોરૂપ દોરાવડે ગુંથેલી ( રચેલી ) અને મનોહર અક્ષરરૂપ ચિત્રવિચિત્ર પુષ્પોવાળી તમારી સ્તોત્રરૂપ માળાને જે પુરૂષ આ લોકને વિષે નિરંતર કંઠને વિષે ધારણ કરે છે ( ગણે છે ), તે માનવડે ઉન્નત પુરૂષ ( અથવા માનતુંગસૂરિ ) ને અસ્વતંત્ર (પોતાને તાબે રહેનારી ) લક્ષ્મી પ્રાપ્ત થાય છે. અર્થાત્ તમારા સ્તોત્રને નિરંતર ગણનારાને તાબેદાર લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ૪૪

---

દોરો, ભક્તિરૂપી રચના અને જૂદા જૂદા અક્ષરો રૂપ રંગ બેરંગી પુષ્પો જાણવા. આ સ્તોત્રમાં છેવટ પુષ્પમાળા શબ્દ વાપર્યો છે તે મહા આનંદ હેતુ છે અને લક્ષ્મી શબ્દ મંગળવાચી છે તેથી કરીને આ સ્તોત્રને ભણનારા, સાંભળનારા અને તેનું વ્યાખ્યાન કરનારા પુરૂષોને કલ્યાણની પરંપરા થાય છે એમ સૂચવે છે.

॥ ઇતિ ભક્તામરસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥

---

# ॥ અથ શ્રીકલ્યાણમન્દિરસ્તોત્ર* પ્રારભ્યતે ॥

## શબ્દાર્થ.

કલ્યાણમંદિરં–કલ્યાણનું ઘર.
અઘભેદિ–પાપને ભેદનારૂં.
અનિંદિતં–પ્રશસ્ય.
ઉદારં–ઉદાર.
ભીતાભયપ્રદં–ભયપામેલાને અભયને આપનારૂં.

---

* આ કલ્યાણમંદિર સ્તોત્ર સિદ્ધસેનદિવાકર સૂરિએ રચ્યું છે. તેની ઉત્પત્તિ આ પ્રમાણે જાણવી–ઉજ્જયિનીનગરીને વિષે રહેનારો વિક્રમરાજાના પુરોહિતનો પુત્ર અને દેવસિકા નામની માતાની કુક્ષિથકી ઉત્પન્ન થયેલ મુકુંદ નામનો પંડિત ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરે વાદ કરવા જતો હતો. ત્યાં રસ્તામાં વૃદ્ધવાદી સૂરિ મળ્યા. તેમની સાથે વાદ કર્યો અને ગોવાળોને સાક્ષી રાખ્યા, તેમાં તે હાર્યો. પછી રાજસભામાં વાદ કરતાં પણ વૃદ્ધવાદી જીત્યા તેથી તે તેમનો શિષ્ય થયો. ગુરૂએ કુમુદચંદ્ર નામ આપ્યું અને સૂરિપદ આપ્યું ત્યારે સિદ્ધસેનદિવાકર એવું નામ આપ્યું. તેણે એકદા વાદ માટે આવેલા ભટ્ટને સંભળાવવા માટે નવકારને બદલે નમોऽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ એ પ્રકારનું ચૌદ પૂર્વનું પહેલું સંસ્કૃત વાક્ય કહ્યું, વળી એક વખત ગુરૂ મહારાજને કહ્યું કે આ સઘળા પ્રાકૃત સિદ્ધાંતો છે તેના હું સંસ્કૃત બનાવું, ત્યારે ગુરૂએ કહ્યું કે–બાળ, સ્ત્રી, મંદબુદ્ધિવાન અને મૂર્ખ એવા ચારિત્રની ઇચ્છાવાળા મનુષ્યોના હિતને માટે તત્ત્વજ્ઞોએ પ્રાકૃતમાં સિદ્ધાંત રચ્યા છે, માટે એ પ્રકારે બોલવાથી તમને મોટું પ્રાયશ્ચિત્ત લાગ્યું; એમ કહી તેને ગચ્છ બહાર કર્યા. સંઘે વિનંતિ કરી કે આ મહા પ્રભાવક છે માટે ગચ્છ બહાર કરવા યોગ્ય નથી. એવો સંઘનો અત્યાગ્રહ થવાથી ગુરૂએ કહ્યું કે અઢાર રાજાઓને પ્રતિબોધીને જૈન કરશે તો ગચ્છમાં લઇશું. તેથી સિદ્ધસેનજી ઉજ્જયિની નગરીને વિષે ગયા. ત્યાં વિક્રમરાજા ઘોડા ખેલાવવા જતા હતા, તેણે રથ પાસેથી

અંઘ્રિપદ્મં—ચરણકમળને. સંસારસાગર—સંસારસમુદ્રને વિષે.
નિમજ્જત્—બૂડતા. અશેષજંતુ—સમગ્ર પ્રાણીઓને.
પોતાયમાનં—વહાણતુલ્ય. અભિનમ્ય—નમસ્કાર કરીને.

નિકળતા સિદ્ધસેનદિવાકરજીને પૂછયું કે તમે કોણ છો ? આચાર્યે કહ્યું કે સર્વજ્ઞપુત્ર છું. તેથી રાજાએ મનમાં નમસ્કાર કર્યો એટલે આચાર્યે ધર્મલાભ આપ્યો. રાજાએ પૂછયું કોને ધર્મલાભ આપો છો ? આચાર્યે કહ્યું કે જેણે મનથી નમસ્કાર કર્યો તેને. આથી રાજાએ સંતોષ પામી ક્રોડ સોનૈયા આપવા માંડયા, તે આચાર્યે નહિ લેતાં ધર્મકાર્યમાં વપરાવ્યા. વળી એક વખત ચાર શ્લોક લઇને રાજદ્વારે ગયા, ત્યાં રાજાને પૂછાવ્યું કે તમને મળવા માટે એક ભિક્ષુ હાથમાં ચાર શ્લોક લઇને આવ્યો છે, તે આવે કે જાય ? રાજાએ કહેવરાવ્યું કે દશ લાખ સોનામહોર અને ચૌદ હાથી આપતાં છતાં તેને આવવું હોય તો ભલે આવે અગર પાછો જાય. પછી આચાર્યે રાજા પાસે જઇ અનુક્રમે ચાર શ્લોક કહ્યા તેથી ખુશી થઇને રાજાએ અનુક્રમે એકેક દિશાનું રાજ્ય આપવાનો સંકલ્પ કર્યો પણ આચાર્યે તે નહીં લેતાં "હું જ્યારે આવું ત્યારે મારો ધર્મોપદેશ સાંભળવો," એટલુંજ માગી લીધું. એકદા તે આચાર્ય મહાકાળના મંદિરમાં શીવપિંડિકા ઉપર પગ રાખીને સૂતા, ત્યાં ઘણા લોકોએ ઉઠાડયા છતાં ન ઉઠયા; તેથી લોકોએ રાજા પાસે જઇ હકીકત નિવેદન કરી. રાજાએ બળાત્કારે હાંકી કાઢવાને ફરમાવ્યું, તેથી રાજપુરૂષો તેમને ચાબુકના પ્રહાર મારવા લાગ્યા, પરંતુ તે પ્રહાર તેમને નહિ લાગતાં રાજાની રાણીઓને લાગવા માંડયા. અત્યંત કોલાહળ થવાથી રાજા આશ્ચર્ય પામી મહાકાળના મંદિરમાં આવ્યો. ત્યાં આચાર્યને ઓળખ્યા અને પૂછયું કે મહાદેવ પૂજ્ય છે છતાં તેના મસ્તકે પગ તમે કેમ રાખ્યા ? આચાર્યે કહ્યું કે મહાદેવ તો બીજાજ છે. જેની હું સ્તુતિ કરીશ, તે તમે સાવધાનપણે સાંભળો, એમ કહી કલ્યાણમંદિર સ્તોત્ર કરવા માંડયું. અગ્યારમો શ્લોક બોલતાં પૃથ્વીકંપ થયો, ધુમાડો નીકળ્યો અને શિવલિંગ ફાટીને ધરણેંદ્રસહિત પાર્શ્વનાથ મહારાજની તેજ-

| | |
|---|---|
| જિનેશ્વરસ્ય-જિનેશ્વરના | સુરગુરૂ:-બૃહસ્પતિ |
| ગરિમાંબુરાશે:-મહિમારૂપી મહા-સાગરનું. | સ્તોત્રં-સ્તવન. |
| વિભુ:-સમર્થ. | સુવિસ્તૃતમતિ:-વિસ્તાર પામેલી છે બુદ્ધિ જેની એવો. |

સ્વી પ્રતિમા પ્રકટ થઇ. આચાર્યે સ્તોત્ર સંપૂર્ણ કરીને પછી કહ્યું કે અહીં **ભદ્રા શેઠાણીનો** પુત્ર **અવંતિસુકુમાળ** અનશન કરી, કાયોત્સર્ગમાં રહી ચ્યવીને નલિનીગુલ્મ વિમાનને વિષે ગયેલ છે, તે સ્થાને પિતાની યાદગિરીમાં તેના પુત્રે **મહાકાળ** નામનું નવીન ચૈત્ય બંધાવી, પાર્શ્વપ્રભુની પ્રતિષ્ઠા કરી હતી. કેટલેક કાળે મિથ્યાદૃષ્ટિઓએ તેના ઉપર મહાદેવનું લિંગ પધરાવી પ્રતિમાને ઢાંકી દીધી; તે મારી સ્તુતિવડે હમણા પાર્શ્વપ્રભુ પ્રકટ થયા છે. તે સાંભળી રાજાએ હર્ષ પામી તે મંદિરના ખર્ચ માટે સો ગામ આપ્યા અને પોતે સમ્યક્ત્વ અંગીકાર કર્યું. તે પછી સિદ્ધસેનસૂરિએ વિક્રમના અનુયાયી બીજા અઢાર રાજાઓને પ્રતિબોધ્યા. તેના ગુણથી રંજન થઇ વિક્રમરાજાએ સુખાસન આપ્યું, જેમાં બેસીને તેઓ હમેશાં રાજસભામાં જવા લાગ્યા. સિદ્ધસેન ૧૮ રાજાને પ્રતિબોધવાને ગયેલા તે આરંભમાં મગ્ન થયેલ છે એમ જાણીને વૃદ્ધવાદી ગુરૂ તેને પ્રતિબોધવા શ્રી ઉજ્જયિની આવ્યા. ત્યાં ભોઇ ( સુખાસન ઉપાડનાર ) નું રૂપ ધારણ કરીને દ્વારમાં ઉભા રહ્યા. જ્યારે સિદ્ધસેનસૂરિ સુખાસનમાં બેસી રાજદ્વારે જતા હતા ત્યારે વૃદ્ધવાદીએ એક ભોઇને ઠેકાણે રહી પાલખી ઉપાડી લીધી. વૃદ્ધ હોવાથી ધીમે ધીમે ચાલવા લાગ્યા; ત્યારે સિદ્ધસેનસૂરિએ કહ્યું કે-**ભૂરિભારભરાક્રાન્તઃ સ્કંધઃ કિં તવ બાધતિ ?** અહીં આત્મનેપદને સ્થાને **બાધતિ** પરસ્મૈપદનો પ્રયોગ વાપર્યો તેથી વૃદ્ધવાદી બોલ્યા કે **ન તથા બાધતે સ્કંધો યથા 'બાધતિ' બાધતે** એ સાંભળી પોતાની ભૂલ જાણી ચમત્કાર પામ્યા અને ભૂલ કાઢનારને પોતાના ગુરૂ જાણી પાલખીમાંથી ઉતરી નમસ્કાર કર્યો. ગુરૂએ પ્રતિબોધી સંઘમાં લીધા. તે મહાન્ કવિ થયા છે, તેના જેવા બીજા કોઇ કવિ ત્યાર પછી થયા નથી.

વિધાતું-કરવાને,
કમઠસ્મય-કમઠના અહંકારને.
તસ્ય-તેનું.
એષ-આ પ્રત્યક્ષ
સંસ્તવનં-સ્તવનને,
સામાન્યતઃ-સામાન્યપણે.
તવ-તમારૂં.
અસ્માદૃશાઃ-મારા સરખા
અધીશ!-હે સ્વામી.
અધીશાઃ-સમર્થ.
કૌશિકશિશુઃ-ઘુડનો બાળક.
દિવાંધઃ-દિવસે આંધળો.
પ્રરૂપયતિ-કહી શકે છે.
ઘર્મરશ્મેઃ-સૂર્યના.
અનુભવત્-અનુભવ કરતો
નૂનં-નિશ્ચે.
ગણયિતું-ગણવાને
કલ્પાંત-પ્રલયકાળને વિષે.
પ્રકટઃ-પ્રત્યક્ષ
યસ્માત્-જે કારણ માટે
કેન-કોઇવડે
અભ્યુદ્યતઃ-સાવધાન થયેલો.
લસત્-દેદીપ્યમાન
નિજબાહુયુગં-પોતાના બે હાથને
વિતત્ય-પહોળા કરીને.
કથયતિ-કહે છે.
અંબુરાશેઃ-સમુદ્રના.

તીર્થેશ્વરસ્ય-તીર્થંકરનું,
ધૂમકેતોઃ-ધૂમકેતુ સમાન.
અહમ-હું.
કિલ-નિશ્ચે,
કરિષ્યે-કરીશ.
અપિ-પણ
વર્ણયિતું-વર્ણન કરવાને.
કથં-કેવી રીતે
ભવન્તિ-થાય.
ધૃષ્ટઃ-ધીઠો.
યદિ વા-અથવા.
રૂપં-સ્વરૂપને.
કિં-શું.
મોહક્ષયાત્-મોહનીયકર્મના નાશથી
મર્ત્યઃ-મનુષ્ય.
ગુણાન્-ગુણોને
ક્ષમેત-સમર્થ થાય.
વાંતપયસઃ-ફેંકી દીધું છે પાણી જે-
ણે એવા.
મીયેત-મપાય છે ?
રત્નરાશિઃ-રત્નનો સમૂહ.
જડાશયઃ-જડબુદ્ધિવાળો.
અસંખ્યગુણાકરસ્ય-અસંખ્ય ગુણ-
ના સ્થાનનું.
વિસ્તીર્ણતાં-વિસ્તારને.
સ્વધિયા-પોતાની બુદ્ધિવડે.

## ॥ વસન્તતિલકાવૃત્ત ॥

### મંગળ અને અભિધેય

કલ્યાણમન્દિરમુદારમવદ્યભેદિ, ભીતા-
ભયપ્રદમનિન્દિતમંઘ્રિપદ્મમ્ ॥ સંસારસાગર-
નિમજ્જદશેષજન્તુ--પોતાયમાનમભિનમ્ય
જિનેશ્વરસ્ય ॥ ૧ ॥

યસ્ય સ્વયં સુરગુરૂર્ગરિમામ્બુરાશેઃ,
સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્ ॥
તીર્થેશ્વરસ્ય કમઠસ્મયધૂમકેતો-સ્તસ્યાહમેષ
કિલ સંસ્તવનં કરિષ્યે ॥ ૨ ॥ યુગ્મમ્ ॥

અર્થ—કલ્યાણનું ઘર, ઉદાર [ મ્હોટું અથવા ભવ્યજનોને

---

૧ કમઠના ભવથી દશ ભવનું બંધાયેલું છે વૈર જેને એવો અસુરકુમારનિકાયનો મેઘમાળી દેવ.

૨ પૂંછડાવાળો! અગર ચોટલીવાળો ગ્રહ ઉદય પામે છે, તેથી ઉપદ્રવ અગર નાશ થાય છે, તેમ આ પાર્શ્વનાથ પ્રભુ પણ કમઠના ગર્વનો નાશ કરનારા છે.

વાંચ્છિત આપે તેથી દાતાર ], પાપને ભેદન કરનાર, ભય પામેલાને અભય ( નિર્ભયતા અથવા મોક્ષ ] આપનાર, પ્રશસ્ય (જરા પણ દોષરહિત ] અને સંસારરૂપ સમુદ્રને વિષે બૂડતા સમગ્ર પ્રાણીઓને વહાણ તુલ્ય એવા જિનેશ્વરના ચરણકમળને નમસ્કાર કરીને, કમઠના અહંકારને ધૂમકેતુ સમાન એવા જે તીર્થંકર ( પાર્શ્વપ્રભુ ) ના મહિમારૂપી મહાસાગરનું સંસ્તવન કરવાને વિસ્તાર પામેલી છે બુદ્ધિ જેની એવો બૃહસ્પતિ પોતે સમર્થ નથી તે તીર્થંકરનું સ્તવન, પ્રત્યક્ષ (મૂર્ખ) એવો હું નિશ્ચે કરીશ. ૨

## સ્તુતિ કરવાની અશકયતાનું વર્ણન.

**સામાન્યતોઽપિ તવ વર્ણયિતું સ્વરૂપ,-**
**મસ્માદૃશાઃ કથમધીશ ! ભવન્ત્યધીશાઃ ॥**
**ધૃષ્ટોઽપિ કૌશિકશિશુર્યદિ વા દિવાન્ધો, રૂપં**
**પ્રરૂપયતિ કિં કિલ ઘર્મરશ્મેઃ ? ॥ ૩ ॥**

અર્થ—હે સ્વામી ! મારા સરખા મંદ બુદ્ધિવાળા પુરૂષો, સામાન્યપણે પણ તમારૂં સ્વરૂપ વર્ણવવાને કેવી રીતે સમર્થ થાય ? અથવા ધૃષ્ટ [ ધીઠો–દ્રઢ પ્રયત્નવડે પ્રગલ્ભ ) પણ દિવસે આંધળો એવો ઘુડનો બાળક નિશ્ચે સૂર્યના સ્વરૂપને શું કહી શકે છે ? અર્થાત્ ગમે તેવો વાચાળ અને બુદ્ધિશાળી ઘુડ હમે-

શાં દિવસે અંધ હોવાથી સૂર્યનું સ્વરૂપ વર્ણવી શકે નહિ તેમ હું મંદબુદ્ધિ હોવાથી તમારૂં સ્વરૂપ વર્ણવી શકું તેમ નથી. ( અહીં કવી પોતાની લઘુતા સૂચવે છે. ] ૩

**મોહક્ષયાદનુભવન્નપિ નાથ ! મર્ત્યો, નૂનં ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત ॥ કલ્પાન્તવાન્તપયસઃ પ્રકટોઽપિ યસ્માન્, મીયેત કેન જલધેર્નનુ રત્નરાશિઃ ? ॥ ૪ ॥**

અર્થ—હે નાથ ! મોહનીયાદિ કર્મનો ક્ષય થવાથી ( અથવા અજ્ઞાનના ક્ષયથી ] ગુણોને અનુભવતો ( ભોગવતો ] એવો [1]મનુષ્ય પણ તમારા ગુણોને ગણવાને નિશ્ચે સમર્થ થતો નથી, જે કારણ માટે કલ્પાંત કાળને વિષે ફેંકી દીધેલું છે પાણી જેણે એવા સમુદ્રનો પ્રત્યક્ષ પણ રત્નનો સમૂહ નિશ્ચે શું કોઇવડે માપી શકાય છે ? અર્થાત્ પાણી ઉછળી જવાથી પ્રગટ દેખાતો રત્ન સમૂહ જેમ માપી શકાતો નથી તેમ મોહનીયાદિ કર્મના ક્ષયથી પ્રગટપણે તે ગુણોને જાણતા એવા કેવળી પણ તેની ગણતરી કરી શકતા નથી. ૪

---

૧ ગુણોને અનુભવતા–કેવળી, અહીં એ સમજવાનું છે કે કેવળી પોતે તમારા ગુણોને અનુભવે છે, જાણે છે, છતાં આયુષ્ય અલ્પ અને ગુણો ઘણા તેથી ગણતરી કરી શકે નહીં [ કહી શકે નહીં ).

## સ્તોત્ર કરવાનો હેતુ.

અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ ! જડાશયો-
ઽપિ, કર્તું સ્તવં લસદસંખ્યગુણાકરસ્ય ॥
બાલોઽપિ કિં ન નિજબાહુયુગં વિતત્ય, વિ-
સ્તીર્ણતાં કથયતિ સ્વધિયાઽમ્બુરાશેઃ? ॥૫॥

અર્થ—હે નાથ! હું જડબુદ્ધિવાળો (મૂર્ખ) છું તોપણ દેદીપ્યમાન અસંખ્ય ગુણના સ્થાન એવા તમારૂં સ્તવન કરવાને હું સાવધાન (ઉદ્યમવંત) થયેલ છું. બાળક પણ પોતાના બે હાથને પહોળા કરીને પોતાની બુદ્ધિવડે સમુદ્રના વિસ્તારને શું નથી કહેતો? અર્થાત્ બાળક જેમ પોતાના હાથ પહોળા કરી સમુદ્રનો વિસ્તાર બતાવે છે તેમ હું પણ મારી શક્તિ અનુસારે આવડે એવી સ્તુતિ કરવાને ઉદ્યુક્ત થયો છું. ૫

### શબ્દાર્થ.

યે—જે.
ન યાંતિ—નથી પ્રાપ્ત થતા.
વક્તું—કહેવાને.
મમ—મારી.
જાતા—થયું.
એવં—એ પ્રકારે.
ઈયં—આ.

યોગિનાં—યોગીઓને.
ગુણાઃ—ગુણો.
તેષુ—તેને વિષે.
અવકાશઃ—શક્તિ.
તદ્—તે માટે.
અસમીક્ષિતકારિતા—અવિચારી કાર્ય.
જલ્પંતિ—બોલે છે.

**નિજગિરા**–પોતાની ભાષાવડે.
**પક્ષિણઃ**–પક્ષીઓ.
**અચિંત્યમહિમા**–અચિંત્ય મહિમા વાળું.
**ભવતઃ**–ભવથકી.
**તીવ્રાતપ**–પ્રચંડ તાપવડે.
**નિદાઘે**–ગ્રીષ્મકાળમાં.
**પ્રીણાતિ**–ખુશી કરે છે.
**સરસઃ**–જળકણસહિત.
**હૃદ્વર્ત્તિનિ**–હૃદયમાં વર્તતે છતે.
**વિભો !**–હે સ્વામી !
**જંતોઃ**–પ્રાણીનાં.
**નિવિડા**–દૃઢ.
**સદ્યઃ**–ક્ષણવારમાં–તુરત
**ઈવ**–પેઠે.
**અભ્યાગતે**–આવ્યે છતે.
**ચંદનસ્ય**–ચંદન વૃક્ષનાં.
**એવ**–નિશ્ચે.
**સહસા**–તત્કાળ.
**ઉપદ્રવશતૈઃ**–ઉપદ્રવના સેંકડોવડે.
**ગોસ્વામિનિ**–કિરણોના સ્વામી સૂર્ય અથવા ગોવાળ.
**ચૌરૈઃ**–ચોરોવડે.
**પશવઃ**–પશુઓ.
**તારકઃ**–તારનાર.
**તે**–તેઓ.
**નનુ**–નિશ્ચે.
**આસ્તાં**–દૂર રહો.
**પાતિ**–રક્ષણ કરે છે.
**ભવતઃ**–તમારૂં.
**જગંતિ**–ત્રણ જગતને.
**ઉપહતપાંથજનાન્**–પીડાતા પંથી જનોને
**પદ્મસરસઃ**–કમળવાળા સરોવરનો
**અનિલઃ**–પવન.
**ત્વયિ**–તમે.
**શિથિલીભવંતિ**–શિથિળ થઇ જાય છે.
**ક્ષણેન**–ક્ષણવારમાં.
**કર્મબંધાઃ**–કર્મના બંધનો.
**ભુજંગમમયા**–સર્પમયબંધનો.
**મધ્યભાગં**–મધ્યભાગે.
**વનશિખંડિનિ**–વનનો મોર.
**મુચ્યન્તે**–મૂકાય છે.
**મનુજાઃ**–મનુષ્યો.
**રૌદ્રૈઃ**–ભયંકર.
**વીક્ષિતે**–જોવાયે છતે.
**સ્ફુરિતતેજસિ**–સ્ફુરાયમાન તેજવાળો.
**દૃષ્ટમાત્રે**–જોવાયે થકે.
**આશુ**–શીઘ્ર.
**પ્રપલાયમાનૈઃ**–પલાયમાન કરતા.
**ભવિનાં**–પ્રાણીઓના.
**ત્વાં**–તમોને.

ઉદ્વહંતિ-વહન કરે છે.
ઉત્તરંતઃ-સંસારસમુદ્રને ઉતરતા.
દૃતિ-ચામડાની મસક.
જલં-પાણીને,
અંતર્ગતસ્ય-અંદર રહેલ.
સ-તે.
હૃદયેન-હૃદયવડે.
યદ્વા-અથવા યુક્ત છે.
તરતિ-તરે છે.
એષ-આ.
મરૂતઃ-પવનનો.
અનુભાવઃ-પ્રભાવ (છે).

**યે [1]યોગિનામપિ ન યાન્તિ ગુણાસ્તવેશ!, વક્તું કથં ભવતિ તેષુ મમાવકાશઃ? ॥ જાતા તદેવમસમીક્ષિતકારિતેયં, જલ્પન્તિ વા નિજગિરા નનુ પક્ષિણોઽપિ ॥૬॥**

અર્થ—હે પ્રભુ ! તમારા જે ગુણો યોગીઓને પણ કહેવાને પ્રાપ્ત થતા નથી ( વચનગોચર થતા નથી ), તેને વિષે ( તે ગુણો કહેવાને ) મારી શક્તિ કેમ હોય ? તે માટે એ પ્રકારે આ (સ્તુતિ કરવાનો આરંભ ) અવિચારી કાર્ય થયું. અથવા પક્ષિઓ પણ નિશ્ચે પોતાની ભાષાવડે બોલે છે. અર્થાત્ મનુષ્ય ભાષા ન આવડવાથી પક્ષીઓ જેમ પોતાની ભાષામાં બોલે છે તેમ હું પણ સુંદર અર્થગર્ભિતસ્તુતિ કરવાને અસમર્થ છતો શક્તિ અનુસાર સ્તુતિ કરૂં છું. ૬.

---

૧ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયના આરાધનવડે ઊત્પન્ન થયું છે જ્ઞાન જેને એવા મહર્ષિઓ.

ભગવન્નામગ્રહણ માહાત્મ્ય.

આસ્તામચિન્ત્યમહિમા જિન ! સં-
સ્તવસ્તે, નામાપિ પાતિ ભવતો ભવતો જ-
ગન્તિ ॥ તીવ્રાતપોપહતપાન્થજનાન્નિદાઘે,
પ્રીણાતિ પદ્મસરસઃ સરસોઽનિલોઽપિ ॥૭॥

અર્થ—હે જિનેશ્વર ! અચિંત્ય મહિમાવાળું તમારૂં સ્તવન દૂર રહો. તમારૂં નામ પણ ( ગ્રહણ કર્યું છતું ) ત્રણ જગતનું ભવ ( સંસારભ્રમણ ) થકી રક્ષણ કરે છે. ગ્રીષ્મઋતુમાં પ્રચંડ ( અસહ્ય ) તાપવડે પીડાયેલા ( આકુળ વ્યાકુળ થયેલા ) પંથીજનો ( મુસાફરો ) ને કમળવાળા સરોવરનો સૂક્ષ્મ જળકણસહિત ( ઠંડો ) પવન પણ ખુશી કરે છે. અર્થાત્ ઠંડો પવન મુસાફરોને ખુશી કરે તો પછી પાણીની શી વાત ? તેમ તમારૂં નામ માત્ર ભવભ્રમણ મટાડે તો પછી સ્તવનનો મહિમા તો શું વર્ણવવો ? મતલબ કે તમારૂં સ્તોત્ર ઘણા માહાત્મ્યવાળું છે. ૭

ધ્યાન માહાત્મ્ય.

હૃદ્વર્ત્તિનિ ત્વયિ વિભો ! શિથિલીભ-
વન્તિ, જન્તોઃ ક્ષણેન નિબિડા અપિ કર્મ-
બન્ધાઃ ॥ સદ્યો ભુજંગમમયા ઇવ મધ્યભા-

ના-મભ્યાગતે વનશિખણ્ડિનિ ચંદનસ્યા ॥૮॥

અર્થ—હે સ્વામી ! તમે હૃદયને વિષે વર્તતે છતે પ્રાણીનાં દ્રઢ પણ કર્મબંધનો, જેમ વનનો મોર વનના મધ્ય ભાગે આવ્યે છતે ચંદન વૃક્ષના સર્પમય બંધનો તત્કાળ શિથિલ ( ઢીલાં ) થઈ જાય છે તેમ, ક્ષણવારમાં શિથિલ થાય છે. અર્થાત્ મોરના આવવાથી સુગંધને લીધે ચંદન ( સુખડ ) વૃક્ષને વીંટાઈ રહેલા સર્પો જેમ ખસી જાય છે, તેમ તમો ભવ્ય પ્રાણીના હૃદયમાં વસવાથી ( તમારૂં ધ્યાન કર્યે છતે ) આકરાં કર્મ હોય તે ઢીલાં થઇ જાય છે. ૮

## દર્શન માહાત્મ્ય.

મુચ્યન્ત એવ મનુજાઃ સહસા જિને-
ન્દ્ર ! રૌદ્રૈરૂપદ્રવશતૈસ્ત્વયિ વીક્ષિતેઽપિ ॥
[1]ગોસ્વામિનિ [2]સ્ફુરિતતેજસિ દૃષ્ટમાત્રે,
ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ ॥૯॥

૧ કિરણોનો સ્વામી એટલે સૂર્ય, પૃથ્વીનો સ્વામી એટલે રાજા અને ગાયોનો સ્વામી એટલે ગોવાળ એવા ત્રણ અર્થ થાય છે માટે ત્રણ પ્રકારે અર્થ લેવો.

૨ સૂર્ય પક્ષે પ્રભાતકાળે જગતને પ્રકાશ કરવાથી વિસ્તૃત તેજવાળો, રાજાપક્ષે અખંડિત પ્રતાપવાળો અને ગોવાળપક્ષે સ્ફુરિત બળવાળો એમ અર્થ લેવા.

અર્થ—હે જિનેંદ્ર ! તમો જોવાયે છતે [ તમારા દર્શન થયાથી ] મનુષ્યો ભયંકર ઉપદ્રવના સેંકડો ( સેંકડો ઉપદ્રવો ) વડે, જેમ સ્ફુરાયમાન તેજ ( પ્રતાપ-બળ ) વાળો સૂર્ય ( અથવા રાજા અગર ગોવાલ ) જોવાયે થકે પલાયન કરતા [ નાશી જતા ] ચોરોવડે પશુઓ શીઘ્ર મૂકાઈ જાય છે, તેમ શીઘ્રપણે મૂકાઈ જાય છે. અર્થાત્ તમારા દર્શનથી સેંકડો ઉપદ્રવો તત્કાળ નાશ પાંમે છે. ૯

## ધ્યાન માહાત્મ્ય.

**ત્વં તારકો જિન ! [૧]કથં ? ભવિનાં ત એવ, ત્વામુદ્વહન્તિ હૃદયેન યદુત્તરન્તઃ ।। યદ્વા, દૃતિસ્તરતિ યજ્જલમેષ નૂન-મન્તર્ગતસ્ય મરૂતઃ સ કિલાનુભાવઃ ।। ૧૦ ।।**

અર્થ—હે જિનેંદ્ર ! તમે પ્રાણિઓના તારનારા કેવી રીતે છો ? જે કારણ માટે સંસારસમુદ્રને ઉતરતા એવા તેઓ ( પ્રા·

---

૧ સંસારસમુદ્રને ઉતરતા છતા પ્રાણિઓ તમોને હૃદયમાં ધારણ કરે છે તેથી તમે તારનાર કેવી રીતે હોઇ શકો ? કેમકે વાહ્ય ( વહનથનાર ) વાહક ( વહન કરનાર ) માં વાહક હોય તે તારક છે એટલે નાવમાં બેઠેલા માણસને નાવ તારનાર છે પણ કાંઇ નાવમાં બેઠેલ પુરૂષ નાવનો તારક નથી. આ પ્રમાણે શંકા કરીને સ્તોત્રકાર પોતેજ સમાધાન કરે છે કે પાણીની મસકમાં રહેલ વાયુ જેમ મસકને તારે છે તેમ તમે પ્રાણિઓના હૃદયમાં વહન કરાયે છતે ( ધ્યાન કરાયે છતે ) તેઓને તારો છો.

(ણીઓ )જ તમોને હૃદયવડે વહન કરે છે. અથવા તે યુક્ત છે, ચામડાની મસક નિશ્ચે પાણીમાં તરે છે તે આ પ્રત્યક્ષ અંદર રહેલ વાયુનોજ નિશ્ચે પ્રભાવ છે. ૧૦

## શબ્દાર્થ.

યસ્મિન્-જે કામદેવને વિષે.
હતપ્રભાવા:-હણાયો છે પ્રભાવ જેનો એવા.
રતિપતિ:-કામદેવ.
ક્ષણેન-ક્ષણવારમાં.
હુતભુજ:-અગ્નિઓને.
અથ-હવે.
પીતં-પીધું.
અનલ્પ ગરિમાણં-ઘણી પ્રૌઢતા-વાળા.
અહો-આશ્ચર્ય.
દધાના:-ધારણ કરનારા.
લઘુ-શીઘ્રપણે.
અતિલાઘવેન-અત્યંત હલકાપણાએ.
હંત-નિશ્ચે.
પ્રભાવ:-પ્રભાવ.
નિરસ્ત:-નાશથયેલો છે.
તદા-ત્યારે.
કર્મચોરા:-કર્મરૂપી ચોરો.
અમુત્ર-આ લોકમાં.
લોકે-લોકને વિષે.
હરપ્રભૃતય:-મહાદેવ વગેરે દેવો.
સ:-તે
ત્વયા-તારાવડે.
ક્ષપિત:-ક્ષય પામ્યો છે.
વિધ્યાપિતા:-બુઝાવી નાંખ્યા છે.
પયસા-પાણીવડે.
યેન-જે.
દુર્દ્ધર વાડવેન-દુ:સહ વાડવાનળે.
પ્રપન્ના:-પ્રાપ્ત થયેલા.
જંતવ:-પ્રાણીઓ.
હૃદયે-હૃદયમાં.
જન્મોદધિં-ભવસાગરને.
તરંતિ-તરે છે.
ચિંત્ય:-વિચારવા યોગ્ય.
મહતાં-મોટા પુરૂષોનો.
ક્રોધ:-કોપ.
ધ્વસ્તા:-હણાયા.
બત-આશ્ચર્ય છે.
પ્લોષતિ-બાળે છે.
શિશિરા-શીતળ ઠંડા.
નીલદ્રુમાણિ-લીલાં વૃક્ષોવાળા.

વિપિનાનિ-વન ખંડોને.
યોગિનઃ-યોગીઓ.
અન્વેષયંતિ-જુવે છે.
કોશ દેશે-ડોડાના મધ્યભાગે.
નિર્મલરૂચેઃ-નિર્મળ કાંતિવાળા.
અક્ષસ્ય-કમળના બીજનું.
કર્ણિકાયાઃ-કર્ણિકા થકી.
ભવિનઃ-પ્રાણીઓ.
વિહાય-ત્યાગ કરીને.
વ્રજંતિ-પામે છે.
ઉપલભાવં-પાષાણ ભાવને.
ચામીકરત્વં-સુવર્ણપણાને.
ઈવ-પેઠે.
હિમાની-હિમ સમૂહ.
પરમાત્મરૂપં-સિદ્ધ સ્વરૂપી.
હૃદયાંબુજ-હૃદય કમળના.
પૂતસ્ય-પવિત્ર.
અન્યત્-બીજું.
સંભવિ-સંભવે.
ધ્યાનાત્-ધ્યાનવડે.
દેહં-શરીરને.
પરમાત્મદશાં-સિદ્ધ સ્વરૂપને.
તીવ્રાનલાત્-પ્રબલ અગ્નિવડે.
અપાસ્ય-ત્યાગ કરીને.
અચિરાત્-તત્કાળ.
ધાતુભેદાઃ-માટી પાષાણમાં મળેલ ધાતુઓ.

**યસ્મિન્ હરપ્રભૃતયોઽપિ હતપ્રભાવાઃ,**
**સોઽપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણેન ॥**
**વિધ્યાપિતા હુતભુજઃ પયસાથ[1] યેન, પીતં**
**ન કિં તદપિ દુર્દ્ધરવાડવેન ? ॥ ૧૧ ॥**

અર્થઃ-જે કામદેવને વિષે હરિહરાદિ દેવો પણ, હણાયો છે પ્રભાવ જેનો એવા થયા છે તે કામદેવ પણ તારાવડે ક્ષણવારમાં

૧ અથ શબ્દ દષ્ટાંત કહેવાને માટે મૂકેલ છે.

ક્ષય પામ્યો છે. હવે તેનું દૃષ્ટાંત કહે છે—જે પાણીવડે અગ્નિઓને બુઝાવી નાંખ્યા છે તે (પાણી) પણ દુ:સહ વડવાનળે ( સમુદ્રનો અગ્નિ ) શું નથી પીધું—નથી શોષણ કર્યું ? અર્થાત્ બીજા અગ્નિને બુઝાવી નાખનાર પાણીને જેમ વડવાનળ શોષી જાય છે તેમ હરિહરાદિ દેવોને પણ તાબે કરનાર એવા કામદેવને તમે જીત્યો છે. ૧૧

**સ્વામિન્નનલ્પગરિમાણમપિ પ્રપન્ના-**
**સ્ત્વાં જન્તવઃ કથમહો હૃદયે દધાનાઃ? ।**
**જન્મોદધિં લઘુ તરન્ત્યતિ-લાઘવેન, ચિન્ત્યો**
**ન હન્ત મહતાં [1]યદિ વા પ્રભાવઃ ॥૧૨ ॥**

અર્થ:—હે સ્વામી ! તમોને સ્વામીપણાએ પ્રાપ્ત થયેલા પ્રાણીઓ, ઘણી પ્રૌઢતાવાળા એવા પણ તમોને હૃદયમાં ધારણ કરતા છતા અત્યંત હલકાપણાએ કરીને ( બીલકુલ ભાર ન હોય તેમ ) ભવસાગરને શીઘ્રપણે હોય તેમ કેવી રીતે તરે છે ? એ આશ્ચર્ય છે. અથવા નિશ્ચે મહાન્ ( ત્રણ જગતને વિષે ઉત્તમ ) પુરૂષોનો પ્રભાવ ચિંતવવા યોગ્ય નથી. અર્થાત્ તમે અતિગરિષ્ઠ એટલે ઘણા ભારવાળા છતાં બીલકુલ ભાર વિનાના હલકા હોય તેમ તમોને હૃદયમાં ધારણ કરીને ભવસમુદ્રને તમારા

---

૧ યદિ સમાધાન અર્થમાં વપરાય છે. આ પ્રમાણે દરેક ઠેકાણે સમજવું.

આશ્રિતો જલદીથી તરી જાય છે એ આશ્ચર્ય છે. કેમકે વધારે ભાર હોય તે તરવાને અસમર્થ થાય, આ પ્રમાણે શંકા કરીને તેનું સમાધાન કરે છે કે–મહાન્ પુરૂષોનો પ્રભાવ છે તે મનવડે પણ ચિંતવવા યોગ્ય નથી કેમકે તે ઘણા ભારવાળાને પણ પોતાના પ્રભાવથી સર્વથા ભાર રહિત હોય તેમ તારે છે. ૧૨

ક્રોધસ્ત્વયા યદિ વિભો ! પ્રથમં નિરસ્તો, ધ્વસ્તાસ્તદા બત કથં કિલ કર્મચોરાઃ ?॥
પ્લોષત્યમુત્ર યદિ વા શિશિરાઽપિ લોકે, નીલદ્રુમાણિ વિપિનાનિ ન કિં [1]હિમાની ॥૧૩॥

અર્થ:—હે પ્રભુ ! તમારા વડે જો ક્રોધ પ્રથમજ નાશ થયેલો છે તો આશ્ચર્ય છે કે કર્મરૂપી ચોરો નિશ્ચે કેવી રીતે હણાયા ? અથવા આ લોકને વિષે શીતળ પણ હિમસમૂહ, નીલા વૃક્ષવાળા વનખંડોને શું નથી બાળતો ? અર્થાત્ ક્રોધ વિના કર્મરૂપ ચોરને તમે હણ્યા તે મોટું આશ્ચર્ય છે એમ શંકા કરીને સમાધાન કરે છે કે–ઠંડા હિમ જેમ વૃક્ષોને બાળે છે તેમ તમે ક્રોધ વિના પણ કર્મરૂપ ચોરને બાળો છો તે યુક્ત છે. ૧૩.

ત્વાં યોગિનો જિન ! સદા પરમાત્મરૂપ-મન્વેષયન્તિ હૃદયામ્બુજકોશદેશે ॥ પૂ-

---

૧ મહદ્હિમં-હિમાની,

# તસ્ય નિર્મલરૂચેર્યદિ વા કિમન્ય-દક્ષસ્ય [1]સમ્ભવિ પદં નનુ કર્ણિકાયાઃ ॥ ૧૪ ॥

અર્થ—હે જિન! મહર્ષિઓ હૃદયરૂપ કમળના ડોડાના મધ્ય ભાગને વિષે સિદ્ધસ્વરૂપી એવા તમોને નિરંતર જ્ઞાન ચક્ષુ-વડે જુવે છે. અથવા નિશ્ચે પવિત્ર અને નિર્મળ કાંતિવાળા કમળના બીજનું કર્ણિકા થકી બીજું સ્થાન શું સંભવે? અર્થાત્ કમળના બીજનું સ્થાન જેમ કર્ણિકા છે તેમ તમે પણ કર્મ મલનો નાશ થવાથી પવિત્ર એટલે ચિદાનંદ સ્વરૂપે પ્રકટ થયેલા હોવાથી નિર્મળ કાંતિવાળા છો માટે યોગીંદ્રના હૃદય કમળના મધ્ય ભાગરૂપ કર્ણિકા એજ તમારૂં યોગ્ય સ્થાન છે. ૧૪

# ધ્યાનાજ્જિનેશ! ભવતો ભવિનઃ ક્ષણેન, દેહં વિહાય [2]પરમાત્મદશાં વ્રજન્તિ ॥ તીવ્રાનલાદુપલભાવમપાસ્ય લોકે, ચામીકરત્વમચિરાદિવ ધાતુભેદાઃ ॥ ૧૫ ॥

અર્થ—હે જિનેશ્વર! લોકને વિષે ધાતુભેદ ( માટી પાષા-

---

૧ સંભવતીતિ સંભવિ.

૨ ભમરીથકી બીક પામેલી ઇયળ ભ્રમરીનું ધ્યાન કરતી છતી ભ્રમરીરૂપ જેમ થાય છે તેમ વીતરાગનું ધ્યાન કરનાર જીવ વીતરાગસ્વરૂપ થાય છે. અર્થાત્ જે જેનું ધ્યાન કરે તે તેવો થાય છે.

ણુમાં મળેલ ધાતુ ) પ્રબળ અગ્નિવડે પાષાણુપણાનો ત્યાગ કરીને તત્કાળ સુવર્ણપણાને જેમ પામે છે તેની પેઠે તમારા ધ્યાન થકી ભવ્ય પ્રાણીઓ ક્ષણવારમાં શરીરનો ત્યાગ કરીને પરમાત્મ દ-શાને પામે છે. અર્થાત્ તમારૂં ધ્યાન કરવાથી પ્રાણિઓ તમારા જેવા બને છે. ૧૫

## શબ્દાર્થ.

અંતઃ–અંતઃકરણને વિષે.
જિન–હે જિનેશ્વર.
વિભાવ્યસે–વિશેષે ચિંતવન થાઓછો.
તદપિ–તોપણ
શરીરં–શરીરને.
સ્વરૂપં–સ્વરૂપ.
યદ્–જે કારણ માટે.
પ્રશમયંતિ–ઉપશમાવે છે.
મનીષિભિઃ–પંડિતોવડે.
ધ્યાતઃ–ધ્યાન કરાયો છતો.
પ્રભાવઃ–પ્રભાવવાળો.
અમૃતં–અમૃત.
નામ–કોમલ આમંત્રણમાં.
વિષવિકારં–વિષના વિકારને.
વીતતમસં–તમોગુણ રહિત.
નૂનં–નિશ્ચે.
પ્રપન્નાઃ–આશ્રય કરીને રહેલા છે.
કાચકામલિભિઃ–કમળાના રોગવાળા જનોવડે.
સદૈવ–નિરંતર.
યસ્ય–જેનાં.
ત્વં–તમે.
ભવ્યૈઃ–ભવ્યોવડે.
નાશયસે–નાશ કરોછો.
એતત્–એવું.
મધ્યવર્ત્તિનઃ–મધ્યસ્થ પુરૂષનું
વિગ્રહં–કલેશને.
મહાનુભાવાઃ–મ્હોટા પ્રભાવવાળા.
અભેદબુદ્ધયા–અભેદ બુદ્ધિવડે.
ભવત્–તમારા સમાન.
પાનીયં–પાણીને.
અનુચિંત્યમાનં–ચિંતવન કરાયુંછતું.
નો–નહિ.
અપાકરોતિ–દૂર કરે છે.
પરવાદિનઃ–પરતીર્થિઓ.
હરિહરાદિધિયા–હરિહરાદિની બુદ્ધિએ.
સિતઃ–શ્વેત.
શંખઃ–શંખ.

ગૃહ્યતે-ગ્રહણ કરાય છે.
વિપર્યયેણ-પરાવર્ત કરીને.
સવિધ-સમીપપણાના
આસ્તાં-દૂર રહો.
તરૂઃ-વૃક્ષ.
અભ્યુદ્ગતે-ઉદય પામે છતે.
સમહીરૂહઃ-વૃક્ષોવડે સહિત.
ઉપયાતિ-પામે છે.
ચિત્રં-આશ્ચર્ય છે.
વૃંતમેન-ચીંટ હોય તેમજ.
પતતિ-પડે છે.
સુરપુષ્પવૃષ્ટિઃ-દેવોએ કરેલ પુલની વૃષ્ટિ.
ગચ્છંતિ-જાય છે.
હિ-જે કારણ માટે,
વિવિધવર્ણ-જુદા જુદા રંગના.
ધર્મોપદેશ સમયે-ધર્મના ઉપદેશ વખતે
અનુભાવાત્-પ્રભાવ થકી.
તે-તમારા.
અશોકઃ-શોક રહિત.
દિનપતૌ-સૂર્ય,
વિબોધં-વિકાશપણાને.
જીવલોકઃ-આખું જગત.
અવાક્મુખ-નીચું મુખ છે જેનું એવા
વિષ્વક્-ચારે તરફ.
અવિરલા-સઘન.
ત્વદ્ગોચરે-તમો પ્રત્યક્ષ છતે.
સુમનસાં-સુંદર ચિત્તવાળાનાં.
અધઃ-નીચે
બંધનાનિ-બંધનો.

અન્તઃ સદૈવ જિન ! યસ્ય વિભાવ્યસે
ત્વં, ભવ્યૈઃ કથં તદપિ નાશયસે શરીરમ્ ?।
એતત્સ્વરૂપમથ [1]મધ્યવિવર્ત્તિનો હિ, [2]યદ્વિગ્રહં પ્રશમયન્તિ મહાનુભાવાઃ ॥ ૧૬ ॥

---

૧ શરીરના મધ્યભાગે રહેનારનું અથવા વિવાદમાં બંને પક્ષ જેને સમાન હોય એવા પક્ષપાત રહિત મધ્યસ્થ પુરૂષનું.

૨ વિગ્રહ—શરીર અથવા ક્લેશ.

અર્થ—હે જિન ! જે ( શરીર ) નાં હૃદયને વિષે ભવ્ય પ્રાણિઓવડે તમે નિરંતર વિશેષે ચિંતવન થાઓછો તો પણ તે ( ભવ્યોનાં ) શરીરને તમે કેમ નાશ કરો છો ? હવે દૃષ્ટાંત કહે છે કે-મધ્યસ્થ પુરૂષનું નિશ્ચે એવુંજ સ્વરૂપ છે. જે કારણ માટે મ્હોટા પ્રભાવવાળા પુરૂષો કલેશને ઉપશમાવે છે. અર્થાત્ તમે મધ્યસ્થ હોવાથી શરીર અને જીવનો પરસ્પરનો અનાદિ કાળનો વિગ્રહ હતો તે મટાડવા શરીરને નાશ કરો છો અને જીવને મોક્ષ પમાડો છો. ૧૬

આત્મા મનીષિભિરયં [૧]ત્વદભેદબુદ્ધ્યા,
ધ્યાતો જિનેન્દ્ર ! ભવતીહ ભવત્પ્રભાવઃ ॥
પાનીયમપ્યમૃતમિત્યનુચિન્ત્યમાનં, કિં ના-
મ નો વિષવિકારમપાકરોતિ ॥ ૧૭ ॥

અર્થ—હે જિનેંદ્ર ! પંડિતોવડે તમારે વિષે અભેદ બુદ્ધિએ કરીને ધ્યાન કરાયો છતો આ આત્મા આ જગતને વિષે તમારા સરખા પ્રભાવવાળો થાય છે. પાણી પણ અમૃતપણે એ પ્રકારે ચિંતવન કરાયું છતું ( અથવા મણિમંત્રાદિ વડે સંસ્કારિત કર્યું છતું ) ઝેરના વિકારને શું નથી દૂર કરતું ? અર્થાત્

---

૧ હું અને પરમાત્મા એકજ સ્વરૂપ છીએ, એવા પ્રકારની એકાગ્રતા તે અભેદબુદ્ધિ.

અમૃત બુદ્ધિએ ચિંતવેલું અથવા મંત્રિત કરેલું પાણી જેમ ઝેર ઉતારે છે તેમ તમારી સાથે અભેદ ભાવે ધ્યાન કરવાથી કર્મમળરૂપ ઝેર ઉતારીને આ આત્મા પરમાત્મા થાય છે. ૧૭

**ત્વામેવ વીતતમસં પરવાદિનોઽપિ નૂનં વિભો ! હરિહરાદિધિયા પ્રપન્નાઃ ॥ કિં કાચકામલિભિરીશ ! સિતોઽપિ શંખો, નો ગૃહ્યતે વિવિધવર્ણવિપર્યયેણ ॥ ૧૮ ॥**

અર્થ—હે પ્રભુ ! પરતીર્થીઓ [ અન્ય દર્શનીઓ ] પણ હરિહરાદિ દેવોની બુદ્ધિવડે કરીને રાગદ્વેષરૂપ તમોગુણ રહિત એવા તમોનેજ નિશ્ચે આશ્રય કરીને રહેલા છે. કાચકામલી [ કમળો ] ના રોગવાળા જનોવડે શ્વેત એવો પણ શંખ વિવિધ રંગના પરાવર્તે કરીને શું નથી ગ્રહણ કરાતો ? અર્થાત્ પિત્ત કમળીના રોગવાળો મનુષ્ય ધોળા શંખને પીળો શંખ, લીલો શંખ એ પ્રકારે જુદા જુદા રંગે દેખે છે તેમ અન્ય દર્શનીઓ પણ તમારૂં આ હરિ છે, હર છે, બ્રહ્મા છે, એવી બુદ્ધિથી આરાધન કરે છે. ૧૮

## અશોકવૃક્ષપ્રાતિહાર્ય.

**ધર્મોપદેશસમયે સવિધાનુભાવા-દાસ્તાં**

# જનો ભવતિ તે તરૂરપ્યશોકઃ ॥ અભ્યુદ્ગતે દિનપતૌ સમહીરૂહોઽપિ, કિંવા વિબોધમુપયાતિ ન જીવલોકઃ ? ॥ ૧૯ ॥

અર્થ—હે સ્વામી ! ધર્મના ઉપદેશ વખતે તમારા સમીપપણાના પ્રભાવ થકી ચેતનવાળા મનુષ્ય તો દૂર રહો, પરંતુ અવ્યક્ત ચેતનાવાળા વૃક્ષ પણ શોક રહિત [ અશોક ] થાય છે. અથવા સૂર્ય ઉદય પામે છતે વૃક્ષોવડે સહિત પણ આખું જગત્ શું વિકાશપણાને નથી પામતું ? અર્થાત્ સૂર્યોદય થયે છતે કેવળ લોકજ નિદ્રાનો ત્યાગ કરીને જાગૃત થાય છે એટલુંજ નહિ પરંતુ વૃક્ષો પણ પત્રસંકોચાદિ લક્ષણ નિદ્રા છોડીને વિકસ્વર થાય છે, તેમ તમારા પ્રભાવથી મનુષ્યો શોક રહિત થાય છે. એટલુંજ નહિ પણ વૃક્ષ પણ શોક રહિત થાય છે—નામથી અશોક થાય છે, તે યુક્ત છે. ૧૯

## સુરપુષ્પવૃષ્ટિ પ્રાતિહાર્ય.

# ચિત્રં વિભો ! કથમવાઙ્મુખવૃન્તમેવ, વિષ્વક્ પતત્યવિરલા સુરપુષ્પવૃષ્ટિઃ ? ॥ ત્વદ્ગોચરે [1]સુમનસાં યદિ વા [2]મુનીશ!, ગચ્છ-

૧ પુષ્પ, દેવતા અને સુંદર ચિત્તવાળા એવા ત્રણ અર્થ થાય છે.
૨ તત્ત્વને જાણે તે મુનિ તેના સ્વામી તે મુનીશ.

ન્તિ નૂનમધ એવ હિ બન્ધનાનિ ॥ ૨૦ ॥

અર્થ—હે પ્રભુ! સઘન એવી દેવોએ કરેલ પુષ્પની વૃષ્ટિ ચારે તરફ નીચું છે મુખ જેનું એવા બીંટ હોય તેમજ કેમ પડે છે એ આશ્ચર્ય છે! અથવા હે મુનીશ! તમો પ્રત્યક્ષ છતે સુંદર ચિત્તવાળા ( ભવ્યજનો ) નાં બંધનો ( કર્મના અભ્યંતર બંધન અને બેડી વગેરે બાહ્ય બંધન ) જે કારણ માટે નીચેજ જાય છે ( નાશ પામે છે. ) અર્થાત્ પુષ્પના બીંટ નીચે જાય છે તે એમ સૂચવે છે કે ભગવંતના સમીપપણાથી જેમ અમારા બીંટ ( બંધન) નીચે રહે છે તેમ ભવ્ય પ્રાણિ અગર દેવતાના બંધનો પણ નીચે જશે એટલે તુટીને નીચે પડશે. ૨૦

## શબ્દાર્થ.

સ્થાને—યુક્ત છે.
ઉદધિસંભવાયા:—સમુદ્રથકી ઉત્પન્ન થયેલી
સમુદીરયંતિ—કહે છે.
યત:—જે કારણ માટે.
સંગભાજ:—સંયોગને ભજનારા.
તરસા—શીઘ્ર.
સુદૂરં—અત્યંત.
સમુત્પતંત:—રૂડે પ્રકારે ઉંચે ઉછળતા છતા.
ગભીર હૃદય—ગંભીર હૃદયરૂપ
પીયૂષતાં—અમૃતપણાને.
ગિર:—વાણીના.
પીત્વા—પાન કરીને.
પરમસંમદ—ઉત્કૃષ્ટ હર્ષના
વ્રજંતિ—પામે છે.
અજરામરત્વં—અજરામરપણાને
અવનમ્ય—નમીને.
મન્યે—હું માનું છું.
વદંતિ—કહે છે.

શુચય:-પવિત્ર.
અસ્મૈ-આ.
નતિં-નમસ્કાર.
મુનિપુંગવાય-મુનિઓને વિષે શ્રેષ્ઠને.
શુદ્ધભાવા:-શુદ્ધ ભાવવાળા.
ગભીરગિરં-ગંભીર વાણીવાળા.
સિંહાસનસ્થં-સિંહાસનને વિષે બેઠેલા
ભવ્યશિખંડિન:-ભવ્યપ્રાણીરૂપી મયૂરો.
રભસેન-ઉત્સુકતા વડે.
ઉચ્ચૈ:-અત્યંત.
શિરસિ-શિખર ઉપર.
ઉદ્ગચ્છતા-ઉંચે જતા.
મંડલેન-મંડળવડે.
ચ્છદચ્છવિ:-પાંદડાંની કાંતિ જેવી એવો.
સાન્નિધ્યત:-સમીપપણા થકી.
નીરાગતાં-વૈરાગ્યને
સચેતન:-ચેતના સહિત એવો.
પ્રમાદં-આળસને.
ભજધ્વં-ભજો.
આગત્ય-આવીને.
પ્રતિ-પ્રત્યે.
એતદ્-આ પ્રકારે,
જગત્ત્રયાય-ત્રણ જગતને.
અભિનભ:-આકાશને વ્યાપીને.
વો-તમારો.

સુરચામરૌઘા:-દેવોએ વિંજેલા ચામરોના સમૂહો.
વિદધતે-કરે છે.
ઉર્ધ્વગતય:-ઉંચી ગતિવાળા.
શ્યામં-નીલા વર્ણવાળા.
ઉજ્જ્વલ હેમરત્ન-નિર્મળ સુવર્ણ મિશ્રિત રત્નના બનાવેલા.
આલોકયંતિ-જૂએ છે.
નદંતં-ગર્જના કરતો.
ચામીકરાદ્રિ-મેરૂપર્વતના.
નવાંબુવાહં-નવીન મેઘને.
શિતિદ્યુતિ-નીલ કાંતિના.
લુપ્ત-આચ્છાદન થઇ છે.
અશોક તરૂ:-અશોક વૃક્ષ.
બભૂવ-હોતો હવો.
વીતરાગ !-રાગ દ્વેષ રહિત.
વ્રજતિ-પામે છે.
ભો ભો:-હે લોકો.
અવધૂય-ત્યાગ કરીને.
એનં-આ.
નિર્વૃતિપુરિં-મોક્ષ નગરી.
સાર્થવાહં-સાર્થવાહને.
નિવેદયતિ-નિવેદન કરે છે.
નદન્-શબ્દ કરતો.
સુરદુંદુભિ:-દેવદુંદુભી.

## દિવ્યધ્વની પ્રાતિહાર્ય.

# સ્થાને ગભીરહૃદયોદધિ[1]સમ્ભવાયાઃ, પીયૂષતાં તવ ગિરઃ સમુદીરયન્તિ ।। પીત્વા યતઃ પરમસંમદસંગભાજો, ભવ્યા વ્રજન્તિ તરસાઽપ્યજરામરત્વં ।। ૨૧ ।।

અર્થ—હે સ્વામિન્! ગંભીર હૃદયરૂપ સમુદ્ર થકી ઉત્પન્ન થયેલી એવી તમારી વાણીના અમૃતપણાને શ્રોતાઓ કહે છે તે યુક્ત છે, જે કારણ માટે ઉત્કૃષ્ટ હર્ષના સંયોગને ભજનારા ભવ્યજનો તમારી વાણીનું પાન કરીને ( અત્યંત આદરવડે સાંભળીને ) શીઘ્ર પણ અજરામરપણાને પામે છે. અર્થાત્ જે કોઈ અમૃતને પીવે છે તે અજરામર થાય છે તેમ તમારી વાણીનું પાન કરનારા ભવ્યો ચિદાનંદ સ્વરૂપ થઈ અજરામર ( મોક્ષ ) સ્થાનને પામે છે. માટે તમારી વાણીને અમૃત તુલ્ય કહે છે તે યુક્ત છે. ૨૧

## ચામરપ્રાતિહાર્ય.

# સ્વામિન્! સુદૂરમવનમ્ય સમુત્પતન્તો,

---

૧ અમૃતની ઉત્પત્તિ સમુદ્રથકી ગણાય છે માટે વાણીની ઉત્પત્તિ હૃદય સમુદ્ર થકી કહી છે.

મન્યે વદન્તિ શુચયઃ સુરચામરૌઘાઃ ।।યેઽસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય, તે નૂનમૂર્ધ્વ-ગતયઃ [1]ખલુ શુદ્ધભાવાઃ ।। ૨૨ ।।

અર્થ—હે સ્વામિન્! હું એમ માનું છું કે—પવિત્ર એવા દેવોએ વિંજેલા ચામરોના સમૂહો, અત્યંત નીચા નમીને પછી રૂડે પ્રકારે ઉંચે ઉછળતા છતા આ પ્રકારે કહે છે—" જે મનુષ્યો આ પ્રત્યક્ષ મુનિઓને વિષે શ્રેષ્ઠ ( પાર્શ્વનાથ પ્રભુ ) ને નમસ્કાર કરે છે તે શુદ્ધ ભાવવાળા મનુષ્યો નિશ્ચે ઉંચી ગતિવાળા થાય છે" અર્થાત્ ચામરો એમ સૂચવે છે કે જેમ અમે નીચા નમવાથી ઉંચે ચડીએ છીએ તેમ જે કોઈ આ જિનેશ્વરને નમશે તે ઉંચી ગતિ ( મોક્ષ ગતિ ) ને પામશે. ૨૨

## સિંહાસનપ્રાતિહાર્ય.

[2]શ્યામં ગભીરગિરમુજ્જવલહેમરત્ન-[3]સિંહાસનસ્થમિહ ભવ્યશિખણ્ડિનસ્ત્વામ્।।

૧ વાક્યાલંકારે.

૨ શ્યામ અને નીલવર્ણની એકતા હોવાથી અહીં શ્યામ ( કાળો ) નો અર્થ નીલો લીધેલ છે કેમકે પ્રભુનો વર્ણ નીલો છે.

૩ અહીં મેરૂના શિખરને સ્થાને સિંહાસન, મેઘને સ્થાને પ્રભુનું શ્યામ શરીર, ગર્જનાને સ્થાને પ્રભુની ગંભીર વાણી અને મોરને સ્થાને ભવ્યજનો જાણવા.

**આલોકયન્તિ રભસેન નદન્તમુચ્ચૈ-શ્ચામીક-રાદ્રિશિરસીવ નવામ્બુવાહમ્ ॥ ૨૩ ॥**

અર્થ—હે પ્રભુ ! અહીં ( સમવસરણને વિષે ) નીલા વર્ણ-વાળા, ગંભીર વાણીવાળા અને નિર્મળ ( ઉજ્વળ–દેદીપ્યમાન ) સુવર્ણ મિશ્રીત રત્નના બનાવેલા સિંહાસનને વિષે બેઠેલા એવા તમોને ભવ્ય પ્રાણીરૂપ મયૂરો, મેરૂપર્વતના શિખર ઉપર અત્યંત ગર્જના કરતા નવીન મેઘને જેમ ઉત્સુકતા ( આતુરતા ) વડે જોતા હોય તેની પેઠે જૂવે છે. ૨૩

ભામંડળ પ્રતિહાર્ય.

**ઉદ્ગચ્છતા તવ શિતિદ્યુતિમણ્ડલેન, લુપ્તચ્છદચ્છવિરશોકતરૂર્બભૂવ ॥ સાન્નિધ્ય-તોઽપિ[1] યદિ વા તવ વીતરાગ !, નીરાગતાં વ્રજતિ કો ન સચેતનોઽપિ ॥ ૨૪ ॥**

અર્થ—હે પ્રભુ ! ઉંચે જતા ( પ્રસરતા ) એવા તમારા નીલકાંતિના મંડળ ( ભામંડળ ) વડે આચ્છાદન થઈ છે પાદડાંની

---

૧ તમારૂં વચનશ્રવણ અને રૂપદર્શન તો દૂર રહો, પરંતુ તમારા સમીપપણા થકીજ અચેતન અશોક વૃક્ષ તો દૂર રહો પરંતુ સચેતન એવો પણ કોણ વૈરાગ્ય ન પામે ? અર્થાત પામેજ.

કાંતિ જેની એવો અશોકવૃક્ષ હોતો હવો. અથવા હે વીતરાગ! તમારા સમીપપણા થકી ચેતનાસહિત એવો પણ કયો પુરૂષ નિર્મમત્વને ન પામે ? અર્થાત્ તમારા સમીપપણાથી સચેતન ( પ્રગટ ચેતનાવાળો ) વૈરાગ્યને પામે છે તો અચેતન ( અપ્રગટ ચેતનવાળો ) અશોકવૃક્ષ નીરાગતા ( નિસ્તેજપણું ) ને પામે તે યુક્તજ છે, કેમકે અચેતનને તો ગમે તે ફેરવી શકે પણ સચેતનને તો જ્ઞાનવાન્ હોય તેજ પ્રતિબોધી શકે. ૨૪

## દેવદુંદુભિ પ્રાતિહાર્ય.

ભો ભોઃ પ્રમાદમવધૂય ભજધ્વમેન-માગત્ય નિર્વૃતિપુરિં પ્રતિ સાર્થવાહમ્ ॥ એતન્નિવેદયતિ દેવ ! જગત્ત્રયાય, મન્યે નદન્નભિનભઃ સુરદુંદુભિસ્તે ॥ ૨૫ ॥

અર્થ—હે દેવ ! હું એમ માનું છું કે—આકાશને વ્યાપીને શબ્દ કરતો એવો તમારો દેવદુંદુભિ ત્રણ જગતને આ પ્રકારે નિવેદન કરે છે ( ઉદ્‌ઘોષણા કરે છે ) કે—હે ત્રણ જગત્‌ના લોકો ! તમે આળસને ત્યાગ કરીને અહિં આવીને મોક્ષનગરી પ્રત્યે સાર્થવાહ તુલ્ય આ પાર્શ્વપ્રભુને ભજો ! અર્થાત્ દેવદુંદુભિ ઉદ્‌ઘોષણા કરીને સૂચવે છે કે હે લોકો ! તમે પ્રમાદ દૂર કરીને આ મોક્ષદાયક પ્રભુને ભજો. ૨૫

# શબ્દાર્થ.

ઉદ્યોતિતેષુ–પ્રકાશિત થયે છતે.
ભુવનેષુ–ત્રણ ભુવનો.
તારાન્વિત:–તારાગંડળ સહિત.
અયં–આ.
મુક્તાકલાપ–મોતિના સમૂહવડે.
કલિતોચ્છ્વસિત–સહિત અને ઉલ્લસિત
વ્યાજાત્–મિષથકી.
ધૃતતનુ:–ધારણ કર્યું છે શરીર જેણે એવો.
સ્વેન–પોતાના.
પિંડિતેન–એકત્ર થયેલા.
કાંતિપ્રતાપયશસાં–કાંતિ, પ્રતાપ અને યશના.
પ્રવિનિર્મિતેન–પ્રકર્ષે નિર્માણ થયેલા.
સાલત્રયેણ–ત્રણ ગઢવડે.
વિભાસિ–શોભો છો.
નમત્–નમસ્કાર કરનારા.
ઉત્સૃજ્ય–ત્યાગ કરીને.
મૌલિબંધાન્–મુકુટોને.
શ્રયંતિ–આશ્રય કરે છે.
ત્વત્સંગમે–તમારો સંગમ છતે.
રમંતે–રમે છે.
વિપરાઙ્મુખ:–વિશેષે પરાઙ્મુખ થયા છતા.
અસુમત:–પ્રાણીઓને.

ભવતા–તમારા વડે.
નાથ !–હે નાથ.
વિધુ:–ચંદ્રમા.
વિહતાધિકાર:–હણાયો છે અધિકાર જેનો એવો.
આતપત્ર–ત્રણ છત્રના.
ત્રિધા–ત્રણ પ્રકારે.
ધ્રુવં–નિશ્ચે.
અભ્યુપેત:–પાસે આવેલો છે.
પ્રપૂરિત જગત્ત્રય–પ્રકર્ષે પૂર્યું છે ત્રણ જગત્ જેણે તેથી.
સંચયેન–સમૂહ વડે.
માણિક્યહેમરજત–માણેક, સુવર્ણ અને રૂપાવડે.
અભિત:–ચારે તરફ.
દિવ્યસ્રજ:–મનોહર પુષ્પની માળાઓ.
ત્રિદશાધિપાનાં–દેવેંદ્રોના.
રત્નરચિતાન્–વૈડુર્ય રત્નના રચેલા.
પાદૌ–બે ચરણોને.
પરત્ર–અન્ય સ્થળે.
સુમનસ:–દેવતાઓ.
જન્મજલધે:–ભવ સમુદ્રથકી.
યત્–જે કારણ માટે.
તારયસિ–તારો છો.
નિજપૃષ્ઠલગ્નાન્–પોતાની પીઠ વળ-

યુક્તં-યુક્ત છે.
પાર્થિવનિપસ્ય-વિશ્વના સ્વામી.
ચિત્રં-આશ્ચર્ય છે.
કર્મવિપાકશૂન્ય:-કર્મના વિપાકથી રહિત.
દુર્ગત:-દુઃખે કરીને જાણવા યોગ્ય.
અલિપિ:-કર્મરૂપ લેપ રહિત.
અવતિ-બોધ કર્યે છતે.
કથંચિત્-કેવી રીતે.
ત્વયિ-તમારે વિષે.
ગેલાને.
સતઃ-સુજ્ઞ.
અસિ-છો.
વિશ્વેશ્વર:-ત્રણ જગતના ઇશ્વર.
જનપાલક !-મનુષ્યનું પાલન કરનાર.
અક્ષરપ્રકૃતિ:-નિશ્ચળ સ્વભાવવાળા.
અજ્ઞાન્-મૂર્ખ જનોને.
સદૈવ-નિરંતર.
જ્ઞાનં-જ્ઞાન.
સ્ફુરંતિ-સ્ફુરે છે.
વિશ્વવિકાશહેતુ:-ત્રણ જગતને પ્રકાશ કરવાના હેતુભૂત.

## છત્રત્રય પ્રાતિહાર્ય.

ઉદ્યોતિતેષુ ભવતા ભુવનેષુ નાથ !, તા-
રાન્વિતો વિધુરયં વિહતાધિકાર: ॥ મુક્તા-
કલાપકલિતો[1]રુરુસિતાતપત્ર--વ્યાજાત્રિધા
ધૃતતનુર્ધ્રુવમભ્યુપેત: ॥ ૨૬ ॥

અર્થ:—હે નાથ ! તમારા વડે ત્રણ ભુવન પ્રકાશિત થયે છતે તારામંડળ સહિત એવો આ ચંદ્રમા, વિશેષે હણાયો છે અધિકાર ( જગતને વિષે પ્રકાશ કરવા રૂપ ) જેનો એવો છતો મોતીના સમૂહ વડે સહિત અને ઉલ્લસિત એવા ત્રણ છત્રના મિષથી

૧ ઉચ્છૂ મોટા અને સિત શ્વેત એમ બે પદ પણ નીકળે છે.

ત્રણ પ્રકારે ધારણ કર્યું છે શરીર જેણે એવો તમારી પાસે સેવા કરવા આવેલો છે. અર્થાત્ જગતને તમે પ્રકાશિત કર્યું તેથી ચંદ્રમાને પ્રકાશ કરવાનો અધિકાર રહ્યો નહિ માટે ત્રણ છત્રના મિષથી તે તમારી સેવા કરવા આવ્યો હોય એમ જણાય છે. ૨૬

ત્રણ ગઢનું વર્ણન.

**સ્વેન પ્રપૂરિતજગત્ત્રયપિણ્ડિતેન, કાન્તિપ્રતાપયશસામિવ સંચયેન ॥ [1]માણિક્યહેમરજતપ્રવિનિર્મિતેન, [2]સાલત્રયેણ [3]ભગવન્નભિતો વિભાસિ ॥ ૨૭ ॥**

અર્થઃ—હે ભગવન્ ! પ્રકર્ષે કરીને પૂર્યું છે ત્રણ જગત્ જેણે તેથી એકત્ર થયેલા એવા પોતાના કાંતિ, પ્રતાપ અને યશના સમૂહ વડે કરીને જાણે હોય ? તેમ ચારે તરફ નીલરત્ન, સુવર્ણ

---

૧ નીલરત્ન.

૨ નીલરત્ન, સુવર્ણ અને રૂપાના બનેલા ત્રણ ગઢ અનુક્રમે ભગવંતના સમવસરણને વિષે હોય છે. અહીં નીલ રત્નના ગઢ તુલ્ય પ્રભુના શરીરની કાંતિ ( વર્ણ ), સુવર્ણના ગઢ તુલ્ય ( પીળો ) પ્રતાપ અને રૂપાના ગઢ તુલ્ય ઉજ્વળ યશ જાણવો.

૩ સૂર્ય, જ્ઞાન, માહાત્મ્ય, યશ, વૈરાગ્ય, મુક્તિ, રૂપ, વીર્ય, પ્રયત્ન, ઇચ્છા, લક્ષ્મી, ધર્મ, ઐશ્વર્ય અને યોનિ એ ૧૪ અર્થમાં ભગ શબ્દ વપરાય છે તેમાં યોનિ અને સૂર્ય એ બે અર્થ વર્જિત ભગ શબ્દ અહીં ગ્રહણ કરવો. તે ભગ જેને હોય તે ભગવાન્ એટલે કે-જ્ઞાનવાન્ માહાત્મ્યવાન્ ઇત્યાદિ.

અને રૂપા વડે પ્રકર્ષે નિર્માણ થયેલા ( રચાયેલા ) એવા ત્રણ ગઢવડે તમે વિશેષે શોભો છો. અર્થાત્ તમારા કાંતિ, પ્રતાપ અને યશ વડે ત્રણ જગત્ પુરાઈ ગયું તેથી બીજું સ્થાન ન હોવાથી તેઓ ત્રણ ગઢ રૂપે એકત્ર થઇને રહેલા છે. ૨૭

દિવ્યસ્રજો જિન ! નમત્ત્રિદશાધિપા-
ના-મુત્સૃજ્ય રત્નરચિતાનપિ મૌલિબંધાન્ ॥
પાદૌ શ્રયન્તિ ભવતો યદિ વા પરત્ર, ત્વ-
ત્સંગમે સુમનસો ન રમન્ત એવ. ॥૨૮॥

અર્થ:—હે જિનેશ્વર ! મનોહર પુષ્પની માળાઓ, નમસ્કાર કરનારા દેવેંદ્રોના વૈડુર્ય રત્નના રચેલા પણ મુકુટોનો ત્યાગ કરીને તમારા ચરણયુગલનો આશ્રય કરે છે અથવા તમારો સંગમ છતે પંડિતો ( દેવતાઓ ) અન્ય સ્થળે રમતા નથીજ. ૨૮

ત્વં નાથ! જન્મજલધેર્વિપરાઙ્મુખોઽપિ,
યત્તારયસ્ય-[1]સુમતો નિજપૃષ્ઠલગ્નાન્ ॥ યુક્તં
હિ [2]પાર્થિવનિપસ્ય સતસ્તવૈવ,ચિત્રં વિભો !
યદસિ કર્મવિપાકશૂન્યઃ ॥ ૨૯ ॥

---

૧ અસુ એટલે પ્રાણ–પ્રાણવાળો તે અસુમત્ અર્થાત્ પ્રાણી.

૨ પાર્થિવનિપ એટલે માટીનો ઘડો એવો અર્થ પણ થાય છે તેથી

અર્થઃ—હે નાથ ! તમે ભવસમુદ્રથકી વિશેષે પરાઙ્મુખ થયેલા છતાં પણ પોતાની પીઠે વળગેલા પ્રાણીઓ ( જે જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ માર્ગવડે જિનેશ્વર મોક્ષ ગયા છે તે માર્ગને અનુસરવાવાળા ) ને જે કારણ માટે તારો છો તે વિશ્વના સ્વામી અને સુજ્ઞ એવા તમોનેજ નિશ્ચે યુક્ત છે. પરંતુ હે પ્રભુ ! અહીં આશ્ચર્ય છે કે—જે કારણ માટે તમે કર્મના વિપાક (ફળ) રહિત છો. ૨૯

## વિરોધાલંકારગર્ભિત અચિન્ત્ય સ્વરૂપ.

વિશ્વેશ્વરોઽપિ [2]જનપાલક ! [3]દુર્ગત-
સ્ત્વં, કિં વાઽક્ષરપ્રકૃતિરપ્યલિપિસ્ત્વમીશ !
॥ અજ્ઞાનવત્યતિ સદૈવ કથંચિદેવ, જ્ઞાનં
ત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાશહેતુઃ ॥ ૩૦ ॥

અર્થઃ—હે જનપાળક ! તમે વિશ્વના ઇશ્વર છો પણ દુર્ગત ( દરિદ્રી ) છો. ( આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે

---

માટીનો ઉંધો રાખેલો ઘડો જેમ પોતાની પીઠે વળગેલાને સમુદ્રથકી તારે છે તેમ તમે પણ તારો છો તે યુક્ત છે. પરંતુ માટીનો ઘટ કુંભારે કરેલ પચનાદિ ક્રિયાએ યુક્ત છે અને તમે કર્મવિપાક રહિત છો, એ અહીં આશ્ચર્ય છે.

૨ જનોનું પાલન કરે તે જનપાળક.

૩ હે જનોને પાળનારા ! કેશવડે દરિદ્રી—રહિત છો [illegible] દીક્ષા લીધા પછી કેશ વધતા નથી; આવા પદો પણ નીકળે .

છે કે—) તમે વિશ્વના ઈશ્વર છો તો પણ દુર્ગત એટલે દુઃખે કરીને જાણવા યોગ્ય છો. અથવા હે ઈશ્વર ! શું તમે અક્ષર ( વર્ણ ) સ્વભાવવાળા છો તોપણ બ્રાહ્મીઆદિ લિપિ રહિત છો ? ( આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે છે કે–) તમે નિશ્ચળ પ્રકૃતિવાળા ( શાશ્વત અથવા મોક્ષ રૂપ સ્વભાવવાળા ) છતાં કર્મરૂપ લેપ રહિત છો. અજ્ઞાનવાન્ એવા પણ તમારે વિષે ત્રણ જગત્‌ને પ્રકાશ કરવાના હેતુભૂત એવું જ્ઞાન, નિશ્ચે કેવી રીતે નિરંતર સ્ફુરે છે ? ( આ વિરોધાલંકાર છે તેનો પરિહાર કરે છે કે–) મૂર્ખ જનોને બોધ કર્યે છતે ત્રણ જગતને પ્રકાશ કરવાના હેતુભૂત એવું જ્ઞાન નિરંતર તમારે વિષે સ્ફુરે છે. ૩૦

## શબ્દાર્થ.

**પ્રાગ્ભાર**–અત્યંતપણે

**રજાંસિ**–ધૂળો.

**રોષાત્**–ક્રોધવડે.

**કમઠેન**–કમઠાસુરે.

**યાનિ**–જે.

**તૈઃ**–તે વડે.

**હતાશઃ**–હણાઇ છે આશા જેની એવો.

**અમીભિઃ**–આ વડે.

**પરં**–પરંતુ.

**ગર્જત્**–ગર્જના કરતો.

**અદભ્રભીમં**–ઘણું ભયંકર

**સંભૃતનભાંસિ**–વ્યાપ્ત કર્યું છે આકાશ જેણે એવી.

**ઉત્થાપિતાનિ**–ઉડાડી.

**શઠેન**–મૂર્ખ.

**છાયા**–કાંતિ–પડછાયો

**હતા**–હણાણી.

**ગ્રસ્તઃ**–વ્યાપ્ત થયો.

**તુ**–વળી.

**અયમેવ**–એજ.

**દુરાત્મા**–દુષ્ટાત્મા.

**ઉર્જિતઘનૌઘં**–પ્રબળ મેઘનો સમૂહ છે જેને વિષે એવું.

**ભ્રશ્યત્તડિત્**–આકાશથકી પડતી વિજળી છે જેને વિષે એવું.
**દૈત્યેન**–કમઠાસુરે.
**મુક્તં**–વરસાવ્યુ.
**દુરતરવારિ**–દુઃખે તરવા યોગ્ય પાણી
**દુસ્તરવારિકૃત્યં**–ભુંડી તરવારનુંકામ.
**વિકૃતાકૃતિ**–વિરૂપ થયેલી આકૃતિવાળા
**મર્ત્યમુંડ**–મનુષ્યના માથાંના.
**ભયદવક્ત્ર**–ભયંકર મુખ થકી.
**પ્રેતવ્રજઃ**–દૈત્યનો સમૂહ
**પ્રતિભવંતં**–તમારા પ્રત્યે.
**અસ્ય**–એને.
**ભવદુઃખ હેતુઃ**–સંસારના દુઃખનું કારણ.
**ત્રિસંધ્યં**–ત્રણે કાળ.
**વિધિવત્**–વિધિપૂર્વક.
**ભક્ત્યા**–ભક્તિ વડે.
**ઉલ્લસત્પુલક**–ઉલ્લાસ પામતા રોમાંચવડે
**પાદદ્વયં**–ચરણ યુગલને.
**ભુવિ**–પૃથ્વીને વિષે.
**અસ્મિન્**–આ.
**શ્રવણ ગોચરતાં**–શ્રવણગોચરપણાને
**ગતઃ**–પ્રાપ્ત થયેલા.
**નામપવિત્ર મંત્રે**–નામરૂપ પવિત્ર મંત્ર
**સંવિધં**–સમીપ.

**મુસલમાંસલ**–સાંબેલા જેવી પુષ્ટ (અને)
**ઘોરધારં**–બીહામણી છે ધારા જેને વિષે એવું.
**અથ**–હવે.
**દધ્રે**–કરાયું.
**ધ્વસ્તોર્ધ્વકેશ**–નીચે વિખરાયેલા ઉપરના કેશ હોવાથી.
**પ્રાલંબભૃદ્**–ઝુમણાને ધારણ કરનાર.
**વિનિર્યદગ્નિઃ**–નિકળતો છે અગ્નિ જેને એવો
**ઈરિતઃ**–મૂકેલો
**પ્રતિભવં**–ભવ ભવને વિષે.
**ધન્યાઃ**–પ્રશંસનીય.
**ભુવનાધિપ !**–હે ત્રણ ભુવનના સ્વામી
**આરાધયંતિ**–આરાધન કરે છે.
**વિધુતાન્યકૃત્યાઃ**–વિશેષે ટાળ્યાં છે અન્ય કાર્યો જેણે એવા,
**પક્ષ્મલદેહ દેશાઃ**–વ્યાપ્ત છે શરીર જેનાં એવા.
**જન્મભાજઃ**–પ્રાણીઓ.
**અપારભવવારિનિધો**–અપાર ભવ સમુદ્રને વિષે.
**આકર્ણિતે**–શ્રવણ કરાયે છતે.
**વિપદ્વિષધરી**–આપદા રૂપી સાપણ.
**સમેતિ**–આવે.

કમઠાસુરે કરેલ ઉપસર્ગો.

પ્રાગ્ભારસંભૃતનભાંસિ રજાંસિ રોષા-
દુત્થાપિતાનિ [1]કમઠેન શઠેન યાનિ ।। છા-
યાઽપિ તસ્તવ ન નાથ! હતા હતાશો,
ગ્રસ્તસ્ત્વમીભિરયમેવ પરં દુરાત્મા ।।૩૧।।

અર્થઃ—હે નાથ! મૂર્ખ કમઠાસુરે ક્રોધ થકી, અત્યંતપણે વ્યાપ્ત કર્યું છે આકાશ જેણે એવી જે રજો (ધૂળો) તમારા તરફ ઉડાડી, તે રજોવડે તમારી છાયા (શરીરનો પડછાયો અથવા કાંતિ) પણ ન હણાણી, પરંતુ એ રજોવડે હતાશ (હણાઇ છે આશા જેની એવો) અને દુષ્ટાત્મા એવો એજ કમઠાસુર વ્યાપ્ત થયો અર્થાત્ કર્મરૂપ રજવડે વ્યાપ્ત થયો. ૩૧

યદ્ ગર્જદૂર્જિતઘનૌઘમદભ્રભીમં, ભ્ર-
શ્યત્તડિન્મુસલમાંસલઘોરધારમ્ ।। દૈત્યેન
મુક્તમથ દુસ્તરવારિ દધ્રે, તેનૈવ તસ્ય જિ-
ન! દુસ્તરવારિકૃત્યમ્ ।। ૩૨ ।।

---

૧ "ખાડો ખોદે તે પડે" એ કહેવત મુજબ જે અધમો જિનેશ્વરની અવજ્ઞા કરે છે તેને તે અવજ્ઞા પોતાના અનર્થને માટે થાય છે તે બાબત આ અને પછીના બે કાવ્યમાં વર્ણવેલ છે.

અર્થ:-હે જિનેશ્વર ! ગર્જના કરતો પ્રબળ મેઘનો સમૂહ છે જેને વિષે એવું, ઘણું ભયંકર, આકાશ થકી પડતી વીજળી છે જેને વિષે એવું અને સાંબેલા જેવી પુષ્ટ અને બીહામણી છે ધારા જેને વિષે એવું દુઃખે તરવા યોગ્ય ( દુઃસહ્ય ) પાણી જે કારણ માટે કમઠાસુરે ( તમને ઉપસર્ગ કરવા ) વરસાવ્યું. પછી તેજ પાણીવડે તે કમઠાસુરનું ભુંડી તરવારનું કામ કરાયું અર્થાત્ ખરાબ તરવાર તેને રાખનારનુંજ છેદન ભેદન કરે છે તેમ આ પાણી તેના વરસાવનાર કમઠનેજ સંસારને વિષે છેદન ભેદનરૂપ કાર્ય કરનારૂં થયું, મતલબ કે પ્રભુને ઉપસર્ગ કરવાથી તેનો સંસાર વધ્યો. ૩૨

ધ્વસ્તોર્ધ્વકેશવિકૃતાકૃતિમર્ત્યમુણ્ડ-પ્રાલમ્બભૃદ્ભયદવક્ત્રવિનિર્યદગ્નિઃ ॥ પ્રેતવ્રજઃ પ્રતિભવન્તમપીરિતો યઃ, સોઽસ્યાભવત્પ્રતિભવં ભવદુઃખહેતુઃ ॥ ૩૩ ॥

અર્થ:—હે પ્રભુ ! નીચે વિખરાયેલા ઉપરના કેશ હોવાથી વિરૂપ થયેલી છે આકૃતિ જેની એવા મનુષ્યના માથાંના ઝુમણા ( લટકતા હારડા ) ને ધારણ કરનાર, ભયંકર મુખ થકી નિકળતો છે અગ્નિ જેને એવો જે દૈત્યનો સમૂહ પણ તમારા પ્રત્યે ( ઉપસર્ગ કરવા માટે ) કમઠાસુરે મૂક્યો, તે ( દૈત્ય સમૂહ ) એ(કમઠાસુર) ને ભવભવને વિષે સંસારના દુઃખનું કારણ હોતો હવો. ૩૩

**ધન્યાસ્ત એવ ભુવનાધિપ ! યે ત્રિસંધ્ય-મારાધયન્તિ વિધિવદ્વિધુતાન્યકૃત્યાઃ ॥ ભકત્યોલ્લસત્પુલકપક્ષ્મલદેહદેશાઃ, પાદદ્વયં તવ વિભો ! ભુવિ જન્મભાજઃ ॥ ૩૪ ॥**

અર્થ:-હે ત્રણ ભુવનના સ્વામિ ! હે પ્રભુ ! વિશેષે ટાળ્યાં છે અન્ય કાર્યો જેણે એવા અને ભક્તિવડે ઉલ્લાસ પામતા રોમાંચ વડે વ્યાપ્ત છે શરીર જેનાં એવા જે પ્રાણીઓ પૃથ્વીને વિષે તમારા ચરણ યુગલને વિધિપૂર્વક ત્રણે કાળે પૂજે છે તેઓજ ધન્ય (પ્રશંસનીય ) છે. ૩૪

ગ્રંથકારે આઠ કાવ્ય વડે કરેલ વિજ્ઞપ્તિ.

**અસ્મિન્નપારભવવારિનિધૌ મુનીશ !, મન્યે ન મે શ્રવણગોચરતાં ગતોઽસિ ॥ આકર્ણિતે તુ તવ ગોત્રપવિત્રમન્ત્રે, કિં વા વિપદ્વિષધરી સવિધં સમેતિ ॥ ૩૫ ॥**

અર્થ:-હે મુનીંદ્ર ! હું એમ માનું છું કે-આ અપાર ભવસમુદ્રને વિષે તમે મ્હારા શ્રવણગોચરપણાને પ્રાપ્ત થયેલા નથી. કેમકે તમારા નામરૂપ પવિત્ર મંત્ર શ્રવણ કરાયે છતે પણ આપદારૂપી સર્પિણી શું સમીપ આવે ? અર્થાત્ તમારૂં નામ સાંભળવાથી આ-

પદાએ આવેજ નહિ, પરંતુ મને સાંસારિક આપત્તિઓ આવેલી છે; જેથી હું માનું છું કે પૂર્વ ભવમાં મેં તમારૂં નામ પણ સાંભળ્યું જણાતું નથી. ૩૫

## શબ્દાર્થ.

જન્માંતરે—અન્યભવમાં.
મયા—મેં.
ઈહિતદાન દક્ષં—વાંછિત આપવામાં દક્ષ ચતુર.
જાતઃ—થયો.
મથિતાશયાનાં—મથન કર્યો છે ચિત્તનો આશય જેણે એવા.
પૂર્વ—અગાઉ.
સકૃદ્—એક વાર.
મર્મવિધઃ—મર્મસ્થાનને ભેદનારા.
માં—મને.
પ્રોદ્યત્—પ્રકર્ષે કરીને ઉદય આવેલી.
અન્યથા—નહિતર.
એતે—આ.
નિરીક્ષિતઃ—દીઠા—જોયા.
વિધૃતઃ—ધારણ કરેલા.
તેન—તે કારણ માટે.
દુઃખપાત્રં—દુઃખનું ભાજન.
ક્રિયાઃ—ક્રિયાઓ.
ભાવશુન્યાઃ—ભાવ રહિત.
શરણ્ય !—શરણ કરવા યોગ્ય.
પાદયુગં—ચરણ યુગલ.
મહિતં—પૂજ્યું.
જન્મનિ—આ જન્મમાં.
પરાભવાનાં—પરાભવોનું.
નિકેતનં—સ્થાનક.
મોહતિમિર—મોહરૂપ અંધકારવડે.
આવૃતલોચનેન—ઢંકાયાં છે નેત્ર જેનાં એવો હું, તેના વડે.
પ્રવિલોકિતઃ—જોવાયેલા.
વિધુરયંતિ—પીડે છે.
અનર્થાઃ—અનર્થો.
પ્રબંધગતયઃ—કર્મ બંધની પ્રવૃત્તિ જેને વિષે છે એવા.
આકર્ણિતઃ—સાંભળ્યા.
ચેતસિ—ચિત્તને વિષે.
અસ્મિ—છું.
જનબાંધવ !—હે જન હિતકારી.
યસ્માત્—જે કારણ માટે.
પ્રતિફલંતિ—ફળ આપે છે.
દુઃખીજનવત્સલ !—દુઃખી જનો ઉપર કરૂણાવાળું.

કારૂણ્ય–કરૂણાપણાના.
વશિનાં–જિતેંદ્રિયોને વિષે.
નતે–નમેલા.
મહેશ!–હે મોટા ઇશ્વર.
વિધાય–કરીને [ તત્પરપણું.
ઉદ્દલનતત્પરતાં–ખંડનને વિષે
નિઃસંખ્યસાર શરણં–અસંખ્ય બળનું ઘર
આસાદ્ય–પ્રાપ્ત કરીને.
પ્રથિતાવદાતં–પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા.
પ્રણિધાન વંધ્યઃ–ધ્યાનવડે રહિત.
ચેદ્–જો.
હા–ખેદે.
હતઃ–દુર્દૈવવડે હણાયેલો છું.
પુણ્યવસતે!–પવિત્ર સ્થાન.
વરેણ્ય!–શ્રેષ્ઠ.
મયિ–મારા ઉપર.
દયાં–કૃપા–મહેરબાની
દુઃખાંકુર–દુઃખની ઉત્પત્તિના કારણના
વિધેહિ–કરો.
શરણ્યં–શરણને.
શરણ્યં–શરણ કરવા યોગ્ય.
સાદિતરિપુ–નાશ કર્યો છે શત્રુ જેણે અને
પાદપંકજં–ચરણ કમળને.
વધ્યઃ–હણવા યોગ્ય.
ભુવનપાવન!–ત્રણ ભુવનને પવિત્ર કરનાર.

**જન્માન્તરેઽપિ તવ પાદયુગં ન દેવ !,**
**મન્યે મયા મહિતમીહિતદાનદક્ષમ્ ॥ તેનેહ**
**જન્મનિ મુનીશ! પરાભવાનાં, જાતો નિકે-**
**તનમહં મથિતાશયાનામ્ ॥ ૩૬ ॥**

અર્થ—હે દેવ ! હું માનું છું કે—જન્માંતરને વિષે પણ મેં વાંચ્છિતને આપવામાં ચતુર એવું તમારૂં ચરણયુગલ પૂજ્યું નથી. તે કારણથી જ હે મુનીશ ! આ જન્મમાં હું, મથન કર્યો

છે ચિત્તનો આશય જેણે એવા પરાભવોનું સ્થાનક થયો છું. અર્થાત્ તમારા ચરણયુગલને પૂજનાર પરાભવનું સ્થાન થતોજ નથી. ૩૬.

નૂનં ન મોહતિમિરાવૃતલોચનેન, પૂર્વં વિભો ! સકૃદપિ પ્રવિલોકિતોऽસિ ॥ મર્માવિધો વિધુરયન્તિ હિ મામનર્થાઃ, પ્રોદ્યત્પ્રબન્ધગતયઃ કથમન્યથૈતે ॥૩૭॥

અર્થઃ—હે પ્રભુ ! મોહરૂપ અજ્ઞાનાંધકારવડે આચ્છાદન થયાં છે નેત્રો જેનાં એવો હું તેનાવડે તમે નિશ્ચે પ્રથમ એક વાર પણ જોવાયેલા નથી. જે કારણ માટે નહિતર ( તમને જોયા હોત તો ) મર્મસ્થાનને ભેદનારા અને પ્રકર્ષે ઉદય આવેલી કર્મબંધની પ્રવૃત્તિ છે જેને વિષે એવા આ દુઃખો મુજને કેમ પીડે ? અર્થાત્ પ્રભુનું દર્શન કરનારને કષ્ટ પ્રાપ્ત થતું નથી. ૩૭.

આકર્ણિતોऽપિ મહિતોऽપિ નિરીક્ષિતોऽપિ નૂનં ન ચેતસિ મયા વિધૃતોऽસિ ભક્ત્યા ॥ જાતોऽસ્મિ તેન જનબાન્ધવ ! દુઃખપાત્રં, યસ્માત્ક્રિયાઃ પ્રતિફલન્તિ ન ભાવશૂન્યાઃ ॥ ૩૮ ॥

અર્થ—હે જનહિતકારી ! મેં તમોને ( કોઈ પણ ભવને વિષે ) સાંભળ્યા પણ છે, પૂજ્યા પણ છે અને દીઠા પણ છે; પરંતુ ભક્તિવડે કરીને ચિત્તને વિષે નિશ્ચે ધારણ કરેલા નથી; તે કારણ માટેજ હું દુઃખનું ભાજન ( સ્થાન ) થયેલો છું. જે કારણ માટે ભાવ રહિત ક્રિયાઓ ( શ્રવણ, પૂજન, દર્શનાદિ ) વિશિષ્ટ ફળ આપતી નથી. ૩૮

**ત્વં નાથ ! દુઃખિજનવત્સલ ! હે શરણ્ય !, કારુણ્યપુણ્યવસતે ! વશિનાં વરેણ્ય! ॥ ભક્ત્યા નતે મયિ મહેશ ! દયાં વિધાય, દુઃખાંકુરોદ્દલનતત્પરતાં વિધેહિ ॥૩૯॥**

અર્થઃ—હે નાથ ! હે દુઃખીજનો ઉપર કરૂણાળુ ! હે શરણ કરવા યોગ્ય ! હે કરૂણાપણાના પવિત્ર સ્થાન ! ( અથવા દયા અને ધર્મના સ્થાન ! ) હે જિતેંદ્રિયોને વિષે શ્રેષ્ઠ ! હે મ્હોટા ઈશ્વર ! તમે ભક્તિવડે નમેલા મ્હારા ઉપર દયા કરીને દુઃખની ઉત્પત્તિના કારણના ખંડનને વિષે તત્પરતા કરો ! અર્થાત્ મ્હારાં દુઃખો ઉતાવળે નાશ કરો. ૩૯

**નિઃસંખ્યસારશરણં શરણં શરણ્ય-માસાદ્ય સાદિતરિપુપ્રથિતાવદાતમ્ ॥ ત્વત્-**

**પાદપઙ્કજમપિ પ્રણિધાનવંધ્યો[1], વધ્યોઽસ્મિ ચેદ્ભુવનપાવન! હા હતોઽસ્મિ ॥૪૦॥**

અર્થઃ—હે ત્રણ ભુવનને પવિત્ર કરનારા! અસંખ્ય બળનું ઘર, શરણ કરવા યોગ્ય, નાશ કર્યા છે શત્રુ જેણે એવા અને પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા તમારા ચરણ કમળનું પણ શરણ પામીને જો હું ધ્યાનવડે રહિત છું તો (રાગાદિ શત્રુવડે) હણવા યોગ્ય છું. હા ઇતિ ખેદે હું (દુર્દૈવવડે) હણાયેલો છું. ૪૦

## શબ્દાર્થ.

**દેવેંદ્રવંદ્ય!**—દેવેંદ્રોવડે વંદન કરવા યોગ્ય.
**સંસાર તારક!**—સંસાર સમુદ્રથકી તારનારા.
**ત્રાયસ્વ**—રક્ષણ કરો.
**પુનીહિ**—પવિત્ર કરો.
**અદ્ય**—હમણા.
**વ્યસનાંબુરાશેઃ**—સંકટના સમુદ્રથકી.
**ભવદંઘ્રિ**—તમારા ચરણરૂપ.
**ભક્તેઃ**—ભક્તિનું.
**વિદિત**—જાણ્યો છે
**અખિલવસ્તુસાર!**—સમસ્ત વસ્તુનો રહસ્ય જેણે એવા.
**ભુવનાધિનાથ!**—ત્રણ ભુવનના નાથ.
**કરૂણાહ્રદ**—કરૂણાના દ્રહ.
**સીદંતં**—સીદાતા.
**ભયદ**—ભયંકર.
**યદિ**—જો.
**સરોરૂહાણાં**—કમળોની.
**કિમપિ**—કાંઇપણ.

---

૧ **प्रणिधानवंधो! वन्ध्योऽस्मि**—એ પ્રકારે પાઠાંતર છે તો આ પ્રમાણે અર્થ લેવો—હે મિત્ર! તમારા ચરણનું શરણ પામીને પણ જો હું નિષ્ફળ છું, તો હે ભુવનપાવન! ખેદ થાય છે કે હું દુર્દૈવવડે હણાયેલો છું.

**સંતતિ સંચિતાયાઃ**–પરંપરાના સંચયને કરવાવાળા.
**શરણ્ય**–શરણ કરવા યોગ્ય.
**સ્વામી**–સ્વામી.
**અત્ર**–આ.
**ઇત્થં**–એ પ્રકારે.
**વિધિવત્**–વિધિ પૂર્વક.
**સાંદ્રોલ્લસત્**–અત્યંત ઉલ્લાસ પામતા [એવા.
**અંગભાગાઃ**–શરીરના ભાગો જેના
**મુખાંબુજ**–મુખકમળને વિષે.
**યે**–જે.
**સંસ્તવં**–સ્તોત્રને.
**ભવ્યાઃ**–ભવ્ય જનો.
**કુમુદચંદ્ર**–ચંદ્રવિકાશી કમળને ચંદ્રતુલ્ય.
**સ્વર્ગ સંપદઃ**–સ્વર્ગની લક્ષ્મીને.
**તે**–તેઓ. [એવા.
**મલનિચયાઃ**–કર્મમલનો સમૂહ જેનો
**મોક્ષં**–મોક્ષને.
**એકશરણસ્ય**–એક શરણ છે જેને એવા.
**ભૂયાઃ**–થાઓ.
**ભુવને**–લોકમાં.
**ભવાન્તરે**–જન્માંતરમાં.
**સમાહિતધિયઃ**–સમાધિવાળી છે બુદ્ધિ જેમની એવા.
**પુલકકંચુકિત**–રોમાંચવડે કંચુકિત છે
**બિંબનિર્મલ**–બિંબના નિર્મળ.
**બદ્ધલક્ષાઃ**–બાંધ્યું છે લક્ષ્ય જેણે એવા.
**રચયંતિ**–રચે છે.
**જનનયન**–મનુષ્યના નેત્રરૂપ.
**પ્રભાસ્વરાઃ**–પ્રકર્ષે દેદીપ્યમાન.
**ભુક્ત્વા**–ભોગવીને.
**વિગલિત**–વિશેષે ગળી ગયો છે.
**અચિરાત્**–તત્કાળ.
**પ્રપદ્યંતે**–પ્રાપ્ત કરે છે.

**દેવેન્દ્રવન્દ્ય ! વિદિતાખિલવસ્તુસાર !,**
**સંસારતારક ! વિભો ! ભુવનાધિનાથ ! ॥**
**ત્રાયસ્વ દેવ ! કરૂણાહ્રદ ! માં [1]પુનાહિ, સી–**

---

૧ प्रसद्य પ્રસાદ કરીને, प्रसीद પ્રસાદ કરો. એવા બે પાઠાન્તરો પણ છે.

**હન્તમદ્ય ભયદવ્યસનામ્બુરાશેઃ ॥૪૧॥**

અર્થ—હે દેવેંદ્રોવડે વંદન કરવા યોગ્ય! હે જાણ્યો છે સમસ્ત વસ્તુનો રહસ્ય ( પરમાર્થ ) જેણે એવા! હે સંસાર સમુદ્ર થકી તારનાર! હે વિભુ! હે ત્રણ ભુવનના નાથ! હે દેવ! હે કરૂણાના દ્રહ ( દયા સમુદ્ર )! સીદાતા ( વિષાદ પામતા ) એવા મને, ભયને આપનાર એવા સંકટના સમુદ્ર થકી હમણા રક્ષણ કરો અને ( પાપનો નાશ કરીને ) પવિત્ર કરો. ૪૧

**યદ્યસ્તિ નાથ! ભવદંઘ્રિસરોરૂહાણાં,**
**ભક્તેઃ ફલં કિમપિ [1]સન્તતિસંચિતાયાઃ।**
**તન્મે ત્વદેકશરણસ્ય શરણ્ય ભૂયાઃ, સ્વામી**
**ત્વમેવ ભુવનેઽત્ર ભવાન્તરેઽપિ ॥૪૨॥**

અર્થઃ—હે નાથ! પરંપરાના સંચયને કરવાવાળી એવી તમારા ચરણકમળની ભક્તિનું જો કંઈ પણ ફળ હોય તો, હે શરણ કરવા યોગ્ય! તમારૂં એક શરણ છે જેને એવા ( તમારેજ શરણે આવેલા ) મને આ લોકને વિષે અને જન્માંતરને વિષે પણ તમેજ સ્વામી થાઓ. અર્થાત્ તમારી ભક્તિનું કાંઈ ફળ મળતું હોય તો હું એટલું માગું છું કે—ભવભવને વિષે તમે મારા સ્વામી થાઓ. ૪૨.

---

૧ સંતતસંચિતાયાઃ એવો પાઠ હોય ત્યાં આ પ્રમાણે અર્થ લેવો—નિરંતર કરવા વડે વૃદ્ધિ પામેલી.

ઇત્થં સમાહિતધિયો વિધિવજ્જિનેન્દ્ર,!
સાન્દ્રોલ્લસત્પુલકકંચુકિતાઙ્ગભાગાઃ ॥ ત્વદ્
બિમ્બનિર્મલમુખામ્બુજબદ્ધલક્ષા, યે સંસ્ત-
વં તવ વિભો ! રચયન્તિ ભવ્યાઃ ॥ ૪૩ ॥
જનનયનકુમુદચન્દ્ર! પ્રભાસ્વરાઃ સ્વર્ગસં-
પદો ભુક્ત્વા ॥ તે વિગલિતમલનિચયા, અ-
ચિરાન્મોક્ષં પ્રપદ્યન્તે ॥ યુગ્મમ્ ॥૪૩-૪૪॥

અર્થ—હે જિનેંદ્ર ! હે પ્રભુ ! હે મનુષ્યના નેત્રરૂપ ચંદ્રવિકાશી કમળને ચંદ્રમા તુલ્ય ! સમાધિવાળી ( ધ્યાનવાળી-સ્થિર ) બુદ્ધિ છે જેમની એવા, અત્યંત ઉલ્લાસ પામતા રોમાંચવડે કંચુકિત છે શરીરના ભાગો જેના એવા, તમારા બિંબના નિર્મળ મુખકમળને વિષે બાંધ્યું છે લક્ષ્ય જેણે એવા અને વિશેષે ગળી ગયો છે કર્મમળનો સમૂહ જેનો એવા છતા જે ભવ્ય પ્રાણીઓ એ પૂર્વોક્ત પ્રકારે વિધિપૂર્વક તમારા સ્તોત્રને રચે છે ( કરે છે) તેઓ પ્રકર્ષે દેદીપ્યમાન સ્વર્ગલક્ષ્મીને ભોગવીને તત્કાળ ( દેવ થઇને મનુષ્યભવ પામીને ) મોક્ષને પ્રાપ્ત કરે છે. ૪૩-૪૪.

॥ ઇતિ શ્રીકલ્યાણમન્દિર*સમ્પૂર્ણમ્ ॥

---

૧ અહીં કવિએ પોતાનું દીક્ષા અવસરે ગુરૂએ આપેલું "કુમુદચંદ્ર" નામ સૂચવ્યું છે.

* આ સ્તોત્રમાં દરેક ગાથાના મંત્રો છે તે ગુરૂગમથી જાણી લેવા.

# ॥ *અથ મ્હોટી શાંતિ ॥

## શબ્દાર્થ.

ભોભો ભવ્યાઃ-હે ભવ્ય લોકો. શૃણુત-સાંભળો.
વચનં-વચનને. પ્રસ્તુતં-અવસર ઉચિત.
સર્વં-સર્વ. એતદ્-આ.
યે-જેઓ. યાત્રાયાં-યાત્રાને વિષે.
ત્રિભુવનગુરોઃ-ત્રિભુવન ગુરૂની. આર્હતા-હે શ્રાવકો.

---

* આ મ્હોટી શાંતિના કર્તાએ ગ્રંથને અંતે પોતાનું નામ જણાવ્યું નથી તોપણ અહં તિત્થયરમાયા સિવાદેવી૦ એ ગાથાની ટીકા લખતાં ટીકાકાર શ્રીહર્ષકીર્તિસૂરિ લખે છે કે-શ્રી નેમિનાથની માતા શિવાદેવી કહે છે કે-હું તીર્થંકરની માતા શિવાદેવી નામની તમારા નગરને વિષે રહેનારી છું ઈત્યાદિ, તે ઉપરથી શિવાદેવી માતાએ દેવીપણાની અવસ્થામાં આ શાંતિ રચી છે એમ નિર્ણય થાય છે. તીર્થંકરોનો જન્મ થાય ત્યારે ચોસઠ ઈંદ્રો પ્રભુના જન્મસ્થાને આવે અને જે દિશાના ક્ષેત્રમાં જન્મ થયો હોય તે દિશાના નાયક ઈંદ્ર ( સૌધર્મ અથવા ઇશાન ), સર્વને અવસ્વાપિની નિદ્રા મૂકી ભગવંતનું પ્રતિબિંબ ભગવંતની માતા આગળ સ્થાપીને પોતે પાંચ રૂપ કરીને પ્રભુને ગ્રહણ કરી મેરૂપર્વત ઉપર પાંડુક વનમાં આવેલી શિલાના ઉપર સિંહાસનને વિષે પ્રભુને સ્થાપીને ઉત્તમ ઔષધીમિશ્રિત જળના મોટા એક કોડ અને સાઠ લાખ કળશો વડે પ્રભુને ન્હવરાવે છે અને ઉત્તમ દ્રવ્યવડે પૂજે છે અને પછી સર્વને શાંતિ થાય તે માટે શાંતિપાઠ ભણે છે. એ પ્રકારે ઈંદ્રાદિક દેવો પ્રભુની જે પ્રકારે ભક્તિ કરે છે તેનું અનુકરણ કરવાના બ્હાને આપણે પણ પ્રભુભક્તિ અવશ્ય કરવી (જે સ્નાત્રમહોત્સવ આપણે કરીએ છીએ તે) જોઇએ, તે કેવી રીતે કરવી એ વગેરે હકીકત આ સ્તવને વિષે આવે છે.

**ભક્તિભાજઃ**—ભક્તિવડે યુક્ત (છો)
**શાંતિઃ**—શાંતિ
**ભવતાં**—તમોને
**પ્રભાવાત્**—માહાત્મ્ય થકી.
**ધૃતિમતિકરી**—સંતોષ અને વિશિષ્ટ બુદ્ધિને કરનારી.
**ઈહ**—અહીં.
**ભરતૈરાવત**—ભરતક્ષેત્ર, ઐરાવત ક્ષેત્ર, (અને)
**સમસ્તતીર્થંકૃતાં**—સમગ્ર તીર્થંકરોના.
**આસનપ્રકંપાનંતરં**—આસન ચલાયમાન થયા પછી.
**સૌધર્માધિપતિઃ**—સૌધર્મેન્દ્ર.
**ચાલનાનંતરં**—વગાડયા પછી.
**સુરાસુરેંદ્રૈઃ**—સુર, અસુર, અને ઇંદ્રોની.
**સવિનયં**—પરમ વિનય સહિત.
**ગૃહીત્વા**—ગ્રહણ કરીને.
**કનકાદ્રિશૃંગે**—મેરૂ પર્વતના શિખર ઉપર.
**શાંતિં**—શાંતિને.
**યથા**—જેમ.
**અહં**—હું.
**ઇતિકૃત્વા**—એમ કરીને.
**યેન**—જે માર્ગે.
**સ પંથાઃ**—તેજ રસ્તો પ્રમાણ
**તેષાં**—તેઓને
**ભવતુ**—થાઓ. [ ષ્ઠીના
**અર્હદાદિ**—અરિહંતાદિ પંચપરમે-
**આરોગ્ય શ્રી**—આરોગ્યતા, લક્ષ્મી
**કલેશ વિધ્વંસહેતુઃ**—રાગદ્વેષાદિના નાશની કારણભૂત.
**હિ**—જે કારણ માટે.
**વિદેહ સંભવાનાં**—મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયેલા.
**જન્મનિ**—જન્મ સમયે.
**અવધિના**—અવધિજ્ઞાનવડે.
**વિજ્ઞાય**—જાણીને.
**સુઘોષાઘંટા**—સુઘોષા નામની ઘંટાને
**સકલ**—બધા.
**સહ**—સાથે
**સમાગત્ય**—રૂડા પ્રકારે આવીને.
**અર્હદ્ભટ્ટારકં**—અરિહંત ભટારકને
**ગત્વા**—જઇને.
**વિહિત જન્માભિષેકઃ**—કર્યો છે જન્મ સ્નાત્રમહોત્સવ જેણે એવો.
**ઉદ્‌ઘોષયતિ**—મ્હોટા શબ્દે ભણે છે
**તતઃ**—તેથી.
**કૃતાનુકારં**—કરેલનું અનુકરણ થાય
**મહાજનો**—ઇંદ્રાદિ દેવસમૂહ.
**ગતઃ**—ગયો.
**ઇતિ**—એ કારણથી-

ભવ્યજનૈઃસહ—ભવ્ય પ્રાણીઓ સાથે સમેત્ય—આવીને.
સ્નાત્રપીઠે—સ્નાત્ર પીઠિકા ઉપર. સ્નાત્રં—સ્નાત્ર કરીને.
ઉદ્દ્ઘોષયામિ—ઉદ્‌ઘોષણા કરૂં છું. તત્—તે.
પૂજાયાત્રાસ્નાત્રાદિ—પૂજા, યાત્રા અને સ્નાત્ર વગેરે. મહોત્સવાનંતરં—મહોત્સવ કર્યા પછી
કૃત્વા—કરીને. કર્ણં—કાન.
નિશમ્યતાં—સાંભળો.
સ્વાહા—સ્વાહા.

ભો ભો[1]ભવ્યાઃ! શૃણુત વચનં પ્રસ્તુતં સર્વમેતદ્, યે યાત્રાયાં ત્રિભુવનગુરો[2]રાર્હતા ભક્તિભાજઃ; તેષાં શાંતિર્ભવતુ ભવતામર્હ-દાદિપ્રભાવા-દારોગ્યશ્રીધૃતિમતિકરી[3]ક્લેશ-વિધ્વંસહેતુઃ[4] ॥૧॥

અર્થ—તીર્થંકરનું સ્નાત્ર કરનારા શ્રાવકો માંહેથી વિશિષ્ટ ગુણવાન્ શ્રાવક હોય તે ઉભો થઈને નીચે પ્રમાણે કહે છે—

અહો અર્હદ્‌શાસનમાં રક્ત એવા ભવ્ય લોકો! આ અવ-

---

૧ મુક્તિ ગમન યોગ્ય જીવો.

૨ આર્હત્ (વીતરાગ) છે દેવ જેના તે, એટલે અરિહંત દેવના ભક્તો

૩ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ કદાગ્રહ અથવા રાગદ્વેષાદિ કષાય.

૪ નપુંસકલિંગ અથવા સ્ત્રીલિંગ વિશેષ્ય હોય તો પણ હેતુશબ્દ પુલિંગમાંજ વપરાય છે.

ચાર ઉચિત સર્વ વચન તમે સાંભળો ! જે (તમો) ત્રણ ભુવનના ગુરૂ (વીતરાગ)ની યાત્રા (જન્મ મહોત્સવ) ને વિષે ભક્તિ વડે યુક્ત છો તે(વા) તમોને અરિહંતાદિ પંચપરમેષ્ઠીના માહાત્મ્ય [પ્રસાદ] થકી આરોગ્યતા, લક્ષ્મી, સંતોષ અને વિશિષ્ટ બુદ્ધિને કરનારી તથા રાગદ્વેષાદિના નાશની કારણભૂત એવી શાંતિ [દુઃખ, પાપ અને ઉપસર્ગના ઉપશમ રૂપ અથવા કલ્યાણ) થાઓ. ૧

ભો ! ભો ! ભવ્યલોકા ! ઇહ હિ ભરતરાવતવિદેહસંભવાનાં સમસ્તતીર્થકૃતાં જન્મન્યાસનપ્રકમ્પાનન્તરમવધિના વિજ્ઞાય,સૌધર્માધિપતિઃ સુઘોષાઘણ્ટાચાલનાનન્તરં સકલસુરાસુરેન્દ્રૈઃ સહ સમાગત્ય, સવિનયમર્હદ્‌ભટ્ટારકં ગૃહીત્વા ગત્વા કનકાદ્રિશૃઙ્ગે, વિહિતજન્માભિષેકઃ,શાન્તિમુદ્‌ઘોષયતિ યથા, તતોઽહં કૃતાનુકારમિતિકૃત્વા, મહાજનો યેન ગતઃ સ પન્થાઃ ઇતિ ભવ્યજનૈઃ સહ સમેત્ય, સ્નાત્રપીઠે સ્નાત્રં વિધાય, શાન્તિમુદ્‌ઘોષયા-

# મિ, તત્પૂજાયાત્રાસ્નાત્રાદિમહોત્સવાનન્તર- મિતિકૃત્વા કર્ણં દત્વા નિશમ્યતાં [1]નિશમ્યતાં [2]સ્વાહા—

અર્થ—હે ભવ્ય પ્રાણીઓ ! જે કારણ માટે અહીં [ આ જગતમાં ] ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયેલા સમગ્ર તીર્થંકરોના જન્મ સમયે સૌધર્મ દેવલોકનો ઈંદ્ર, પોતાનું આસન ચલાયમાન થયા પછી અવધિજ્ઞાને ( જિન જન્મને ) જાણીને સુઘોષા નામની ઘંટાને વગાડયા પછી સર્વ સુર [ વૈમાનિકદેવ ], અસુર ( ભવનપત્યાદિ દેવ ) અને તેના ઇંદ્રોની સાથે [ જિનજન્મસ્થાને ] આવીને પરમ વિનય સહિત અર્હદ્રૂપ ભટ્ટારક [પૂજ્ય] ને કરસંપુટમાં ગ્રહણ કરીને મેરૂ પર્વતના શિખર ઉપર જઇને કર્યો છે, જિનજન્મમહોત્સવ જેણે એવો તે [ સ્નાત્ર મહોત્સવને અંતે ] શાંતિની ઉદ્‌ઘોષણા કરે છે [ વેદધ્વનિની જેમ મોટા શબ્દે બોલે છે ]. તે કારણ માટે હું પણ કરેલનું અનુકરણ જેમ થાય તેમ કરીને [વિચારીને] વળી મહાન્ જન ( ઇંદ્રાદિદેવ સમૂહ ) જે માર્ગે ગયો ( પ્રવર્ત્યો ) તેજ માર્ગ પ્રમાણ ( અર્થાત્ ઇંદ્રાદિ દેવોએ જેમ કર્યું તેમ આપણે પણ કરવું ) એ કારણથી ભવ્ય પ્રાણીઓ સાથે ( જિનાલયે ] રૂડે

---

૧ અહીં અત્યંત આદર જણાવવા માટે આ શબ્દ બે વખત વાપર્યો છે.

૨ સુષ્ઠુ આહ-સ્વાહા સારી રીતે કહેવું તે સ્વાહા, આ પદ દેવોને બલિદાન આપતાં અને મંત્ર પદને અંતે બોલાય છે.

પ્રકારે આવીને સ્નાત્રપીઠિકા ઉપર જિનસ્નાત્ર કરીને હું મ્હોટા શબ્દે જે શાંતિ પાઠ કરૂં છું, તે પૂજા, યાત્રા અને સ્નાત્ર વગેરે મહોત્સવ કર્યા પછી-એ પ્રકારે કરીને કાન દઇને ( સાંભળવા માટે કાનને સાવધાન કરીને ] તમે સાંભળો ! સ્વાહા—

## શબ્દાર્થ.

પુણ્યાહં-ઉત્તમ દિવસ છે.
પ્રીયંતાં-સંતુષ્ટ થાઓ.
ભગવંત:-ઐશ્વર્યાદિ યુક્ત.
અર્હંત:-તીર્થંકરો.
સર્વજ્ઞા:-સર્વ જાણનારા.
સર્વદર્શિન:-સર્વને જોનારા.
ત્રિલોકનાથા:-ત્રણ લોકના નાથ.
ત્રિલોકમહિતા:-ત્રણ લોકવડે પૂજાયેલા
ત્રિલોકપૂજ્યા:-ત્રણ લોકના પૂજ્ય.
ત્રિલોકેશ્વરા:-ત્રણ લોકના ઇશ્વર.
ત્રિલોકોદ્યોતકરા:-ત્રણ લોકને પ્રકાશ કરનારા
વર્ધમાનાંતા:-મહાવીરસ્વામી પર્યંત.
શાંતા:-ઉપશાંત થયેલા.
શાંતિકરા:-શાંતિને કરનારા.
ભવંતુ-થાઓ.
મુનય:-મુનિઓ.
મુનિપ્રવરા:-મુનિઓમાં શ્રેષ્ઠ.
રિપુવિજય-શત્રુએ કરેલ પરાભવ.
દુર્ભિક્ષ કાંતારેષુ-દુષ્કાળ અને મહા અટવીને વિષે.
દુર્ગમાર્ગેષુ-વિકટ માર્ગોને વિષે.
રક્ષંતુ-રક્ષણ કરો.
વ:-તમારૂં.
નિત્યં-નિરંતર.
ૐ હ્રીઁ શ્રીઁ-મંત્ર બીજ છે.
ધૃતિમતિકીર્તિ-સંતોષ, મતિ, યશ.
કાંતિબુદ્ધિલક્ષ્મી-શોભા,બુદ્ધિ,સંપત્તિ
મેધાવિદ્યાસાધન:-ધારણ કરવાની બુદ્ધિ, વિદ્યાનુ સાધન.
પ્રવેશ-નગરાદિ પ્રવેશ (અને)
નિવેશનેષુ-નિવાસ સ્થાનોને વિષે.
સુગૃહીતનામાન:-રૂડે પ્રકારે ગ્રહણ કરાયાં છે નામો જેનાં એવા.
જયંતુ-જયવંતા વર્તો.
તે જિનેંદ્રા:-તે જિનેશ્વરો.
સર્વાસ્ત્રામહાજ્વાલા-સર્વ અસ્ત્ર- વાળી મહાજ્વાલા.
ષોડશ-સોળ.
વિદ્યાદેવ્ય:-વિદ્યાદેવીઓ;

રક્ષંતુ–રક્ષણ કરો.

ચાતુર્વર્ણ્યસ્ય–ચાર પ્રકારો છે જેને વિષે એવા.

ભવતુ–થાઓ.

તુષ્ટિ:–સંતોષ.

ગ્રહા:–નવ ગ્રહો.

સહિતા:–સહિત.

વાસવ–ઈંદ્ર.

સ્કંદ–કાર્તિકેય.

યે–જે.

ગ્રામનગર ક્ષેત્ર દેવતાદય:–ગામ, નગર અને ક્ષેત્રના અધિષ્ઠાયક દેવો વગેરે.

નરપતય:–રાજાઓ.

આચાર્યોપાધ્યાયપ્રભૃતિ–આચાર્ય, ઉપાધ્યાય વગેરે.

શ્રીશ્રમણસંઘસ્ય–શ્રીમહાવીર પ્રભુના સંઘને.

પુષ્ટિ:–ધર્મની પુષ્ટિ.

અંગારક–મંગળ.

સલોકપાલા:–લોકપાળ દેવોએ સહિત

આદિત્ય–બાર સંક્રાતિના સૂર્ય.

વિનાયકોપેતા:–ગણેશ સહિત.

અન્યેઽપિ–બીજા પણ.

પ્રીયંતાં–પ્રસન્ન થાઓ.

અક્ષીણકોશ–અક્ષય ભંડાર (અને)

કોષ્ઠાગારા:–ધાન્યના કોઠારોવાળા.

## [1] ૐ પુણ્યાહં પુણ્યાહં પ્રીયંતાં પ્રીયંતાં ભગવન્તોઽર્હન્ત: સર્વજ્ઞા: સર્વદર્શિનસ્ત્રિલોક-

---

૧ ૐ મંગળવાચક છે. અવતિ ઇતિ ૐ રક્ષા કરે તે, અર્થાત્ પરમાત્મા. આ પદ પંચપરમેષ્ઠીના અર્થવાચક છે, તે આ પ્રકારે–અરિહંતનો અ, સિદ્ધ એટલે અપુનર્ભવનો અ, આચાર્યનો આ, એ ત્રણની સંધિ કરતાં આ થયો; તેમાં ઉપાધ્યાયના ઉ ની સંધિ કરતાં ઓ થયો અને મુનિનો મ જોડયો એટલે ૐ પદ સિદ્ધ થયું. અથવા અરિહંતના અ પછી સિદ્ધનો સ્ પછી આચાર્યનો આ તેની સંધિ કરતાં સ્ નો વિસર્ગ થઇ લોપ થાય, લોપ થયે સંધિ ન થાય પરંતુ વેદાદિમાં સંધિ થાય છે એ અપવાદ નિયમે સંધિ કરતાં આ: થયો, તેમાં ઉ અને મ્ મેળવી સંધિ કરતાં ઓઁ થાયછે.

નાથાસ્ત્રિલોકમહિતા-સ્ત્રિલોકપૂજ્યાસ્ત્રિલોકે-શ્વરાસ્ત્રિલોકોદ્યોતકરાઃ ॥

અર્થ:—ૐ એ પદ શરૂઆતમાં બોલીને કહે છે કે આજ ઉત્તમ દિવસ છે, ઉત્તમ દિવસ છે ( આજનો દિવસ ધન્ય છે ). કેવળજ્ઞાનવડે જાણનારા, કેવળદર્શનવડે સર્વને જોનારા, ત્રણ લોકના સ્વામી, ત્રણ લોકવડે (ત્રિભુવનવાસી જીવો વડે) પુષ્પાદિકે પૂજાયેલા, ત્રણ લોકના પૂજ્ય ( પૂજવા યોગ્ય ) ત્રણ લોકના ઈશ્વર અને ત્રણ લોકને (અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરવાવડે ) પ્રકાશ કરનારા એવા ઐશ્વર્યાદિ યુક્ત (ચોવીશ) તીર્થંકરો અત્યંત સંતુષ્ટ થાઓ, સંતુષ્ટ થાઓ.

ૐ ઋષભ—અજિત—સંભવ—અભિનન્દન—સુમતિ—પદ્મપ્રભ—સુપાર્શ્વ—ચન્દ્રપ્રભ—સુવિધિ—શીતલ—શ્રેયાંસ—વાસુપૂજ્ય—વિમલ—અનન્ત—ધર્મ્મ—શાન્તિ—કુન્થુ—અર—મલ્લિ—મુનિસુવ્રત—નમિ—નેમિ—પાર્શ્વ-વર્દ્ધમાનાન્તા જિનાઃ શાન્તાઃ શાન્તિકરા ભવન્તુ સ્વાહા ॥ ૐ મુનયો મુનિપ્રવરા રિપુવિજ-

**યદ્દુર્ભિક્ષકાન્તારેષુ દુર્ગમાર્ગેષુ રક્ષન્તુ વો નિત્યં સ્વાહા ॥**

અર્થ—ઓઁ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન સ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સુવિધિનાથ, શીતળનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામી, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાનસ્વામી પર્યંત ઉપશાંત થયેલા ( ચોવીશ ) જિનેશ્વરો, કષાયોદયના ઉપશમ રૂપ શાંતિને કરનારા થાઓ, સ્વાહા. વળી મુનિઓમાં શ્રેષ્ઠ મુનિઓ[1] ( તત્વજ્ઞ ), શત્રુએ કરેલ પરાભવ, દુષ્કાળ અને મહા અટવીને વિષે તથા વિકટ માર્ગોને વિષે તમોને નિરંતર રક્ષણ કરો. સ્વાહા.

**ઓઁ હ્રીઁ શ્રીઁ ધૃતિ-મતિ કીર્તિ-કાન્તિ-બુદ્ધિ-લક્ષ્મી-મેધા-[2]વિદ્યાસાધન-પ્રવેશ-નિવેશનેષુ સુગૃહીતનામાનો જયન્તુ તે જિનેન્દ્રાઃ ॥**

અર્થ—ઓઁ (પ્રણવ બીજ), હ્રીઁ (માયા બીજ–વશ કરનાર) અને શ્રીઁ ( લક્ષ્મી બીજ–લક્ષ્મીનું કારણ ) પૂર્વક સંતોષ, મતિ ( દીર્ઘદ્રષ્ટી ), યશ, શોભા, બુદ્ધિ [ વર્તમાન કાળે ઉપજતી બુદ્ધિ ),

---

૧ વિદ્યાના અતિશયરૂપ લબ્ધિવાળા ગણધરાદિ સાધુઓ.

૨ વર્દ્ધમાનાદિ વિદ્યાઓનું સાધન અથવા ચૌદવિદ્યાનું પઠન.

અનાદિ સંપત્તિ, ધારણ કરવાની બુદ્ધિ, વિદ્યાનું સાધન, નગરાદિ પ્રવેશ અને નિવાસસ્થાનને વિષે રૂડે પ્રકારે ગ્રહણ કરાયાં છે નામો જેનાં એવા તે જિનેશ્વરો જયવંત વર્તો—સાન્નિધ્ય કરવાવાળા થાઓ.

*ૐ રોહિણી-પ્રજ્ઞપ્તિ-વજ્રશૃંખલા-વજ્રાંકુશી-અપ્રતિચક્રા —પુરૂષદત્તા-કાલી-મહાકાલી-ગારી-ગાન્ધારી-સર્વાસ્ત્રામહાજ્વાલા-માનવી-વૈરોટ્યા—અચ્છુપ્તા-માનસી-મહામાનસી ષોડશ વિદ્યાદેવ્યો રક્ષન્તુ વો નિત્યં સ્વાહા ॥

અર્થ—ઓઁ રોહિણી[1], પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા ( ચક્રેશ્વરી ), નરદત્તા, કાળી, મહાકાળી, ગૌરી, ગાંધારી, સર્વ અસ્ત્રવાળી મહાજ્વાલા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી એ સોળ વિદ્યાદેવીઓ તમોને હમેશા રક્ષણ કરો. સ્વાહા.

ૐ આચાર્યોપાધ્યાયપ્રભૃતિચાતુર્વર્ણસ્ય

---

* મંત્રપદની આદિમાં ૐ અને અંતે સ્વાહા એ પ્રકારે પદો બોલવા એવો વૃદ્ધઆમ્નાય છે તે પ્રકારે અહીં સર્વત્ર સમજી લેવું.

૧ આ વિદ્યાદેવીઓ છે, સંતિકર સ્તવ અને તિજયપહુત એ બે રચનાઓમાં પણ ૧૬ વિદ્યાદેવીઓનાં નામો આવે છે તે અને આ બધી એક-જ સમજવી.

શ્રી[1]શ્રમણસંઘસ્ય શાન્તિર્ભવતુ તુષ્ટિર્ભવતુ પુષ્ટિર્ભવતુ ॥

અર્થ—ૐ આચાર્ય, ઉપાધ્યાય પ્રમુખ ચાર પ્રકારો (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ) છે જેને વિષે એવા શ્રી મહાવીર પ્રભુના સંઘને શાંતિ ( અથવા કલ્યાણ ) થાઓ, સંતોષ થાઓ, ધર્મની પુષ્ટિ થાઓ.

ૐ ગ્રહાશ્ચન્દ્રસૂર્યાંગારકબુધબૃહસ્પતિશુક્રશનૈશ્ચરરાહુકેતુસહિતાઃ સલોકપાલાઃ સોમયમવરૂણકુબેરવાસવા[2]દિત્યસ્કંદવિનાયકોપેતા યે ચાન્યેઽપિ ગ્રામનગરક્ષેત્રદેવતાદય[3]સ્તે સર્વે પ્રીયંતાં, પ્રીયંતાં, અક્ષીણકોશકોષ્ઠાગારા નરપતયશ્ચ ભવન્તુ સ્વાહા ॥

અર્થ—ૐ નવ ગ્રહો તે ચંદ્ર સૂર્ય, મંગળ, બુધ, બૃહસ્પતિ ( ગુરૂ ), શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુ ( પૂંછડીયો તારો ) સહિત

૧ વર્તમાનકાળે શ્રી વીર પ્રભુનું શાસન વર્તે છે, માટે તેમનો સંઘ
૨ બાર પ્રકારના સૂર્ય એટલે બાર સંક્રાંતિના સૂર્ય.
૩ આદિ શબ્દે ભવનપત્યાદિ દેવો લેવા.

( સર્વ પરસ્પર મળેલા ) તથા સોમ, યમ, વરૂણ અને કુબેર એ ચાર લોકપાલોએ સહિત; વળી ઈંદ્ર, સૂર્ય, કાર્તિકેય અને ગણેશ સહિત; વળી પણ જે ગ્રામ, નગર અને ક્ષેત્રના અધિષ્ટાયક દેવતાઓ વગેરે છે તે સર્વ પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ અને રાજાઓ, ક્ષય પામે નહિ તેવા ભંડારો અને ધાન્યના કોઠારો છે જેઓને એવા થાઓ ! સ્વાહા.

## શબ્દાર્થ.

મિત્ર-હિતકારી.
કલત્ર-સ્ત્રી.
સ્વજન-જ્ઞાતિજન.
બંધુવર્ગ-પોતાના ગોત્રીઓ પિત્રાઇ
અસ્મિન્-આ
ભૂમંડલાયતન-પૃથ્વી ઉપર પોતાના સ્થાનકોને વિષે.
શ્રાવકશ્રાવિકાણાં-શ્રાવક અને શ્રાવિકાઓનાં.
દુઃખદુર્ભિક્ષદૌર્મનસ્ય-દુઃખ, દુષ્કાળ અને ચિત્તની અસ્વસ્થતાના.
વૃદ્ધિ-વંશ વૃદ્ધિ.
પ્રાદુર્ભૂતાનિ-ઉદયમાં આવેલાં.
શામ્યંતુ-શાંત થાઓ.
શત્રવઃ-શત્રુઓ.
શ્રીમતે-શ્રીમાન્.
નમઃ-નમસ્કાર થાઓ.
ભ્રાતૃ-સહોદર.
સુહૃદ્-મિત્ર.
સંબંધિ-સગા.
આમોદ પ્રમોદકારિણઃ-આમોદ પ્રમોદને કરવાવાળા.
નિવાસી-વસનારા.
સાધુ સાધ્વી-સાધુ સાધ્વી.
રોગોપસર્ગવ્યાધિ-રોગ, ઉપસર્ગ, વ્યાધિ.
ઉપશમનાય-નિવારણને માટે.
ઋદ્ધિ-દોલત
માંગલ્યોત્સવાઃ-કલ્યાણ અને ઉત્સવો
પાપાનિ-પાપો.
દુરિતાનિ-અશુભ કર્મફળો.
પરાઙ્મુખા-અવળા મુખવાળા.
શાંતિનાથાય-શાંતિનાથને.
શાંતિવિધાયિને-શાંતિને કરનાર.

ત્રૈલોક્યસ્ય-ત્રણલોકની.
મુકુટ-મુકુટોવડે.
શાંતિઃ-શાંતિનાથ
શાંતિકરઃ-શાંતિને કરનારા.
ગુરૂ-તત્વના ઉપદેશ કરનારા.
યેષાં-જેઓના.
ઉપસૃષ્ટરિષ્ટ-દૂર કર્યા છે ઉપદ્રવ,
દુઃસ્વપ્નદુર્નિમિત્તાદિ-ખરાબ સ્વપ્ન અને દુષ્ટ નિમિત્ત વગેરે જેણે એવું
નામગ્રહણં-નામોચ્ચારણ.
શાંતેઃ-શાંતિનાથનું
જનપદ રાજાધિપ-દેશ, રાજારૂપ અધિપતિ (અને)
ગોષ્ઠિક પુરમુખ્યાણાં-ધર્મ સભાના સભ્યો અને નગરના મ્હોટા પુરૂષોના
શ્રીજનપદાનાં-દેશોની.
શ્રીગોષ્ઠિકાનાં-ધર્મસભાના સભ્યોની.
શ્રીપૌરમુખ્યાણાં-નગરના મ્હોટા જનોની.
શ્રીપાર્શ્વનાથાય-શ્રી પાર્શ્વનાથ પ્રભુને.

અમરાધીશ-દેવેંદ્રોના.
અભ્યર્ચિતાંઘ્રયે-પૂજાયેલ છે ચરણકમળ જેનાં એવા.
દિશતુ-આપો.
તેષાં-તેઓના.
ગૃહે-ઘરને વિષે.
દુષ્ટ ગ્રહગતિ-માઠા ગ્રહની ગતિ,
સંપાદિત-સંપાદન કરી છે,
હિત સંપત્-શુભ લક્ષ્મી જેણે એવું
જયતિ-જયવંત વર્તે છે.
શ્રીસંઘજગત્-શ્રીસંઘ, જગત્
રાજસન્નિવેશાનાં-રાજાના સદા રહેવાના સ્થાનોનાં,
વ્યાહરણૈઃ-નામ ગ્રહણ કરીને.
વ્યાહરેત્-ઉદ્ઘોષણા કરવી.
શ્રીરાજાધિપાનાં-રાજારૂપ અધિપતિઓની.
પૌરજનસ્ય-નગરના જનોની,
બ્રહ્મલોકસ્ય-સમસ્ત જીવલોકની.

## ૐ પુત્ર-[1]મિત્ર-ભ્રાતૃ-કલત્ર-સુહૃત્[2]-

---

૧ ભ્રાતૃ મિત્ર ઇતિ વા પાઠઃ

૨ છાની વાત કહેવા અને પૂછવા યોગ્ય હોય તેવા મિત્ર.

**સ્વજન—[1] સંબન્ધિ—બંધુવર્ગસહિતા નિત્યં [2]ચામોદપ્રમોદકારિણઃ,[3] અસ્મિંશ્ચ ભુમણ્ડલાય તનનિવાસિ—સાધુસાધ્વીશ્રાવકશ્રાવિકાણાં [4]રોગોપસર્ગ[5] વ્યાધિદુઃખ[6]દુર્ભિક્ષદૌમ[7]નસ્યો પશમનાય શાંતિર્ભ**

અર્થ—પુત્ર, ૮ મિત્ર, સહોદર, સ્ત્રી, દોસ્ત, જ્ઞાતિજન, સગાં અને સગોત્રીઓ ( પિત્રાઇઓ ) એ સર્વ નિરંતર આમોદ પ્રમોદને કરનારા થાઓ અર્થાત્ સર્વે વિશેષે કરીને પરસ્પર આનંદને કરવાવાળા થાઓ. વળી આ લોકને વિષે પૃથ્વી ઉપર પોતાના સ્થાનકોને વિષે વસનારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ-

૧ પુત્ર અને ભત્રિજા વગેરેના શ્વસુર પક્ષવાળા.

૨ સમસ્ત પ્રકારે હર્ષ તે આમોદ અને પ્રકર્ષ હર્ષ તે પ્રમોદ એ બંને શબ્દ હર્ષવાચક છે તોપણ અધિક આનંદ દેખાડવાને માટે બંને શબ્દ વાપર્યા છે.

૩ સંતુ ઇતિ શેષઃ

૪ થોડા વખત રહેવાવાળા તાવ વગેરે.

૫ ઘણા કાળ રહેવાવાળા કોઢ વગેરે રોગ.

૬ પ્રતિકૂલ વિપાક—અરતિ.

૭ ચિત્તની અસ્વસ્થતા.

૮ સમાન વયવાળા મિત્ર.

ના રોગ, ઉપદ્રવ, વ્યાધિ, દુઃખ, દુષ્કાળ અને ચિત્તની અસ્વસ્થતાના ઉપશમનને માટે ( નિવારણ માટે ) શાંતિ થાઓ.

**ૐ તુષ્ટિ[1]પુષ્ટિઋદ્ધિવૃદ્ધિ[2]માંગલ્યોત્સવાઃ[3]॥ સદા પ્રાદુર્ભૂતાનિ પાપાનિ શામ્યન્તુ[4] દુરિતાનિ, શત્રવઃ પરાઙ્મુખા ભવન્તુ સ્વાહા ॥**

ૐ ચિત્તનો સંતોષ, પુષ્ટિ, દોલત, વંશવૃદ્ધિ, કલ્યાણ અને [5]ઉત્સવો થાઓ. ઉદયમાં આવેલા પાપો નિરંતર શાંત થાઓ ( નાશ પામો ), અશુભ કર્મફળો શાંત થાઓ. શત્રુઓ અવળા મુખવાળા થાઓ. સ્વાહા.

**[6]શ્રીમતે શાન્તિનાથાય, નમઃ શાન્તિવિધાયિને; ત્રૈલોક્યસ્યામરાધીશ–મુકુટાભ્યર્ચિતાંઘ્રયે[7] ॥ ૧ ॥**

---

૧ શરીરાદિની પુષ્ટિ અથવા પુરૂષાર્થ સાધવાનું સામર્થ્ય.

૨ પુત્ર પૌત્રાદિ પરિવારનો વિસ્તાર અથવા શુભ વસ્તુની વૃદ્ધિ.

૩ ભવન્તુ ઈતિ શેષઃ

૪ ડમરૂકમણિ ન્યાયે કરીને ક્રિયાપદ બંને બાજુ જોડવું.

૫ પુત્રના જન્મ વિવાહાદિ મહોત્સવ અને ધર્મકાર્યના મહોત્સવ.

૬ સમવસરણાદિ પ્રશસ્ત ઋદ્ધિવાળા અથવા શોભા–કાંતિવાળા.

૭ પ્રણામ કરતી વખતે ઇંદ્રોના મુકુટોનું પ્રતિબિંબ ભગવંતના ચરણમાં પડે છે માટે મુકુટવડે પૂજાયેલા.

અર્થ:—શ્રીમાન્, ત્રણ લોકની શાંતિને કરનારા, દેવેંદ્રોના મુકુટોવડે પૂજાયેલ છે ચરણ કમળ જેમનાં એવા શ્રી શાંતિનાથને નમસ્કાર થાઓ. ૧

શાન્તિ: શાન્તિકર: શ્રીમાન્, શાન્તિં દિશતુ મે ગુરુઃ । શાન્તિરેવ સદા તેષાં, યેષાં શાન્તિર્ગૃહે ગૃહે ॥ ૨ ॥

અર્થ:—શાંતિને કરનારા, તત્ત્વોપદેષ્ટા અને શ્રીમાન્ એવા શાંતિનાથ પ્રભુ મને શાંતિને આપો. જેઓના ઘરને વિષે શાંતિનાથ પ્રભુ પૂજાય છે તેઓના ઘરે નિરંતર શાંતિજ થાય છે. ૨

ઉન્મૃષ્ટરિષ્ટદુષ્ટ-ગ્રહગતિદુઃસ્વપ્નદુર્નિમિત્તાદિ[1] । સમ્પાદિતહિતસંપન્નામગ્રહણં જયતિ શાન્તેઃ ॥ ૩ ॥

અર્થ:—દૂર કર્યા છે ઉપદ્રવ, દુષ્ટ ગ્રહની ગતિ ( ખરાબ સ્થાને ગ્રહનું સંક્રમવું ), ખરાબ સ્વપ્ન [ ઉંટ, મહિષનું આરોહણ વગેરેનું સ્વપ્નમાં દેખવું ] અને દુષ્ટ નિમિત્ત [ ખરાબ અંગનું ફરકવું ] વગેરે જેણે એવું અને સંપાદન કરી છે શુભ લક્ષ્મી જેણે એવું શાંતિનાથ પ્રભુનું નામગ્રહણ [ નામોચ્ચારણ ] જયવંત વર્તે છે અર્થાત્ ભક્તજનોને સુખ અને શ્રેયને કરનારૂં છે. ૩

---

૧ આદિ શબ્દે અશુભ શુકન લેવા.

[1]શ્રીસંઘજગજ્જનપદ-રાજાધિપરાજસન્નિવેશાનાં । ગોષ્ઠિકપુરમુખ્યાણાં, વ્યાહરણૈર્વ્યાહરેચ્છાન્તિમ્ ॥ ૪ ॥

અર્થ:—શ્રી સંઘ, જગત, દેશ, રાજારૂપ અધિપતિઓ અને રાજાના રહેવાનાં સ્થાનોનાં તેમજ ધર્મસભાના સભ્યો અને નગરના મ્હોટા પુરૂષોનાં નામ ગ્રહણ કરીને શાંતિની ઉદ્ઘોષણા કરવી. ૪

શ્રીશ્રમણસંઘસ્ય શાન્તિર્ભવતુ, શ્રીજનપદાનાં શાન્તિર્ભવતુ, શ્રીરાજાધિપાનાં શાન્તિર્ભવતુ, શ્રીરાજસન્નિવેશાનાં શાન્તિર્ભવતુ, શ્રીગોષ્ઠિકાનાં શાન્તિર્ભવતુ, [2]શ્રીપૌરમુખ્યાણાં શાન્તિર્ભવતુ, શ્રીપૌરજનસ્ય શાન્તિર્ભવતુ,

---

૧ શ્રી સંઘપૌરજનપદ ઇતિ વા પાઠઃ

૨ પુરમુખ્યાણાં ઇતિ પાઠાન્તરે. આ પદ પછી "શ્રી ગચ્છાધિપાનાં શાન્તિર્ભવતુ ગચ્છના અધિપતિ આચાર્ય ) ને શાંતિ થાઓ" એ પદ ટીકામાં આપેલ છે. શ્રી પરિવારસ્ય શાંતિર્ભવતુ એ પદ પણ ટીકામાં છે.

**શ્રી બ્રહ્મલોકસ્ય શાન્તિર્ભવતુ, ॐ સ્વાહા ॐ સ્વાહા ॐ શ્રીપાર્શ્વનાથાય[1] સ્વાહા ।**

અર્થ—શ્રી શ્રમણ સંઘને શાંતિ થાઓ, દેશોને શાંતિ થાઓ, રાજારૂપ અધિપતિઓને શાંતિ થાઓ, રાજાના રહેવાનાં સારાં સ્થાનોને શાંતિ થાઓ, ધર્મસભાના સભ્ય જનોને શાંતિ થાઓ, નગરના મુખ્ય જનોને શાંતિ થાઓ, નગરના લોકોને શાંતિ થાઓ, સમસ્ત જીવલોકને શાંતિ થાઓ. ॐ સ્વાહા ॐ સ્વાહા ॐ શ્રી પાર્શ્વનાથ પ્રભુને સ્વાહા એટલે આ કુંકુમ, ચંદન, વિલેપન, પુષ્પ, અક્ષત, ધૂપ અને દીપ વગેરે પૂજાના સાહિત્યો શ્રી પાર્શ્વ પ્રભુને સંતોષને માટે હો.

## શબ્દાર્થ.

**એષા શાંતિઃ**—આ શાંતિપાઠ.
**અવસાનેષુ**—અંતે ( ભણવો. )
**શાંતિકલશં**—શાંતિ કળશને.
**અગુરૂધૂપવાસ**—અગર, ધૂપવાસ અને
**સ્નાત્રચતુષ્કિકાયાં**—સ્નાત્ર મંડપમાં.
**શ્રીસંઘસમેતઃ**—શ્રીસંઘ સહિત છતો.
**પ્રતિષ્ઠાયાત્રાસ્નાત્રાદિ**—પ્રતિષ્ઠા, યાત્રા અને સ્નાત્રાદિને.
**કુંકુમચંદનકર્પૂરે**—કેશર, સુખડ, બરાસ
**કુસુમાંજલિસમેતઃ**—કુસુમાંજલિ સહિત છતો.
**શુચિશુચિવપુઃ**—પવિત્ર છે શરીર

---

૧ અહીં સ્નાત્રના આરંભને વિષેજ જે પ્રભુનું સ્નાત્ર કરવાનું હોય તેનું નામ લેવું જોઇએ પરંતુ તેમ નહિ કરતાં અહીં નામ સૂચવ્યું છે. વળી લોકોમાં પાર્શ્વ પ્રભુ વિશેષ પ્રાભાવિક હોવાથી તેમનું નામ ગ્રહણ કર્યું છે.

પુષ્પવસ્ત્રચંદન–પુષ્પ, વસ્ત્ર, ચંદન. ( અને ).
પુષ્પમાલાં–ફૂલની માળાને.
કંઠેકૃત્વા–કંઠમાં ધારણ કરીને.
શાંતિપાનીયં–શાંતિ કળશના જળને.
દાતવ્યં–નાંખવું.
નૃત્યંતિ–કરે છે–નાચે છે.
મણિપુષ્પવર્ષં–રત્ન અને પુષ્પની વૃષ્ટિ જેનું એવો.
આભરણાલંકૃતઃ–અલંકારવડે સુશોભિત.
ઉદ્‌ઘોષયિત્વા–ઉદ્‌ઘોષણા કરીને.
મસ્તકે–માથે.
ઇતિ–એ પ્રકારે.
નૃત્યં–નાટક.
સૃજંતિ–કરે છે.
ગાયંતિ–ગાય છે.
સ્તોત્રાણિ–સ્તોત્રો.
પઠંતિ–ભણે છે.
કલ્યાણભાજઃ–કલ્યાણને ભજનારા.
જિનાભિષેકે–જિનના સ્નાત્ર મહોત્સવમાં
મંગલાનિ–મંગળકારી ગીતો.
ગોત્રાણિ–વંશના નામો.
મંત્રાન્–મંત્રોને.
હિ–નિશ્ચે.
શિવં–કલ્યાણ.
અસ્તુ–હો.
પરહિતનિરતાઃ–પરનું હિત કરવામાં તત્પર.
પ્રયાંતુ–વિશેષે પામો.
સર્વત્ર–બધે.
લોકઃ–જીવલોક.
સિવાદેવી–શિવાદેવી.
નયરનિવાસિની–નગરમાં રહેનારી.
સિવં–કલ્યાણ.
ક્ષયં યાન્તિ–ક્ષય પામે છે.
વિઘ્નવલ્લયઃ–વિઘ્નની વેલડીઓ.
પ્રસન્નતાં–પ્રસન્નતાને.
પૂજ્યમાને–પૂજ્યે છતે.
સર્વ જગતઃ–સર્વ જગતનું.
ભૂતગણાઃ–પ્રાણી સમુદાય.
દોષાઃ–દોષો.
નાશં–નાશને.
સુખીભવતુ–સુખી થાઓ. [ માતા
તિત્થયરમાયા–નેમિનાથ તીર્થંકરની
તુમ્હ–તમારા.
અમ્હ–અમારૂં.
અસિવોવસમં–વિઘ્નનો નાશ.
છિદ્યંતે–છેદાય છે.
મનઃ–મન.
એતિ–પામે છે.
જિનેશ્વરે–જિનેશ્વરને.

કારણં-હેતુ.
ધર્માણાં-ધર્મોને વિષે.
જયતિ-જયવંત વર્તે છે.
પ્રધાનં-શ્રેષ્ઠ.
જૈનં-જિનેશ્વરનું પ્રવર્તાવેલું.
શાસનં-શાસન.

એષા શાન્તિઃ પ્રતિષ્ઠાયાત્રાસ્નાત્રાદ્યવસાનેષુ[1,2] । શાન્તિકલશં ગૃહીત્વા, કુંકુમચન્દનકર્પૂરાગુરૂધૂપવાસકુસુમાંજલિસમેતઃ, સ્નાત્રચતુષ્કિકાયાં શ્રીસંઘસમેતઃ, શુચિશુચિ[3]વપુઃ પુષ્પવસ્ત્રચન્દનાભરણાલંકૃતઃ, પુષ્પમાલાં કણ્ઠે કૃત્વા, શાન્તિમુદ્‌ઘોષયિત્વા શાન્તિપાનીયં મસ્તકે દાતવ્યમિતિ[4] ॥

---

૧ આદિ શબ્દે પખ્ખી, ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણને અંતે અને સર્વ ધર્મકાર્યની સમાપ્તિને વિષે મંગળિકને માટે અવશ્ય ભણવો.

૨ પઠનીયા ઇતિ શેષઃ

૩ શુચિશુચિવસ્ત્રચંદનાભરણાલંકૃતઃ એવો પાઠ હોય ત્યાં અર્થ આ પ્રમાણે લેવો-બાહ્યાભ્યંતર મળ રહિત (પવિત્ર) શરીર, પવિત્ર (દેવ-પૂજા યોગ્ય) વસ્ત્ર, ચંદનાદિ વિલેપન અને બાજુબંધ, વિંટી વગેરે ઘરેણાં વડે સુશોભિત થયો છતો.

૪ સમાપ્તિના અર્થમાં ઇતિ વપરાયેલ છે.

અર્થ—આ શાન્તિપાઠ તીર્થંકરોની પ્રતિષ્ઠા, યાત્રા અને સ્નાત્રાદિને અંતે ભણુવો. આ શાંતિની ઉદ્ઘોષણા કેવી રીતે કરવી તે કહે છે, કે–કોઈ વિશિષ્ટ ગુણવાન્ શ્રાવક ઉભો થઈને શાંતિ કળશ ( શાંતિને માટે શુદ્ધ જળથી ભરેલ કળશ ) ને ગ્રહણ કરીને [ ડાબા હાથમાં ધારણ કરી જમણો હાથ તેના ઉપર ઢાંકી ] કેસર, સુખડ, બરાસ, અગુરૂ, ધૂપવાસ [ અગ્નિમાં ધૂપ નાંખવાથી નીકળતી સુગંધી અથવા કેસર ચંદનાદિના ઘસવાથી નીકળતો સુગંધી પરિમલ ] અને કુસુમાંજલિ ( પુષ્પથી ભરેલ અંજલિ–ખોબો ) સહિત છતો; સ્નાત્રમંડપને વિષે શ્રી સંઘ સહિત છતો; પવિત્ર છે શરીર જેનું એવો; પુષ્પ, વસ્ત્ર, ચંદન અને અલંકાર ( ઘરેણાં ) વડે સુશોભિત છતો; પુષ્પની માળાને ગળામાં ધારણ કરીને શાંતિપાઠની ઉદ્ઘોષણા કરીને શાંતિકળશનું પાણી ( સર્વ જનોએ પોતાના ) મસ્તકે નાંખવું.

**નૃત્યન્તિ નૃત્યં મણિપુષ્પવર્ષં, સૃજન્તિ ગાયન્તિ ચ મંગલાનિ । સ્તોત્રાણિ ગોત્રાણિ પઠન્તિ *મન્ત્રાન્, કલ્યાણભાજો હિ જિનાભિષેકે ॥ ૧ ॥**

---

* અહીં મંત્રો આ પ્રમાણે જાણવા—

**ॐ नमो भगवउ अरहउ संतिजिणस्स सिज्झउ मे भगवइ महइ महाविज्जा संति पसंति उवसंति सव्वं पावं पसमेउ तउ**

અર્થ—કલ્યાણયુક્ત ભવ્ય પ્રાણીઓ જિનેશ્વરના સ્નાત્ર મહોત્સવને અંતે નિશ્ચે નાટક કરે છે, ( જિનેશ્વર ઉપર ) રત્ન મોતી અને પુષ્પની વૃષ્ટિ કરે છે, મંગળકારી ગીતો ગાય છે, સ્તોત્રો ( જિનસ્તુતિરૂપ ) અને તીર્થંકરનાં નામો બોલે છે ( અથવા તીર્થંકરનાં વંશો વર્ણવે છે. ) અને મંત્રો ( અથવા મંત્ર ગર્ભિત સ્તવો ) ભણે છે. ૧

**શિવમસ્તુ સર્વજગતઃ, પરહિતનિરતા ભવન્તુ ભૂતગણાઃ । દોષાઃ પ્રયાન્તુ નાશં, સર્વત્ર સુખી[૧]ભવતુ લોકઃ ॥ ૨ ॥**

અર્થ—સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણી સમુદાય પારકાનું હિત કરવામાં તત્પર થાઓ, દોષો ( વ્યાધિ, દુઃખ અને દુર્મનપણું વગેરે ) વિશેષે નાશ પામો અને જીવલોક સર્વ ઠેકાણે ( સર્વ કાર્યમાં ) સુખી થાઓ.

---

**सव्वसत्ताणं दुपयाणं चउप्पयाणं देसगामागरपट्टणखेडे सुपुरिसाणं इत्थीणं नपुंसगाणं वा स्वाहा ॥ इति शांतिनाथविद्यामंत्रः॥**

આ તથા પાર્શ્વનાથનો અને મહાવીર પ્રભુનો વર્ધમાન વિદ્યાનો મંત્ર વગેરે ગુરૂ આમ્નાય વડે જાણી લેવા.

૧ સુખીભવંતુ લોકાઃ ઇતિ પાઠાન્તરમ્.

**અહં તિત્થયરમાયા, *સિવાદેવી તુમ્હ નયરનિવાસિની; અમ્હ સિવં તુમ્હ સિવં, અસિવોવસમં સિવં ભવતુ સ્વાહા ॥ ૩ ॥**

અર્થ—હું નેમિનાથતીર્થંકરની માતા શિવાદેવી તમારા નગરને વિષે વસનારી છું (તમારા નગરને સાન્નિધ્ય કરવાવાળી છું) તેથી મારૂં કલ્યાણ થાઓ અને (શિવાદેવી નામોચ્ચારણવડે) તમારૂં પણ કલ્યાણ થાઓ. વિઘ્નનો નાશ અને કલ્યાણ થાઓ. ૩

**ઉપસર્ગાઃ ક્ષયં યાન્તિ, છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ । મનઃ પ્રસન્નતામેતિ, પૂજ્યમાને જિનેશ્વરે ॥ ૪ ॥**

અર્થ—જિનેશ્વર પૂજ્યે છતે ઉપસર્ગો ક્ષય પામે છે, વિઘ્નની વેલડીઓ છેદાય છે અને મન પ્રસન્નતાને પામે છે. ૪

**સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકાર-**

---

* અહીં ટીકાકાર નાગપુરીય ગચ્છી શ્રી ચંદ્રકીર્ત્તિ સૂરિના શિષ્ય હર્ષકીર્તિસૂરી લખે છે કે-શ્રી નેમિનાથ તીર્થંકરની માતા શિવાદેવી કહે છે કે-હું તીર્થંકરની માતા શિવાદેવી વગેરે. આ ઉપરથી આ શાંતિ સ્તવ નેમિનાથ પ્રભુની માતા શિવાદેવી જે માહેંદ્ર દેવલોક ગયેલા છે તેમણે રચ્યું એમ સંભવે છે.

**ણું ।પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શા-**
**સનમ્ ।। ૫ ।।**

અર્થ—સર્વ મંગળિકોને વિષે મંગળકારી, સર્વ કલ્યાણનું કારણ અને સર્વ ધર્મોને વિષે શ્રેષ્ઠ એવું જૈન ( જિનેશ્વરનું પ્રવર્તાવેલું ) શાસન જયવંત વર્તે છે. ૫

ઈતિશ્રીબૃહચ્છાન્તિસ્તવ સમ્પૂર્ણમ્.



## અથ સંથારાપોરિસિ*

### શબ્દાર્થ.

**નિસીહી**–પાપ વ્યાપારનો ત્યાગ કરીને.
**ખમાસમણાણં**–ક્ષમાશ્રમણોને.
**મહામુણીણં**–મ્હોટા મુનિઓને.
**જિટ્ઠિજ્જા**–હે વૃદ્ધ સાધુઓ !
**ગુરૂગુણ**–મ્હોટા ગુણરૂપ.
**મંડિયસરીરા**–શોભિત છે શરીર જેનાં એવા.
**નમો**–નમસ્કાર હો.
**ગોયમાઈણં**–ગૌતમ સ્વામી વગેરે.
**અણુજાણહ**–આજ્ઞા આપો.
**પરમ ગુરૂ !**–શ્રેષ્ઠ ગુરૂઓ.
**રયણેહિં**–રત્નોવડે.
**બહુપડિપુન્ના**–લગભગ સંપૂર્ણ થઈ છે.
**પોરિસિ**–પોરિસી.

---

* સાધુ અને રાત્રી પોસહ કરનાર શ્રાવક રાત્રીની પહેલી પોરિસિમાં સ્વાધ્યાય કરીને પોરિસિ પૂર્ણ થયે સંથારો કરવા માટે ( શયન માટે ) ગુરૂ મહારાજ સન્મુખ આજ્ઞા માગવાને અર્થે આવે છે તે વખતે કરવાનો વિધિ આ સૂત્રમાં વર્ણવેલ છે.

રાઇય સંથારએ–રાત્રી સંબંધી સંથારાને.
બાહુવહાણેણ–હાથને ઓશિકું કરીને.
પાયપસારણ–આકાશમાં પગ પ્રસારવાને.
ભૂમિં–જમીનને.
સંડાસા–ઢીંચણોને.
કાયપડિલેહા-શરીરનું પડિલેહણ કરે.
ઊસાસનિરૂંભણા–શ્વાસોસ્વાસ રૂંધીને.
આલોએ–જૂએ.
મે–મારા.
પમાઓ–મરણ.
દેહસ્સ–શરીરનું.
રયણીએ–રાત્રીને વિષે.
સવ્વં–સર્વને.
તિવિહેણ–ત્રિવિધે.
ચત્તારિ–ચાર.
અરિહંતા–અરિહંતો.
સાહુ–સાધુઓ.
ધમ્મો–ધર્મ.
સરણં–શરણરૂપ.
અરિહંતે–અરિહંતોને.
સાહૂ–સાધુઓને.
ધમ્મં–ધર્મને.
અલિઅં–મૃષાવાદ–જૂઠું બોલવું.
ઠામિ–કરૂં છું.
સંથારં–સંથારો કરવાની–સૂવાની.
વામપાસેણં–ડાબા પડખે.
કુક્કુડી–કુકડીની પેઠે.
અતરંત–અસમર્થ છતો.
પમજ્જએ–પુંજે
સંકોઇઅ–સંકોચીને.
ઉવ્વટ્ટંતે–પાસું ફેરવતાં.
દવ્વાઇઉવઓગં–દ્રવ્યાદનો ઉપયોગ કરે.
જઇ–જો.
હુજ્જ–થાય.
ઇમસ્સ–આ.
ઇમાઇ–આ.
આહારમુવહિદેહં–આહાર, ઉપકરણ અને શરીર.
વોસિરિઅં–વોસરાવ્યું–ત્યાગ કર્યું છે.
મંગલં–મંગલરૂપ છે.
સિદ્ધા–સિદ્ધ ભગવંતો.
કેવલિપન્નત્તો–કેવળીએ પ્રરૂપેલ.
લોગુત્તમા–લોકને વિષે ઉત્તમ છે.
પવજ્જામિ–અંગીકાર કરૂં છું.
સિદ્ધે–સિદ્ધોને.
કેવલિપણ્ણત્તં–કેવળીએ પ્રરૂપેલ.
પાણાઇવાયં–પ્રાણાતિપાત–જીવહિંસા
ચોરિક્કં મેહુણં–ચોરી, સ્ત્રી સેવન

દવિણમુચ્છં-દ્રવ્યની મૂર્ચ્છા (પરિગ્રહ)
માયં લોભં-માયા, લોભ.
તહા-તેમજ.
કલહં-કલેશ.
પેસુન્નં-ચાડી.
પરપરિવાયં-પરપરિવાદ.
માયામોસં-માયામૃષાવાદ.
કોહં માણં-ક્રોધ, માન.
પિજ્જં-પ્રેમ.
દોસં-દ્વેષ.
અબ્ભખ્ખાણં-અભ્યાખ્યાન-આળ.
રઈઅરઈસમાઉત્તં-રતિ, અરતિવડે યુક્ત.
મિચ્છત્તસલ્લં-મિથ્યાત્વ શલ્ય.

**નિસીહી નિસીહી નિસીહી, નમો ખમાસમણાણં ગોયમાઈણં મહામુણીણં[1] ॥**

અર્થ—પાપ વ્યાપારનો ત્યાગ કરીને ( વાર ત્રણ ) મ્હોટા મુનિઓ એવા ગોતમસ્વામી વગેરે ક્ષમાશ્રમણોને નમસ્કાર થાઓ.

**અણુજાણહ જિટ્ઠિ (ઠ્ઠે)જ્જા! અણુજાણહ પરમગુરૂ! ગુરૂગુણરયણેહિં મંડિયસરીરા! બહુપડિપુન્ના પોરિસિ, રાઇયસંથારએ ઠામિ ॥ ૧ ॥**

અર્થ—હે વૃદ્ધ ( વડિલ ) સાધુઓ! આજ્ઞા આપો, મ્હોટા ગુણરૂપ રત્નોવડે સુશોભિત છે શરીર જેનાં એવા હે શ્રેષ્ઠ ગુરૂ-

---

૧ આ પાઠ પછી એક નવકાર તથા કરેમિભંતે સુત્ર એ પ્રમાણે અનુક્રમે ત્રણ વાર બોલવાનું છે.

ઓ ! આજ્ઞા આપો ! પોરિસી લગભગ સંપૂર્ણ થઈ છે, હું રાત્રિ સંબંધી સંથારો કરૂં છું. ૧

**અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામપાસેણં । [1]કુક્કુડિપાયપસારણ, અતરંત પમજ્જએ ભૂમિં ॥ ૨ ॥**

**સંકોઇઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાયપડિલેહા । દવ્વાઇઉવઓગં[2], ઊસાસનિરૂંભણાલોએ[3] ॥ ૩ ॥**

અર્થ—સંથારાની આજ્ઞા આપો ! ( ગુરૂ મહારાજ આજ્ઞા આપે એટલે ) હાથને ઓશીકું કરીને ડાબા પડખે, કુકડીની પેઠે આકાશમાં પગ પ્રસારવાને અસમર્થ છતો જમીનને પુંજે [ પું-

૧ જેમ કુકડી ઉંચા પગ રાખીને સૂવે છે તે માફક સાધુને સૂઈ રહેવું જોઇએ અને તેમ સૂવાને અસમર્થ હોય તો પછી જમીન પુંજીને પગ નીચે રાખે.

૨ દ્રવ્યાદિનો ઉપયોગ આપે એટલે દ્રવ્ય થકી, હું કોણ છું—સાધુ કે ગૃહસ્થ ? એમ વિચારે. ક્ષેત્ર થકી, હું ઉપર છું કે નીચે ? એમ વિચારે. કાળથકી, રાત્રિ છે કે દિવસ ? એમ વિચારે. ભાવ થકી, મને લઘુશંકા વગેરેની બાધા છે કે નહિ ? એમ વિચારે.

૩ નિદ્રા દૂર થયા પછી [illegible] બાધા ટાળવા દ્વાર પુંજીને બા-

જીને ત્યાં પગ રાખે છે ) અને ઢીંચણો સંકોચીને સૂવે અને પાસું ફેરવતાં શરીરનું પડિલેહણ કરે. વળી ( જાગવું હોય ત્યારે ) દ્રવ્યાદિનો ઉપયોગ કરે ( તેમ છતાં નિદ્રા ઉડે નહિ તો ) શ્વાસોશ્વાસ રૂંધીને ( નિદ્રા દૂર કરવાને જતા આવતા લોકોને ) જૂએ છે. ૨-૩

[1]જઇ મે હુજ્જ પમાઓ, ઈમસ્સ દેહસ્સિમાઈ રયણીએ। આહારમુવહિદેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥ ૪ ॥

---

દાર જાય ત્યાં ચોરાદિનો ભય હોય તો એક સાથે બે જાય: તેમાં એક બારણામાં ઉભો રહે અને બીજો લઘુશંકાદિ બાધા ટાળે. શિકારી જનાવરોનો ભય હોય તો એક સાથે ત્રણ જાય; તેમાં એક બારણામાં ઉભો રહે, બીજો શરીરની બાધા ટાળે અને ત્રીજો તેની પાસે રક્ષપાળ તરીકે ઉભો રહે જો લઘુશંકાદિ બાધા ટાળનારને વધારે વાર થાય તો બારણામાં ઉભો રહેલ સાધુ પોતાને સ્થાને બીજા સાધુને ઉભો રાખીને પોતે તે બાધા ટાળનાર પાસે જઇને જગાડીને તેડી લાવે. પછી ઇર્યાવહિ પ્રતિક્રમીને સૂક્ષ્મ આનપ્રાણ લબ્ધિવાળા જે મુનિ હોય તે ચૌદ પૂર્વ સુધીનો પાઠ કરે. તેની શક્તિના અભાવે શક્તિ મુજબ ઓછું ઓછું ગણે; ઓછામાં ઓછી ત્રણ ગાથા ગણે. તેટલી પણ ગણવાને અશક્ત હોય તો પછી સૂઇ રહે.

—ઓઘનિર્યુક્તિ.

[1] અહીંથી ૧૭ ગાથા પર્યંતની હકીકત રાત્રે સૂતી વખતે શ્રાવકે પણ વિચારવાની છે.

અર્થ—જો આ રાત્રિને વિષે મારા આ શરીરનું મરણ થાય તો આહાર, ઉપકરણ અને શરીર વગેરે સર્વ ત્રિવિધે કરીને (મન, વચન અને કાયાવડે) વોસરાવ્યું છે. ૪

**ચત્તારિ મંગલં—અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં; [1]સાહૂ મંગલં, કેવલિપન્નત્તો ધમ્મો મંગલં ॥ ૫ ॥**

અર્થ—ચાર મને મંગળરૂપ છે—અરિહંતો માંગળિક છે, સિદ્ધો માંગળિક છે, સાધુઓ માંગળિક છે અને કેવળીએ પ્રરૂપેલ ધર્મ (શ્રુત અને ચારિત્રરૂપ) મંગળિક છે. ૫

**ચત્તારિ લોગુત્તમા—અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા; સાહૂ લોગુત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો ॥ ૬ ॥**

અર્થ—ચાર લોકને વિષે ઉત્તમ છે—અરિહંતો લોકમાં ઉત્તમ છે, સિદ્ધો લોકમાં ઉત્તમ છે, સાધુઓ[1] લોકમાં ઉત્તમ છે અને કેવળિએ પ્રરૂપેલ ધર્મ લોકમાં ઉત્તમ છે. ૬

**ચત્તારિ સરણં પવજ્જામિ—અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ;**

---

૧ સમ્યક્ જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ માર્ગને સાધે તે સાધુ.

સાહૂ સરણં પવજ્જામિ, કેવલિપણ્ણત્તં ધ-મ્મં સરણં પવજ્જામિ ॥ ૭ ॥

અર્થ—હું ચારને શરણ તરીકે અંગીકાર કરૂં છું-અરિહં-તોને શરણ અંગીકાર કરૂં છું, સિદ્ધોને શરણ અંગીકાર કરૂં છું, સાધુઓને શરણ અંગીકાર કરૂં છું અને કેવળિએ પ્રરૂપેલ ધર્મનો શરણ અંગીકાર કરૂં છું. ૭

પાણાઈવાયમલિઅં, ચોરિક્કં મેહુણં દ-વિણમુચ્છં। કોહં માણં માયં, લોભં પિજ્જં તહા દોસં ॥ ૮ ॥

કલહં અબ્ભક્ખાણં, પેસુન્નં રઇઅર-ઇસમાઉત્તં। પરપરિવાયં માયા-મોસં મિ-ચ્છત્તસલ્લં ચ ॥ ૯ ॥

અર્થ—પ્રાણાતિપાત [ હિંસા ], મૃષાવાદ, ચોરી, મૈથુન ( સ્ત્રી સેવન ), દ્રવ્ય ( ધન-ધાન્યાદિ પુદ્ગલિક વસ્તુ ) ની મૂર્ચ્છા, ક્રોધ, માન, માયા, લોભ, રાગ તેમજ દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન ( પરને આળ દેવું ), ચાડી અને રતિ અરતિવડે યુક્ત, પરપરિ-વાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશલ્ય. ૮-૯

## શબ્દાર્થ.

વોસિરિસુ—વોસરાવ.
ઈમાઇં—આ.
મુખ્ખમગ્ગ—મોક્ષમાર્ગના.
સંસગ્ગ—ગમનને વિષે.
વિગ્ઘભૂઆઇં—અંતરાય કરનારા.
દુગ્ગઇ—માઠી ગતિના.
નિબંધણાઇં—કારણભૂત.
અટ્ઠારસ—અઢાર.
પાવઠાણાઇં—પાપસ્થાનોને.
એગો—એક છું.
અહં—હું.
નત્થિ—નથી.
મે—મારૂં.
કોઇ—કોઇપણ.
અન્નસ્સ કસ્સઇ—અન્ય કોઇનો.
એવં—એ પ્રકારે.
અદીણમણસો—અગ્લાન ચિત્તવાળો.
અપ્પાણં—આત્માને.
અણુસાસઇ—શિખામણ આપે.
સાસઓ—શાશ્વતો.
અપ્પા—આત્મા.
નાણદંસણસંજુઓ—જ્ઞાન દર્શન યુક્ત.
સેસા—બાકીના
બાહિરાભાવા—બાહ્યભાવો.
સંજોગલખ્ખણા—સંયોગ લક્ષણવાળા.
સંજોગમૂલા—સંયોગ છે મૂળ કારણ જેનું એવી.
જિવેણ—જીવે
પત્તા—પામ કરી.
દુખ્ખપરંપરા—દુઃખની શ્રેણી.
તમ્હા—તે કારણ માટે.
સંજોગ સંબંધં—સંયોગ સંબંધ.
સવ્વં—સર્વ.
તિવિહેણ—ત્રિવિધે.
વોસિરિઅં—વોસિરાવ્યો
અરિહંતો—અરિહંત,
મહ—મ્હારા.
દેવો—દેવ છે.
જાવજ્જીવં—જીવિત પર્યંત.
સુસાહુણો—સુસાધુઓ.
ગુરૂણો—ગુરૂઓ,
જિણપણ્ણત્તં—વીતરાગ દેવે પ્રરૂપેલ.
તત્તં—તત્ત્વ.
ઇઅ—એ પ્રકારે.
સમ્મત્તં—સમ્યક્ત્વ.
મએ—મેં.
ગહિઅં—ગ્રહણ કર્યું.
ખમિઅ—ખમાવીને.
ખમાવિઅ—ખામીને.
મઇ—મારે વિષે.
ખમહ—ખમો.

સવ્વહ-સર્વ.
સિદ્ધહસાખ-સિદ્ધની સાક્ષી પૂર્વક.
મુજ્ઝહ-મારે.
કમ્મવસ-કર્મ વશથકી.
ભમંત-ભમે છે.
મુજ્ઝવિ-મને પણ.
જં-જે.
બદ્ધં-બંધાયું.
વયણેણ-વચનવડે.
પાવં-પાપ.
કયં-કરાયું.
દુક્કડં-પાપ.

જીવનિકાય-જીવ નિકાયોને.
આલોયણહ-આલોયણ.
વઇરિભાવ-વૈરભાવ
ચઉદ્દહરાજ-ચૌદ રાજલોક ક્ષેત્રમાં.
ખમાવિઆ-ખમાવ્યા.
ખમંત-ખમો.
મણેણ-મનવડે.
જં-જે.
ભાસિયં-બોલાયું.
કાયેણ-કાયાવડે.
મિચ્છામિ-મારૂં મિથ્યા થાઓ.
તસ્સ-તે.

## વોસિરિસુ ઇમાઇં, મુક્ખમગ્ગસંસ-ગ્ગવિગ્ઘભૂઆઇં। દુગ્ગઇનિબંધણાઇં, અટ્ઠા-રસપાવઠાણાઇં ॥ ૧૦ ॥

અર્થ—મોક્ષમાર્ગના ગમનને વિષે અંતરાય કરનારા અને માઠી ગતિના કારણભૂત એવા એ પૂર્વોક્ત અઢાર પાપસ્થાનોને (હે આત્મા!) તું વોસરાવ (ત્યાગ કર). ૧૦

## એગોહં નત્થિ મે કોઈ, નાહમન્નસ્સ કસ્સઇ। એવં અદીણમણસો, અપ્પાણમ-ણુસાસઇ ॥ ૧૧ ॥

અર્થ—હું એકલો છું, મ્હારૂં કોઈ નથી, હું અન્ય કોઈ પણનો નથી; એ પ્રકારે અગ્લાન ચિત્તવાળો ( સાવધાન ચિત્ત-વાળો ) આત્માને શિખામણ આપે. ૧૧

**એગો મે સાસઓ અપ્પા, નાણદંસ-ણસંજુઓ । સેસા મે બાહિરા ભાવા, સવ્વે [૧]સંજોગલખ્ખણા ॥ ૧૨ ॥**

અર્થ—શાસ્વતો ( સદા કાળ-નિત્ય રહેનારો ) અને જ્ઞાન દર્શન યુક્ત, એક મારો આત્મા છે. બાકીના સંયોગ લક્ષણવાળા સર્વ ભાવો મારાથી બાહ્ય અર્થાત્ મારાથી જૂદા છે. ૧૨

**સંજોગમૂલા જીવેણ, પત્તા દુખ્ખપરં-પરા । તમ્હા સંજોગસંબંધં, સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥ ૧૩ ॥**

અર્થ—સંયોગ ( ધન કુટુંબાદિક ) છે મૂળ કારણ જેનું એવી દુઃખની શ્રેણી જીવે પ્રાપ્ત કરી છે તે માટે સંયોગનો સં-બંધ મેં ત્રિવિધે ( મન, વચન, કાયાએ ) વોસિરાવ્યો છે. ૧૩

**અરિહંતો મહ દેવો, જાવજ્જીવં [૨]સુસા-**

---

૧ દ્રવ્ય થકી-ધન, ધાન્ય, કુટુંબાદિના મેલાપ અને ભાવથકી વિષય કષાયાદિના મેલાપ.

૨ સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાવાળા આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ.

હુણો ગુરૂણો । જિણપણત્તં [1]તત્તં, ઈઅ સ-
મ્મત્તં મએ ગહિઅં ॥ ૧૪ ॥

અર્થ—યાવજ્જીવ સુધી અરિહંત મ્હારા દેવ છે, સુસાધુ-ઓ મ્હારા ગુરૂ છે, વીતરાગ દેવે પ્રરૂપેલ તત્ત્વ મને માન્ય છે; એ પ્રકારે સમ્યકત્વને મેં ગ્રહણ કર્યું છે. ૧૪

ખમિઅ ખમાવિઅ, મઇ ખમિઅ[2]
સવ્વહ જીવનિકાય; સિદ્ધહ સાખ આલોય-
ણુહ, મુજ્ઝહ વઇર ન ભાવ ॥ ૧૫ ॥

અર્થ—સર્વ જીવ નિકાયોને ખમાવીને અને ખામીને મારે વિષે સર્વ અપરાધો ખમો. સિદ્ધની સાક્ષી પૂર્વક હું આલોચના કરૂં છું, મારે કોઇની સાથે વૈરભાવ નથી. ૧૫

સવ્વે જીવા કમ્મવસ, ચઉદહરાજ ભ-
મંત । તે મે સવ્વ ખમાવિઆ, મુજ્ઝવિ તેહ
ખમંત ॥ ૧૬ ॥

---

૧ દયા મૂળ અને વિનય મૂળ તત્ત્વ અથવા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ તત્ત્વ.

૨ ખમહ ઇતિ પાઠાન્તર

અર્થ—સર્વ જીવો કર્મવશથકી ચૌદ રાજલોકને વિષે ભમે છે તે સર્વને મેં ખમાવ્યા છે. મને પણ તેઓ ખમો. ૧૬

**જં જં મણેણ બદ્ધં, જં જં વાએણ ભાસિયં પાવં । જં જં કાએણ કયં, મિચ્છામિ દુક્કડં તસ્સ ॥ ૧૭ ॥**

અર્થ—જે જે પાપ મનવડે બંધાયું, જે જે પાપ વચન વડે બોલાયું અને જે જે પાપ કાયાવડે કરાયું છે તે મારૂં પાપ ફોગટ થાઓ અર્થાત્ તે પાપનો મિચ્છામિ દુક્કડ દઉં છું. ૧૭

ઇતિ સંસ્તારક વિધિ સંપૂર્ણમ્.

---

## ॥ અથ શ્રીરત્નાકરપંચવિંશિકા*પ્રારમ્ભ ॥

### શબ્દાર્થ.

શ્રેયઃ—મોક્ષ રૂપ.

મંગલ કેલિસદ્મ!—માંગલિક ક્રીડાના ગૃહ સમાન

શ્રિયાં—લક્ષ્મીના.

નરેંદ્ર દેવેંદ્ર—રાજાઓ અને દેવેંદ્રોવડે

નતાંઘ્રિપદ્મ!—નમસ્કાર કરાયાં છે અ-

---

* આ વીતરાગ દેવની સ્તુતિરૂપ પચ્ચીશી શ્રી રત્નાકરસૂરિએ બનાવેલી હોવાથી તેનું નામ રત્નાકરપંચવિંશિકા કહેવાય છે. શ્રી રત્નાકર સૂરિ ચૌદમા સૈકામાં થઈ ગયા છે. તેઓ દીક્ષા લીધા બાદ પરિગ્રહધારી

**સર્વજ્ઞ !**—હે સર્વજ્ઞ પ્રભુ!
**સર્વાતિશયપ્રધાન !**—સર્વ અતિશયો વડે શ્રેષ્ઠ [કળાના ભંડાર.
**જ્ઞાનકલાનિધાન**—કેવળ જ્ઞાન અને
**કૃપાવતાર !**—કરૂણાના અવતાર
**દુર્વારસંસાર**—દુ:ખે નિવારણ કરી શકાય એવા સંસારના
**શ્રીવીતરાગ**—હે શ્રી વીતરાગ પ્રભુ
**મુગ્ધભાવાત્**—ભોળા ( અજ્ઞાન ) ભાવથી
**વિજ્ઞપયામિ**—વિનતિ કરૂં છું
**કિં**—શું
**લીલાકલિતઃ**—ક્રીડાએ યુક્ત
**પિત્રોઃ**—મા બાપની
**જલ્પતિ**—બોલે છે
**તથા**—તેમ
**કથયામિ**—કહું છું
**નિજાશયં**—પોતાના અભિપ્રાયને
**તવાગ્રે**—તમારી આગળ
**દાનં**—દાનને
**શાલિ શીલં**—સુંદર શીયળ વ્રત
**અભિતપ્તં**—તપ્યો—કર્યો
રણ કમળ જેનાં એવા
**ચિરં**—લાંબાકાળ સુધી
**જય**—જય પામો
**જગત્ત્રયાધાર !**—ત્રણ જગતના આધારભૂત
**વિકારવૈદ્ય !**—વિકારોને નાશ કરવામાં વૈદ્ય સમાન
**ત્વયિ**—તમારે વિષે, તમોને
**વિજ્ઞ**—જ્ઞાનવંત
**પ્રભો !**—પ્રભુ
**કિંચિત્**—કાંઇક
**બાલ**—બાળકની
**બાલઃ**—બાળક
**પુરઃ**—આગળ, પાસે
**નિર્વિકલ્પઃ**—વિકલ્પ રહિત
**યથાર્થ**—સત્ય રીતે
**નાથ !**—હે નાથ
**સાનુશયઃ**—પશ્ચાત્તાપ સહિત છતો
**દત્તં**—દીધું
**પરિશીલિતં**—પાળ્યું
**તપં**—તપ
**શુભઃ**—ઉત્તમ

---

હતા પણ પાછળથી પરિગ્રહ ત્યાગ કરીને શુદ્ધ નિર્ગ્રંથ થયા ત્યારે પોતાના દોષોનો નિખાલસપણે પશ્ચાત્તાપ કરવા માટે આત્મનિંદાગર્ભિત આ સ્તુતિ તેમણે રચી એવી કિંવદંતી ચાલે છે. આ ગ્રંથની સંસ્કૃત ટીકા અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ "સ્તુતિસંગ્રહસાવચૂરિકઃ" ગ્રંથમાં છપાયેલ છે.

ભાવઃ-ભાવ-ભાવના.
અભવત્-થયો.
અસ્મિન્-આ.
ભ્રાંતં-ભ્રમણ કર્યું.
મુધૈવ-ફોગટજ.
અગ્નિના-અગ્નિ વડે.
દષ્ટઃ-ડંખાયેલો.
લોભાખ્ય-લોભ નામના.
ગ્રસ્તઃ-ગળાયેલો છું.
માયા જાલેન-કપટ રૂપ જાળવડે.
બદ્ધઃ-બંધાયેલો છું.
કથં-કેવી રીતે.
ત્વાં-તમોને.
અપિ-પણ.
ભવે-ભવને વિષે.
મયા-મેં
અહો-આશ્ચર્યે.
દગ્ધઃ-બળેલો
ક્રોધમયેન-ક્રોધ રૂપી.
દુષ્ટેન-ક્રૂર.
મહોરગેણ-મોટા સર્પ વડે.
અભિમાનાજગરેણ-અભિમાન રૂપી અજગર વડે.
અસ્મિ-છું.
ભજે-ભજું.

**શ્રેયઃ શ્રિયાં મંગલકેલિસદ્મ !, નરેન્દ્ર-દેવેન્દ્રનતાંઘ્રિપદ્મ !; સર્વજ્ઞ ! સર્વાતિશય-પ્રધાન !, ચિરંજય જ્ઞાનકલાનિધાન ! ॥૧॥**

અર્થઃ—મોક્ષરૂપ લક્ષ્મીના માંગલિક ક્રીડાના ગૃહ ( ઘર ) સમાન! રાજાઓ અને દેવેંદ્રોવડે નમસ્કાર કરાયા છે ચરણકમળ જેનાં એવા ! સર્વ ( ચોત્રિશ ) અતિશયોવડે કરીને શ્રેષ્ઠ! કેવળ જ્ઞાન અને કળાના ( જ્ઞાન રૂપ કળાના) ભંડાર! એવા હે સર્વજ્ઞ પ્રભુ! તમે ચિરકાળ જય પામો. ૧

**જગત્ત્રયાધાર ! કૃપાવતાર !, દુર્વારસં-**

સારવિકાર વૈદ્ય !; શ્રીવીતરાગ[1]! ત્વયિ મુગ્ધ-ભાવા-દ્વિજ્ઞં ! પ્રભો[2] ! વિજ્ઞપયામિ કિંચિત્ ॥ ૨ ॥

અર્થ:—ત્રણ જગતૂના આધારભૂત ! કરૂણાના અવતાર ! દુઃખે નિવારણુ કરી શકાય એવા સંસારના વિકારો ( સંસારરૂપ રોગ ) ને નાશ કરવામાં વૈદ્ય સમાન ! વિશેષ જ્ઞાનવંત ! એવા હે શ્રી વીતરાગ પ્રભુ ! તમારે વિષે (તમોને) હું ભોળાભાવ ( અજ્ઞાનભાવ ) થકી કાંઈક વિનતિ કરૂં છું. ૨

કિં બાલલીલાકલિતો ન બાલ:, પિત્રો: પુરો જલ્પતિ નિર્વિકલ્પ: ?; તથા યથાર્થં કથયામિ નાથ !, નિજાશયં સાનુશયસ્તવાગ્રે ॥ ૩ ॥

અર્થ:—બાળકની ક્રીડાએ કરીને યુક્ત અને વિકલ્પ રહિત એવો બાળક માબાપની પાસે શું ( સત્યવચન ) નથી બોલતો ? અર્થાત્ બોલે છે જ. તવી રીતે હે નાથ ! પશ્ચાત્તાપે કરી સહિત છતો હું તમારી આગળ મારા-પોતાના અભિપ્રાયને સત્ય રીતે કહું છું. ૩

---

૧ રાગદ્વેષ રહિત. ૨ સમર્થ.

દત્તં ન દાનં પરિશીલિતં ચ, ન શાલિ શીલં ન તપોઽભિતપ્તં । શુભો નભાવોપ્ય-ભવદ્ ભવેઽસ્મિન્, વિભો ! મયા ભ્રાન્તમહો મુધૈવ ॥ ૪ ॥

અર્થ:—હે પ્રભુ ! મેં દાન દીધું નથી, વળી સુંદર શિયલ-વ્રત પાળ્યું નથી, તપ તપ્યો [કર્યો] નથી અને ઉત્તમ ભાવ પણ થયો નથી. અહો ઇતિ આશ્ચર્યે ! આ ભવ ( જન્મ ) ને વિષે મેં ફોગટ જ ભ્રમણ કર્યું. ૪

દગ્ધોઽગ્નિના ક્રોધમયેન દષ્ટો, દુષ્ટેન લોભાખ્યમહોરગેણ; ગ્રસ્તો[1]ઽભિમાનાજગરે-ણ માયા—જાલેન બધ્ધોઽસ્મિ કથં ભજે ત્વામ્ ?॥ ૫ ॥

અર્થ:—ક્રોધરૂપ અગ્નિવડે હું બળેલો છું, દુષ્ટ [ ક્રૂર ] લોભ નામના મોટા સર્પવડે હું ડંખાયેલો [ ડસેલો ] છું, અભિમાન રૂપી અજગરવડે હું ગળાયેલો છું અને માયારૂપી જાળ [ પાશ ] વડે હું બંધાયેલો છું; તેથી તમોને હું શી રીતે ભજું ? ૫

---

૧ ગ્રસ્તોડસ્મિ માનાજગરેણ ઇતિ પાઠાન્તરે.

# શબ્દાર્થ.

કૃતં-કર્યું.
ઇહ લોકે-આ લોકમાં
સુખં-સુખ.
અભૂત્-થયું.
કેવલં-ફક્ત.
જન્મ-જન્મ-અવતાર.
જજ્ઞે-થયો.
મન્યે-હું માનું છું.
યત્-જે કારણ માટે.
ત્વદાસ્ય-તમારા મુખરૂપી.
લાભાત્-લાભ થકી.
મહાનંદરસં-મ્હોટા આનંદના રસને.
તદ્-તે કારણ માટે.
ત્વત્તઃ-તમારી પાસેથી.
ઈદં-આ.
આપ્તં-પ્રાપ્ત કરી.
ભૂરિ-ઘણા.
પ્રમાદ-પ્રમાદ રૂપ.
નિદ્રાવશતઃ-નિદ્રાના વશ થકી.
તત્-તે.
અગ્રતઃ-આગળ.
પૂત્કરોમિ-હું પોકાર કરૂં.
પરવંચનાય-બીજાને છેતરવાને.
જનરંજનાય-લોકને ખુશી કરવાને.
વિદ્યાધ્યયનં-વિદ્યાનો અભ્યાસ.
અમુત્રહિતં-પરલોકમાં હિતકારી કાર્ય.
લોકેશ!-હે લોકના ઇશ્વર
મે-મને.
અસ્માદૃશાં-અમારા જેવાનો.
એવ-નિશ્ચે.
જિનેશ-હે જિનેશ્વર!
ભવપૂરણાય-ભવોને પૂર્ણ કરવા માટે.
મનઃ-મન.
મનોજ્ઞવૃત્ત!-સુંદર આચરણવાળા.
પીયૂષમયૂખ-ચંદ્રના.
દ્રુતં-દ્રવ્યું.
કઠોરં-કઠોર છે.
અશ્મતઃ-પત્થર થકી.
સુદુષ્પ્રાપ્યં-અતિ દુઃખે પ્રાપ્ત થઈ શકે એવી.
રત્નત્રયં-રત્નત્રયી-જ્ઞાન, દર્શન, ચારિત્ર
ભવભ્રમેણ-ભવમાં ભ્રમણ કરવા વડે.
ગતં-ગયું.
કસ્ય-કોની.
નાયક-હે સ્વામી.
વૈરાગ્યરંગઃ-વૈરાગ્યનો રંગ.
ધર્મોપદેશઃ-ધર્મનો ઉપદેશ.
વાદાય-વાદને માટે.
કિયદ્-કેટલુંક.

બ્રુવે-કહું.
સ્વં-પોતાનું.
મુખં-મુખને.
નેત્રં-નેત્રને.
ચેતઃ-ચિત્તને.
પરાપાય-પરનું કષ્ટ.
ભવિષ્યામિ-થઇશ.
વિભો-હે પ્રભુ.

હાસ્યકરં-હાસ્યકારક વૃત્તાંત.
પરાપવાદેન-પર નિંદા વડે.
સદોષં-દોષવાળું.
પરસ્ત્રીજનવીક્ષણેન-પરની સ્ત્રીઓને જોવા વડે.
વિચિંતનેન-ચિંતવવા વડે.
કથં-કેવી રીતે.
અહં-હું.

કૃતં મયાઽમુત્રહિતં ન ચેહ, લોકેઽપિ
લોકેશ ! સુખં ન મેઽભૂત્ ; અસ્માદૃશાં કેવ-
લમેવ જન્મ, જિનેશ ! જજ્ઞે ભવપૂરણાય. ૬

અર્થઃ—હે લોકના ઇશ! મેં પરભવમાં હિતકારી કાર્ય ન કર્યું વળી આ લોકમાં પણ મને સુખ ન થયું, તો હે જિનેશ્વર ! અમારા જેવાનો જન્મ ફક્ત ભવોને પૂર્ણ કરવા માટે જ થયો. અર્થાત્ ભવની સંખ્યાની ગણતરી માટેજ અમે જન્મ ધારણ કર્યો. ૬

મન્યે મનો યન્ન મનોજ્ઞવૃત્ત !, ત્વદા-
સ્યપીયૂષમયૂખલાભાત્ ; દ્રુતં મહાનન્દરસં
કઠોર-મસ્માદૃશાં દેવ ! તદશ્મતોઽપિ ॥૭॥

અર્થ:—હે સુંદર ( મનને આનંદદાયક ) આચરણવાળા ! હે દેવ! જે કારણ માટે અમારા જેવાનું મન, તમારા મુખ રૂપી ચંદ્રના લાભ થકી મ્હોટા આનંદના રસને ન દ્રવ્યું ( મ્હોટા આનંદવડે રસરૂપ ન થયું ) તે કારણ માટે તે ( અમારા જેવા પુરૂષોનું મન ) પત્થર થકી પણ કઠોર છે એમ હું માનું છું. ૭

ત્વત્તઃ સુદુષ્પ્રાપ્યમિદં મયાઽઽપ્તં, રત્નત્રયં ભૂરિભવભ્રમેણ; પ્રમાદનિદ્રાવશતો ગતં તત્, કસ્યાગ્રતો નાયક ! પૂત્કરોમિ ? ॥૮॥

અર્થ:—હે સ્વામી ! ઘણા ભવમાં ભ્રમણ કરવાવડે અતિ દુષ્પ્રાપ્ય ( ઘણા કષ્ટે પ્રાપ્ત થઈ શકે ) એવી આ રત્નત્રયી ( જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ) ને મેં તમારી પાસેથી પ્રાપ્ત કરી હતી, તે પ્રમાદરૂપ નિદ્રાના વશ થકી ગઈ ( જતી રહી ); તો હવે હું કોની આગળ પોકાર કરૂં ? ૮

વૈરાગ્યરંગઃ[1] પરવંચનાય, ધર્મોપદેશો જનરંજનાય; વાદાય વિદ્યાઽધ્યયનં ચ મેઽભૂત્, કિયદ્ બ્રુવે ? હાસ્યકરં સ્વમીશ! ॥૯॥

---

૧ રંગોઽપરવંચનાય ઇતિ વા પાઠઃ

અર્થ:—હે ઇશ ! મારો વૈરાગ્યનો રંગ બીજાઓને છેતરવાને માટે થયો, મારો ધર્મનો ઉપદેશ લોકને ખુશી કરવાને માટે થયો અને મારો વિદ્યાનો અભ્યાસ વાદવિવાદ કરવા માટે થયો. મારૂં-પોતાનું હાસ્યકારક વૃત્તાંત કેટલુંક કહું ? ૯

**પરાપવાદેન મુખં સદોષં, નેત્રં પરસ્ત્રી-જનવીક્ષણેન; ચેતઃ પરાપાયવિચિન્તનેન, કૃતં ભવિષ્યામિ કથં ? વિભોઽહમ્ ॥ ૧૦ ॥**

અર્થ:—હે પ્રભુ ! પરની નિંદાવડે મેં મુખને દોષવાળું કર્યું, પરની સ્ત્રીઓને જોવાવડે મેં નેત્રને દોષવાળું કર્યું અને પરનું કષ્ટ ચિંતવવાવડે મેં ચિત્તને દોષવાળું કર્યું તો હું કેવી રીતે થઇશ-મારૂં શું થશે ? ૧૦

## શબ્દાર્થ.

વિડંબિતં-વિડંબના પમાડી.
ઘસ્મરાર્ત્તિ-રોગની પીડાની.
સ્વં-મારા આત્માને.
પ્રકાશિતં-પ્રકાશ કર્યું.
ભવતઃ-તમોને
સર્વં બધું.
વેત્સિ જાણો છો.
અન્યમંત્રૈઃ-અન્ય મંત્રો વડે
યત્સ્મર-જે કામદેવ રૂપ.
દશાવશાત્-દશાના વશથકી.
વિષયાંધલેન-વિષયોમાં અંધ એવા મેં
તદ્-તે.
હ્રિયૈવ-લજ્જાથીજ.
સ્વયમેવ-પોતેજ.
ધ્વસ્તઃ-નાશ કર્યો-અવગણના કરી
પરમેષ્ઠિમંત્રઃ-પંચ પરમેષ્ઠી મંત્ર

કુશાસ્ત્રવાક્યૈઃ-કુશાસ્ત્રના વાક્યો વડે,
કર્તું-કરવાને,
કુદેવ સંગાત્-કુદેવના સંગથી,
હ્રી-વિસ્મયે, ખેદે
વિમુચ્ય-મૂકીને,
ભવંતં-તમોને,
મૂઢધિયા-મૂઢ બુદ્ધિવાળા,
કટાક્ષવક્ષોજ-કટાક્ષ, સ્તન,
કટીતટીયાઃ-કટી પ્રદેશ સંબંધી,
વિલાસાઃ-વિલાસોને,
વક્ત્રનિરીક્ષણેન-મુખ જોવા વડે,
યઃ-જે,
રાગલવઃ-રાગનો લેશ,
શુદ્ધ સિદ્ધાંત-પવિત્ર સિદ્ધાંત રૂપી,
ધૌતઃ-ધોયો,
તારક-હે ભવ સમુદ્ર થકી તારનાર,
અંગં-શરીર,
ગણઃ-સમૂહ,
નિર્મલઃ-સ્વચ્છ,
કલાવિલાસઃ-કળાનો વિલાસ,
પ્રભુતા-મોટાઇ-ઠકુરાઇ,
કા-કોઇ
નિહતા-ઢાંકી દીધી,
આગમોક્તિઃ-આગમની વાણી,
વૃથા કર્મ ફોગટ કાર્ય,
અવાંછિ-ઇચ્છયું,
મતિભ્રમઃ-બુદ્ધિનો વિભ્રમ,
દૃગ્લક્ષ્યગતં-દ્રષ્ટિ લક્ષ્યમાં આવેલા
ધ્યાતા-ધ્યાન કર્યું,
હૃદંતઃ-હૃદયમાં,
ગભીરનાભિ-ગંભીર નાભિ (અને)
સુદૃશાં-સ્ત્રીઓના,
લોલેક્ષણા-ચપળ નેત્રવાળી સ્ત્રીઓનાં,
માનસઃ-મન સંબંધી,
વિલગ્નઃ-લાગેલો છે,
પયોધિમધ્યે-સમુદ્રમાં,
અગાત્-ગયો,
કિં-શું,
ચંગં-સુંદર,
ગુણાનાં-સદ્ગુણોનો,
કઃ-કોઇ,
સ્ફુરત્ પ્રભા-સ્ફુરાયમાન છે કાંતિ જેની એવી,
તથાપિ-તોપણ,
અહંકાર કદર્થિતઃ-અહંકાર વડે કદર્થના પામેલો છું.

વિડમ્બિતં યત્સ્મરઘસ્મરાર્તિ--દશાવ-

શાત્સ્વં વિષયાન્ધલેન[1]; પ્રકાશિતં તદ્ ભવતો

હ્રિયૈવ સર્વજ્ઞ ! સર્વં સ્વયમેવ વેત્સિ. ॥૧૧॥

અર્થ:—હે સર્વજ્ઞ ! વિષયોમાં અંધ થયેલા એવા મેં કામદેવરૂપી રોગની પીડાની દશાના વશ થકી જે મારા આત્માને વિડંબના પમાડી તે તમોને–તમારી પાસે લજ્જાથીજ મેં પ્રકાશ કર્યું–પ્રકટ કર્યું છે. તમે પોતે જ તે સર્વ જાણો છો. ૧૧

ધ્વસ્તોઽન્યમન્ત્રૈઃ પરમેષ્ઠિમન્ત્રઃ, કુશાસ્ત્ર-

વાક્યૈર્નિહતાઽઽગમોક્તિઃ। કર્તું વૃથા કર્મ કુ-

દેવસંગા,--દવાંછિ હી નાથ મતિભ્રમો મે ૧૨

અર્થ:—હે નાથ! બીજા મંત્રોવડે કરીને પરમેષ્ઠી મંત્ર (નવકાર મંત્ર ) નો મેં નાશ કર્યો–અવગણના કરી, કુશાસ્ત્રનાં વાકયોએ કરીને આગમ ( સિદ્ધાન્ત ) ની વાણી હણી નાંખી–ઢાંકી દીધી અર્થાત્ સાંભળી નહિ, અને કુદેવના સંગથી નિષ્ફળ કાર્ય કરવાને મેં ઇચ્છયું. તેથી ખેદ થાય છે કે મારો બુદ્ધિનો વિભ્રમ થયો છે. ૧૨

વિમુચ્ય દૃગ્લક્ષ્યગતં ભવન્તં, ધ્યાતા

---

૧ અત્ર તસ્ય ત્વ [illegible] દિવદ્ધૌ [illegible] દિકાલપ્રત્યયાગમેન, વિદ્યુત્પત્રાન્ધાલ્ ઇતિ પ્રાકૃતલક્ષણેનેતિ કશ્ચિત્ તન્ન પ્રાકૃતગન્ધસ્યાપ્યત્રાભાવાત્, મુરલાદેરાકૃતિગણત્વાચ્ચ નાલપ્રત્યયદુર્લભતા.

મયા મૂઢધિયા હૃદન્તઃ; કટાક્ષવક્ષોજગભીર-
નાભિ—કટીતટીયાઃ સુદૃશાં વિલાસાઃ ॥૧૩॥

અર્થ:—મૂઢ બુદ્ધિવાળા મેં દ્રષ્ટિ લક્ષ્યમાં આવેલા-પ્રત્યક્ષ એવા આપને મૂકીને હૃદયને વિષે કટાક્ષ, સ્તન, ગંભીર નાભિ અને કટી પ્રદેશ સંબંધી સ્ત્રીઓના વિલાસોનું ધ્યાન કર્યું છે. ૧૩

લોલેક્ષણાવક્ત્રનિરીક્ષણેન, યો માનસો[1]
રાગલવો વિલગ્નઃ; ન શુદ્ધસિદ્ધાન્તપયોધિ-
મધ્યે ધૌતોઽપ્યગાત્તારક ! કારણં કિમ્?૧૪

અર્થ:—હે તારક ( ભવસમુદ્રથકી તારનાર )! ચપળ નેત્રવાળી સ્ત્રીઓનાં મુખ જોવાવડે મનસંબંધી જે રાગનો લેશ [ અંશ ] વિશેષ પ્રકારે લાગેલો છે તે પવિત્ર સિદ્ધાંત રૂપી સમુદ્રમાં ધોયો છતો પણ ગયો નહિ, ત્યાં શું કારણ છે ? ૧૪

અંગં ન ચંગં ન ગણો ગુણાનાં, ન
નિર્મલઃ કોઽપિ કલાવિલાસઃ; સ્ફુરત્પ્રભા[2]ન
પ્રભુતા ચ કાઽપિ, તથાઽપ્યહંકારકદર્થિતોઽ-
હમ્. ॥ ૧૫ ॥

---

૧ માનસે એવો પાઠ હોય ત્યાં "મનને વિષે" એવો અર્થ કરવો.
૨ પ્રધાનપ્રભુતા ઇતિ પાઠાન્તરે.

અર્થ:—મારૂં શરીર સુંદર નથી, સદ્ગુણોનો સમૂહ મારામાં નથી, કોઈપણ સ્વચ્છ કળાનો વિલાસ નથી અને સ્ફુરાયમાન છે કાંતિ જેની એવી કોઈ પણ ઠકુરાઈ (મોટાઈ) નથી; તો પણ હું અહંકાર વડે કદર્થના પામેલો છું.

## શબ્દાર્થ.

આયુ:–આયુષ્ય.
આશુ–શીઘ્ર.
ગતં–ગયું.
નો–ન ગઈ.
યત્ન:–પ્રયત્ન.
ધર્મે–ધર્મમાં
મહા મોહવિડંબના–મોટા મોહવડે વિડંબના.
કટુગી:–કડવી વાણી.
આધારિ–ધારણ કરી.
ત્વયિ–તમે
પરિસ્ફુરે–અતિ પ્રકટ.
ધિક્–ધિક્કાર હો.
દેવપૂજા–દેવની પૂજા.
શ્રાદ્ધ ધર્મ:–શ્રાવકનો ધર્મ
લબ્ધ્વા–પામીને.
સમસ્તં–બધું.
વિલાપ તુલ્યં–વિલાપ તુલ્ય.
અસત્સુ–અસત્ય.
કલ્પદ્રુ–કલ્પ વૃક્ષ અને.
સ્પૃહા–વાંછાની.
ગલતિ–જાય છે.
પાપ બુદ્ધિ:–પાપની બુદ્ધિ.
વય:–અવસ્થા.
વિષયાભિલાષ:–વિષય વાસના.
ભૈષજ્ય વિધૌ–ઔષધની વિધિમાં.
સ્વામિન્–હે સ્વામી.
મે–મારૂં.
વિટાનાં–નાસ્તિકોની.
અપિ ઈયં–પણ, એવી.
કર્ણે–કાનમાં.
કેવલાર્કે–કેવળ જ્ઞાનરૂપ સૂર્ય સમાન.
સત્યપિ–છતે પણ.
મામ્–મને.
પાત્રપૂજા–સુપાત્રની પૂજા.
સાધુ ધર્મ:–સાધુનો ધર્મ.
માનુષ્યં–મનુષ્ય ભવ.
અરણ્ય–જંગલમાં કરેલ.
ચક્રે–કરી.
કામધેનુ–કામધેનુ.
ચિંતામણિષુ–ચિંતામણી રત્નને; વિષે

આર્તિઃ—પીડા
સ્ફુટ શર્મદે—પ્રકટ સુખ આપનાર
વિમૂઢભાવં—મૂઢપણાને.
રોગ કીલા—રોગની જ્વાળા.
નિધનાગમઃ—મરણની પ્રાપ્તિ.
કારા—કેદખાનું.
ચિત્તે—ચિત્તને વિષે.
નિત્યં—હમેશા.
અધમેન—અધમે.
જૈન ધર્મે—જૈન ધર્મને વિષે.
જિનેશ!—હે જિનેશ્વર.
સદ્ભોગ લીલા—સારા ભોગની લીલા.
ધનાગમઃ—ધનની પ્રાપ્તિ
દારા—સ્ત્રી.
નરકસ્ય—નરકના.
વ્યચિંતિ—ચિંતવ્યું.
મયકા—મેં.

**આયુર્ગલત્યાશુ ન પાપબુદ્ધિ-ર્ગતં વયો**
**નો વિષયાભિલાષઃ; યત્નશ્ચ ભૈષજ્યવિધૌ**
**ન ધર્મે, સ્વામિન્મહામોહવિડમ્બના મે. ૧૬**

અર્થઃ—હે સ્વામી! મારૂં આયુષ્ય શીઘ્ર જાય છે પણ પાપની બુદ્ધિ જતી નથી, મારૂં વય ( અવસ્થા—ઉમ્મર ) ગયું પણ વિષયની વાસના ગઈ નહિ, વળી ઔષધની વિધિમાં પ્રયત્ન કર્યો પણ ધર્મને વિષે યત્ન કર્યો નહિ; એ કારણથી મ્હોટા મોહવડે ( મારી ) વિડંબના—કષ્ટ થઈ. ૧૬

**નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં,**
**મયા વિટાનાં કટુગીરપીયમ્; [૧]આધારિ કર્ણે**

---

૧ અધારિ ઇતિ વા પાઠઃ, આધારિ પાઠમાં આઙ્ ઉપસર્ગ લાગેલો છે.

**ત્વયિ કેવલાર્કે, પરિસ્ફુટે સત્યપિ દેવ ! ધિક્ માંમ્ ॥ ૧૭ ॥**

અર્થઃ—હે દેવ ! આત્મા ( પરમાત્મા ) નથી, પુણ્ય નથી, ભવ ( પુનર્જન્મ ) નથી અને પાપ નથી; એ પ્રકારે વિષયલુબ્ધ જનોની કડવી વાણી, કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન ( અથવા કેવળ જ્ઞાનરૂપ સૂર્યસમાન ) એવા તમે અતિ પ્રકટ છતે પણ મેં કાનને વિષે ધારણ કરી ( સાંભળી ) માટે મને ધિક્કાર હો ! ૧૭

**ન દેવપૂજા ન ચ પાત્રપૂજા, ન શ્રાદ્ધધર્મશ્ચ ન સાધુધર્મઃ; લબ્ધ્વાઽપિ માનુષ્યમિદં સમસ્તં, કૃતં મયાઽરણ્યવિલાપતુલ્યમ્. ૧૮**

અર્થઃ—મેં દેવની પૂજા ન કરી વળી સુપાત્રની પૂજા ન કરી; શ્રાવક ધર્મ ન પાળ્યો વળી સાધુ ધર્મ ન પાળ્યો. આ મનુષ્ય જન્મ પામીને પણ મેં બધું અરણ્યમાં કરેલ વિલાપ તુલ્ય કર્યું. ૧૮

**ચક્રે મયાઽસત્સ્વપિ[1] કામધેનુ,—કલ્પ-**

---

૧ અહીં અસત્સુ ને ઠેકાણે સત્સુ એવો પાઠ હોય ત્યાં આ પ્રમાણે અર્થ કરવો—કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્ન મને પ્રાપ્ત થયે છતે પણ મેં ( આર્તિઃ ) આર્તધ્યાન કર્યું પરંતુ પ્રકટ રીતે સુખ આપનાર એવા જૈનધર્મને વિષે ( સ્પૃહા ) ઇચ્છા ન કરી; તો હે જિનેશ્વર ! મારી મૂર્ખાઇ તું જો.

દ્રુચિન્તામણિષુ સ્પૃહાર્ત્તિઃ; ન જૈનધર્મે સ્ફુટશર્મદેઽપિ, જિનેશ! મે પશ્ય વિમૂઢભાવમ્ ॥ ૧૯ ॥

અર્થઃ—હે જિનેશ્વર! મેં અસત્ય એવા પણ કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ રત્નને વિષે વાંચ્છાની પીડા કરી (અર્થાત્ કામધેનુ વગેરે અસત્ય પદાર્થો મેળવવા મારૂં મન આકર્ષાયું) પરંતુ પ્રકટ રીતે સુખને આપનાર જૈન ધર્મને વિષે વાંચ્છા કરી નહિ. મારા વિશેષ પ્રકારના મૂઢપણાને તમે જૂઓ! ૧૯

સદ્ભોગલીલા ન ચ રોગકીલા, ધનાગમો નો નિધનાગમશ્ચ; દારા ન કારા નરકસ્ય ચિત્તે, વ્યચિન્તિ નિત્યં મયકાઽધમેન॥૨૦॥

અર્થ—અધમ એવા મેં હમેશાં ચિત્તને વિષે સારા સારા ભોગ (સંસાર સુખ) ની લીલા ચિંતવી પણ એ રોગોની જ્વાળા છે એમ ન ચિંતવ્યું (વિચાર્યું), ધનની પ્રાપ્તિ ચિંતવી પણ એ મરણની પ્રાપ્તિ તુલ્ય છે એમ ન ચિંતવ્યું, સ્ત્રીઓ ચિંતવી પરંતુ એ નરકના કેદખાના (નરકના બંધનરૂપ) છે એમ ન ચિંતવ્યું. ૨૦

શબ્દાર્થ.

સ્થિતં-રહેવાયું.
હૃદિ-હૃદયને વિષે.
સાધોઃ-સાધુના.
સાધુ વૃત્તાત્-સારા આચરણથી.

પરોપકારાત્-પરોપકાર કરવા થકી.
અર્જિતં-ઉપાર્જ્યો.
મુધા-ફોગટ.
હારિતં-ગુમાવ્યો.
ગુરુદિતેષુ-ગુરૂના વચનોમાં.
વચનેષુ-વચનોને વિષે.
અધ્યાત્મ લેશઃ-અધ્યાત્મ જ્ઞાનનો અંશ
કથંકાર-કેવી રીતે.
ભવાબ્ધિઃ-ભવસાગર.
ભવે-ભવને વિષે.
પુણ્યં-પુણ્ય.
કરિષ્યે-કરીશ.
યદિ-જો, જે કારણ માટે.
તેન-તેથી.
ભૂતોદ્‌ભવત્-ભૂત, વર્ત્તમાન (અને)
કિં-શું.
સુધાભુક્-હે દેવ!
ત્વદગ્રે-તમારી પાસે.
સ્વકીયં-પોતાના.
યસ્માત્-જે કારણ માટે.
નિરુપકઃ-નિરૂપણ કરનારા.
એતદ્-આ મારૂં ચરિત્ર.
દીનોદ્ધાર-દીનજનોનો ઉદ્ધાર કરવામાં
ત્વદપરઃ-તમારાથી બીજો કોઇ.
મદન્યઃ-મારાથી બીજો કોઇ.
યશઃ-યશ.
તીર્થોદ્ધરણાદિ કૃત્યં-તીર્થોદ્ધાર વગેરે કાર્ય.
વૈરાગ્ય રંગઃ-વૈરાગ્યનો રંગ.
દુર્જનાનાં-દુર્જનોના.
શાંતિઃ-સમભાવ.
મમ-મને.
તાર્યઃ-તરવા યોગ્ય, તરવો.
અયં-આ.
પૂર્વે-પૂર્વના.
અકારિ-કર્યું.
આગામિ જન્મનિ-આવતા ભવને વિષે.
ઈદૃશઃ-એવો.
નષ્ટા-નાશ પામ્યા.
ભાવિભવત્રયી-ભવિષ્ય એ ત્રણે ભવો.
વા-અથવા.
પૂજ્ય!-હે પૂજ્ય.
ચરિતં-ચરિત્રને.
જલ્પામિ-કહું.
ત્રિજગત્સ્વરુપ-ત્રણ જગતના સ્વરૂપનું.
કિયદ્-શું માત્ર.
અત્ર-અહીં-તમારે વિષે.
ધુરંધરઃ-અગ્રેસર.
નાસ્તે-નથી.
કૃપા પાત્રં-કૃપાનું ભાજન-દયા કરવા

અત્રજને-આ લોકને વિષે.
જિનેશ્વર !-હે જિનેશ્વર.
ન યાચે-માગતો નથી.
કિંતુ-પરંતુ.
કેવલં-ફક્ત.
સદ્બોધિ રત્નં-સમ્યકત્વ રત્નને.
શ્રીરત્નાકર !-મોક્ષ લક્ષ્મીના સમુદ્ર
શ્રેયસ્કરં-કલ્યાણ કારક
પ્રાર્થયે-માગું છું.
યોગ્ય.
એતાં-આ પ્રત્યક્ષ સંસારની-
શ્રિયં-લક્ષ્મીને.
અર્હન્-હે અરિહંત.
અહો-આશ્ચર્યે.
શિવં-મોક્ષ ફળને આપનાર.
મંગલૈકનિલય ! મંગળના અદ્વિતીય સ્થાન રૂપ.

સ્થિતં ન સાધોર્હૃદિ સાધુવૃત્તાત્, પરોપકારાન્ન યશોऽર્જિતં ચ; કૃતં ન તીર્થોદ્ધરણાદિકૃત્યં, મયા મુધા હારિતમેવ જન્મ ॥૨૧॥

અર્થ:—મેં સારા આચરણથી સાધુ પુરૂષના હૃદયમાં ન રહેવાયું (અર્થાત્ સારા આચરણવડે સાધુ પુરૂષનું ચિત્ત મેં પ્રસન્ન કર્યું નહિ), પરોપકાર કરવા થકી મેં યશ ન ઉપાર્જન કર્યો વળી તીર્થોદ્ધાર વગેરે કાર્ય મેં કર્યું નહિ; તેથી મેં ફોગટજ જન્મ ગુમાવ્યો છે. ૨૧

વૈરાગ્યરંગો ન ગુરૂદિતેષુ, ન દુર્જનાનાં વચનેષુ શાન્તિઃ; નાધ્યાત્મલેશો મમ કોऽપિ દેવ !, તાર્યઃ કથંકારમયં ભવાબ્ધિઃ ॥૨૨॥

અર્થ:—હે દેવ ! ગુરૂના વચનોને વિષે (ગુરૂના ઉપદેશવડે) મને વૈરાગ્યનો રંગ ન થયો, દુર્જનોનાં વચનોને વિષે મને શાંતિ (સમભાવ) ન થઈ અને અધ્યાત્મ જ્ઞાનનો અંશ કાંઈ પણ મને થયો નહિ; તો આ ભવસાગર શી રીતે મારે તરવો ? ૨૨

**પૂર્વે ભવેऽકારિ મયા ન પુણ્ય-માગામિ-જન્મન્યપિ નો કરિષ્યે; યદીદૃશોऽહં મમ તેન નષ્ટા, ભૂતોદ્ભવદ્ભાવિભવત્રયીશ ! ॥ ૨૩ ॥**

અર્થ—મેં પૂર્વભવમાં પુણ્ય ન કર્યું અને આવતા જન્મને વિષે પણ નહિ કરીશ, જે કારણ માટે હું એવો છું; તે કારણથી મારા ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે ભવો નાશ પામ્યા–નિષ્ફળ ગયા. ૨૩

**કિં વા મુધાऽહં બહુધા [1]સુધાભુક્, પૂજ્ય ! ત્વદગ્રે ચરિતં સ્વકીયમ્; જલ્પામિ યસ્માત્ [2]ત્રિજગત્સ્વરૂપ–નિરૂપકસ્ત્વં કિ-યદેતદત્ર ॥ ૨૪ ॥**

---

૧ સુધાભુક્પૂજ્ય ! એ પ્રકારે સમાસાન્ત પદ લઈએ ત્યારે હે દેવોને પૂજ્ય ! એવો અર્થ થાય છે.

૨ ત્રિજગત્સ્વરૂપ ! હે ત્રણ જગત છે સ્વરૂપ જેનું એવા અને નિરૂપકઃ સર્વજ્ઞ, એવા બે પદો જૂદા પણ લઇ શકાય છે.

અર્થ:—અથવા તો હે દેવ! હે પૂજ્ય! તમારી પાસે મારા પોતાના ચરિત્રને બહુ પ્રકારે ફોગટ હું શું કહું ? જે કારણ માટે ત્રણ જગત્‌ના સ્વરૂપનું નિરૂપણ કરનારા તમે છો; તો અહીં (તમારે વિષે) આ–મારૂં ચરિત્ર શું માત્ર છે ?–૨૪

શાર્દૂલવિક્રીડિત છંદઃ

**દીનોદ્ધારધુરન્ધર-સ્ત્વદપરો નાસ્તે મદન્યઃ**
**કૃપા–પાત્રં નાત્ર જને જિનેશ્વર ! તથાઽપ્યે-**
**તાં ન યાચે શ્રિયમ્; કિંત્વર્હન્નિદમેવ કેવલ-**
**મહો સદ્બોધિરત્નં શિવં, શ્રીરત્નાકર ! મં-**
**ગલૈકનિલય ! શ્રેયસ્કરં પ્રાર્થયે ॥ ૨૫ ॥**

અર્થ:—હે જિનેશ્વર! દીન (દુ:ખી) જનોનો ઉદ્ધાર કરવામાં ધુરંધર (અગ્રેસર) તમારાથી બીજો કોઇ નથી અને આ લોકમાં મારાથી બીજો કોઈ કૃપાનું પાત્ર નથી તો પણ પ્રત્યક્ષ લક્ષ્મી (સંસાર લક્ષ્મી) ને હું માગતો નથી. પરંતુ અહો ઇતિ આશ્ચર્યે! હે અર્હન્ દેવ! મોક્ષલક્ષ્મીના સમુદ્ર! હે માંગળિકના અદ્વિતીય સ્થાનરૂપ! મોક્ષફળને આપનાર અને કલ્યાણકારી એવા આ સમ્યકત્વ રત્નનેજ ફક્ત હું માગુંછું. ૨૫

—꧁꧂—

# અથ *પચ્ચખ્ખાણાનિ.

## શબ્દાર્થ.

ઉગ્ગએ સૂરે-સૂર્ય-ઉગ્યે છતે. નમુક્કાર સહિઅં-નમસ્કારં સહિત.
મુટ્ઠિસહિઅં-મુઠી સહિત. પચ્ચખ્ખામિ-પચ્ચખ્ખાણ કરૂંછું.
ચઉવ્વિહંપિ-ચારે પ્રકારના. આહારં-આહારને.

---

* **પ્રત્યાખ્યાન** ( પચ્ચખ્ખાણ ) શબ્દનો અર્થ ત્યાગ કરવું અને પાળવું એમ બે પ્રકારે થાય છે, તે આ પ્રમાણે-અવિરતિપણાના સ્વરૂપ પ્રત્યે **પ્રતિ**-પ્રતિકૂળપણે **આ**-આગાર મર્યાદાકરણ સ્વરૂપે કરીને **આખ્યાન**-કહેવું છે જેને વિષે તે **પ્રત્યાખ્યાન.** અથવા **પ્રતિ**-આત્મ સ્વસ્વરૂપ પ્રત્યે **આ**-અભિવ્યાપીને અનાશંસારૂપ ગુણનું કરણ તેનું **આખ્યાન**-કહેવું કથન છે જેને વિષે તે **પ્રત્યાખ્યાન.** અથવા પરલોક **પ્રતિ** પ્રત્યે, **આ** ક્રિયાયોગાર્થે શુભાશુભ ફળનું કથન છે જેને વિષે તે **પ્રત્યાખ્યાન.** આ પચ્ચખ્ખાણ મૂળ ગુણરૂપ અને ઉત્તર ગુણરૂપ એવા બે ભેદે છે. મૂળગુણ પચ્ચખ્ખાણના બે ભેદ છે-દેશથી અને સર્વથી, તેમાં સર્વથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ મહાવ્રત રૂપ તે સાધુને હોય અને દેશથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ અણુવ્રત રૂપ તે શ્રાવકને હોય. સર્વથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ પિંડવિશુદ્ધિ, પાંચ સમિતિ, બાર ભાવના, બાર પ્રકારનો તપ, બાર પ્રતિમા અને અભિગ્રહ વગેરે અનેક પ્રકારે છે; તે સાધુને હોય અને દેશથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ અનાગતાદિ દશ પ્રકારનું યથાયોગ્ય રીતે હોય. તે દશ ભેદ આ પ્રમાણે છે-૧ **અનાગત** પચ્ચખ્ખાણ ( પર્યુષણાદિ પર્વમાં ગુરૂ, ગ્લાન વગેરેનું વૈયાવચ્ચ કરવાના કારણે અગાઉથી અઠ્ઠમાદિ તપ કરે તે), ૨ **અતિક્રાન્ત** ( પર્યુષણાદિપર્વમાં વૈયાવચ્ચાદિ કારણે તપ ન થયો હોય તો પછીથી કરે તે ), ૩ **કોટિસહિત** ( ચૌવિહાર ઉપવાસાદિ પચ્ચખ્ખાણ કર્યું હોય તે પૂરૂં થતાં તેવુંજ બીજું પચ્ચખ્ખાણ ફરીથી કરે તે), ૪ **નિયંત્રિત** ( પુષ્ટ નિરોગી કે ગ્લાનપણે ગમે તેમ હોય તો પણ અમુક દિવસે અમુક તપ કરીશ એવો અગાઉથી નિયમ લઇ ધારેલ દિવસે કરે

| | |
|---|---|
| **અસણં**–અશન. | **પાણં**–પાણી. |
| **ખાઇમં**–ખાદિમ. | **સાઇમં**–સ્વાદિમ. |
| **અન્નત્થ**- શિવાય. | **અણાભોગેણં**–અણજાણતાં. |
| **સહસાગારેણં**–સહસાત્કારે. | **મહત્તરાગારેણં**–મ્હોટા લાભને અર્થે |
| **સવ્વસમાહિવત્તિયાગારેણં**–સર્વ | **વોસિરામિ**–ત્યાગ કરૂં છું, |

---

તે. આ પચ્ચખ્ખાણ પહેલા સંઘયણવાળા દશપૂર્વી અને જિનકલ્પીને હતું હાલ વિચ્છેદ થયું છે ), ૫ **અનાગાર** (આગાર રાખ્યા વિના પચ્ચખ્ખાણ કરે તે ), ૬ **સાગાર** ( આગાર સહિત ), ૭ **નિરવશેષ** ( ચાર પ્રકારના આહાર અને અણાહાર વસ્તુનું પચ્ચખ્ખાણ કરે તે ). ૮ **પરિમાણકૃત** ( દત્તિ, કવળ કે ઘરની સંખ્યા ધારે તે ), ૯ **સાંકેતિક** ( સંકેત એટલે અંગુઠાદિ ચિન્હ વડે કરી પચ્ચખ્ખાણ ધારે તે ), અને ૧૦ **અદ્ધાપચ્ચખ્ખાણ** ( કાળના પરિમાણવાળું પચ્ચખ્ખાણ તે અદ્ધાપચ્ચખ્ખાણ, તે નમુક્કારસી આદિ દશ ભેદે છે, જે આ પુસ્તકમાં સવિસ્તર આવશે ). આ પચ્ચખ્ખાણના ૧૪૭ ભાંગા છે તે સામાયકવ્રતના ૪૯ ભાંગા અગાઉ કહી ગયા છીએ તે પ્રકારના ૪૯ ભાંગાને અતીત, અનાગત અને વર્તમાનકાળના ભેદે ત્રણ ગુણા કરવાથી થાય છે. પૂર્વોક્ત સાંકેતિક નામનું નવમું પચ્ચખ્ખાણ આઠ ભેદે છે, તે આ પ્રમાણે—૧ અંગુટ્ઠસહિઅ ( મુઠીમાં અંગુઠો રાખું ત્યાં સુધી ), ૨ મુટ્ઠિ સહિઅ (મુઠી વાળી રાખું ત્યાં સુધી), ૩ ગંઠસહિઅ ( ગાંઠ બાંધી રાખું ત્યાં સુધી ), ૪ ઘરસહિઅ ( ઘરે જાઉં ત્યાં સુધી ), ૫ પ્રસ્વેદસહિઅ ( શરીરે પરસેવાના બિંદુ નિકળે ત્યાં સુધી ), ૬ ઉસ્સાસસહિઅ ( શ્વાસોશ્વાસ લઉં અથવા જીવું ત્યાં સુધી ), ૭ થિબુકસહિઅ ( વાસણે ચોંટેલા પાણીના બિંદુ સૂકાય ત્યાં સુધી ) અને ૮ જોઇખ્ખસહિઅ ( દીવા પ્રમુખની જ્યોતિ રહે ત્યાં સુધી ); આ પચ્ચખ્ખાણ પોરિસી આદિના પચ્ચખ્ખાણની સાથે સાથે કરાય છે. પચ્ચખ્ખાણ પૂરૂં થયું હોય અને ભોજન સામગ્રી તૈયાર ન હોય અથવા કાર્ય પ્રસંગે જમવાને ઢીલ હોય ત્યારે આવા પચ્ચખ્ખાણ માંહેનું કોઈ પણ કરી શકાય છે અને

સમાધિ નિમિત્તક ઔષધાદિ કારણે.
પચ્છન્ન કાલેણં-વખતની ખબર નહિ પડવાથી
પુરિમડ્ઢં-દિવસના પ્રથમના અર્ધ ભાગ સુધી.
પોરિસિં-પહોર દિવસ ચડે ત્યાં સુધી.
સાઢપોરિસિં-દોઢ પહોર સુધી.
દિસામોહેણં-દિશાનો વિપર્યાસ થયાથી
સાહુવયણેણં-સાધુનું વચન સાંભળને.

# [1]નમુક્કારસહિયમુટ્ઠિસહિનું.

## ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં મુટ્ઠિ-

પોરસી આદિ પચ્ચખ્ખાણ ન હોય તો પણ થાય છે. સાધુને મંડળીએ ગુરૂ વગેરે ન આવ્યા હોય અથવા સાગારિકાદિનું કારણ હોય ત્યારે અભિગ્રહરૂપ સંકેત પચ્ચખ્ખાણ થાય છે.

૧ રાઇપ્રતિક્રમણ કરતાં તપચિંતવણીના કાઉસ્સગ્ગ વખતે અમુક પચ્ચખ્ખાણ કરીશ એમ ધારી લેવું અને પછી ગુરૂ મુખે અગર સ્થાપનાચાર્ય સન્મુખ પચ્ચખ્ખાણ કરી લેવું. અને દેરાસરમાં દેવ સન્મુખ પણ પચ્ચખ્ખાણ લેવું. જો પ્રભાતનું પ્રતિક્રમણ ગુરૂ સાથે ઉપાશ્રયે ન કર્યું હોય તો ગુરૂ મહારાજને વાંદીને પચ્ચખ્ખાણ લેવું. આ પચ્ચખ્ખાણ લેવા આશ્રયી ચૌભંગી આ પ્રમાણે જાણવી-૧ ગુરૂ પચ્ચખ્ખાણના જાણ અને શ્રાવક પણ જાણ, ૨ ગુરૂ જાણ અને શ્રાવક અજાણ, ૩ ગુરૂ અજાણ અને શ્રાવક જાણ ( એ ત્રણ ભંગ શુદ્ધ જાણવા ) તથા ૪ ગુરૂ અને શ્રાવક બંને અજાણ ( આ ભાંગે પચ્ચખ્ખાણ અશુદ્ધ જાણવું ). આ પચ્ચખ્ખાણનો કાળ સૂર્યોદય થયા પછી બે ઘડી સુધીનો છે. માટે સૂર્યોદય પહેલાં લેવું અને બે ઘડી દિવસ થયે નવકાર ગણીને પારવું, અન્યથા પચ્ચખ્ખાણ ભંગ થાય. આ નવકારસી કર્યા પછી પોરિસી આદિ પચ્ચખ્ખાણ થાય પણ તે વિના થાય નહિ અને જો કરે તો તે પોરિસી આદિક કાળ સંકેતરૂપ જાણવો. નવકારસીનો બે ઘડીનો કાળ છે તે રાત્રિભોજનનો દોષ નિ-

# સહિઅં [2]પચ્ચક્ખામિ ચઉવ્વિહંપિ [3]આ- હારં, [4]અસણં, [5]પાણં, [6]ખાઇમં, [7]સાઇમં,

---

વારવા તીરણરૂપ જાણવો. નમુક્કારસહિયના પચ્ચક્ખાણમાં મહત્તરાગારેણં અને સવ્વસમાહિવત્તિયાગારેણં એ બે આગાર લેવા નહિ. એકલી નવકારસીનું પચ્ચક્ખાણ લેવાથી બે ઘડી પછી પચ્ચક્ખાણ પારતાં વાર લાગે તેટલો કાળ ફોગટ અવિરતિપણે જાય, માટે સાથે મુટ્ઠિસહિય પચ્ચક્ખાણ પણ લેવામાં આવે છે. અને તેથી તે પચ્ચક્ખાણમાં આગાર ચાર કહેવામાં આવે છે.

૨ ગુરૂ આદિ પચ્ચક્ખાણ આપતા હોય ત્યારે તેઓ અહીં પચ્ચક્ખાઈ પદ કહે અને લેનારે તે વખતે પચ્ચક્ખામિ કહેવું.

૩ ભૂખ શમાવવાને સમર્થ એવું કોઈ એક દ્રવ્ય હોય તે આહાર અથવા લવણાદિકની પેઠે મિશ્રણ થવાથી સુસ્વાદ આપે જેથી કાદવ જેવી અસાર વસ્તુને પણ ક્ષુધાતુર છતો ખાઇ જાય તે આહાર જાણવો.

૪ શીઘ્ર ભૂખ શમાવે તે **અશન**–મગ, ભાત, સાથુઓ, રોટલી, રોટલા, પુડલા પ્રમુખ; દૂધ, દહીં, માખણ, ઘી પ્રમુખ; ખાજાં, દહીંથરા પ્રમુખ પકવાન; સૂરણ પ્રમુખ કંદ, ફળ, ફૂલ, શાક વગેરે જાણવા.

૫ પીવાયોગ્ય પદાર્થો તે **પાન** કૂવા પ્રમુખનાં પાણી, છાશની આશ, કેરડા જવ કાકડી પ્રમુખના ધોવણ અને મદિરા પ્રમુખ જાણવા.

૬ જે ખાવાથી થોડી તૃપ્તિ થાય તે **ખાદિમ** શેકેલાં ધાન્ય, ફળ, મેવા પ્રમુખ જાણવા.

૭ સ્વાદ–લહેજત લેવા માટે ખવાય તે અથવા જેના સ્વાદમાં પ્રથમ ખાધેલા આહારાદિનો સ્વાદ લય પામે તે **સ્વાદિમ**–સુંઠ, જીરૂ, અજમો, પીપર, મરી, એલચી, લવીંગ પ્રમુખ તથા ચૂરણ કે ગોળીમાં નાંખેલ મધ, ગોળ પ્રમુખ અને તંબોળાદિક જાણવા.

## [8]અન્નત્થણાભોગેણં, [9]સહસાગારેણં, [10]મહત્તરાગારેણં, [11]સવ્વસમાહિવત્તિયાગારેણં, [12]વોસિરામિ ॥ ઇતિ ॥

૮ આ આગારમાં કહેલ **અન્નત્થ** એ પદ બીજા દરેક આગારમાં લાગુ પડે છે. એટલે જે આગારો ( છૂટ ) કહ્યા તે શિવાયનું મારે પચ્ચખ્ખાણ છે. અનાભોગ એટલે વિસ્મરણ અર્થાત્ કાર્ય વ્યગ્રતાદિક કારણે અજાણ્યે લીધેલ પચ્ચખ્ખાણ ભૂલી જવાય અથવા પચ્ચખ્ખાણનો વખત પૂરો થયા વિના અથવા થયો હોય છતાં પાર્યા વિના ખાવા યોગ્ય પદાર્થ ભૂલથી મોઢામાં નાંખીએ તો પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ, એ માટે આ આગાર રાખવામાં આવેલ છે. પરંતુ કંઇ વસ્તુ મોઢામાં નાંખતા કે નાંખ્યા પછી યાદ આવે તો તરત તે વસ્તુ બાહેર કાઢી નાંખવી. જાણ્યા છતાં ખાય તો પચ્ચખ્ખાણનો ભંગ થાય. અને અજાણતાં મુખમાં નાંખેલ પદાર્થ ખવાઇ ગયા પછી યાદ આવે તો પણ પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ પરંતુ ફરીથી ભૂલ ન થાય તેટલા માટે યથાયોગ્ય પ્રાયશ્ચિત લેવું. આ પ્રમાણે સર્વ આગારોમાં સમજી લેવું.

૯ **સહસાત્કારે** સ્વયં ( સ્વભાવેજ ) મુખમાં આવી પડે એટલે પચ્ચખ્ખાણનો ઉપયોગ હોય છતાં વરસાદના છાંટા કે દહિ મથતાં દહિના છાંટા વગેરે અચાનક મોઢામાં પડે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૦ **મોટી** નિર્જરાના હેતુભૂત સંઘાદિ કાર્યને માટે વડિલની આજ્ઞાથી પચ્ચખ્ખાણનો કાળ થયા પહેલાં પારે તો ભંગ થાય નહિ,

૧૧ તીવ્રશૂળાદિ રોગથી વિહ્વલ થયેલને શરીરની સ્વસ્થતા સાચવવા માટે ઔષધ પથ્યાદિ કારણે પચ્ચખ્ખાણનો કાળ પૂર્ણ થયા પહેલાં જમે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. આવે પ્રસંગે ચિત્તની સ્થિરતાએ પરિ-

અર્થ:—સૂર્યોદય થયે છતે ( બે ઘડી થયા પછી ) નમસ્કાર સહિત ( નવકાર ગણીને પારૂં ત્યાં સુધી ), મુઠી સહિત ( નવ- કાર ગણીને પછી મુઠી ઉઘાડું ત્યાં સુધી ), અશન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું પચ્ચખ્ખાણ કરૂં છું; તે અણુજાણુતા, સહસાત્કારે, મ્હોટા લાભના અર્થે અને સર્વ સમાધિનિમિત્તક ઔષધાદિ કારણ શિવાય ત્યાગ કરૂંછું. ૧

—✻—

# *પોરિસિ સાઢપોરિસિનું.

## ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિ-

---

ણામ ટકે ત્યાં સુધીનો નિયમ સાચવવો પણ પરિણામ ટકતા ન હોય તો પછી અન્યથાપ્રવૃત્તિ કરતાં દોષ નથી.

૧૨ ગુર્વાદિ પચ્ચખ્ખાણ આપતા હોય ત્યારે અહીં વોસિરઈ પદ કહે અને પચ્ચખ્ખાણ લેનાર હોય તે વોસિરામિ પદ કહે.

* પુરૂષ પ્રમાણ છાયા જે વખતે હોય તે પોરિસિ ( પૌરૂષી ). અથવા તે છાયાનું માપ આ પ્રમાણે જાણવું.—પુરૂષે જમણા કાને સૂર્યનું બિંબ રાખીને દક્ષિણાયન ( કર્કસંક્રાંતિ ) ના પહેલે દિવસે ઢીંચણની છાયા જોવી. તે બે પગલાં ( બાર આંગળનું એક પગલું ) છાયા હોય ત્યારે પોરિસિ જાણવી. તે પછી માસે માસે ચાર ચાર આંગળ છાયામાં વધારવું એટલે પોશ માસે મકરસંક્રાંતિ ( ઉત્તરાયણ ) ના દિવસે ચાર પગલાં છાયા હોય ત્યારે પોરિસિ થાય અને ત્યાંથી ચાર ચાર આંગળની હાનિ કરતાં અષાઢ માસે બે પગલાની છાયા હોય.

સિં, [1]સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં, પચ્ચ-
ક્ખાઇ ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં-
અસણં, પાણં, ખાઇમં, સાઇમં અન્નત્થ-
ણાભોગેણં, સહસાગારેણં, [2]પચ્છન્નકાલેણં,
[3]દિસામોહેણં, [4]સાહુવયણેણં, મહત્તરાગા-

---

૧ પોરિસિના પચ્ચક્ખાણમાં આ પદ બોલવું નહિ. આ ( સાર્દ્ધ પૌરૂષી ) સાઢ પોરિસિનો કાળ દોઢ પહોરનો સમજવો.

૨ પ્રચ્છન્નકાલેન કાળની પ્રચ્છન્નતા તે મેઘ, રજ, ગ્રહાદિ, દિગ્દાહ અને પર્વત પ્રમુખે કરી સૂર્ય ઢંકાઇ જવાથી વખતની બરાબર ખબર નહિ પડવાથી અધુરી પોરિસીએ પૂરી થઇ માનીને જમે તો પચ્ચક્ખાણનો ભંગ થાય નહિ પણ પાછળથી ખબર પડે તો મોઢામાં હોય તે રાખમાં પરઠવવું અને હાથમાં હોય તે વાસણમાં પાછું મૂકવું, પછી વખત થયે જમવું; દરેક આગારમાં આ વાત સમજી લેવી.

૩ દિગ્મોહેન દિશાનો વિપર્યાસ થયો હોય એટલે પૂર્વને પશ્ચિમ દિશા છે એમ ભૂલથી માની લે અને તેથી પચ્ચક્ખાણના વખતની સમજ નહિ પડવાથી અધુરા વખતે પૂરો થયો ગણીને જમે તો ભંગ થાય નહિ.

૪ સાધુવચનેન એટલે ઉગ્ઘાડાપોરિસિ એ પ્રકારનું સાધુનું વચન સાંભળીને અધુરા વખતે જમે તો પચ્ચક્ખાણ ભંગ થાય નહિ; પણ પાછળથી એમ માલુમ પડે કે સાધુ તો ૭ ઘડી દિવસ ચડે ત્યારે પોરિસિ ભણે છે તો પૂર્વની રીતે જમવાનું મુલતવી રાખી બેસી રહે.

રેણું, સવ્વસમાહિવત્તિયાગારેણું, વોસિરઇ.

અર્થ:—સૂર્યોદય થયે છતે એક પહોર અથવા દોઢ પહોર સુધી મુઠીસહિત અશન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું હું પચ્ચખ્ખાણ કરૂં છું, તે અન્નત્થ૦, સહસા૦ પચ્છન્નકાલ૦, દિસા૦, સાહુ૦, મહત્તરા૦, સવ્વ સમાહિ૦, એ આગારોએ છૂટ રાખીને ત્યાગ કરૂં છું. ૨

## [૧]પુરિમડ્ઢ અવડ્ઢનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ [૨]પુરિમડ્ઢં મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ ॥

---

૧ પૂર્વાર્દ્ધ (પુરિમાર્ધ) દિવસનો પૂર્વાર્દ્ધ એટલે પ્રથમનો અર્ધો દિવસ–બે પહોરનું માન આ પચ્ચખ્ખાણનું છે.

૨ અવઢ્ઢનું પચ્ચખ્ખાણ કરવું હોય ત્યારે આ પદને ઠેકાણે "અવઢ્ઢં" એ પદ બોલવું. અવઢ્ઢં (અપાર્ધ) નો કાળ ત્રણ પહોરનો સમજવો.

અર્થ:— સૂર્યોદય થયા પછી બે પહોર સુધી અશન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું હું પચ્ચખ્ખાણ કરૂં છું. તે અન્નત્થ૦, સહસા૦, પચ્છન્ન૦, દિસા૦, સાહુ૦, મહત્તરા૦, સવ્વસમાહિ૦, એ આગારોવડે છૂટ રાખીને ત્યાગ કરૂં છું.

---

## *એકાસણા [1]બિયાસણાનું.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં પોરિસિં મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં ॥ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિ-

---

* અહીંથી દરેક પચ્ચખ્ખાણમાં ઘણા ખરા આગારો એના એ વખતોવખત આવવાથી શબ્દાર્થ કે ભાવાર્થ લખેલ નથી અને જે જે આગારોના અર્થ આવ્યા નથી તે તે દરેક ફુટનોટમાં લખ્યા છે. એક વખત ભોજન કરવાનું છે જેને વિષે અથવા એક નિશ્ચળ છે આસન જેમાં તે (એકાશનં) એકાસણું જાણવું.

૧ બે વખત ભોજન કરવું તેને બિયાસણ (દ્વયશનં) જાણવું.

ચાગારેણું, [1]વિગઇઓ પચ્ચખ્ખાઇ અન્ન-ત્થણાભોગેણં, સહસાગારેણું, [2]લેવાલેવેણું, [3]ગિહત્થસંસટ્ઠેણું, [4]ઉખ્ખિત્તવિવેગેણું, [5]પ-

૧ વિકૃતી: વિગઇ ૭ છે તે આ પ્રમાણે–૧ દુધ, ૨ દહીં, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ અને ૬ કડાવિગય ( તાવડામાં તળાઇને ઉપર આવે તેવા પકવાન ). આ પચ્ચખ્ખાણુ વડે છ માંહેના કોઇ પણ એક અગર વધારે વિગયનો ત્યાગ કરવાનો છે અને માંસ, મદિરા, માખણ અને મધ એ ચાર મહાવિગઇનો તો શ્રાવકને ત્યાગજ હોય છે.

૨ લેપાલેપેન ઘૃત પ્રમુખ જે વિગયનો સાધુને નિયમ હોય તે ઘૃ-તાદિ વિગયથી ગૃહસ્થનો હાથ ખરડાયાથી લુંછી નાંખ્યો હોય તેવા હાથથી અથવા ખરડાયેલા ચાટુવાને લુંછી નાંખીને તે વડે વહોરાવે તો પચ્ચ-ખ્ખાણુ ભંગ થાય નહિ. ( સાધુને માટે આ આગાર છે. )

૩. ગૃહસ્થસંસૃષ્ટેન શાક પ્રમુખ દ્રવ્યને ગૃહસ્થે પોતાને માટે વિગ-યથી જરા વઘારી સંસ્કારિત કર્યાં હોય અથવા રોટલી રોટલા માંડાદિને ગોળ ઘી પ્રમુખ વિગયવડે જરા ચોપડયા કર્યા હોય તેમ છતાં નિવિ કે વિગયના પચ્ચખ્ખાણમાં લેવામાં આવે તો પણ મુનિને પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ.

૪ ઉત્ક્ષિપ્તવિવેકેન રોટલી રોટલા કે માંડાદિ ઉપર ગોળ પ્રમુખ પિંડ [ કઠણ ] વિગઈ મૂકેલ હોય પછી તે લઇ લેવામાં આવે છતાં તેનો કંઇક અંશ ચોંટી રહેલ હોય તેવા રોટલા વગેરે લેવામાં આવે તો મુનિને પચ્ચ-ખ્ખાણનો ભંગ થાય નહિ. ગૃહસ્થને આ આગાર હોય નહિ.

૫. પ્રતીત્યમ્રક્ષિતેન રોટલી રોટલા પ્રમુખને કુણા રાખવા માટે કરતી વખતે તેલ કે ઘીની આંગળીથી ચોપડીને કરે ( રાખે ) તો તેમાં અગારેક વિગઇનો ભાગ આવ્યા છતાં પચ્ચખ્ખાણુ ભંગ થાય નહિ.

દુચ્ચમક્ખિઅેણું, [1]પારિટ્ઠાવણિયાગારેણું, મહત્તરાગારેણું, સવ્વસમાહિવત્તિયાગારેણું ॥ [2]બિયાસણું પચ્ચક્ખાઇ, [3]તિવિહંપિ આહારં, [4]અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થ-

૧ પારિષ્ઠાપનિકાકારેણુ જે આહાર ગૃહસ્થના ઘરથી વિધિ પૂર્વક (એષણીય) લીધો હોય અને ઉચિત રીતે મુનિઓને વહેંચી આપ્યો હોય અને વિવેકથી વાપરવામાં આવ્યો હોય છતાં વધી પડે અને પરઠવવો જ પડે એમ જણાય તો પરઠવવાથી થતો દોષ બચાવવાની ખાતર ગુરૂ મહારાજની આજ્ઞાવડે વધી પડેલ આહારાદિ વાપરતાં પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ. અહીં ચોવિહાર ઉપવાસમાં પ્રાસુક પાણી, તિવિહાર ઉપવાસમાં અન્ન તથા પાણી અને આયંબિલના પચ્ચખ્ખાણમાં વિગઇ, અન્ન અને પાણી વાપરી શકાય. આ આગાર યતિને માટે છે પણ પાઠ સંલગ્ન હોવાથી શ્રાવકમાં પણ બોલાય છે.

૨ એકાસણાનું પચ્ચખ્ખાણ લેવું હોય ત્યારે આ પદને ઠેકાણે "એકાસણં" પાઠ કહેવો.

૩ અહીં દુવિહંપિ આહારં નો પાઠ બોલે તો જમ્યા પછી પાણી અને સ્વાદિમ વાપરી શકાય, તિવિહારનું પચ્ચખ્ખાણ કરે તો જમ્યા પછી પાણી વાપરી શકાય, અને ચઉવિહારનું પચ્ચખ્ખાણ કરે તો ચઉવ્વિહંપિ આહારં પાઠ બોલે અને જમ્યા પછી ચારે આહારનો ત્યાગ કરે. જમ્યા પછી પણ જે પચ્ચખ્ખાણે એકાસણું વગેરે કરેલ હોય તે પ્રમાણે દિવસ ચરિમ ચૌવિહાર તિવિહાર દુવિહારનું પચ્ચખ્ખાણ યથાસંભવ લેવું.

૪ ચઉવિહારે અસણં પાણં ખાઇમં સાઇમં અને દુવિહારે અસણં ખાઇમં એ પ્રમાણે પાઠ બોલવા.

## ણાભોગેણં, સહસાગારેણં, *સાગારિયાગારેણં, [1]આઉંટણપસારેણં, [2]ગુરૂ અબ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં ॥ [3]પાણસ્સ

* સાગારિકાગારેણ સાગારી એટલે ગૃહસ્થ બંદિવાન પ્રમુખ, તેના કારણે આ આગાર છે. એટલે મુનિને ગૃહસ્થ દેખતાં આહાર પાણી કરવાની મનાઇ છે તેથી કોઇ ગૃહસ્થ આહાર કરતી વખત આવ્યો હોય અને થોડી વારમાં જવાનો હોય તો તેટલી વાર આહાર કરવાની ઢીલ કરે અને તે ત્યાં સ્થિર રહેવાનો હોય તો અન્યત્ર જઇ આહાર કરે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. અને ગૃહસ્થને જમતી વખત જેની દૃષ્ટિ પડતાં અન્ન પચે નહિ તેવો બંદિવાનાદિ આવ્યો હોય અથવા સર્પ, અગ્નિ પ્રમુખનો ઉપદ્રવ જણાય તો અન્યત્ર જઇ ભોજન કરતાં ભંગ થાય નહિ.

૧ **આકુઞ્ચનપ્રસારણેન** જમવા બેઠા પછી ખાલી ચડી જવાના કે એવા કોઇ બીજા કારણે હાથ પગાદિ અંગોપાંગ સંકોચવા કે પ્રસારવા પડે તેથી આસન જરા ચલાયમાન થાય તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૨ **ગુર્વભ્યુત્થાનેન** એકાસણાદિ કરતાં પોતાના ગુરૂ મહારાજ કે પ્રાહુણા મુનિ આવ્યા હોય તો તેનો વિનય સત્કાર સાચવવા ઉભા થવું પડે તો તેથી પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૩-**પાનકસ્થ**-પાણીના, તિવિહાર કે ચઉવ્વિહારે એકાસણું કરનારને આ પાણી સંબંધીના ૭ આગાર અવશ્ય કહેવા અને દુવિહારમાં અચિત્તભોજી અને અચિત્ત જળ વાપરનારને પણ આ આગાર કહેવા.

## [1]લેવેણ વા [2]અલેવેણ વા, [3]અચ્છેણ વા, [4]બહુલેવેણ વા, [5]સસિત્થેણ વા, [6]અસિત્થેણ વા, વોસિરઇ.

ઇતિ બિયાસણા [7]એકાસણાનું પચ્ચખ્ખાણ.

---

૧ લેપાદ્વા અહીં ત્રીજી વિભક્તિ પંચમીના અર્થમાં હોવાથી પંચમી લખી છે. લેપકૃત પાણી તે ઓસામણ, આમલી અને દ્રાક્ષનાં પાણી સમજવા. આ છએ આગારમાં વા શબ્દ મૂકયો છે તેથી એકથી બીજા ભેદનું અધિકપણું બતાવેલ છે એટલે કે લેપકૃત કરતાં અલેપકૃત સારૂં, તે કરતાં ત્રણ ઉભરાએ ઉકાળેલ સારૂં એમ યથાયોગ્ય જાણવું. એ છમાંથી ગમે તે પ્રકારનું જળ એકાસણાદિ પચ્ચખ્ખાણવાળાને વાપરી શકાય તે માટે આ આગારો છે.

૨ અલેપકૃતાદ્વા અલેપકૃત પાણી તે લેપ વગરનું કાંજી પ્રમુખનું ધોયણ કે છાશની આછ વગેરે સમજવું.

૩ અચ્છાદ્વા અચ્છ એટલે નિર્મળ જળ તે ત્રણ ઉકાળાથી ઉકાળેલું ઉષ્ણ જળ અથવા ફળાદિનું ધોયણ જાણવું.

૪ બહુલેપાદ્વા બહુલેપ એટલે ચોખા પ્રમુખનું ધોયણ.

૫ સાસિકથાદ્વા: આટાથી ખરડાયેલ હાથ કે વાસણનું ધોયણ જેમાં આટાના રજકણ પણ આવી જાય છે.

૬ અસિકથાદ્વા આટાથી ખરડાયેલ હાથ અથવા વાસણનું ધોયણ જેમાં આટાના રજકણ આવે નહિ એવું ગાળેલું ધોયણનું પાણી.

૭ એકલઠાણા ( એકસ્થાનં ) નું પચ્ચખ્ખાણ કરવું હોય ત્યારે આઉંટણપસારેણં એ આગાર વર્જીને બીજા બધા આગાર એકાસણા પ્રમાણે લેવા. આ પચ્ચખ્ખાણમાં જમણો હાથ અને મુખ સિવાય બધાં અંગોપાંગ સ્થિર રાખવા અને જમતી વખતજ ઠામ ચૌવિહાર કરવો.

## ॥ *આયંબિલનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ ॥ ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં ॥ આયંબિલં પચ્ચખ્ખાઇ ॥ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહત્થસંસટ્ઠેણં, ઉખ્ખિત્તવિવેગેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં ॥ એગાસણં પચ્ચખ્ખાઇ. તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં,

* આચામ્લ આ તપમાં છ વિગય વિનાનો નિરસ આહાર વાપરવાનો છે.

અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિ-યાગારેણં, આઉંટણપસારેણં, ગુરૂઅબ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં ॥ પાણસ્સ લેવેણ વા અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરઈ ॥

ઈતિ આયંબિલનું પચ્ચખ્ખાણ.

---

## ॥ તિવિહાર ઉપવાસનું ॥

સૂરે ઉગ્ગએ *અબ્ભત્તટ્ઠં પચ્ચખ્ખાઇ તિ-વિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પારિટ્ઠાવ-ણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિ-

---

* ઉપવાસ કરનારને આગળ પાછળ એકાસણું હોય અથવા આગળની રાત્રિએ ચૌવિહાર અને પછી નમુક્કારસી હોય તો અહીં ચઉત્થભત્તં અબ્ભત્તટ્ઠં એ પાઠ લેવાનો છે. બે ઉપવાસવાળાને છટ્ઠભત્તં ત્રણવાળાને અટ્ઠમભત્તં એ પ્રમાણે પાઠ લેવાનો જાણવો. તે પછી દરેક ઉપવાસે બબ્બે ભક્ત વધારેનું પચ્ચખ્ખાણ જાણવું.

વત્તિયાગારેણં ॥ [1]પાણહાર પોરિસિં સાઢ-પોરિસિં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ ॥ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં; દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરઇ ॥

ઇતિ તિવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ.

## ॥ ચઉવ્વિહાર ઉપવાસનું ॥

સૂરે ઉગ્ગએ, [2]અબ્ભત્તટ્ઠં, પચ્ચક્ખાઇ ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, [3]પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સ-

૧ પોરિસી આદિ જે પચ્ચક્ખાણ છે ત્યાં સુધી પાણીના આહારનું પચ્ચક્ખાણ કરૂં છું

૨ અભક્તાર્થ એટલે જમવાનું જેમાં નથી તે-ઉપવાસ.

૩ સાંજરે પચ્ચક્ખાણ લેવાનું હોય ત્યારે આ આગાર ન લેવો.

વ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઇ ॥

॥ ઇતિ ચઉવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ ॥



## ॥ અથ સાંજનાં પચ્ચખ્ખાણ ॥

## ॥ [1]પાણુહારનું પચ્ચખ્ખાણ ॥

પાણુહાર [2]દિવસચરિમં પચ્ચખ્ખાઇ ॥ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઇ ॥ ઇતિ ॥



## ॥ બીજું ચઉવિહારનું પચ્ચખ્ખાણ ॥

[3]દિવસચરિમં પચ્ચખ્ખાઇ ચઉવ્વિહંપિ

---

૧ બિયાસણ, એકાસણ, આયંબિલ અને તિવિહાર ઉપવાસ કરનારને સાંજરે પ્રતિક્રમણમાં આ પચ્ચખ્ખાણ લેવાનું છે, પ્રતિક્રમણ ન કરે તેમને પણ ઉક્ત વ્રતોમાંનું કોઇ કર્યું હોય તો લેવાનું છે.

૨ દિવસનો બાકીનો ભાગ રહ્યો ત્યારથી આખી રાત્રિ પર્યંત પાણીના આહારનો ત્યાગ કરૂં છું.

૩ અહીં અલ્પ આયુષ્ય બાકી હોય અને ચારે આહારનો ત્યાગ કરવો હોય તો ભવચરિમં એ પદ કહેવું.

આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઇ ॥

॥ ઇતિ ચઉવિહારનું ॥

—✻—

॥ ત્રીજું તિવિહારનું પચ્ચક્ખાણ ॥

દિવસચરિમં પચ્ચક્ખાઇ તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઇ.

॥ ઇતિ તિવિહારનું ॥

—✻—

॥ ચોથું દુવિહારનું પચ્ચક્ખાણ ॥

દિવસચરિમં પચ્ચક્ખાઇ દુવિહંપિ આહારં, અસણં, ખાઇમં, અન્નત્થણાભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વ-

સમાહિવત્તિયાગારેણં વોસિરઇ ॥

॥ દેશાવગાસિકનું* પચ્ચખ્ખાણ ॥

[1]દેસાવગાસિયં [2]ઉવભોગં [3]પરિભોગં પચ્ચખ્ખાઇ ॥ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરઇ ॥ ઇતિ ॥

॥ અથ શ્રીપાક્ષિક ખામણા[4] ॥

ઇચ્છામિ ખમાસમણો! [5]પિયં ચ મે

* ચૌદ અગર ઓછા નિયમ ધારનારને આ પચ્ચખ્ખાણ લેવાનું છે.

૧ દેશાવકાશિક સર્વવ્રતોનો થોડો અવકાશ એટલે અમુક અમુક વસ્તુ વાપરવા સિવાય બીજા બધા ભોગોપભોગ્ય પદાર્થનો ત્યાગ કરૂં છું. અહીં એકલી દિશીનું નિયમ રાખનારને ઉવભોગં પરિભોગં પાઠ કહેવાનો નથી.

૨ આહાર વિલેપનાદિ એક વાર ભોગવવા યોગ્ય પદાર્થો તે ઉપભોગં.

૩ સ્ત્રી, આભરણ, વસ્ત્ર વગેરે વારંવાર ભોગવવા યોગ્ય પદાર્થો તે પરિભોગં.

૪ આ ખામણા પખ્ખી ચૌમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં મુનિ

જં ભે! હટ્ઠાણં, તુટ્ઠાણં, અપ્પાયંકાણં, અભગ્ગજોગાણં, સુસીલાણં, સુવ્વયાણં, સાયરિયઉવજ્ઝાયાણં, નાણેણં, દંસણેણં, ચરિત્તેણં, તવસા, અપ્પાણં ભાવેમાણાણં, બહુસુભેણ ભે! દિવસો પોસહો પખ્ખો વઇક્કંતો? અન્નો ય ભે! કલ્લાણેણં પજ્જુવટ્ઠિઓ? સિરસા મણસા મત્થએણ વંદામિ* ॥ ૧ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! મને પ્રિય છે (જે પૂછું છું તે મારા અંતઃકરણને પ્રિય છે) જે કારણ માટે હર્ષ યુક્ત, સંતુષ્ટ, રોગ રહિત, અભગ્ન સંયમ યોગવાળા, ઉત્તમ બ્રહ્મચર્ય વાળા, સુંદર

---

મહારાજ બોલે છે, મુનિ ન હોય ત્યારે શ્રાવકો ખામણાને બદલે નવકાર બોલી છેલ્લું પદ બોલે છે.

૫ જેમ રાજાના નોકરો માંગલિક કાર્ય કર્યા બાદ રાજાને ખબર પૂછી નમસ્કાર કરે છે તેમ આ સૂત્રવડે શિષ્યો પોતાના ગુરૂ મહારાજને માંગલિક રીતે દિવસ પક્ષાદિ પસાર થયાનું પૂછે છે અને નમસ્કાર કરે છે. એથી ગુરૂનો વિનયોપચાર થાય છે.

* અહીં ગુરૂ મહારાજ તુબ્ભેહિં સમં એટલે હે શિષ્ય! તારી સાથે અમે પણ અનુવંદના કરીએ છીએ, એમ કહે છે. આ વચન કહેવા થી શિષ્યને અત્યંત હર્ષ થાય છે અને ગુરૂ પ્રત્યે ભક્તિભાવ પ્રકટે છે.

મહાવ્રતવાળા, આચાર્ય ઉપાધ્યાય સહિત એવા, જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ વડે પોતાના આત્માને ભાવતા એવા આપનો પર્વરૂપ દિવસ અને પક્ષ બહુ શુભ પ્રકારે વ્યતિક્રમ્યો છે ? તેમજ આપનો બીજો પર્વ કે પક્ષરૂપ દિવસ કલ્યાણવડે ઉપસ્થિત થયો છે ? એ પ્રકારે માંગલિક વાકયનું ઉચ્ચારણ કરીને મસ્તક અને મન વડે નમસ્કાર કરૂં છું. ૧

ઇચ્છામિ ખમાસમણો ! પુવ્વિં ચેઇયાઇં વંદિત્તા, નમંસિત્તા તુબ્ભણ્હં પાયમૂલે વિહરમાણેણં જે કેઇ બહુ દેવસિયા સાહુણો દિટ્ઠા ॥ સમણા વા, વસમણા વા, ગામાણુગામં દુઇજ્જમાણા વા, રાયણિયા સંપુચ્છંતિ ॥ ઉમરાયણિયા વંદંતિ, અજ્જયા વંદંતિ, અજ્જિયાઓ વંદંતિ, સાવયા વંદંતિ, સાવિયાઓ વંદંતિ ॥ અહંપિ નિસલ્લો નિક્કસાઓ સિરસા મણસા મત્થએણ વંદામિ[1] ॥ ૨ ॥

---

૧ અહીં ગુરૂ મહારાજ અહમવિ વંદામિ ચેઈઆઇં એ વચન

અર્થ—હે ક્ષમાશ્રમણ ! ઇચ્છું છું-પૂર્વકાળે ચૈત્યો (જિનબિંબો)ને વંદન કરીને, નમસ્કાર કરીને તમારા ચરણકમળમાં ( તમારી સાથે ) વિહાર કરતાં જે કોઇ બહુ દિવસના દીક્ષા પર્યાયવાળા સાધુઓ મેં દીઠા, તેમાં જંઘાબળ ક્ષીણવાળા મુનિઓ, નવકલ્પી વિહાર કરનારા મુનિઓ, ગ્રામાનુગ્રામ વિચરનારા સાધુઓમાં રત્નાધિકને વંદન કરતાં તેમણે તમને સુખસાતા પૂછી છે. આપ કરતાં ઓછા પર્યાયવાળા આચાર્યોએ વંદના કરી છે, સાધુઓ ( તમને ) વાંદે છે, સાધ્વીઓ વાંદે છે, શ્રાવકો વાંદે છે, શ્રાવિકાઓ વાંદે છે, હું પણ નિઃશલ્ય ( શલ્ય રહિત ) અને નિઃકષાય ( કષાય રહિત ) થઇને મસ્તકવડે અને મનવડે તમને નમસ્કાર કરૂં છું. ૨

**ઇચ્છામિ ખમાસમણો ! ઉવટ્ઠિઓઽહં તુબ્ભાણહં સંતિઅં અહાકપ્પં વા, વત્થં વા, પડિગ્ગહં વા, કંબલં વા, પાયપુચ્છણં વા, અક્ખરં વા, પયં વા, ગાહં વા, સિલોગં વા, અટ્ઠં વા, હેઉં વા, પસિણં વા, વાગરણં વા ॥ તુબ્ભેહિં ચિઅત્તેણં દિન્નં,**

---

કહે છે એટલે હું પણ પ્રભુ પ્રતિમાને વંદન કરૂં છું. આ ખામણાથી ચૈત્યવંદન તથા ગુરૂવંદન થાય છે.

મએ અવિણુઓણું પડિચ્છિઅં, તસ્સ મિ-
ચ્છામિ [1]દુક્કડં ॥ ૩ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! હું ઈચ્છુંછું, ઉપસ્થિત થયો છું. તમારા સંબંધી-યથાકલ્પ્ય એવું વસ્ત્ર, પાત્ર, કાંબળ, રજોહરણ અને અક્ષર, પદ, ગાથા, શ્લોક, અર્થ, હેતુ, પ્રશ્ન અથવા વ્યાકરણ (ઉત્તર) એ સર્વ તમોએ તો મને પ્રીતિ પૂર્વક આપ્યું છતાં મેં અહંકારાદિ વડે અવિનયથી ગ્રહણ કર્યું હોય તેનો મિચ્છામિ દુક્કડ દઉં છું. ૩

ઈચ્છામિ ખમાસમણો ! અહમપુવ્વાઇં
કયાઇં ચ મે કિઇકમ્માઇં ॥ આયારમંતરે,
વિણયમંતરે ॥ સેહિઓ, સેહાવિઓ, સંગ-
હિઓ, ઉવગ્ગહિઓ, સારિઓ, વારિઓ,
ચોઇઓ, પડિચોઇઓ, ચિઅત્તા મે પડિચો-

---

૧ અહીં ગુરૂ આયરિય સંતિયં એટલે એ સઘળું આચાર્યજી મહારાજને આધીન છે; એમ કહે છે. આ વચનથી ગુરૂ મહારાજ પોતાનું નિરહંકારપણું સૂચવે છે અને તેથી પોતાના ગુરૂ ઉપર ભક્તિભાવ પ્રકટ થાય છે. આ ત્રીજા ખામણાથી શિષ્યે કરેલા અવિનયાદિ અપરાધનો મિથ્યાદુષ્કૃત દેવાય છે.

# યણા, અબ્ભુટ્ઠિઓઽહં ॥ તુબ્ભણ્હં તવતેઅ-સિરિએ ઇમાઓ ચાઉરંતસંસારકાંતારાઓ સાહટ્ટુ નિત્થરિસ્સામિ તિકટ્ટુ સિરસા મણ-સા મત્થએણ વંદામિ[1] ॥ ૪ ॥

અર્થ—હે ક્ષમાશ્રમણ ! આચાર સંબંધી દોષવાળા, વિનય સંબંધિ દોષવાળા, પૂર્વે મેં કરેલ એવા અપૂર્વ કૃતિકર્મો ( શુદ્ધ) કરવાને હું ઇચ્છું છું. આપે મને શિક્ષા આપી છે, શિક્ષા અપાવી છે, શિષ્યપણે ગ્રહણ કર્યો છે, જ્ઞાનાદિ વસ્ત્રાદિવડે ઉપગ્રહિત કર્યો છે; સારણા, વારણા, ચોયણા, પડિચોયણા કરી છે, પ્રીતિવડે મને વારંવાર પ્રેરણા કરી છે તેથી હું તમારા સન્મુખ ઉદ્યુક્ત થયો છું. અને તમારી તપ રૂપ તેજ લક્ષ્મીવડે હું આ ચાર ગતિ રૂપ સંસાર અટવી થકી કષાયાદિ સંહરીને નિસ્તાર પામીશ–સંસાર સમુદ્રનો પાર પામીશ ! એ હેતુથી મસ્તકે કરીને અને મને કરીને આપને નમસ્કાર કરૂં છું.

---

૧ અહીં ગુરૂ નિત્થારગ પારગ્ગ હોહ હે શિષ્ય ! તું સંસારથી પાર પામનારો થા, એમ કહે છે. આ ગુરૂનું આશીર્વચન જાણવું. આ ચોથા ખામણાથી ગુરૂના ઉપકારને યાદ કરી ગુરૂનું બહુમાન થાય છે.

## અષ્ટપ્રકારી પૂજાના દૂહા.

ન્હવણ વિલેપન કુસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર. ૧
ભાવ–સ્તવને કારણે, દ્રવ્ય–સ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધુર પૂજા ઉદાર. ૨
ઇણી પેરે જલ પૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને છિણું જે એહમા, જાણો તેહ અશુદ્ધ. ૩
હવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ૪
પૂજાને પરિણામ દોઉ, કરો ચંદનકી રીત;
શીતળતા ને સુગંધતા, જીમ ભાંજે ભવભીત. ૫
હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જીણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬
*પ્રણિધાને સદ્દગતિ હોએ, પૂજ્યે કિમ નવી હોય;
[1]સુમનસ ભાવે દુર્ગતા, [2]પૂજા પંચાશક જોય. ૭
[3]હુતાશનથી કાષ્ટ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિષે ધૂપ પૂજા કરો, પામો જ્યું શિવશર્મ. ૮
ઇણીપરે ધૂપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતી, દૂર કરો પરભાવ. ૯
[4]જગપ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એહ;
આવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦

---

* એકાગ્રભાવે.

૧ ચોખ્ખાભાવે. ૨ દુર્ગતા ( ગરીબ ) નારી ભગવાન્ મહાવીર દેવને વંદન પૂજન કરવા જતી માર્ગમાંજ આયુષ્ય ક્ષયે ચ્યવી ચોખ્ખા ભાવથી સદ્ગતિ પામી. ૩ અગ્નિ. ૪ જગ–દીપક શ્રી જિનેશ્વર આગળ જયણા યુક્ત ( ઢાંકણા વાળા ) દીપક પ્રકટાવતાં.

કેવળનાણ પઈવશું[1] જ્યું લહે લોકાલોક;
રચું પૂજા દ્રવ્યદીપની, કરતાં શિવફળ રોક. ૧૧
હવે અક્ષત[2] પૂજા કરો, શાળી વ્રીહિ ગોધૂમ;
ઉજ્જ્વળ પ્રભુ પુર ઢોઇને, ટાળો મોહકી ધૂમ. ૧૨
અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષય હોવે, રાજ ઋદ્ધ ભંડાર. ૧૩
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ[3] પ્રભુ મુખે, માગો અવિચળ રાય. ૧૪
કર્ત્તા ભોક્તા મુજ નહિ, પુદ્‌ગલ ભાવનો જીવ;
તિણે પુદ્‌ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧૫
ફળ પૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર;
ફળ માગો પ્રભુ આગળે, તાર તાર મુજ તાર, ૧૬
જસ ફળ ઓપમ જગ નહિ, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

ઇતિ અષ્ટપ્રકારી પૂજાના દુહા સંપૂર્ણ.

---

## અથ ગૌતમાષ્ટક છંદ.

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા[4] સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે [5]ઢુંકડા;

---

૧ પ્રદીપ-દીપક ૨ (અણી શુદ્ધ) શાલિ-ચોખાદિ. ૩ સંસાર ઉપરથી વૈરાગ્ય.

૪ શીઘ્ર-તત્કાળ. ૫ પાસે નજદીક આવી ન શકે-પરાભવ કરી ન શકે.

ભૂત પ્રેમ નવિ મંડે પ્રાણુ, તે ગૌતમનાં કરૂં વખાણુ. ૩
ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
શાલ દાલ સુરહાં ઘૃત ગોલ, મનવંછિત કાપડ તંબોલ;
ઘર સુઘરણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચલ ભાણુ, ગૌતમ નામ જપો જગ જાણ;
મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફલ વિહાણુ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ;
મહીયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમનાં પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતિક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુણ્યવંત અવધારો[1] સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ. ૯

## એકસો સિત્તેર જિન ચૈત્યવંદન.

સોળે જિનવર શામળા, રાતા ત્રીશ વખાણું;
લીલા મરકત મણિસમા, આડત્રિશ ગુણખાણું. ૧
પીળા કંચન વર્ણ સમા, છત્રીશે જિનચંદ;
શંખ વરણ સોહામણું, પચાશે સુખકંદ. ૨
સીત્તેર સો જિન વંદીએ એ, ઉત્કૃષ્ટા સમકાળ;
અજિતનાથ વારે હુવા, વંદુ થઈ ઉજમાળ. ૩
નામ જપંતાં જિનતણું, દુરગતિ દૂરે જાય;
ધ્યાન ધ્યાતાં પરમાત્મનું, પરમ મહોદય થાય. ૪
જિનવર નામે જશ ભલો, સફલ મનોરથ સાર;
શુદ્ધ પ્રતીતિ જિનતણી, શિવસુખ અનુભવ ધાર. ૫

૧ નિશ્ચય કરી માનો.

## શ્રી સિદ્ધચક્ર નમસ્કાર ચૈત્યવંદન.

જો ધુરી સિરિ અરિહંત, મૂલ દઢપીઠ પઈઠ્ઠિયો;
સિદ્ધ સૂરી ઉવજ્ઝાય સાહૂ, ચીહું પાસ ગરીઠ્ઠિયો. ૧
દંસણ નાણ ચરિત્ત તવ હી, પડિસાહા સુંદરૂ;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂપૂયદલ દુંબરૂ. ૨
દિસીપાલ જખ્ખજખ્ખીણિ, પમુહ સુરકુસુમેહિં અલંકિયો;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ્હ મન વંછિયફલ દીયો. ૩

## શ્રી વીશસ્થાનકનું ચૈત્યવંદન.

પહેલે પદ અરિહંત નમું, બીજે સર્વ સિદ્ધ;
ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિદ્ધ. ૧
નમો [1]થેરાણં પાંચમે, [2]પાઠક ગુણ છઠ્ઠે;
નમો લોએ સવ્વસાહુણં, જે છે ગુણગરિઠ્ઠે. ૨
નમો નાણસ્સ આઠમે, દર્શન પદ ધ્યાવો;
વિનય કરો ગુણવંતનો, ચારિત્ર મન ભાવો. ૩
નમો બંભવયધારિણં, તેરમે કિરિયાણં,
નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણં. ૪
ચારિત્ર નાણ સુઅસ્સને એ, નમો તિત્થસ્સ જાણી;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાણી. ૫

## શ્રી પર્યુષણ ચૈત્યવંદન.

પર્વ પર્યુષણ ગુણનીલો, નવ કલ્પવિહાર;
ચાર માસાન્તર થીર રહે, એહીજ અર્થ ઉદાર. ૧
આષાઢ શુદ ચઉદશ થકી, સંવત્સરી પંચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતાં ચોમાસ. ૨

---

૧ સ્થવીર. ૨ ઉપાધ્યાય.

શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂના બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે થઈ એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂભક્તિ વિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાલ. ૪
દર્પણથી નિજરૂપનો, જુવે સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાન રમણ મુનિભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાં એ, પ્રગટ્યો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વપર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુકલ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરોધી નીમા. ૭
એ નહીં પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવ ભીરૂ મુનિ માનસે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુત કેવલી વયણા સુણી, લહી માનવ અવતાર;
શ્રી શુભવીરને શાસને, પામ્યા જય જયકાર. ૯

## શ્રી ચોવીશ જિન લંછન ચૈત્યવંદન.

ઋષભલંછન ઋષભ દેવ, અજિતલંછન હાથી
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ;
પદ્મલંછન પદ્મપ્રભ, વિશ્વદેવા સુમતિ. ૨
સુપાર્શ્વલંછન સાથીયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલજિણંદ. ૩
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સૂવર લંછન પાયે વિમલદેવ, ભવિયા તે નામો શિષ. ૪
સિંચાણો જિન અનંતને એ, વજ્રલંછન શ્રી ધર્મ;
શાંતિલંછન મરગલો, રાખે ધર્મનો મર્મ. ૫

કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત;
મલ્લિ કુંભ વખાણીયે, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬
નમિજિનને નીલોકમલ, પામીએ પંકજમાંહિ;
શંખલંછન પ્રભુ નેમિજી, દીસે ઉંચે આંહિ. ૭
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલવરણ શોભિત;
સિંહલંછન કંચન તનુ, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણીપરે લંછન ચિંતવી એ, ઓળખીએ જિનરાય;
જ્ઞાન વિમલ પ્રભુ સેવતાં, લક્ષ્મીરતન સૂરિરાય. ૯

## સામાન્ય જિન ચૈત્યવંદન.

જય જય તું જિનરાજ આજ, મળીઓ મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી,
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તું વંદતાં, સકળ સિદ્ધિ વર બુદ્ધ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રકટે આતમ ઋદ્ધ. ૩
કાળ બહુ સ્થાવર ગમ્યો, ભમીયો ભવમાંહી;
વિકલેંદ્રિય માંહી વસ્યો, સ્થિરતા નહીં ક્યાંહી. ૪
તિર્યંચ પંચેંદ્રિય માંહી દેવ, કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નહિ પાયો. ૫
એમ અનંત કાળે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગ તારક તુંહી મળ્યો, ભવજલ પાર ઉતાર. ૬

## શ્રી પાર્શ્વજિન ચૈત્યવંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કર્મ રિપુ જીતીને, પંચમી ગતિ પામી. ૧

પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીએ;
પ્રભુ નામે ભવ ભય તણાં, પાતક સબ દહીએ. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વ નામ;
વિષ અમૃત થઈ પરગમે, લહિએ અવિચલ ઠામ. ૩

## અથ સિદ્ધાચલનાં ચૈત્યવંદનો

૧

જય જય નાભિ નરિંદનંદ, સિદ્ધાચલ મંડણુ;
જય જય પ્રથમ જિણંદચંદ, ભવ દુઃખ વિહંડણુ. ૧
જય જય સાધુ સૂરીંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય જય જગદાનંદ કંદ, શ્રી ઋષભ જિણેસર. ૨
અમૃત સમ જિન ધર્મનો એ, દાયક જગમાં જાણુ;
તુજ પદ પંકજ પ્રીત ધર, નિશદિન નમત કલ્યાણુ. ૩

૨

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકળ તીરથનો રાય;
પૂરવ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુપાય. ૨
સૂરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## શ્રી સીમંધરસ્વામીનાં ચૈત્યવંદનો.

૧

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકળ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨

સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશું. ૩
એ અળજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ. ૪

૨

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તમે ઉપકારી;
શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નરનારી ૨
ધનુષ પાંચશેં દેહડીએ, સોહીએ સોવન વાન;
કીર્તિવિજય ઉવજઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

## અથ બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જીણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજ પરે શીતલ જિન કહે, બીજદિન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવળ નાણ. ૪
નિશ્ચયનય વ્યવહાર દોય, એકાંતે ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જિન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવિશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆં બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## અથ શ્રીજ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણસ્યું ત્રિહું લોક જન, નિસુણો મનરાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી. ૨
જ્ઞાનવિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાનરહિત ક્રિયા કહી, કાસકુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસા લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કુષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દ્રષ્ટી. ૭
એકાવન હી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળો ભવ ફેરો. ૮
એણીપરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરીપરે, રંગ વિજય લહો સાર. ૯

---

## શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા શુદી આઠમ દિને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ શુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨

માધવ[1] શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહિજ આઠમ ઉજલી, જન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, નવરાવે સુર ઇંદ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનિસુવ્રત સ્વામી;
નેમ આષાડ શુદી આઠમે, અષ્ટમી ગતિ[2] પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગ ભાણ;
તેમ શ્રાવણ શુદી આઠમે, પાસજીનું નિરવાણ. ૬
ભાદરવા વદી આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭

---

## શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧
[3]માધવ સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ;
ઇંદ્રભૂતિ આદે મલ્યા, એકાદશ વિજ્ઞ.[4] ૨
[5]એકાદશસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ૪
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫

---

૧ વૈશાખ. ૨ મોક્ષ. ૩ વૈશાખ શુક્લ-શુદિ એકાદશીને દિવસે સોમલ નામના વિપ્ર-બ્રાહ્મણે આરંભેલા યજ્ઞ પ્રસંગે. ૪ અગીયાર વિદ્વાન (વિપ્રો) ૫ ચુમાલીશશેં.

પદ્મપ્રભ શિવવાસ પાશ, ભવ ભવના તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬

દશ ખેત્રે ત્રિહું કાળનાં, ત્રણુશેં કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭

અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણી, મશી કાગળ ને કાઠાં. ૮

અગીઆર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગીઆર;
ખીમાવિજય જિન શાસને, સફળ કરો અવતાર. ૯

---

## શ્રી નવપદજીનું સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજી;
વિધિપૂર્વક આરાધન કરતાં, ભવભવ પાતક છીજે. ભવીજન ભજીએજી.
અવર અનાદિની ચાલ નિત્ય નિત્ય તજીએજી. ૧ ( એ આંકણી )
દેવના દેવ દયાકર[1] ઠાકર, ચાકર સુર નર ઈન્દાજી;
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણુમો શ્રી જિનચંદા. ભવીજન૦ ૨
અજ[2] અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણુનાણીજી;
અવ્યાબાધ[3] અનંતું વીરજ, સિદ્ધ પ્રણુમો ગુણુખાણી. ભવી૦ ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠજી;
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ્ઠ.[4] ભવી૦ ૪
અંગ ઉપાંગ નંદિ અનુયોગા, છ છેદ ને મૂળ ચ્યારજી;
દસ પયન્ના એમ પણુયાલીસ,[5] પાઠક તેહના ધાર. ભવીજન૦ ૫

---

૧ દયાના ભંડાર. ૨ જહેને ફરી જન્મ લેવાનો નથી. ૩ કશી આબાધારહિત, અખંડ સુખ. ૪ ઇષ્ટ ( ભાવાચાર્ય ]. ૫ પીસ્તાલીશ આગમ. ૬ પુરૂષ, સ્ત્રી અને નપુંસક.

વેદ[1] ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચ્યાર કષાયજી;
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય. ભવી૦ ૬

ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી;
શ્રદ્ધા પરિણતિ આતમકેરી, નમીએ વારંવાર. ભવીજન૦ ૭

અઠ્યાવીશ ચૌદ ને ષટ દુગ[1] એક, મત્યાદિકના જાણજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વરનાણ. ભવીજન૦ ૮

નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારેજી;
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારે. ભવી૦ ૯

બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા હેતુજી;
તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ. ભવીજન૦ ૧૦

એ નવપદમાં [2]પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચ્યારજી;[3]
દેવ ગુરૂ ને ધર્મ તે એહુમાં, દો[4] તીન[5] ચ્યાર[6] પ્રકાર. ભવી૦ ૧૧

મારગ દેશક[7] અવિનાશીપણું[8], આચાર[9] વિનય[10] સંકેતેજી;
સહાયપણું[11] ધરતા સાધુજી, પ્રણમો એહીજ હેતે[12] ભવી૦ ૧૨

વિમલેશ્વર સાંનિધ્ય[13] કરે તેહની, ઉત્તમ જે આરાધેજી;
પદ્મવિજય કહે તે ભવી પ્રાણી, નિજ આતમ હિત સાધે. ભવી૦ ૧૩

---

૧ બે. ૨ અરિહંતાદિક પાંચે પરમેષ્ઠિઓ. ૩ સમ્યગ્દર્શન ( સમકિત ) આદિ ચ્યાર પ્રકાર. ૪ અરિહંત અને સિદ્ધ તે બે દેવ. ૫ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ ગુરૂ. ૬ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચ્યાર પ્રકારનો ધર્મ જાણવો. ૭ અરિહંતનો મોક્ષમાર્ગદેશક ગુણ. ૮ સિદ્ધનો અવિનાશીપણાનો ગુણ. ૯ આચાર્યનો જ્ઞાનાદિક પાંચ આચાર પાળવા પળાવવાનો ગુણ. ૧૦ ઉપાધ્યાયનો વિનય ગુણ ( જડ જેવા શિષ્યને પણ સુશિક્ષાદાનથી સુવિનીત કરે એવો ગુણ ). ૧૧ ભવ્ય આત્માઓને ધર્મ માર્ગમાં આલંબનરૂપ થવાનો ગુણ ( સાધુનો ). ૧૨ એટલા માટે અરિહંતાદિકને ત્રિકરણ શુદ્ધ પ્રણામ કરવાનો છે. ૧૩ સહાયતા કરે.

## શ્રી વીશસ્થાનકનું સ્તવન.

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસ જો;
વીશેરે તપ સ્થાનક મહિમા ગાઈશુંરે લોલ;
હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ્સ ચોવીશ જો;
બીજેરે સિદ્ધ સ્થાનક પન્નર ભાવશુંરે લોલ૦ ૧
હાં૦ ત્રીજે પવંયણશું ગણશો લોગસ્સ સાત જો,
ચઉથેરે આયરિયાણું છત્રીશનો સહીરે લોલ;
હાં૦ મારે થેરાણું પદ પાંચમે દશ ઉદાર જો,
છઠ્ઠેરે ઉવજ્ઝાયાણું પચવીશનો સહીરે લોલ૦ ૨
હાં૦ સાતમે નમો લોએ સવ્વસાહુ સત્તાવીશ જો,
આઠમે નમો નાણસ્સ પંચે ભાવશુંરે લોલ;
હાં૦ નવમે દરિસણ સડસઠ મનને ઉદાર જો,
દશમે નમો વિણયસ્સ દશ વખાણીએ રે. લોલ. ૩
હાં૦ અગીઆરમે નમો ચારિત્તસ્સ લોગસ્સ સત્તર જો,
બારમે નમો બંભસ્સ નવગુણે સહીરે લોલ;
હાં૦ કીરિયાણું પદ તેરમે વળી પચવીશ જો,
ચઉદમે નમો તવસ્સ બાર ગુણે સહીરે લોલ૦ ૪
હાં૦ પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો,
નમો જિણાણું ચઉવ્વીસ ગણશું સોળમેરે લોલ;
હાં૦ સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સિત્તેર જો,
નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમેરે લોલ૦ ૫
હાં૦ ઓગણીશમે નમો સુઅસ્સ વીશ પીસ્તાલીશ જો,
વીશમે નમો તિત્થસ્સ વીશ ભાવશુંરે લોલ;
હાં૦ તપનો મહિમા ચારશેં ઉપર વીશ જો,
ષટમાસે એક ઓળી પૂરી કીજીએરે લોલ૦ ૬
હાં૦ તપ કરતાં વળી ગણીયે દોય હજાર જો,

નવકારવાળી વીશે સ્થાનક ભાવશું રે લોલ,
હાં૦ પ્રભાવના સંઘ સ્વામી વચ્છલ સાર જો;
ઉજમણા વિધિ કીજીએ વિનય લીજીએ રે લોલ૦ ૭
તપનો મહિમા કહે શ્રી વીર જિનરાય જો,
વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ;
હાં૦ તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો,
દેવગુરૂ ઇમ કાંતિ સ્તવન સોહામણોરે લોલ૦ ૮

## શ્રી સીમંધર જિન સ્તવન.

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણી ગામ;
ધન્ય તિહાંના માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ.
સીમંધર સ્વામી કઇયેરે હું મહાવિદેહ આવી ;
જયવંતા જિનવર કઇયેરે, હું તમને વાંદીશ. ૧
ચાંદલીયા સંદેશડોજી, કેહેને સીમંધર સ્વામ;
ભરત ક્ષેત્રનાં માનવીજી, નિત્ય ઉઠી કરેરે પ્રણામ. સી૦ ૨
સમવસરણ દેવે રચ્યું તિહા, ચોસઠ ઇંદ્ર નરેશ,
સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સી૦ ૩
ઇંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીનાં ચોક પુરેશ;
વળી લળી લીયે લૂંછણાંજી, જિનવર દીયે ઉપદેશ. સી૦ ૪
એહવે સમે મેં [illegible]જી, હવે કરવા પચ્ચખાણ;
ચોથી ઠવ[illegible]ઠણુજી, અમૃત વાણી વખાણ. સી૦ ૫
રાયને વહાલા ઘોડલાંજી, વેપારીને વહાલાં છે દામ;
અમને વહાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ૬
નહીં માગું પ્રભુ રાજ્ય ઋદ્ધિજી, નહીં માગું ગરથ ભંડાર;
હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર. સી૦ ૭
દેવે ન દીધી પાંખડીજી, કેમ કરી આવું હજુર;

સુજરો મ્હારો માનજોજી, પ્રહુ ઉગમતે સૂર. સી૦ ૮
સમયસુંદરની વિનતિજી, માનજો વારંવાર;
બે કર જોડી વિનવુંજી, વિનતડી અવધાર. સી૦ ૯

---

## શ્રી સીમંધર જિન સ્તવન.

રૂપૈયા તે આલ્યું રોકડો માહારા વહાલાજીરે ॥ એ દેશી.

મનડું તે માહારૂં મોકલે, મહારા વાહાલાજીરે;
સસહર[1] સાથે સંદેશ, જઇને કહેજો મહારા વાહાલાજીરે ॥ આં૦
ભરતના ભક્તને તારવા, ॥મા૦॥ એકવાર આવોને આ દેશ. જ૦ ૧
પ્રભુજી વસો પુષ્કલાવતી, ॥મા૦॥ મહાવિદેહ ક્ષેત્ર મઝાર; જઈ૦
પુરી રાજે પુંડરિગિણિ, ॥મા૦॥ જિહાં પ્રભુનો અવતાર. જઈ૦ ૨
શ્રી સીમંધર સાહિબા, ॥મા૦॥ વિચરંતા વીતરાગ; જઈ૦
પડિબોહે[2] બહુ પ્રાણીને, ॥મા૦॥ તેહનો પામે કુણ તાગ[3] જઈ૦ ૩
મન જાણે ઉડી મળું, ॥મા૦॥ પણ પોતાને નહીં પાંખ; જઈ૦
ભગવંત તુમ જોવા ભણી, ॥મા૦॥ અલજો ધરે છે બેહુ આંખ. જઈ૦ ૪
દુર્ગમ મહોટા ડુંગરા, ॥મા૦॥ નદી નાળાનો નહીં પાર; જઈ૦
ઘાંટીની આંટી ઘણી, ॥મા૦॥ અટવી પંથ અપાર. જઈ૦ ૫
કોડી સોનૈયે કાસીદો, ॥મા૦॥ કરનારો નહીં કોય; જઈ૦
કાગળીયો કેમ મોકલું, ॥મા૦॥ હોંશ તે નિત્ય નવલી હોય. જઈ૦ ૬
લખું જે જે લેખમાં, ॥મા૦॥ લાખ ગમે અભિલાષ; જઈ૦
તમે [4]લેજામાં તે લહો, ॥મા૦॥ મુજ મન પૂરે છે સાખ. જઈ૦
લોકાલોક સરૂપના, ॥મા૦॥ જગતમાં તુને છો જાણ; જઈ૦
જાણ આગે શું જણાવીએ, ॥મા૦॥ આખર અમે અજાણ. જઈ૦ ૮
વાચક ઉદયની વિનતિ, ॥મા૦॥ સસહર કહ્યો સંદેશ; જઈ૦
માની લેજો માહરી, ॥મા૦॥ વસતાં દૂર વિદેશ. જઈ૦ ૯

---

૧ શશધર—ચંદ્રમા. ૨ પ્રતિબોધે ૩ છેડો ૪ આપ તે તરત જાણી જાઓછો

## શ્રી યુગમંધર જિન સ્તવન.

॥ મધુકરની દેશીમાં ॥

શ્રી યુગમંધરને કેજો, કે દધિસુત[1] વિનતડી સુણજોરે;
શ્રીયુગ૦ એ આંકણી૦
કાયા પામી અતિ કૂડી, પાંખ નહીં આવું ઉડી;
લબ્ધિ નહીં કોઇ રૂડીરે. શ્રીયુગ૦ ૧
તુમ સેવામાંહિ સુર કોડી, ઈહાં આવે જો એક દોડી;
આશ ફળે પાતક મોડીરે. શ્રીયુગ૦ ૨
દુષમ સમયમાં ઇણે ભરતે, અતિશય નાણી નવિ વરતે;
કહીએ કહો કોણ સાંભળતેરે. શ્રીયુગ૦ ૩
શ્રવણાં સુખીયા તુમ નામે, નયણાં દરિસણ નવિ પામે;
એ તો ઝગડાને ઠામેરે. શ્રીયુગ૦ ૪
ચાર આંગળ અંતર રહેવું, [2]શોકલડીની પેરે દુઃખ સહેવું;
પ્રભુ વિના કોણ આગળ કહેવુંરે. શ્રીયુગ૦ ૫
મ્હોટા મેળ કરી આપે, બેહુને તોલ કરી થાપે;
સજ્જન જસ જગમાં વ્યાપેરે. શ્રીયુગ૦ ૬
બેહુનો એક મતો થાવે, કેવલ નાણ જુગલ પાવે;
તો સવિ વાત બની આવે રે. શ્રીયુગ૦ ૭
ગજલંછન ગજગતિગામી, વિચરે વપ્રવિજય સ્વામી;
નયરી વિજયા ગુણધામીરે. શ્રીયુગ૦ ૮
માતા સુતારાએ જાયો, સુદ્રઢ નરપતિ કુલ આયો;
પંડિત જિનવિજયે ગાયોરે. શ્રીયુગ૦ ૯

---

૧ ચંદ્રમા. ૨ આંખ અને કાનને ચાર આંગલનું છેટું છે, તેથી કાન યુગમંધર સ્વામીનું નામ સાંભળે છે પણ પ્રભુ દૂર હોવાથી આંખ દેખી શકતી નથી તેથી આંખને શોકની પેઠે દુઃખ થાય છે.

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

જસોદા માવડી—એ દેશી.

જાત્રા [1]નવાણું કરીએ, વિમલગિરિ જાત્રા નવાણું કરીએ. એ આંક
પૂરવ નવાણું વાર શેત્રુંજા ગિરિ, ઋષભ જિણંદ સમોસરીએ
॥ વિમલ૦ ॥ ૧ ॥
કોડિ સહસ ભવ પાતક ત્રુટે, શેત્રુંજા સાહામો ડગ ભરીએ. ॥ વિ૦ ૨ ॥
સાત છઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીયે ગિરિવરીએ. ॥ વિ૦ ૩ ॥
પુંડરિક પદ જપીયે હરખે, અધ્યવસાય શુભ ધરીએ. ॥ વિ૦ ૪ ॥
પાપી *અભવી ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ. ॥ વિ૦ ૫ ॥
ભૂમિ [1]સંથારો ને નારીતણો સંગ, દૂર થકી પરિહરીએ.[2] ॥ વિ૦ ૬ ॥
સચિત્ત[3] પરિહારી ને એકલઆહારી[4], ગુરૂ સાથે પદ ચરીએ.[5] ॥ વિ૦ ૭ ॥
પડિક્કમણાં દોય વિધિશું કરીયે[6], પાપ પડલ વિખરીયે. ॥ વિ૦ ૮ ॥
કલિકાળે એ તીરથ મોહોટું, પ્રવહણ+ જિમ ભર દરીયે. ॥ વિ૦ ૯ ॥
ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીયે. ॥ વિમલ૦ ૧૦ ॥

---

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો ॥
ઘર બેઠાં પણ બહુ ફળ પાવો ભવિકા, બહુ ફળ પાવો એ—આંકણી
નંદીસર યાત્રાયે જે ફળ હોવે,

---

* અભવી (અભવ્ય) એવા પાપી (આવા અર્થ જાણવા છે)

૧ નવાણું યાત્રા કરનારાઓએ (અને ઉપલક્ષણથી બીજા સિદ્ધ અન્ય યાત્રાળુઓએ) યાત્રા કરતાં જે ૭ 'રી' પાળવી જોઈએ તેનાં નામ ૧ થી ૬ મા બતાવવામાં આવ્યાં છે.

+ નાવ—વહાણ.

તેથી બમણેરૂં ફળ કુંડલગિરિ હોવે ॥ ભ૦ કું૦ ૧ ॥
તિગણુ રૂચકગિરિ ચોગણું ગજદંતા,
તેથી બમણેરૂં ફળ જંબુ મહુંતા ॥ ભ૦ જં૦ ॥
ખટગણું ધાતકી ચૈત્ય જુહારે,
બત્તીસ ગણેરૂં ફળ પુખ્ખલ વિહારે ॥ ભ૦ પુ૦ ૨ ॥
તેથી શતગણું ફળ મેરૂ ચૈત્ય જુહારે,
સહુસ ગણેરૂં ફળ સંમેતશિખરે ॥ ભ૦ સ૦ ॥
લાખ ગણેરૂં ફળ અંજનગિરિ જુહારે,
દશ લાખ ગણેરૂં ફળ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ અ૦ ૩ ॥
કોડિ ગણેરૂં ફળ શ્રી સિદ્ધાચળ ભેટે,
જેમરે અનાદિનાં દુરિત ઉમેટે ॥ ભ૦ દુ૦ ॥
ભાવ અનંતે અનંત ફળ પાવે,
જ્ઞાનવિમળ સૂરિ એમ ગુણ ગાવે. ॥ ભ૦ એ૦ ૪ ॥

## શ્રી સિદ્ધાચલતીર્થ સ્તવન.

શ્રી આદીશ્વર અંતરયામી, જીવન જગત આધાર;
શાન્ત સુધારસ જ્ઞાને ભરિયો, સિદ્ધાચલ શિણગાર;
રાયણ રૂડીરે, જ્યહાં પ્રભુ પાય ધરે, વિમલગિરિ વંદોરે,
દેખત દુઃખ હરે, પુણ્યવંતા પ્રાણીરે, પ્રભુજીની સેવા કરે. ૧
ગુણ અનંતા ગિરિવરકેરા, સિધ્યા સાધુ અનંત;
વળીરે સિદ્ધશે વાર અનંતી, એમ ભાખે ભગવંત;
ભવોભવ કેરાંરે પાતક દૂર કરે, વિમલગિરિ વંદોરે૦ ૨
વાવડીયું રસકુંપાકેરી, મણિ માણેકની ખાણ;
રત્નખાણ બહુ રાજે હો તીરથ, એવી શ્રી જિનવાણ;
સુખના સનેહી રે બંધન દૂર કરે. વિમલગિરિ વંદોરે૦ ૩

પાંચ કોડિશું પુંડરીક સિધ્યા, ત્રણ કોડિશું રામ;
વીશ કોડિશું પાંડવ સિધ્યા, સિદ્ધક્ષેત્ર સિદ્ધઠામ;
મુનિવર મ્હોટારે અનંતા સિદ્ધિવરે. વિમલગિરિ વંદોરે. ૪
એસો તીરથ ઓર ન જગમેં, ભાખે શ્રી જિનભાણ;
દુર્ગતિ કાપે ને પાર ઉતારે (વ્હાલો), આપે કેવલનાણ;
ભવિજન ભાવેરે જે એનું ધ્યાન ધરે. વિમલગિરિ વંદોરે૦ ૫
દ્રવ્ય ભાવશું પૂજા કરતાં, પૂજો શ્રી જિનપાય (જિનરાય);
ચિદાનંદ સુખ આતમ વેદી, જ્યોતિસેં જ્યોત મિલાય;
કીરતિ એહુનીરે માણેક મુનિ કરે. વિમલગિરિ વંદોરે૦ ૬

---

## શ્રી આદિજિન સ્તવન.

આદિતે અરિહંત—એ રાગ.

આદિ જિણંદ અરિહંતજી, પ્રભુ અમનેરે;
તુમે દ્યો દરિશન મહારાજ, શું કહું તમનેરે,
આઠ પહોરમાં એક ઘડી, પ્ર૦ લાગ્યું તમારૂં ધ્યાન. શું૦ ૧
મધુકરને મન માલતી, પ્ર૦ જિમ મોરાને મન મેહ; શું૦
સીતાને મન રામજી, પ્ર૦ તેમ વાધ્યો તુમશું નેહ. શું૦ ૨
રોહીણીને મન ચંદજી, પ્ર૦ વળી રેવાએ ગજરાજ; શું૦
સમય સમય પ્રભુ સાંભરે, પ્ર૦ મનડામાં મહારાજ. શું૦ ૩
નિઃસ્નેહી થઈ નવિ છુટીયે, પ્ર૦ કરૂણાવંત કહાઓ; શું૦
ગુણ અવગુણ જોતા રખે, પ્ર૦ તો તારક કેમ કહાઓ. શું૦ ૪
રઢ લાગી પ્રભુ રૂપની, પ્ર૦ મુને ન ગમે બીજી વાત; શું૦
વાચે વાત બને નહીં, પ્ર૦ મળીયે મૂકી ભ્રાંત. શું૦ ૫
સેવે ચિંતામણી ફળે, પ્ર૦ તું તો ત્રિભુવનનાથ; શું૦
સો વાતે છોડું નહિ, પ્ર૦ હવે આવ્યા મુજ હાથ. શું૦ ૬

ગુહની વાત મૂકો ધરી, પ્ર૦ જિમ જાણો તિમ તાર; શું૦
અહગુરૂ સુંદર કવિરાયનો, પ્ર૦ પદ્મને પ્રભુશું પ્યાર. શું૦ ૭

## શ્રી સુમતિજિન સ્તવન.

ઝાંઝરીયા મુનિવરની—એ દેશી.

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીત;
તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જળમાંહે ભલી રીત. ૧
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ.
સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તૂરી તણોજી, મહી માંહે મહકાય. સોભાગી૦ ૨
આંગળીએ નાવ મેરૂ ઢંકાએ, છાબડીએ રવિ તેજ;
અંજલિમા જિમ ગંગ ન માએ, મુજ મન તિમ પ્રભુ હેજ. સો૦ ૩
હુઓ છિપે નહિં અધર[1] અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભર ભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪
ઢાંકી ઇક્ષુ[2] પલાલશું જી, ન રહે લહિ વિસ્તાર;
વાચક યશ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

## શ્રી વાસુપૂજ્યસ્વામીનું સ્તવન.

( સાહેબા મોતીડો હમારો )—એ દેશી.

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું;
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય૦ એ આંકણી.
અમે પણ તુમશું કામણ કરશું, ભક્તે ગ્રહી મન ઘરમાં ધરશું. ૧
મન ઘરમાં ધરીયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો સ્થિર થોભા;[3]
મન વૈકુંઠ અકુંઠિત ભક્તે, યોગી ભાખે અનુભવ યુક્તે. સા ૨

---

૧ હોઠ. ૨ શેલડી. ૩ નિશ્ચયપણે. ૪ અસ્ખલિત.

ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા. ૭
સાત રાજ અળગા જઈ બેઠા, પણ ભકત્યે અમ મનમાં પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ[1] દુઃખ સહેવું. સા૦ ૪
ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદછેદ[2] કરશું હવે ટેકે;
ખીરનીરપરે તુમશું મલશું, વાચક યશ કહે હેજે[3] હળશું.[4] સા૦ ૫

---

## શ્રી શાંતિજિન સ્તવન.

શાંતિ જિનેશ્વર સાહેબ વંદો, અનુભવ રસનો કંદોરે;
મુખને મટકે લોચન લટકે, મોહ્યા સુર નર વૃંદોરે. શાંતિ. ૧
મંજર દેખીને કોયલ ટૌકે, મેઘઘટા જેમ મોરોરે;
તેમ જિનપ્રતિમા નિરખી હરખું, વળી જેમ ચંદ ચકોરોરે. શાંતિ. ૨
જિનપ્રતિમા શ્રી જિનવર ભાખી, સૂત્ર ઘણાં છે સાખીરે;
સુર નર મુનિવર વદન પૂજા, કરતા શિવ અભિલાષીરે. શાંતિ. ૩
રાયપસેણી પ્રતિમા પૂજી, સુરિઆભ સમકિતધારીરે;
જીવાભિગમે પ્રતિમા પૂજી, વિજયદેવ અધિકારીરે. શાંતિ. ૪
જિનવર બિંબ વિના નવિ વંદું, આણંદજી એમ બોલેરે,
સાતમે અંગે સમકિત મૂલે, અવર નહિ તસ તોલેરે. શાંતિ. ૫
જ્ઞાતા સૂત્રે દ્રૌપદી પૂજા, કરતી શિવ સુખ માગેરે;
રાય સિદ્ધારથે પ્રતિમા પૂજી, કલ્પસૂત્ર માંહે રાગેરે. શાંતિ. ૬
વિદ્યાચારણ મુનિવરે વંદી, પ્રતિમા પાંચમે અંગેરે;[5]
જંઘાચારણ મુનિવરે વંદી, જિન પડિમા મનરંગે. શાંતિ. ૭
આર્યસુહસ્તી સૂરિ ઉપદેશે, ચાવો સંપ્રતિ રાયરે;

---

૧ આકુળવ્યાકુળથયું. ૨ અંતર ભેદ ટાળશું. ૩ પ્રેમે. ૪ એકતા કરશું. ૫ ભગવતી સૂત્રમાં.

સવા કોડી જિન બિંબ ભરાવ્યાં, ધન્ય ધન્ય એહુની માયરે. શાંતિ. ૮
ઓકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમારરે;
જાતિસ્મરણે સમકિત પામી, વરીઓ શિવસુખ સારરે. શાંતિ. ૯
ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્ર માંહે સુખકારીરે;
સૂત્રતણો એક વરણ ઉથાપે, તે કહ્યો બહુલ સંસારીરે. શાંતિ. ૧૦
તે માટે જિન આણાધારી, કુમતિ કદાગ્રહ નિવારીરે;
ભક્તિતણાં ફલ ઉત્તરાધ્યયને, બોધિ બીજ સુખકારીરે. શાંતિ. ૧૧
એક ભવે દોય પદવી પામ્યા, સોળમા શ્રીજિનરાયરે;
મુજ મનમંદિરીએ પધરાવ્યા, ધવલ મંગળ ગવરાયરે. શાંતિ. ૧૨
જિન ઉત્તમ પદ રૂપ અનુપમ, કીરતિ કમલાની શાળારે;
જિવવિજય કહે પ્રભુજીની ભક્તિ, કરતાં મંગલ માળારે. શાંતિ. ૧૩

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહેશું;
વામાનંદન જગદાવંદન, જેહ સુધારસ ખાણી,
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી. મોહન૦ ૧
ભવ પટ્ટણ ચીહું દિશિ ચારે ગતિ, ચોરાશી લખ ચઉટા;
ક્રોધ માન માયા ને લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા. મોહન૦ ૨
અનાદિ નિગોદનો બંધીખાનો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક આંકયો. મોહન૦ ૩
ભવસ્થિતિ કર્મ વિવર લઈ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિગલેંદ્રિપણું ઓલંગી, પંચેંદ્રિપણું લાધ્યો. મોહન૦ ૪
માનવ ભવ આરજ કુલ સદ્‌ગુરૂ, વિમલ બોધ મળ્યો મુજને;
ક્રોધાદિક રિપુ શત્રુ વિમાસી, તેણે ઓળખાવ્યો તુજને. મોહન૦ ૫
પાટણ માંહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટ્યા;
સત્તર બાણું શુભ પરિણામે, કર્મ કઠિન બળ મેટ્યા. મોહન૦ ૬

સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું;
ખિમાવિજય જિન ચરણ રમણ સુખ, રાજ પોતાનું લીધું. મોહન૦ ૭

## શ્રી વીરજિન સ્તવન.

બોલીડાં હંસારે વિષય ન રાચીયે—એ દેશી.

સિદ્ધારથનારે નંદન વીનવું, વિનતડી અવધાર;
ભવમંડપમાંરે નાટક નાચિયો, હવે મુજ દાન દેવરાવ.
હવે મુજ પાર ઉતાર–સિદ્ધા૦ ૧
ત્રણ રતન[1] મુજ આપો તાતજી, જેમ નાવેરે સંતાપ;
દાન દેયંતાંરે પ્રભુજી કોસર[2] કિસી, આપો પદવીરે આપ. સિદ્ધા૦ ૨
ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીયો, મોડ્યાં સુરનાંરે માન;
અષ્ટ કર્મનાંરે ઝગડા જીતવા, દીધાં વરસીરે દાન. સિદ્ધા૦ ૩
શાસન નાયક શિવસુખ દાયક, ત્રિશલા કુખે રતન્ન;
સિદ્ધારથનોરે વંશ દીપાવીયો, પ્રભુજી તમે ધન્ય ધન્ય,
સાહેબ તુમે ધન્ય ધન્ય. સિદ્ધા૦ ૪
વાચક શેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય;
ધર્મતણે રસ જિન ચોવીશમા, વિનયવિજય ગુણ ગાય. સિદ્ધા૦ ૫

## શ્રી મહાવીર સ્તવન.

( કડખાની દેશી. )

તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી, જગતમાં એટલો સુજશ લીજે;
દાસ અવગુણભર્યો જાણી પોતાતણો, દયાનિધિ [3]દીનપર દયા
કીજે. તા૦ ૧

૧ સમકિત, જ્ઞાન અને ચારિત્ર. ૨ કસર–લોભ. ૩ ગરીબ.

રાગ દ્વેષે ભર્યો મોહ વૈરી નડ્યો, લોકની રીતિમાં ઘણુંય [1]રાતો;
ક્રોધ વશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું
વિષયમાતો[2]. તા૦ ૨

આદર્યું આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે
કો ન સિધો. તાર૦ ૩

સ્વામિ દર્શન સમો નિમિત લહી નિર્મલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમતણો, સ્વામિ સેવા સહી નિકટ
લાશે[3]. તાર૦ ૪

સ્વામી ગુણ ઓળખી સ્વામીને જે ભજે, દરિસણ[4] શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી, કર્મ જીપી વસે મુક્તિધામે. તાર૦ ૫

જગત વત્સલ મહાવીર જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો. તાર૦ ૬

વિનતિ માનજો શક્તિ એ આપજો, ભાવ સ્યાદ્‌વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધકદશા સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાસે. તાર૦ ૭

---

## શ્રી વીરપ્રભુનું દીવાલીનું સ્તવન.

મારગદેશક મોક્ષનોરે, કેવળજ્ઞાન નિધાન;
ભાવદયા સાગર પ્રભુરે, પર ઉપગારી પ્રધાનોરે,
વીરપ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારોરે;
હવે ઇણ ભરતમાં, કોણ કરશે ઉપગારોરે. વી૦ ૧
નાથ વિહૂણું સૈન્ય જ્યુંરે, વીર વિહુણોરે સંઘ;
સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગોરે. વી૦ ૨

---

૧ આસક્ત થયો. ૨ વિષયસુખમાં મસ્ત થયેલો. ૩ લાવશે.
૪ દર્શન—સમકિત.

માતા વિહૂણો બાળ જ્યુંરે, અરહો પરહો અથડાય;
વીર વિહૂણા જીવડારે, આકુલ વ્યાકુલ થાયરે. વી૦ ૩
સંશયછેદક વીરનોરે, વિરહ તે કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજેરે, તે વીણુ કેમ રહેવાયરે. વી૦ ૪
નિર્યામક[1] ભવ સમુદ્રનોરે, [2]ભવ અટવી સત્થવાહ;
તે પરમેશ્વર વિણુ મલેરે, કેમ વાધે ઉત્સાહ. વી૦ ૫
વીર થકાં પણ શ્રુતતણોરે, હતો પરમ આધાર;
હવે ઇહાં શ્રુત આધાર છેરે, અહો જિનમુદ્રા સારરે. વી૦ ૬
ત્રણ કાળે સવિ જીવનેરે, આગમથી આણંદ;
સેવો ધ્યાવો ભવિજનારે, જિનપડિમા સુખકંદોરે. વી૦ ૭
ગણધર આચારજ મુનિરે, સહુને ઇણીપરે સિદ્ધ;
ભવ ભવ આગમ સંગથીરે, દેવચંદ્ર પદ લીધરે. વી૦ ૮

---

## અથ શ્રી પજુસણ પર્વનું સ્તવન.

આંખડીએ રે મેં આજ શેત્રુંજો દીઠોરે— એ દેશી.

રૂડાંજો સાજન સંત પજુસણ આવ્યાંરે, તમે પુણ્ય કરો પુણ્યવંત;
ભવિક મન ભાવ્યાંરે. ( આંકણી. )
વીર જિણેસર અતિ અલવેસર, વહાલા મારા પરમેશ્વર એમ બોલેરે;
પર્વમાંહે પજુસણ મહોટાં, અવર ન આવે તસ તોલેરે. ૫૦ ત૦ ભ૦ ૧
ચોપદમાંહે જેમ કેસરી મોટો, વા૦ [3]ખગમાં ગરૂડ કહીએરે;
નદીમાંહે જેમ ગંગા મહોટી, [4]નગમાં મેરૂ લહીએરે. ૫૦ ૨
[5]ભૂપતિમાં ભરતેસર ભાખ્યો, વા૦ દેવમાંહે [6]સુરઇંદ્રરે;

---

૧ તારક. ૨ સંસાર અટવીનો પાર પમાડનાર સાર્થવાહ.
૩ આકાશમાં ઉડતા પક્ષી. ૪ પર્વત. ૫ રાજા. ૬ દેવતાઓનો રાજા—ઇંદ્ર.

તીરથમાં શેત્રુંજો દાખ્યો, ગ્રહગણમાં જેમ ચંદરે. પ૦ ૩
દશરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દીવાસોરે;
બળેવ પ્રમુખ બહુલાં[1] છે બીજાં[2], પણ નહિ મુક્તિનો વાસોરે. પ૦ ૪
તે માટે તમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઈ મહોત્સવ કીજેરે;
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવ લાહો લીજેરે. પ૦ ૫
ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવોરે;
ઝાંઝરના ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવોરે. પ૦ ૬
સોના રૂપાને ફૂલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજોરે;
નવ વખાણ વિધિએ સાંભળતાં, પાપ મેવાસી ધ્રૂજેરે. પ૦ ૭
એમ અઠ્ઠાઈનો મહોત્સવ કરતાં, વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયારે;
વિબુધ વિમળ વર સેવક એહથી, નવ નિદ્ધ ઋદ્ધિ સિદ્ધિ વરિયારે. પ૦ ૮

---

## શ્રી પાંચ કારણનું સ્તવન.

### દૂહા.

સિદ્ધારથ સુત વંદિયે, જગદીપક જિનરાજ;
વસ્તુતત્ત્વ સવિ જાણીયે, જસ આગમથી આજ. ૧
સ્યાદ્વાદથી સંપજે, સકલ વસ્તુ વિખ્યાત;
સપ્તભંગિ રચના વિના, બંધ ન બેસે વાત. ૨
વાદ વદે નય જૂજુઆ, આપ આપણે ઠામ;
પૂરણ વસ્તુ વિચારતાં, કોઈ ન આવે કામ. ૩
અંધ પુરૂષે એહ ગજ, ગ્રહી અવયવ એકેક;
દ્રષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મળી અનેક. ૪
સંગતિ સકલ નયે કરી, જુગતિ યોગ શુદ્ધ બોધ;
ધન્ય જિનશાસન જગજયો, જિહાં નહિ કિશ્યો વિરોધ. ૫

---

૧ બહોળા–ઘણાં. ૨ પર્વો (લૌકિક.)

## ઢાળ પહેલી.

### કાળ વાદ.

રાગ આશાવરી.

શ્રી જિનશાસન જગજયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપરે;
નય એકાંત મિથ્યાત નિવારણ, અકલ અભંગ અનૂપરે. શ્રી૦ ૧
એ આંકણી.
કોઈ કહે એક કાળતણે વશ, સકળ જગત ગતિ હોયરે;
કાળે ઉપજે કાળે વિણસે, અવર ન કારણ કોયરે. શ્રી૦ ૨
કાળે ગર્ભ ધરે જગવનિતા, કાળે જન્મે પુત્તરે;
કાળે બોલે કાળે ચાલે, કાળે ચાલે ઘરસુત્તરે. શ્રી૦ ૩
કાળે દૂધ થકી દહીં થાયે, કાળે ફળ પરિપાકરે;
વિવિધ પદારથ કાળ ઉપજાવે, કાળે સહુ થાય ખાખરે. શ્રી૦ ૪
જિન ચોવીશ બાર ચક્રવર્તી, વાસુદેવ અને બલદેવરે;
કાળે કલિત કોઈ ન દીસે, જસુ કરતા સુર સેવરે. શ્રી૦ ૫
ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાતરે;
ષડ્ઋતુ કાળ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાતરે. શ્રી૦ ૬
કાળે બાળવિલાસ મનોહર, યૌવન કાળા કેશરે;
વૃદ્ધપણ વળી પલી વપુ અતિ દુર્બલ, શક્તિ નહિ લવલેશરે. શ્રી૦ ૭

---

## ઢાળ બીજી.

### સ્વભાવ વાદ.

ગિરૂઆ ગુણ વીરજી—એ દેશી.

તવ સ્વભાવવાદી વદેજી, કાળ કિસ્યું કરે રંક;
વસ્તુ સ્વભાવે નીપજેજી, વિણસે તિમજ નિ:શંક.
સુવિવેક વિચારી જુઓ, જુઓ વસ્તુ સ્વભાવ. એ આંકણી. ૧
છતે યોગ જોબનવતીજી, વાંજણી ન જણે બાળ;

મુછ નહિ મહિલા મુખેજી, કરતલ ઉગે ન વાળ. સુ૦ ૨
વિણું સ્વભાવ નવિ નીપજેજી, કેમ પદારથ કોય;
આંબ ન લાગે લીંબડેજી, બાગ વસંતે જોય. સુ૦ ૩
મોર પિછ કુણ ચીતરેજી. કોણ કરે સંધ્યા રંગ;
અંગ વિવિધ સવિ જીવનજી, સુંદર નયન કુરંગ. સુ૦ ૪
કાંટા બોર બબુલનાંજી, કોણે આણીયાલા કીધ;
રૂપ રંગ ગુણ જૂજુઆજી, તરૂફલ ફૂલ પ્રસિદ્ધ. સુ૦ ૫
વિષધર મસ્તક નિત્ય વસેજી, મણિ હરે વિષ તતકાલ;
પર્વત થિર ચલ વાયરોજી, ઉર્ધ્વ અગ્નિની જ્વાલ. સુ૦ ૬
મત્સ્ય તુંબ જળમાં તરેજી, બૂડે કાગ પહાણ;
પંખિ જાત ગગણે ફિરેજી, ઇણીપરે સયલ વિનાણ. સુ૦ ૭
વાયુ સુંઠથી ઉપશમેજી, હરડે કરે વિરેચ;
સીઝે નહિ કણ કાંગડુજી, શક્તિ સ્વભાવ અનેક. સુ૦ ૮
દેશ વિશેષે કાષ્ટનાંજી, ભૂમિમાં થાય પહાણ;
શંખ અસ્થિનો નીપજેજી, ક્ષેત્ર સ્વભાવ પ્રમાણ. સુ૦ ૯
રવિ *તાતો શશી શીતલોજી, ભવ્યાદિક બહુ ભાવ;
છએ દ્રવ્ય આપ આપણાંજી, ન તજે કોઈ સ્વભાવ. સુ૦ ૧૦

---

## ઢાળ ત્રીજી.

### ભવિતવ્યતા વાદ.

કપૂર હોય અતિ ઉજળોરે—એ દેશી.

કાળ કીસ્યું કરે બાપડોજી, વસ્તુ સ્વભાવ અકજ્જ[1];
જો નવિ હોગે ભવિતવ્યતાજી, તો કેમ સીઝે કજ્જરે[2].
પ્રાણી મ કરો મન જંજાળ, ભાવિભાવ નિહાળરે. પ્રાણી. ૧
એ આંકણી.

---

*ઉષ્ણ. ૧ નકામો. ૨ કાર્ય.

જલનિધિ[1] તરે જંગલ ફરેજી, કોડિ જતન કરે કોય;
અણુભાવી હોવે નહીંજી, ભાવી હોય તે હોયરે. પ્રા૦ ૨
આંબે મોર વસંતમાંજી, ડાળે ડાળે કેઈ લાખ;
કેઈ ખર્યા કેઈ ખાખટીજી, કેઈ આંબાં કેઈ સાખરે. પ્રા૦ ૩
બાઉલ જેમ ભવિતવ્યતાજી, જિણ જિણ દિશિ ઉજાય;
પરવશ મન માણસ તણુંજી, તૃણ જેમ પૂંઠે ધાયરે. પ્રા૦ ૪
નિયતિવશે વિણ ચિંતવ્યુંજી, આવી મળે તતકાળ;
વરસા સોનું ચિંતવ્યુંજી, નિયતિ કરે વિસરાળરે. પ્રા૦ ૫
બ્રહ્મદત્ત ચક્રી તણાંજી, નયણ હણ્યે ગોવાળ;
હોય સહુસ્સ જસ દેવતાજી, દેહ તણા રખવાળરે. પ્રા૦ ૬
કોકુહો કોયલ કરેજી, કેમ રાખ્યો શકે પ્રાણ;
આહેડી શર તાકિયોજી, ઉપર બાજ સાચાણરે. પ્રા૦ ૭
આહેડી નાગે ડસ્યોજી, બાણ લાગ્યા સીંચાણ;
કોકુહા ઉડી ગયોજી, જુઓ જુઓ નિયતિ પ્રમાણરે. પ્રા૦ ૮
શસ્ત્ર હણ્યા સંગ્રામમાંજી, રાને પડ્યા જીવંત;
મંદિરમાંથી માનવીજી, રાખ્યા નહી રહંતરે. પ્રા૦ ૯

## ઢાળ ચોથી.

### કર્મ વા૦.

રાગ મારૂણી મનડો હારજીરે—એ દેશી.

કાળ સ્વભાવ નિયત મતિ કૂડી, કર્મ કરે તે થાય;
કર્મે નિરય તિરિય નર સુરગતિજી, જીવ ભવાંતરે જાય.
ચેતન ચેતીયેરે. ૧
કર્મ સમો નહીં કોય, ચેતન. એ આંકણી.
કર્મે રામ વસ્યા વનવાસ, સીતા પામે આળ;

---

૧ સમુદ્ર.

કર્મે લંકાપતિ રાવણનું, રાજ થયું વિસરાળ. ચે૦ ૨
કર્મે કીડી કર્મે કુંજર, કર્મે નર ગુણવંત;
કર્મે રોગ શોક દુઃખ પીડિત, જન્મ જાય વિલપંત. ચે૦ ૩
કર્મે વરસ લગે રિસહેસર, ઉદક ન પામે અન્ન;
કર્મે વીરને જુવો યોગમાંરે, ખીલા રોપ્યા કન્ન. ચે૦ ૪
કર્મે એક સુખપાલે બેસે, સેવક સેવે પાય;
એક હય ગય રથ ચઢયા ચતુરનર, એક આગળ ઉજાય. ચે૦ ૫
ઉદ્યમ માની અંધ તણી પરે, જગ હીંડે હા હૂતો;
કર્મબલી તે લહે સકલ ફળ, સુખભર સેજે સૂતોરે. ચે૦ ૬
ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડિયો કરકોલે;
માંહે ઘણા દિવસનો ભૂખ્યો, નાગ રહ્યો દુઃખ ડોલેરે. ચે૦ ૭
વિવર કરી[1] મૂષક તસ મુખમાં, દિયે આપણો દેહ;
માર્ગ લઈ વન નાગ પધાર્યા, કર્મ મર્મ જુઓ એહ. ચે૦ ૮

---

## ઢાળ પાંચમી.

### ઉદ્યમ વાદ.

હવે ઉદ્યમવાદી ભણે એ, એ ચારે અસમર્થ તો;
સકલ પદારથ સાધવા એ, એક ઉદ્યમ સમરથ તો. ૧
ઉદ્યમ કરતાં માનવી એ, શું નવિ સીજે કાજ તો ?
રામે રયણાયર[2] તરી એ, લીધું લંકા રાજ્ય તો. ૨
કરમ નિયત તે અનુસરે એ, જેહમાં શક્તિ ન હોય તો
[3]દેઉલ વાઘ મુખે પંખીયાએ, પિયુ પેસંતા જોય તો. ૩
વિણુ ઉદ્યમ કિમ નીકળે એ, તિલ માંહેથી તેલ તો;

---

૧ કાણું પાડી. ૨ સમુદ્ર–રત્નાકર. ૩ દેરાસર ઉપર કોરી કાઢેલા વાઘના મુખમાં.

ઉદ્યમથી ઉંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો. ૪
ઉદ્યમથી કરતાં એક સમે એ, જેહ, નવિ સીજે કાજ તો;
તે ફરી ઉદ્યમથી હુવે એ, જો નવિ આવે વ્યાજ તો. ૫
ઉદ્યમ કરી ઓર્યા વિના એ, નવિ રંધાયે અન્ન તો;
આવી ન પડે કોળીયો એ, મુખમાં પ્રાણે જતન્ન[1] તો. ૬
કર્મ પુત્ર ઉદ્યમ પિતા એ, ઉદ્યમે કીધાં કર્મ તો;
ઉદ્યમથી દૂરે ટલે એ, જુવો કર્મનો મર્મ તો. ૭
દૃઢપ્રહારી હત્યા કરી એ, કીધાં પાપ અનંત તો;
ઉદ્યમથી ષટ્ માસમાં એ, આપ થયો અરિહંત તો. ૮
ટીપે ટીપે સર ભરે એ, કાંકરે કાંકરે પાળ તો;
ગિરિ જેહવા ગઢ નીપજે એ, ઉદ્યમ શક્તિ નિહાલ તો. ૯
ઉદ્યમથી જલબીંદુઓ એ, કરે પાષાણમાં ઠામ તો;
ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમે જોડે દામ તો. ૧૦

---

## ઢાળ છઠી.

એ છંડી કિહાં રાખી—એ દેશી.

એ પાંચે નય વાદ કરંતા, શ્રી જિન ચરણે આવે;
અમિયસરસ જિન વાણી સુણીને, આનંદ અંગ ન માવેરે પ્રાણી.
સમકિત મતિ મન આણો, નય એકાંત મ તાણોરે પ્રાણી;
તે મિથ્યા મતિ જાણોરે પ્રાણી. સ૦ ૧ એ આંકણી.
એ પાંચે સમુદાય મળ્યા વિણ, કોઈ કાજ ન સીજે;
અંગુલી યોગે કર તણી પરે, જે બુજે તે રીજેરે પ્રાણી. સ૦ ૨
આગ્રહ આણી કોઇ એકને, એહમાં દીજે વડાઈ;
પણ સેના મિલી સકલ રણાંગણ, જીતે સુભટ લડાઇરે પ્રાણી. સ૦ ૩
તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાળ ક્રમેરે વણાય;

---

૧ યત્ન—પ્રયત્ન કર્યા વગર.

ભવિતવ્યતા હોય તો નિપજે, નહીંતો વિઘ્ન ઘણાંયરે પ્રાણી. સ૦ ૪
તંતુવાસ ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકલ સહકારી;
એમ પાંચે મળી સકલ પદારથ, ઉત્પત્તિ જુઓ વિચારીરે પ્રાણી. સ૦ ૫
નિયતિ વશે હલુ કરમો થઈને, નિગોદ થકી નિકળીયો;
પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્‌ગુરૂને જઈ મળીયોરે પ્રાણી. સ૦ ૬
ભવ સ્થિતિનો પરિપાક થયો તવ, પંડિતવીર્ય ઉલ્લસીયો;
ભવ્ય સ્વભાવે શિવગતિ પામી; શિવપુર જઈને વસિયોરે પ્રાણી. સ૦ ૭
વર્દ્ધમાન જિન એણીપરે વિનવે, શાસનનાયક ગાયો;
સંઘ સકલ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદરસ પાયોરે પ્રાણી. સ૦ ૮

---

### કળશ.

ઇય ધર્મનાયક મુક્તિ દાયક, વીર જિનવર સંથુણ્યો,
સયસત્તર સંવત વન્હિલોચન, વર્ષ હર્ષ ધરી ઘણો.
શ્રી વિજયદેવ સૂરીંદ પટધર, શ્રી વિજયપ્રભ મુણીંદએ;
શ્રી કીર્તિવિજય વાચક શિષ્ય ઇણીપરે, વિનય કહે આણંદ એ. ૯

---

## સમ્યક્ત્વ રત્ન વિના સર્વ ક્રિયા નકામી.

રાગ વેલાવલ

જબ લગ સમકિત રત્નકું, પાયા નહિ પ્રાણી;
તબ લગે નિજ ગુણ નવિ વધે, તરૂવિણુ જિમ પાણી. જબ૦ ૧
તપ સંયમ કિરિયા કરો, ચિત્ત રાખો ઠામ;
દર્શન વિણુ નિષ્ફળ હોવે, જિમ વ્યોમે ચિત્રામ. જબ૦ ૨
સમકિત વિરહિત જીવને, શિવસુખ હોવે કેમ ?
વિણુ હેતે કાર્ય ન નીપજે. મૃદ[1] વિણુ ઘટ[2] જેમ. જબ૦ ૩

---

૧ માટી. ૨ કુંભ.

પરંપરા કારણ મોક્ષકો, એ છે સમકિત મૂળ;
શ્રેણિક પ્રમુખ તણી પરે, હોય સિદ્ધિ અનુકૂળ. જબ૦ ૪
ચારે અનંતાનુબંધીયા[1], ત્રિક દર્શન મોહ[2];
જ્ઞાન કહે જે ક્ષય કરે, વંદુ તેહ છતકોહ[3]. જબ૦ ૫

# અથ શ્રી સમકિતનું સ્તવન.

## ઢાળ પહેલી.

તે મુજ મિચ્છામિ દુક્કડં—એ દેશી.

સાંભળ રે તું પ્રાણિયા, સદ્‌ગુરૂ ઉપદેશો; માનવ ભવ દોહિલો લહ્યો, ઉત્તમ કુલ એસો. સાં૦ ॥ ૧ ॥ દેવતત્ત્વ નવિ ઓળખ્યો, ગુરૂતત્ત્વ ન જાણ્યો; ધર્મતત્ત્વ નવિ સદ્દહ્યો, હિયડે જ્ઞાન ન આણ્યો. સાં૦ ॥ ૨ ॥ મિથ્યાત્વી સુર જિનપ્રત્યે, સરખા કરી જાણ્યા; ગુણ અવગુણ નવિ ઓળખ્યા, વચણે વખાણ્યા. સાં૦ ॥ ૩ ॥ દેવ થયા મોહે ગ્રહ્યા, પાસે રહે નારી; કામ તણે વશે જે પડ્યા, અવગુણ અધિકારી. સાં૦ ॥ ૪ ॥ કેઈ ક્રોધી દેવતા, વળી ક્રોધના વાહ્યા; કે કોઈથી બીહતા, હથીયાર સવાહ્યા. સાં૦ ॥ ૫ ॥ ક્રૂર નજર જેહની ઘણું, દેખતાં ડરીયે; મુદ્રા જેહની એહવી, તેહથી શું તરીયે. સાં૦ ॥ ૬ ॥ આઠ કરમ સાંકલ જડયાં, ભમે ભવહી મોઝારો; જન્મ મરણ ભવ દેખીયે, પામ્યા નહિ પારો. સાં૦ ॥ ૭ ॥ દેવ થઈ નાટક કરે, નાચે જણ જણ આગે; વેશ કરી રાધાકૃષ્ણનો, વળી ભીક્ષા માગે. સાં૦ ॥ ૮ ॥ મુખે કરી વાયે વાંસળી, પહેરે તન વાઘા; ભાવંતા ભોજન કરે, એહવા ભ્રમ લાગા. સાં૦ ॥ ૯ ॥ દેખો દૈત્ય સંહારવા, થયો ઉદ્યમવંતો; હરિ હરિણાકશ મારીયો, નરસિંહ બલવંતો. સાં૦ ॥ ૧૦ ॥ મત્સ્ય કચ્છ અવતાર લઈ, સહુ અસુર

---

૧ અતિ આકરા ક્રોધાદિ કષાય. ૨ સમકિત મોહનીય, મિશ્ર મો૦ અને મિથ્યાત્વ મો૦. ૩ કષાય રહિત.

વિદાર્યા; દશ અવતારે જૂજૂઆ, દશ દૈત્ય સંહાર્યા. સાં૦ ॥ ૧૧ ॥ માને મૂઢ મિથ્યામતિ, એહવા પણ દેવો; ફરી ફરી અવતાર લે, દેખો કર્મની ટેવો. સાં૦ ॥ ૧૨ ॥ સ્વામી સોહે જેહવો, તેહવો પરિવારો; એમ જાણીને પરિહરો, જિન હર્ષ વિચારો. સાં૦ ॥ ૧૩ ॥ ઇતિ.

---

## ઢાળ બીજી.

ઓધવ માધવને કહેજો—એ દેશી.

જગનાયક જિનરાજને, દાખવિયે સહી દેવ; મૂકાણા જે કર્મથી, [1]સારે સુરપતિ સેવ. જ૦ ॥ ૧ ॥ ક્રોધ માન માયા નહિ, નહિ લોભ અજ્ઞાન; રતિ અરતિ વેદે નહિ, છાંડ્યાં મદ સ્થાન૦ જ૦ ॥ ૨ ॥ નિદ્રા શોક ચોરી નહિ, નહિ વયણ [2]અલીક; મત્સર ભય વધ પ્રાણિનો, ન કરે [3]તહકીક. જ૦ ॥ ૩ ॥ પ્રેમ ક્રીડા ન કરે કદી, નહિ નારી પ્રસંગ; હાસ્યાદિક અઢાર એ, નહિ જેહને અંગ. જગ૦ ॥૪॥ પદ્માસન પૂરી કરી, બેઠા શ્રી અરિહંત; નિશ્ચય લોયણ જેહનાં, નાસાગ્રેજ રહંત. જ૦ ॥ ૫ ॥ જિન મુદ્રા જિનરાજની, દીઠે પરમ ઉલ્લાસ; સમકિત થાયે નિર્મલું, તપે જ્ઞાન ઉજાસ. જ૦ ॥ ૬ ॥ ગતિ આગતિ સવિ જીવતણી, જાણે લોકાલોક; મનપર્યાય [4]સવી તણા, કેવળજ્ઞાન આલોક. જ૦ ॥ ૭ ॥ મૂર્તિ શ્રી જિનરાજની, સમતાનો ભંડાર; શીતલ નયન સોહામણાં, નહિ વાંક લગાર. જ૦ ॥ ૮ ॥ હસત વદન હરખે હૈયું, દેખી શ્રી જિનરાય; સુંદર છબી પ્રભુ દેહની, શોભા વરણી ન જાય. જ૦ ॥ ૯ ॥ અવર તણી એહવી છબી, કિહાં એમ દીસંત; દેવતત્ત્વ એ જાણીયે, જિન હર્ષ કહંત. જ૦ ॥ ૧૦ ॥

---

૧ જેહની ઇંદ્રો સેવા કરે છે. ૨ મૃષા—અસત્ય. ૩ નક્કી. ૪ કેવળજ્ઞાનના પ્રકાશથી જાણે.

## ઢાળ ત્રીજી.

જત્તણીની દેશી.

શ્રી જિનવર પ્રવચન ભાંખ્યા, કુગુરૂ તણા ગુણ દાખ્યા; પાસત્થાદિક પાંચેઈ, પાપ શ્રમણ કહ્યા સાચેઈ. ॥ ૧ ॥ ગૃહીના મંદિરથી આણી, આહાર કરે ભાત પાણી; સુવે ઉંઘે નિશ દીશ, પ્રમાદી વિશવા વીશ. ॥ ૨ ॥ કિરિયા ન કરે કિણિ વાર, પડિક્કમણું સાંજ સવાર; ન કરે પચ્ચખ્ખાણ સજ્ઝાય, વિકથા કરતાં દિન જાય ॥ ૩ ॥ ઘૃત દુધ દહિં અપ્રમાણ, ખાએ ન કરે પચ્ચખ્ખાણ; જ્ઞાન દર્શન ને ચારિત્ર, મૂકી દીધાં સુપવિત્ર. ॥ ૪ ॥ સુવિહિત મુનિ સમાચારી, પાળે નહિ તે અણગારી; આહારના દોષ બેયાલ[1], ટાળે નહીં કિણુહી કાળ. ॥ ૫ ॥ ધબ ધબ ધસમસતો ચાલે, કાચે જળે દેહ પખાલે; અર્ચા રચના વંદાવે, વસ્ત્રાદિક શોભા બનાવે. ॥૬॥ પરિગ્રહ વળી ઝાઝો રાખે, વળી વળી અધિકાને ધાખે; માઠી કરણી જે કહીયે, તે સઘળી જિણમેં લહીયે. ॥ ૭ ॥ એહવા જે કુગુરૂ આરંભી, મુનિ સાધુ કહેવાયે દંભી; કિઈકમ્મ[2] પ્રશંસા કરીયે, ભવભવ ગૃહમાં અવતરીયે. ॥ ૮ ॥ લોહાની નાવા તોલે, ભવસાયરમાં જે બોળે; જિન હર્ષ ભલો અહિ[3] કાળો, પણ કુગુરૂની સંગતિ ટાળો. ॥ ૯ ॥

---

## ઢાળ ચોથી.

કર જોડી આગળ રહી—એ દેશી.

ગુણ ગિરૂઆ ગુરૂ ઓળખો, હિયડે સુમતિ વિચારીરે; ગુરૂ સુપરીક્ષા દોહિલી, ભૂલા પડે નર નારીરે. ગુ૦ ॥ ૧ ॥ પાંચ ઇંદ્રિય જે વશ કરે, પાંચ મહાવ્રત પાળેરે; ચ૨ [illegible] ય તજી જેણે, પાંચે

---

૧ બેંતાળીશ, ૨ વંદન, ૩ સર્પ—નાગ.

કિરિયા ટાળેરે. ગુ૦ ॥ ૨ ॥ પાંચ સમિતિ સમિતા રહે, તિન ગુપ્તિ જે ધારેરે; દોષ બહેંતાલીશ ટાળીને, પાણી ભાત આહારેરે. ગુ૦ ॥ ૩ ॥ મમતા છાંડી દેહની, નિર્લોભી નિર્માયીરે; નવવિધ પરિગ્રહ પરિહરે, ચિત્તમેં ચિંતે ન કાંઇરે. ગુ૦ ॥ ૪ ॥ ધર્મ તણાં ઉપકરણ ધરે, સંયમ પાળવા કાજેરે; ભૂમિ જોઈ પગલાં ભરે, લોક વિરોધથી લાજેરે. ગુ૦ ॥ ૫ ॥ પડિલેહણ નિત્ય ત્રિવિધે, કરે પ્રમાદ નિવારીરે; કાળે શુદ્ધ ક્રિયા કરે, ઇચ્છા જોગ નિવારીરે. ગુ૦ ॥૬॥ વસ્ત્રાદિક શુદ્ધ એષણી, લે દેખી સુવિશેષેરે; કાળ પ્રમાણે ખપ કરે, દૂષણ ટળતાં દેખેરે. ગુ૦ ॥ ૭ ॥ કુક્ષી સંબલ જે કહ્યા, સાન્નિધ્ય[1] કેમહી ન રાખેરે; દે ઉપદેશ યથાસ્થિતે, સત્ય વચન મુખ ભાખેરે. ગુ૦ ॥ ૮ ॥ તન મેલાં મન ઉજળાં, તપ કરી ખીણી દેહીરે; બંધન બે છેદી કરી, વિચરે જન નિઃસ્નેહીરે. ગુ૦ ॥ ૯ ॥ એહવા ગુરૂ જોઈ કરી, આદરીયે શુભ ભાવેરે; બીજું તત્ત્વ સુગુરૂ તણું, એ જિનહર્ષ કહાવેરે. ગુ૦ ॥ ૧૦ ॥

---

## ઢાળ પાંચમી.

કર્મ ન છૂટેરે પ્રાણીયા—એ દેશી.

ભવસાયર તરવા ભણી, ધર્મ કરે હો સારંભ; પત્થર નાવેરે બેસીને, તરવો સમુદ્ર દુર્લભ. ભ૦ ॥ ૧ ॥ આપે ગોકુલ ગાયનાં, આપે કન્યારે દાન; આપે ક્ષેત્ર પુણ્યારથે, બ્રાહ્મણને દઈ માન. ભ૦ ॥ ૨ ॥ લૂંટાવે ધાણી વળી, પૃથિવી દાન સુપ્રેમ; ગોળા કળશા ને મોરિયા, આપે હળ તિમ હેમ. ભ૦ ॥ ૩ ॥ વળી વખાણેરે ખાંતશું, કુવા સુંદર વાવ; પુષ્કરિણી કરણી ભલી, સરોવર સખર તલાવ. ભ૦ ॥ ૪ ॥ કંદમૂલ મૂકે નહિ, અગ્યારશને હો દિશ; આરંભ તે દિન અતિ ઘણો, ધર્મ કીહાં જગદીશ? ભ૦ ॥ ૫ ॥

---

૧ સંગ્રહ.

યાગ કરે હોમે તિહાં, ઘોડા નરનેરે છાગ; હોમે જલચર મીંડકાં, ધર્મ કીહાં વીતરાગ ? ભ૦ ॥ ૬ ॥ કરે સદાયેરે નોરતાં, જીવ તણા આરંભ; હણે મહિષને બોકડા, જેહથી નરક સુલંભ. ભ૦ ॥ ૭ ॥ સારે સરાવે બ્રાહ્મણ કને, પૂર્વજનાંરે શરાધ; તેડી પોષેરે કાગડા, દેખો એહ ઉપાધ. ભ૦ ॥ ૮ ॥ તીરથ જાયે ગોદાવરી, ગંગા ગયા પ્રયાગ; ન્હાયે અણગળ નીરમેં, ધર્મ તણો નહિ લાગ. ભ૦ ॥૯॥ ઇત્યાદિક કરણી કરે, પરભવ સુખનેરે કાજ; કહે જિનહર્ષ મળે નહીં, એથી શિવપુર રાજ. ભ૦ ॥ ૧૦ ॥

---

## ઢાળ છઠ્ઠી.

રે જાયા તુજ વિણ ઘડીરે છ માસ—એ દેશી.

ધર્મ ખરો જિનવર તણોજી, શિવ સુખનો દાતાર; શ્રી જિનરાજે પ્રકાશિયોજી, જેહના ચાર પ્રકાર. ભવિક જન જ્ઞાન વિચારીરે જોય. દુર્ગતિ પડતા જીવનેજી, ધારે તે ધર્મ હોય. ભ૦ એ આંકણી. ॥ ૧ ॥ પંચમહાવ્રત સાધુનાંજી, દશવિધ ધર્મ વિચાર; હિત કરીને જિનવર કહ્યાંજી, શ્રાવકનાં વ્રત બાર. ભ૦ ॥ ૨ ॥ પંચુંબર ચારે વિગયજી, વિષ સહુ માટીરે હિમ; રાત્રિભોજન ને કહ્યાંજી, બહુબીજાંનો નીમ. ભ૦ ॥ ૩ ॥ ઘોલવડાં વળી રીંગણાંજી, અનંતકાય બત્રીશ; અણજાણ્યાં ફલ ફૂલડાંજી, સંધાણાં[1] નિશદિશ. ભ૦ ॥ ૪ ॥ ચલિતઅન્ન[2] વાસી થયુંજી, તુચ્છ સહુ ફલ દક્ષ; ધર્મી નર ખાયે નહીંજી, એ બાવીશ અભક્ષ્ય. ભ૦ ॥ ૫ ॥ ન કરે નિદ્ધંધસપણેજી, ઘરના આરંભ ધીર; જીવતણી જયણા ઘણીજી, ન પીયે અણગળ નીર. ભ૦ ॥ ૬ ॥ ઘૃત પરે પાણી વાવરેજી, બીયે કરતાં પાપ; સામાયિક વ્રત પોષધેજી, ટાળે ભવના તાપ. ભ૦ ॥ ૭ ॥ સુગુરૂ

---

૧ બોળ અથાણાં. ૨ બગડેલું—કોહેલું.

સુદેવ સુધર્મનીજી, સેવા ભક્તિ સદીવ; ધર્મશાસ્ત્ર સુણતાં થકાંજી, સમજે કોમળ જીવ. ભ૦ ॥૮॥ માસ માસને આંતરેજી, કુશ અગ્ર ભુંજે બાલ; કલા ન પહોંચે સોળમીજી, શ્રી જિનધર્મ વિશાળ. ભ૦ ॥૯॥ જિન ધર્મ મુક્તિ પુરી દીયેજી, ચઉગતિ ભ્રમણ મિથ્યાત; એમ જિનહર્ષ પ્રકાશિયે, ત્રીજું તત્ત્વ વિખ્યાત. ભ૦ ॥ ૧૦ ॥

---

## ઢાળ સાતમી.

મધુકર આજ રહોરે મત ચલો—એ દેશી.

શ્રી જિનધર્મ આરાધિયેજી, કરી નિજ સમકિત શુદ્ધ, ભવિયણ, તપ જપ કિરિયા કીધલીજી, લેખે પડે વિશુદ્ધ. ભ૦ શ્રી૦ ॥૧॥ કંચન કશી કશી લીજીયેજી, નાણું લીજે પરીખ; ભ૦ દેવ ધર્મ ગુરૂ જોઇનેજી, આદરિયે સુણી શીખ. ભ૦ શ્રી૦ ॥ ૨ ॥ કુગુરૂ કુદેવ કુધર્મનેજી, પરિહરિયે વિષ જેમ; સુગુરૂ સુદેવ સુધર્મનેજી, ગ્રહીયે અમૃત તેમ. ભ૦ શ્રી૦ ॥ ૩ ॥ મૂલ ધર્મ તો જિન કહ્યોજી, સમકિત સુરતરૂ[1] એહ; ભ૦ ભવભવ સુખ સંપત્તિ થકીજી; સમકિત શું ધરી નેહ. ભ૦ શ્રી૦ ॥ ૪ ॥ સત્તરશેં છત્રીસ સમેજી[2] નભ[3] શુદી દશમી દીશ, ભ૦ સમકિત સિત્તરી એ રચીજી, પુર પાટણ સુજગીશ. ભ૦ શ્રી૦ ॥ ૫ ॥ ભણજો ગુણજો ભાવશુંજી, લેશો અવિચલ શ્રેય; ભ૦ શાંતિહર્ષ વાચક તણોજી, કહે જિનહર્ષ [4]વિનેય. ભ૦ શ્રી૦ ॥ ૬ ॥

ઇતિ સમકિતસિત્તરી સ્તવન સંપૂર્ણમ્.

---

## આપમતિ ત્યાગ પૂર્વક સદ્ગુરૂ ઉપાસના પદ.

રાગ બિલાગડો.

સબલ યા છાક મોહ મદિરાકી, ટેક.

---

૧ કલ્પવૃક્ષ. ૨ વર્ષે. ૩ ભાદ્રવો. ૪ શિષ્ય.

મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચનશક્તિ જિહાં થાકી. સ૦ ૧
નિકટ દશા છાંડ જડ ઉંચી, દૃષ્ટિ દેત હે તાકી;
ન કરે કિરિયા જનકું ભાખે, નહિ ભવથિતિ પાકી. સ૦ ૨
ભાજનગત ભોજન કોઉ છાંડી, દસતર જિઉ દોરે;
ગ્રહત જ્ઞાનકું કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે. સ૦ ૩
જ્ઞાન બાત નિસુની સિર ધૂને, લાગે નિજ મતિ મીઠી;
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપ ચીઠી. સ૦ ૪
જ્યું કોઉ તારૂ જલમેં પેસી, હાથ પાઉં ન હલાવે;
જ્ઞાન સેંતી કિરિયા સબ લાગી, યું અપનો મત ગાવે. સ૦ ૫
જૈસે પાગ કોઉ સિર બાંધે, પહિરન નહિ લંગોટી;
સદ્ગુરૂ પાસ ક્રિયા બિનુ સીખે, આગમ બાત ત્યું ખોટી. સ૦ ૬
જૈસે ગજ અપને સિર ઉપર, છાર આપહી ડારે;
જ્ઞાન ગ્રહુત ક્રિયા તુચ્છારત, અલ્પબુદ્ધિ ફલ હારે. સ૦ ૭
જ્ઞાનક્રિયા દોઉ શુદ્ધ ધરેંગે, શુદ્ધ કહે નિરધારી;
જસ પ્રતાપ ગુનનિધિકો આઉં, ઉનકી મેં બલિહારી. સ૦ ૮

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

શ્રીપાસજી પ્રકટ પ્રભાવી, તુઝ મૂરતિ મુઝ મન ભાવીરે;
મન મોહના જિનરાયા, સુરનર કિન્નર ગુણ ગાયારે. મ૦
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નીઠીરે[1] મ૦ ૧
મટકાલું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવીમન્નરે; મ૦
સમતા રસ કેરાં કચોલાં, નયણાં દીઠે રંગરોલાંરે. મ૦ ૨
હાથે ન ધરે હથીયાર, નહિ જપમાલાનો પ્રચારરે; મ૦
ઉત્સંગે[2] ન ધરે વામા[3], જેહુથી ઉપજે સવી કામારે[4]. મ૦ ૩

---

૧ અંતપામી–દૂર થઈ. ૨ ખોળામાં. ૩ સ્ત્રી. ૪ કામવિકારો.

ન કરે ગીતનૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલારે; મ૦
ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાંરે. મ૦ ૪
ઈમ મૂરતિ તુઝ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધીરે; મ૦
કહે માનવિજય [1]ઉવજ્ઝાયા, મેં અવલંબ્યા તુઝ પાયારે[2]. મ૦ ૫

## ભાવ મંદિર.

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દૂરરે;
માતા મરૂદેવીનો લાડલોજી, દીઠાં આનંદ પૂરરે. સમકિત. ૧
આયુવર્જિત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીનરે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોગર લીનરે. સ૦ ૨
ભુંગળ ભાંગી આદ્ય કષાયનીજી, મિથ્યા મોહની સાંકળ સાથરે;
બાર ઉઘાડ્યાં સમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠા નાથરે. સ૦ ૩
તોરણ બાંધ્યાં જીવદયા તણાંજી, સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપરે;
ધૂપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી, દીપ મંગળ આઠ અનૂપરે. સ૦ ૪
સંવર પાણીએ અંગ પખાળ્યાજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આત્મરૂચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સ૦ ૫
ભાવે પૂજોરે પાવન આત્માજી, પૂજો પરમેસર પરમ પવિત્રરે;
કારણ જોગે કારજ નીપજેજી, ક્ષમા વિજય જિન આગમ રીતરે. ૬

## બોધિબીજ વિના બધી ક્રિયા ગદ્ધા મજુરી છે.

રાગ ધનાશ્રી.

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચી ઘર ઉંટ;
દિન સાજામેં દોડતો હીંડે, થાકી જાવે ત્રૂટ.

---

૧ ઉપાધ્યાય. ૨ ચરણ.

હો સમજુ જ્ઞાન નયન નિજ ખોલો. હો સમજુ. ૧
કરણી પાર ઉતરણી કહીને, જગને જૂઠ સમજાવે;
જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમારથ કેમ પાવે? હો સ૦ ૨
સાઠ સહસ્ર વર્ષનો તાપસ, બાળ તપસ્વી કહિયો;
દેવપણામાં જ્ઞાન જો પામ્યો, તો ભવ એકજ રહિયો. હો સ૦ ૩
જ્ઞાન સહિત જે ક્રિયા કરે તે, હોય કલ્યાણને કાજે;
એકાંત જ્ઞાન તણો આરાધક, નિજ ગુણમાં નિત રાજે. હો સ૦ ૪
સૂત્ર રહસ્યને સમજી શાણા, કરો ક્રિયા ભલે સાચી;
બોધીબીજ વિન ગદ્ધા મજુરીમાં, મત રહેજો કોઇ રાચી. હો સ૦ ૫
ભેદાભાવ છે જ્ઞાન દર્શનમાં, પ્રથમ દર્શન પછી જ્ઞાન;
વિનય સહિત શ્રી સદ્ગુરૂ સેવી, પામો પદ નિર્વાણ. હો સ૦ ૬

---

## અથ શ્રી અજિતનાથ જિન સ્તવનમ્.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એક મને ન સુહાય જો;
ધ્યાનની તાળી રે લાગી નેહશું,
જલદ[1] ઘટા જેમ શિવસુત વાહન[2]દાય જો. પ્રી૦ ૧
નેહ ઘેલું મન મારૂં રે પ્રભુ અલજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુઝ જો;
મ્હારે તો આધાર રે સાહેબ રાવળો;
અંતરગતની પ્રભુ આગળ કહું ગુજ્જ[3] જો. પ્રી૦ ૨
સાહેબ તે સાચો રે જગમાં જાણીયે,

---

૧ મેઘ. ૨ મયૂર (મોર). ૩ ગુહ્ય (વાત).

સેવકનાં જે સહેજે સુધારે કાજ જો;
એહવારે આચરણે કેમ કરીને રહું,
બીરૂદ તમારો[1] તારણ તરણ જહાજ જો. પ્રી૦ ૩
તારકતા તુજ માંહેરે શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું દીન દયાળ જો;
તુજ કરૂણાની લ્હેરે રે મુજ કારજ સરે,
શું ઘણું કહીયે જાણ આગળ કૃપાળ જો. પ્રી૦ ૪
કરૂણાધિક કીધીરે સેવક ઉપરે;
ભવ ભય ભાવઠ ભાંગી ભકિત પ્રસંગ જો;
મન વંછિત ફળિયારે જિન આલંબને,
કરજોડીને મોહન કહે મન રંગ જો. પ્રી૦ ૫

---

## શ્રી અભિનંદન જિન સ્તવનમ્.

મોતીડાની દેશી.

પ્રભુ તુજ દરિશણ મળીયું અળવે, મન થયું હવે હળવે હળવે;
સાહિબા અભિનંદન દેવા, મોહના અભિનંદન. દેવા એ ટેક.
પુન્યોદય એ મોટો મ્હારો, અણચિંત્યો થયો દરિશણ ત્હારો. ૧
દેખત દેવ હરી મન લીધું, કામણગારે મને કામણ કીધું. સા૦
મનડું જાય નહીં કો પાસે, રાતદિવસ રહે તાહરી આસે. સા૦ ૨
પહેલું તો જાણ્યું હતું સોહિલું, પણ મોટાશું મળવું દોહિલું;
સોહિલું જાણી મનડું વળગું, થાય નહીં હવે કીધું અળગું. સા૦ ૩
રૂપ દેખાડી હોય અરૂપી, કેમ ગ્રહવાયે અકળ સ્વરૂપી;
તાહરી ઘાત[1] ન જાણી જાયે, કહો મનડાની શી ગતિ થાય. સા૦ ૪

પેહેલું જાણી પછી કરે કીરીયા, તે પરમારથ સુખના દરીયા;
વસ્તુ અજાણે મન દોડાવે, તેતો મૂરખ બહુ પસ્તાવે. સા૦ ૫
તે માટે તું રૂપી અરૂપી, શુદ્ધ બુદ્ધ તે સિદ્ધ સ્વરૂપી;
એહ સ્વરૂપ ગ્રહ્યું જબ ત્હારૂં, તબ ભ્રમ રહિત થયુ મન મ્હારૂં. સા. ૬
પ્રભુગુણ જ્ઞાન ધ્યાનમાં રહીયે, એમ મળવું પણ સુલભજ કહીયે;
**માનવિજય વાચક** પ્રભુધ્યાને, અનુભવરસમાં હળ્યો એક તાને. ૭
ઈતિ.

---

## પ્રભુ પ્રાર્થના પદ.

વા પદવી કબ પાવું દીનાનાથ વા પદવી કબ પાવું ?
વા પદ પાઈ અમૃતરસ ઝીલું, આનંદમય હોઈ જાવું.
દીનાનાથ વા પદવી કબ પાવું ? વા પદવી૦ એ ટેક.
[2]ચારે ચોર બડે વટ પાડુ, તાકું દૂર બેઠાડું;
[3]ચાર ચુગલકું પકડી બંધાવું, ન્યાય અદલ વરતાવું. દીના૦
અપનું રાજ્ય અપને વશ રાખી, [4]પરવશપણું ન રહાવું;
રૂપચંદ કહે નાથ કૃપાસેં, અબ મેં નાથ કહાવું. દીનાનાથ૦

---

## શ્રી વિમલજિન સ્તવનમ્.

જીહો કુંવર બેઠા ગોખડે—એ દેશી.

જીહો વિમળજિનેશ્વર સુંદરૂ, લાલા વિમળ વયણ તુજ દીઠ;
જીહો વિમળ થયો મુજ આતમા, લાલા તેણે તું અંતર પઈઠ.

---

૧ પ્રકૃતિ—સ્વભાવ. ૨ ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર ધાડપાડુ ચોર. ૩ રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્ત- ભોજન કથા. ૪ પર પુદ્ગલને અથવા ઇન્દ્રિયાદિક વિષયોને આધીન થઈ.

જિનેશ્વર તું મુજ પ્રાણ આધાર, લાલા સકલ જંતુ હિતકાર. જિ૦ ૧
જીહો વિમળ રમે વિમળે સ્થળે, લાલા સમલે સમળ રમેય;
જીહો માનસરે રમે હંસલો, લાલા વાયસ ખાઈ જળેય. જિ૦ સ૦ ૨
જીહો તેમ મિથ્યાત્વી ચિત્તમાં, લાલા કેમ હોય તુજ આભાસ;
જીહો તિહાં કુદેવ રંગે રમે, લાલા સમકિતી ચિત્ત તુજ વાસ. જિ૦ ૩
જીહો હીરો કુંદન શ્યું જડયો, લાલા દૂધને સાકર જોગ;
જીહો ઉલટે જોગે વસ્તુનો, લાલા ન હોયે ગુણ આભોગ. જિ૦ સ૦ ૪
જીહો વિમળ પુરૂષ રહેવા તણું, લાલા સ્થાનક વિમળ કરેય;
જીહો ગૃહપતિને તિહાં શી ત્રપા[1], લાલા ભાટક[2] ઉચિત ગ્રહેય. જિ૦ ૫
જીહો તેમ તેં મુજ મન નિર્મળું, લાલા કીધું કરતેરે વાસ;
જીહો પુષ્ટિ શુદ્ધિ ભાટક ગ્રહી, લાલા હું સુખીયો થયો ખાસ. (દાસ) જિ૦૬
જીહો વિમળે વિમળ મળી રહ્યા, લાલા ભેદભાવ રહ્યો નાંહિ;
જીહો માનવિજય ઉવઝાયને, લાલા અનુભવ સુખ થયો ત્યાંહી. જિ૦સ૦૭

---

## શ્રી અનંતજિન સ્તવન.

દેખો ગતિ દૈવનીરે—એ દેશી.

જ્ઞાન અનંતું તાહરેરે, દર્શણ તાહારે અનંત;
સુખ અનંતમય સાહિબારે, વીર્ય પણ ઉલસ્યું અનંત. ૧
અનંતજિન આપજો રે, મુજ એહ અનંતાં ચ્યાર અનં૦
મુને નહીં અવરશું પ્યાર અ૦ તુજને આપંતા નહીં વાર અનં૦
એ છે તુજ જશનો ઠાર–અનંત જિન આપજોરે. એ ટેક.
આપ ખજાનો ન ખોલવો રે, નહીં મળવાની ચિંત;
મ્હારે પોતે છે સવે રે, પણ વિચે આવરણની ભીંત. અ૦ ૨
તપ જપ કીરીયા મોઘરે રે, ભાંગી પણ ભાંગી ન જાય;

---

૧ લાજ. ૨ ભાડું.

પણ તુજ આણ લહે થકે રે, એક હેલામાં પરહી થાય. અ૦ ૩
મરૂદેવી નિજ માતનેરે, જિમ રૂષભે ક્ષણમાં દીઠ;
આપ પરાયું વિચારતાંરે, એમ કેમ વીતરાગતા સિદ્ધ. અ૦ ૪
તે માટે તસ અર્થિયારે, તુજ પ્રાર્થતા જે કોઈ લોક;
તેહને આપો આફણીરે, તિહાં ન ઘટે કરાવવી ટોંક. અ૦ ૫
તેહને તેહનું આપવું રે, તિહાં શ્યો ઉપજે છે ખેદ;
પ્રાર્થના કરતાં તાહરે રે, પ્રભુતાઇનો પણ નહીં છેદ. અ૦ ૬
પામ્યા પામે પામશે રે, જે કોઈ જ્ઞાનાદિ અનંત;
તે તુજ આણાથી સવે રે, કહે **માનવિજય** ઉલ્લસંત. અ૦ ૭

---

## શ્રી કુંથુજિન સ્તવન.

યોગીશર ચેલા—એ દેશી.

કુંથુજિનેશ્વર જાણજ્યોરે લાલ, મુજ મનનો અભિપ્રાયરે જિનેશ્વર મોરા;
તું આતમ અલવેસરૂરે લાલ, રખે તુજ વિરહો થાયરે જિ૦ ૧

**તુજ વિરહો કેમ વેઠીયેરે લાલ, તુજ વિરહો દુ:ખદાયરે જિ૦**
**વિરહ તે કેમ વેઠાયરે જિ૦ ક્ષણ વરસાં સો થાયરે જિ૦**
**વિરહ તે મોટી બલાયરે જિ૦ એ ટેક.**

તુજ પાસે જે આયવુંરે લાલ, પેહેલાં ન આવતું દાયરે જિ૦
આવ્યા પછી તો જાયવુંરે લાલ, તુજ ગુણ વશે ન સોહાયરે. જિ૦ તુ૦ ૨

---

૧ આ સ્તવનમાં પરમ શુદ્ધ આત્માની અનંત ચતુષ્ટયમય સમૃદ્ધિ પ્રભુમાં સાક્ષાત્ થયેલી જણાવી તેજ સમૃદ્ધિની પ્રભુ પાસે સ્તુતિકારે પ્રાર્થના કરી છે અને તે પ્રાપ્ત કરવા બીજા બધાં સાધન કરતાં પ્રભુની આજ્ઞાનું વર્તન એજ પ્રબલ સાધન બતાવ્યું છે.

*ન મિળ્યાનો ધોખો નહીંરે લાલ, જસ ગુણનું નહીં નાણુ[1]રે જિ૦
મળીયા ગુણ કળીયા[2] પછીરે લાલ, વિછુરત[3] જાયે પ્રાણુરે જિ૦ તુ૦ ૩
જાતિ અંધને દુઃખ નહીંરે લાલ, ન લહે નયનનો સ્વાદરે જિ૦
નયન સ્વાદ લહી કરીરે લાલ, હાર્યા[4] ને બિખવાદરે જિ૦ તુ૦ ૪
બીજે પણ કિહાં નવિ ગમેરે લાલ, જિણે તુજ વિરહે બચાયરે જિ૦
માલતી કુસુમે મોહીયોરે લાલ, મધુપ[5] કરીરે[6] ન જાયરે જિ૦ તુ૦ ૫
વન દવ દાધાં રૂંખડાં[7]રે લાલ, પાલ્હવે[8] વળી વરસાતરે જિ૦
તુજ વિરહાનળના બળ્યારે લાલ, કાળ અનંત ગમાતરે જિ૦ તુ૦ ૬
ટાઢિક રહે તુજ સંગમાંરે લાલ, આકુળતા મિટિ જાયરે જિ૦
તુજ સંગે સુખીયો સદારે લાલ, **માનવિજય** ઉવઝાયરે જિ૦ તુ૦ ૭

---

## આવતી ચોવિશીના પ્રથમ જિનેશ્વર પદ્મનાભ સ્વામીનું સ્તવન.

(પંથડો નિહાળુંરે બીજા જિન તણોરે—એ દેશી.

વાટડી વિલોકુંરે ભાવી જિન તણીરે, પદ્મનાભ જસુ નામ;
દુઃખમ દુઃખિત ભરત કૃપાકરૂરે, ઉપશમ અમૃત ધામ. વા૦ ૧
વીરની ભકતે શ્રેણીકને ભવેરે, તુમે બાંધ્યું જિન નામ;
કલ્યાણક અતિશય ઉપકારથીરે, વીર સમાન સ્વભાવ. વા૦ ૨
શુદિ અસાઢે છઠીને દિનેરે, ઉપજશો ઈમ જગનાથ;

---

* જેમના સદ્ગુણની પિછાનજ થઇ નથી તેને મળી ન શકાય તેનો કશો ધોખો ગણાય નહિ. પણ તેવા સદ્ગુણીનો સહેજે ભેટો થયા બાદ તેમના ઉત્તમ ગુણોનું જાણપણું થયા પછી તેમનો વિરહ–વિયોગ થાય તો ઘણુંજ વસમું લાગે–પ્રાણાંત દુઃખ પ્રાપ્ત થાય એ સુવિદિત છે.

૧ ભાન–સમજ. ૨ પીછાન્યા. ૩ વિરહ–વિયોગ થયે. ૪ ગુમાવ્યા. ૫ ભ્રમર. ૬ કેરડો. ૭ વૃક્ષો. ૮ નવપલ્લવ થાય.

ચૈત્ર ધવળ તેરશિ પ્રભુ જન્મશોરે, થાશે મેરૂ સનાથ. વા૦ ૩
મૃગશિર વદિ દશમી દીક્ષા ગ્રહીરે, વરતશો ચરણ ઉદાર;
સુદી વૈશાખે દશમે કેવળીરે, ચઉવિહ સંઘ આધાર. વા૦ ૪
સમવસરણ સિંહાસન બેસીનેરે, પ્રભુ કરશો વ્યાખ્યાન;
આતમ ધર્મ સુણું તે અવસરેરે, ધરતો પ્રભુ ગુણ ધ્યાન. વા૦ ૫
સ્વયંમુખ ત્રિપદી પામી ગણધરારે, રચશે દ્વાદશ અંગ;
તે વેળા હું પ્રભુ ચરણે રહુંરે, જિન ધરમે દઢ રંગ. વા૦ ૬
દીવાળી દિન શિવપદ પામશોજી, શુદ્ધાતમ મકરંદ;
દેવચંદ્ર સાહિબની સેવનારે, કરતા પરમાનંદ. વા૦ ૭

---

## શુદ્ધ દેવશ્રી અરિહંત સિદ્ધ સંબંધી સ્તુતિ.

એક પત્ર ઉપરથી યથામતિ સુધારી, ભક્તજનોના હિત માટે
તૈયાર કરી આપનાર સદ્‌ગુણાનુરાગી મુનિ કર્પૂરવિજયજી
સ્થળ--પાલીતાણા ( સિદ્ધક્ષેત્ર. )

દુહા.

*સકલ સિદ્ધિ સંપત્તિ કરણ, હરણ તિમિર અજ્ઞાન;
ત્રણ્ય કાળ એ જિન નમું, આણી ભાવ પ્રધાન. ૧
મહા વિદેહે વિચરતા, વંદું જિનવર વિશ;
સંઘ ચતુર્વિધ આગળે, ધર્મ કહે જગદીશ. ૨
નમતાં નવનિધિ પામીએ, જપતાં પાતિક જાય;
પૂજંતાં શિવ પદ દીએ, ખાંડ તણી ખેડનાય (?) ૩

---

* સમસ્ત-સંપૂર્ણ સુખદાયક અને અજ્ઞાન અંધકાર ટાળનાર શ્રી જિનને શુદ્ધ ભાવે ત્રિકાળ પ્રણમું.

ત્રણ્ય કાળ પૂજે જીકે, વિગતદોષ[1] જિનરાજ;
તે સીઝે ભવ તીસરે, સાત આઠ ન [2]લંઘાય. ૪
ત્રિકરણ શુદ્ધ પૂજા કરે, સમકિત શુદ્ધજ જેહ
પામે શ્રેણિકની પરે, ગોત્ર તીર્થંકર એહ. ૫
નામ થાપના દ્રવ્ય ભાવ, જિન જે જપે નરનાર;
કલેશ તે ગતિ ચારના, પામે નહિ નિરધાર. ૬
શ્રદ્ધાભાવ આણંદશ્યું, નમસ્કાર જિનરાજ;
શક્રસ્તવ અંતે કરી, જિનવરના ગુણ ગાય. ૭
લોકાલોક પ્રકાશ કર, ત્હારૂં જ્ઞાન અનંત;
સ્વામી ત્હારા જ્ઞાનનો, કોઈ ન પામે અંત. ૮
જ્ઞાન દીપક ત્હારો કરે, મિથ્યા તિમિર દૂર;
સંશય વૃક્ષ ઉખેડવા[3], જાણે નદીનું પૂર. ૯
સમતા સાગર સ્વામી તું, ગુણ આગર નિકલંક[4];
શરણું ત્હારૂં જેણે ગ્રહ્યું, થાએ તે નિકલંક. ૧૦
સકલ કર્મના કલેશથી, મૂકાણા મહાભાગ;
ચિદાનંદમય શાશ્વત, લાગે કોય ન ડાગ[5]. ૧૧
લોકાગ્ર ક્ષેત્રે રહ્યા, લહી અનંતી ઋદ્ધ;
ભસ્મ કર્યાં બાળી કરમ, પરમાતમ થયા સિદ્ધ. ૧૨
કરવું સમરણ ધ્યાન તસ, પ્રતિમા વંદન તાસ;
નામ જાપ પૂજન નમન, કરો ધરી ઉલ્લાસ. ૧૩

---

૧ દોષ રહિત—નિર્દોષ પ્રભુને અથવા ચંચળતા, અરૂચિ અને ખેદરૂપ ત્રણ દોષ તજી સ્વસ્થ થઇ રૂચિ સહિત અને ખેદ રહિતપણે પ્રભુને પૂજો. ૨ સાત આઠ ભવથી વધારે ન કરે. ૩ ઉખેડી નાંખવા. ૪ કર્મ કલંક રહિત. ૫ દોષ—કલંક.

અવર્ણવાદ આશાતના, વર્જો[૮] નર સુવિવેક;
સદા ભક્તિ કરવી ભલી, ધરી મનમાંહિ ટેક. ૧૪
મૂકાણા ભવ ભય થકી, સિદ્ધ ભણી નવકાર[૧];
ભાવે જે ભવિયણ કરે, બાંધે લાભ અપાર. ૧૫
અરિહંત પણ જેહને નમે, આઠ કર્મ કર્યા નાસ;
પન્નર ભેદ છે સિદ્ધના, કોણ પ્રણમે નહિ તાસ ? ૧૬
સુરનર અસુરાદિક તણાં, સુખ સઘળાંય મેલ[૨];
તેહથકી શિવસુખ તણી, અનંત ગણી છે કેલ[૩]. ૧૭
જેણે અમૃત રસ ચાખિયો, બીજો રસ ન સુહાય;
તેમ શિવસુખ જાણ્યાં જેણે, બીજાં નાવે દાય[૪]. ૧૮
જિહાં એક સિદ્ધ આતમા, તિહાં અનંતા હોય;
પણ [૫]અમૂર્તપણા થકી, બાધ ન લહે કોય. ૧૯
સિદ્ધ તણી અવગાહના, [૬]ત્રણ સયાં તેત્રીશ;
ધનુપ ત્રિભાગે કરી, અધિક કહી ઉત્કૃષ્ટ. ૨૦
[૭]ઉણ હાથ ત્રિભાગથી, ચ્યાર હાથ ઘણી લેહ;
સિદ્ધ તણી અવગાહના, મધ્યમ ભાખી એહ. ૨૧
જઘન્ય સિદ્ધ અવગાહના, અષ્ટ અંગુલ એક હાથ;
કૂર્મા પુત્રાદિક તણી, એમ કહી શ્રી જગનાથ. ૨૨
સિદ્ધ ધ્યાનથી જીવના, જાએ દુષ્કૃત કોટ[૮].
જેમ અમૃતના બિંદુથી, જાય તીવ્ર વિષ ચોટ. ૨૩
પ્રતિબિંબિત નિજ આત્મશું, સિદ્ધ નિહાળે જેહ;

---

૧ નમસ્કાર. ૨ એકઠાં કરી-સરવાળો કરી લેવામાં આવે. ૩ મોજ-મજા. ૪ પસંદ ન પડે. ૫ અરૂપીપણાથી સાથે રહેતાં હરકત ન આવે. ૬ ( ૩૩૩⅓ ). ૭ ( ૪⅔ ). ૮ ક્રોડો ગમે.

ત્રિજગ પૂજ્યપદ સંપદા, તત્‌ક્ષણ પામે તેહ. ૨૪
દિન દિન અધિક અધિક[1] હોવે, જેહનું લીધે નામ;
તે પંચે પરમેષ્ઠિને, હું નિત્ય કરૂં પ્રણામ. ૨૫
જબ દુષમ દૂરે ગયા, વિરૂવા વિષય કષાય;
રાજ્ય લીજે તવ આપણું, ઉત્તમ આતમ રાય. ૨૬
પરવશતા પાછી ગઈ, ગઈ દીનતા દૂર;
આશ પરાઈ જો તજે, તો (જીવ) ઝીલે સુખ પૂર. ૨૭
શુકલ ધ્યાન બલે થિર કરી, ચંચલ મન કલ્લોલ;
કેવલજ્ઞાન તુરંગમે, આતમ કરે ઝકોલ. ૨૮
ઘનઘાતિ કર્મ ક્ષય ગયાં, તવ પ્રકટી નિજ જ્યોત;
જબ વાદલ વિગટી[2] ગયું, પ્રકટ્યો રવિ ઉદ્યોત. ૨૯
આંખણુથી જબ જળ બળ્યું, તવ પ્રકટ્યું ઘૃત રૂપ;
તેમ ઘનઘાતિ મળ બળે, પ્રકટે જ્ઞાન અનુપ. ૩૦
સંતોષી સુખીયા રહે, સદા સુધારસ લીન;
ઈન્દ્રાદિક તે આગળે, દીસે દુઃખીયા દીન. ૩૧
એ સુખ નહિ [3]સુરરાયને, નહિ તે રાયા રાય[4];
તે આતમ સુખ અનુભવે, સમ સંતોષ પસાય. ૩૨
મન વચ કાયા થિર કરી, પરમ શુકલ ધરી ધ્યાન;
ચ્યાર કર્મને [5]દહી લહે, પરમાનંદ નિધાન. ૩૩
સિદ્ધ સદા સુખ અનુભવે, અનુપમ કાળ અનંત;
અજરામર અવિચળ રહે, પ્રણમું શ્રી ભગવંત. ૩૪
શ્રી જિનવર થકી વેગળા, ષષ્ટિ (સાઠ) હાથ ઉત્કૃષ્ટ;

૧ લાભ—સુખ સમાધિ. ૨ વિખરી. ૩ સુરપતિ—ઇન્દ્ર. ૪ રાજાધિરાજ, ચક્રવર્તી, વાસુદેવ પ્રમુખ. ૫ બાળી ભસ્મ કરી.

[1]નવકર જઘન્ય વેગળા, એ અવગ્રહ[2] શ્રેષ્ટ. ૩૫
[3]ઉજ્વલ અક્ષત તાંદુલે, રચે અષ્ટ મંગલીક;
દર્પણ જિન મુખ આગલે, મંગલ મળે નજીક. ૩૬
દૂધ દહીં ઘૃતાદિકે, ખાજાં મોદક સાર;
ઓદનાદિક[4] ભોજને, અશન પૂજા ઉદાર. ૩૭
[4]ગોળ પ્રમુખ ખાદિમ સહુ, સોપારી ફુલ પત્ર;
ફૂલ પગર દીપક કરી, ખાદિમ પૂજા પવિત્ર. ૩૮
ધૂપવાસ દીપક તણી, પૂજા કરી પ્રધાન;
નિવેદ મૂકે આગળે, ધારી પ્રભુ બહુમાન. ૩૯
લવણ નીર દીપારતી[5], નાટ્ય વાજિત્ર ગંધર્વ[6];
જે કરે જિન આગળે, અગ્ર પૂજા તે સર્વ. ૪૦
એમ સ્નાત્ર પૂજા કરી, જિનવર આગે આય;
ચૈત્યવંદન ભાવે કરે[7], પાંચે અંગ નમાય. ૪૧
ફૂલ દીપ અક્ષત પ્રમુખ, ફળ સોપારી ધૂપ;
જે કરે જિન આગળે, આણી ભાવ અનુપ. ૪૨
[8]વસ્ત્ર પવિત્ર પહેરી કરી, લાખ જપે નવકાર;
તે તીર્થંકર પદ લહે, પહોંચે મુક્તિ મઝાર. ૪૩

---

૧ (૯) હાથ. ૨ આશાતના વર્જવા માટે દેવ (ગુરૂ) વચ્ચે રાખવું જોઈતું આંતરૂં–છેટું. ૩ હવે અરિહંત–સિદ્ધની દ્રવ્ય પૂજા આશ્રી કહે છે.—ભાત પ્રમુખ ખાદ્ય પદાર્થો પ્રભુ પાસે ભાવ ધરી ઢોકવા તે અશન પૂજા કહી છે. ૪ ગોળ વગેરે ખાદિમ પદાર્થો પ્રભુ પાસે ઢોકવાથી ખાદિમ પૂજા કહેવાય છે. ૫ આરતી મંગળ દીવો. ૬ સંગીત પૂજા. ૭ ભાવ સહિત,–ઉલ્લસિત ભાવે. ૮ અંગ શુદ્ધિ પૂર્વક વસ્ત્ર શુદ્ધિ સાચવી રાખી એક લક્ષ મહામંત્રનો જાપ કરે છે તે.

દીવ્ય વસ્ત્ર લહી કરી, પૂજા અષ્ટ પ્રકાર;
જે કરે તે પૂજા લહે[1], ત્રિભુવનમાં ( હિ ) ઉદાર.* ૪૪

## શ્રીસીમંધર સ્વામીની સ્તુતિઓ.

૧

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ;
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારગ, ગણધરભાષિત વાણી;
જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણખાણી. ૧

૨

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી;
રૂપાનાં ત્યાં છત્ર બિરાજે, રત્નમણિના દીવા દીપેજી.
કુંકુમ વરણી ત્યાં ગહુંલી બિરાજે, મોતીના અક્ષર સારાજી;
ત્યાં બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી.
કેસર ચંદન ભર્યાં કચોળાં, કસ્તૂરી બરાસોજી;
પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પ્રભાતેજી. ૧

---

૧ ઇન્દ્રાદિક દેવની પેરે ઉત્તમ વસ્ત્ર અલંકારાદિક ધારણ કરી જે સુધડ નર નારીઓ શ્રી જિનેશ્વર–પરમાત્માની શાસ્ત્રોક્ત અષ્ટવિધ ( ફુલ, અક્ષત, ફળ, નૈવેદ્ય, જલાદિ ) પૂજા કરે છે તે પોતેજ જગતમાં પૂજ્ય પામે છે એટલે પૂજનિક થાય છે ( પૂજા કરતાં પ્રાણીયા પોતે પૂજનિક હોય).

* પ્રભુ તો કૃતકૃત્ય છે તેથી તેમના માટે પૂજા કરવાની નથી. કેવળ પોતાના આત્માની શુદ્ધિ કરવા માટે પ્રભુ (પૂજા) નું પુષ્ટ આલંબન ગ્રહી, પ્રભુનાં ઉત્તમ ગુણ સંભારી, તેવા પ્રધાન ગુણ પ્રાપ્ત થવા પ્રાર્થના કરી તે પ્રાપ્ત કરવા પુરૂષાર્થ સેવવાનો છે. તે સેવે છે તેમને કંઇ અસાધ્ય નથીજ.

## શ્રીશત્રુંજય તીર્થની થોય.

૧

પુંડરિક મંડન[1] પાય પ્રણમીજે, આદીશ્વર જિનચંદાજી;
નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢિયા આનંદાજી.
આગમ માંહિ પુંડરિક મહિમા, ભાખ્યો જ્ઞાન દિનંદાજી[2],
ચૈત્રી પુનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી.

૨

વિમલાચલ મંડન, જિનવર આદિ જિણંદ,
નિર્મમ નિર્મોહી, કેવલ જ્ઞાનદિણંદ;
જે પૂર્વ નવાણું, આવ્યા ધરી આણંદ,
શત્રુંજય શિખરે, સમવસર્યા સુખકંદ. ૧

૩

શ્રી સિદ્ધાચલ મંડન, ઋષભ જિણંદ દયાળ,
મરૂદેવા નંદન, વંદન કરૂં ત્રણ કાળ;
એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

---

## શ્રી સિદ્ધચક્રની થોયો.

સિદ્ધચક્ર સેવો સુવિચાર[3], આણી હૈડે હર્ષ અપાર, જેમ લહો સુખ શ્રીકાર; મન શુદ્ધે નવ ઓળી કીજે, અહોનિશ[4] નવપદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે; પડિક્કમણાં દોય ટંકના કીજે, આઠે થોયે દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે; મૃષા[5] તણો

---

૧ શ્રી પુંડરિક ગિરિના અલંકારરૂપ. ૨ કેવળજ્ઞાન દિવાકર–કેવળી મહારાજ. ૩ સારી સમજ મેળવી.

૪ દિનરાત ( સદાય ). ૫ જૂઠ બોલવાનો નિયમ કરવો.

કીજે પરિહાર, [1]અંગે શીલ ધરીજે સાર, દીજે દાન અપાર. ૧

અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક[2] સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાન થુણીજે; ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવપદ ગુણુણું ગણીજે, [3]નવ આયંબિલ પણ કીજે; નિશ્ચળ રાખીને મન ઈશ, જપો પદ એક એકને ઈશ, નવકારવાળી વીશ; છેલ્લે આયંબિલે પણ કીજે, સત્તરભેદી[4] જિનપૂજા રચીજે, માનવ ભવફળ લીજે. ૨

સાતશેં [5]કુષ્ઠિના રોગ, નાઠા ન્હવણ લઈ [6]સંયોગ, દૂર હુવા કર્મના ભોગ; કુષ્ઠ અઢારે દૂરે જાય, દુઃખ દારિદ્ર સવી દૂર પલાય, મનવંછિત ફળ થાય; નિર્ધનીયાને દે બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન, જો સેવે શુદ્ધ મન; નવકાર સમો નહિ કોઈ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઈ જંત્ર, સેવો ભવિયણ એકંત[7]. ૩

જો સેવ્યો મયણા શ્રીપાળ, ઉંબર રોગ ગયો તત્કાળ, પામ્યા મંગળમાળ; શ્રીપાળ પેરે જે આરાધે, તસ ઘર દિન દિન દોલત વાધે, અંતે શિવસુખ સાધે; વિમલેશ્વર જક્ષ સેવા ( સાંનિધ્ય ) સારે, આપદા કષ્ટ સવી દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે; મેઘવિજય કવિ રાયનો શીશ[8], હેડે ભાવ ધરી જગદીશ, વિનય વિજય નિશદિશ[9].

---

૧ શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું. ૨ ઉપાધ્યાયજી. ૩ નવ દિવસસુધી રસકસ વગરનું શુષ્ક ભોજન એક વખતે કરવું. ૪ સત્તર પ્રકારી પૂજા. ૫ કોઢીયા. ૬ ન્હવણ છાંટવાથી. ૭ નિશ્ચે. ૮ શિષ્ય. ૯ રાત દિન.

## શ્રી વીશ સ્થાનકની સ્તુતિ.

પૂછે ગૌતમ વીર જિણંદા, સમવસરણ બેઠા શુભ કંદા,
પૂજિત અમર સુરિંદા,
કેમ નિકાચે પદ જિનચંદા, કિણ વિધ તપ કરતાં બહુ ફંદા,

ટળે દુરિત દંદા;
તો ભાખે પ્રભુજી ગતનિંદા, સુણ ગૌતમ વસુભૂતિ નંદા,
નિર્મળ તપ અરવિંદા,
વીશ સ્થાનક તપ કર મહંદા, જેમ તારક સમુદાયે ચંદા,
તિમ એ તપ સવિ ઈંદા. ૧

પ્રથમ પદ અરિહંત ભણીજે, બીજે સિદ્ધ પવયણપદ ત્રીજે,
આચારજ થિર ઠવીજે,
ઉપાધ્યાય ને સાધુ ગ્રહીજે, નાણ દંસણ પદ વિનય વહીજે,
અગિઆરમે ચારિત્ર લીજે;
બંભવયધારિણં ગણીજે, કિરિયાણં તવસ્સ કરીજે,
ગોયમ જિણાણં લહીજે,
ચારિત્ર નાણ સુઅસ્સ તિત્થસ્સ કીજે, ત્રીજે ભવ તપ કરત સુણીજે,
એ સવિ જિન તપ લીજે. ૨

આદિ નમો પદ સઘળે ઠવીશ, બાર પન્નર વળી બાર છત્રીશ,
દશ પણ વીશ સગવીશ,
પાંચ ને સડસઠ તેર ગણીશ. સિત્તેર નવ કિરિયા પચવીશ,
બાર અઠ્ઠાવીશ ચોવીશ;
સત્તર એકાવન પીસ્તાલીશ, પાંચ લોગસ્સ કાઉસગ્ગ રહીશ,
નવકારવાળી વીશ,
એક એક પદે ઉપવાસજ વીશ, માસ ષટે એક ઓળી કરીશ,
એમ સિદ્ધાંત જગીશ. ૩

શક્તે એકાસણું તિવિહાર, છઠ્ઠ અઠ્ઠમ માસખમણ ઉદાર,
પડિક્કમણું દોય વાર,
ઇત્યાદિક વિધિ ગુરૂગમ ધાર, એક પદ આરાધન ભવપાર,
ઉજમણું વિવિધ પ્રકાર;

માતંગ યક્ષ કરે મનોહાર, દેવી સિદ્ધાઇ શાસન સુખકાર,
વિઘ્ન મિટાવણુ હાર,
ક્ષમાવિજય જસ ઉપર પ્યાર, શુભ ભવિયણુ ધર્મ આધાર,
**વીરવિજય** જયકાર.

---

## શ્રીશાંતિજિન થાય.

ગજપુરઅવતારા, વિશ્વસેનકુમારા,
અવનિતલે ઉદારા, ચક્કવિલચ્છીધારા;
પ્રતિદિવસ સવારા, સેવીયે શાંતિ સારા,
ભવજલધિ અપારા, પામીયે જેમ પારા. ૧
જિનગુણ જસ મલ્લિ, વાસના વિશ્વવલ્લિ,
મન સદન ચસલ્લિ, માનવંતી નિસલ્લિ;
સકલકુશલવલ્લિ, ફુલડે વેગ ફૂલી,
દુરગતિ તસ દૂલ્લિ, તા સદા શ્રી બહુલી. ૨
જિનકથિત વિશાલા, સૂત્રશ્રેણી રસાલા,
સકલસુખસુખાલા, મેળવા મુક્તિબાલા;
પ્રવચનપદમાલા, દૂતિકા એ દયાલા,
ઉર ધરી સુકુમાલા, મૂકીયે મોહજાલા. ૩
અતિ ચપલ વખાણી, સૂત્રમાં જે પ્રમાણી,
ભગવતિ બ્રહ્માણી, વિઘ્નહંતા નિર્વાણી;
જિનપદ લપટાણી, કોડીકલ્યાણખાણી,
ઉદયરતને જાણી, સુખદાતા સયાણી. ૪

---

## અથ શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ.

શંખેશ્વર પાસજી પૂજીયે, નરભવનો લાહો લીજીયે;

મનવંછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ. ॥ ૧ ॥
દોય[1] રાતા જિનવર અતિ ભલા, દોય[2] ધોળા જિનવર ગુણનિલા;
દોય[3] નીલા દોય[4] શામલ કહ્યા, સોળે[5] જિન કંચન વર્ણ લહ્યા. ॥૨॥
આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હુઇડે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો. ॥ ૩ ॥
ધરણેંદ્ર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વંછિત પૂરતી. ॥ ૪ ॥

---

## બીજની થોય.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ,
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તીહાં ચંદ્ર વિમાને, શાસ્વતા જિનવર જેહ,
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧

અભિનંદન ચંદન, શીતળ શીતળનાથ,
અરનાથ સુમતિજિન, વાસુપૂજ્ય શિવ સાથ;
ઇત્યાદિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ,
હું બીજ તણે દિન, પ્રણમું તે સુવિહાણ. ૨

પ્રકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત,
જેમ વિમળ કમળ દોય, વિપુલ નયન વિકસંત;
આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર,
બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩

---

૧ પદ્મપ્રભ અને વાસુપૂજ્ય. ૨ ચંદ્રપ્રભ અને સુવિધિનાથ.
૩ મલ્લિનાથ અને પાર્શ્વનાથ. ૪ મુનિસુવ્રત અને નેમિનાથ. ૫ બાકી રહેલા શ્રીઋષભાદિક ૧૬.

ગજગામિની[1] કામિની, [2]કમળ સુકોમળ ચીર,
ચક્રેસરી કેશર[3], સરસ સુગંધ શરીર;
કર જોડી ખીજે, હું પ્રણમું તસ પાય,
એમ લબ્ધિ વિજય કહે, પુરો મનોરથ માય. ૪

## પંચમીની થાય.

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમિ જિણંદ તો;
શ્યામ વરણ તનુ[4] શોભતું એ, મુખ શારદકો[5] ચંદ તો.
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટ કરમ હેલે[6] હણીએ, પહોતા મુક્તિ મહંત તો. ૧
અષ્ટાપદ પર આદિ જિનએ, પહોત્યા મુક્તિ મોઝાર તો;
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમિ મુક્તિ ગિરનાર તો.
પાવાપુરી નગરીમાં વળીએ, શ્રીવીરતણું નિર્વાણ તો;
સમેતશિખર વીશ સિદ્ધ હુઆએ, શિર વહું તેહની આણ તો. ૨
નેમિનાથ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચન તો;
જીવદયા ગુણ વેલડીએ, કીજે તાસ જતન તો.
મૃષા[7] ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવાર તો;
અનંત તીર્થંકર એમ ભણેએ, પરિહરીએ પરનાર તો. ૩
ગોમેધ નામે જક્ષ ભલોએ, દેવી શ્રીઅંબિકા નામ તો;
શાસન સાનિધ્ય[8] જે કરે એ, કરે વળી ધર્મનાં કામ તો;
તપગચ્છ નાયક ગુણનીલોએ, શ્રીવિજયસેન સૂરિ રાય તો;
ઋષભદાસ પાય સેવતાંએ, સફળ કરો અવતાર તો.

---

૧ હાથીણી જેવી ચાલવાળી. ૨ કમળ જેવાં સુકોમળ વસ્ત્રવાળી. ૩ કેશર જેવી સરસ સુગંધી કાયાવાળી.
૪ શરીર. ૫ શરદ્ પૂર્ણિમા સંબંધી અતિ ઉજ્વળ નિર્મળ-સ્વચ્છ. ૬ જોત જોતામાં-જલદી. ૭ અસત્ય-જૂઠું. ૮ સેવા-ચાકરી.

## શ્રી અષ્ટમીની થોય.

ચોવિશે જિનવર. હું પ્રણમું નિત્યમેવ;
આઠમ દિન કરીએ, ચંદ્ર પ્રભુની સેવ.
મૂર્તિ મનમોહન, જાણે પૂનમચંદ;
દીઠે દુઃખ જાયે, પામે પરમાનંદ. ૧

મળી ચોસઠ ઇંદ્ર, પૂજે પ્રભુજીના પાય;
ઇંદ્રાણી અપચ્છરા, કરજોડી ગુણ ગાય.
નંદીશ્વર દ્વીપે, મળી સુરવરની કોડ;
અઠ્ઠાઈ મહોચ્છવ, કરે તે હોડાહોડ. ૨

શત્રુંજય શિખરે, જાણી લાભ અપાર;
ચોમાસું રહીયા, ગણધર મુનિ પરિવાર.
ભવિયણને તારે, દેઇ ધર્મ ઉપદેશ;
દૂધ સાકરથી પણ, વાણી અધિક વિશેષ. ૩

પોસહ પડિક્કમણું, કરીએ વ્રત પચ્ચખ્ખાણ;
આઠમ દિન કરીએ, અષ્ટ કર્મની હાણ.
અષ્ટ મંગલ થાયે, દિન દિન કોડ કલ્યાણ;
એમ સુખ સૂરિ કહે, જીવિત જન્મ પ્રમાણ. ૪

---

## એકાદશીની થોય.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ[1] પૂછે નેમ;
કોણ કારણ એ પર્વ મોહોટું, કહો મુજશું તેમ.
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એક સો ને પચાસ;
તેણે કારણ એ પર્વ મોહોટું, કરો મૌન ઉપવાસ. ૧

---

૧ કૃષ્ણ વાસુદેવ.

અગીઆર શ્રાવક તણી પ્રતિમા, કહી તે જિનવર દેવ;
એકાદશી એમ અધિક સેવો, વનગજા જીમ રેવ.
ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ;
જેમ ગંગ નિર્મલ નીર જેહવો, કરો જિનશું રંગ. ૨

અગીઆર અંગ લખાવીએ, અગીઆર પાઠાં સાર;
અગીઆર કવલી વીંટણાં, ઠવણી પુંજણી સાર.
ચાબખી ચંગી[1] વિવિધ રંગી, શાસ્ત્રતણે અનુસાર;
એકાદશી એમ ઉજવો, જેમ પામીએ ભવપાર. ૩

વર કમલ નયણી કમળ વયણી[2], કમલ સુકોમલ કાય;
ભુજ દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય.
એકાદશી એમ મન વશી, ગણી હર્ષ પંડિત શિશ;
શાસન દેવી વિઘ્ન નિવારો સંઘ તણાં નિશ દિશ[3]. ૪

---

## શ્રી પર્યુષણની થોય

૧

મણિ રચિત સિંહાસન, બેઠા જગદાધાર;
પર્યૂષણ કેરો, મહિમા અગમ અપાર.
નિજ મુખથી દાખી, સાખી સુરનર વૃંદ;
એ પર્વ પર્વમાં, જીમ તારામાં ચંદ. ૧

નાગકેતુની પરે, કલ્પસાધના કીજે;
વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે.
દોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર;
કર પડિક્કમણાં ધર, શિયલ અખંડિત ધાર. ૨

જે ત્રિકરણ શુદ્ધે, આરાધે નવ વાર;
ભવ સાત આઠ નવ, શેષ તાસ સંસાર.

---

૧ રૂડી–મનોહર. ૨ કમળ જેવા મુખવાળી. ૩ સહાય.

સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર;
તે શ્રવણે સુણીને, સફલ કરો અવતાર. ૩
સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે;
કરી સાહમીવત્સલ, કુગતિ દ્વાર પટ દીજે.
અઠ્ઠાઈ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઇ;
ઈમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ. ૪

---

## શ્રી પર્યુષણની થોય.

વરસ દિવસમાં અષાડ ચોમાસું, તેમાં વળી ભાદરવો માસ,
આઠ દિવસ અતિ ખાસ;
પર્વ પજ્જુસણ કરો ઉલ્લાસ, અઠ્ઠાઇધરનો કરવો ઉપવાસ,
પોસહ લીજે ગુરૂ પાસ;
વડા કલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણ સુણીજે,
ચૌદ સુપન વાંચીજે;
પડવેને દિન જન્મ વંચાય, ઓચ્છવ મહોચ્છવ મંગલ ગાય,
વીર જિણેસરરાય. ૧
બીજ દિને દીક્ષા અધિકાર, સાંજ સમય નિરવાણ વિચાર,
વીર તણો પરિવાર;
ત્રીજ દિને શ્રીપાર્શ્વ વિખ્યાત, વળી નેમીસરનો અવદાત,
વળી નવ ભવની વાત;
ચોવિશે જિન અંતર તેવીશ, આદિજિનેશ્વર શ્રીજગદીશ,
તાસ વખાણ સુણીશ;
ધવળ મંગળ ગીત ગહૂંળી કરીએ, વળી પ્રભાવના નિત અનુસરીએ,
અઠ્ઠમ તપ જય વરીએ. ૨

આઠ દિવસ લગે અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો,
ધ્યાન ધરમ મન ભાવો;
સંવત્સરી દિન સાર કહેવાય, સંઘ ચતુર્વિધ ભેળો થાય,
બારશેં સૂત્ર સુણાય;
થિરાવલી ને સમાચારી, પટાવળી પ્રમાદ નિવારી,
સાંભળજો નરનારી;
આગમ સૂત્રને પ્રણમીશ, કલ્પસૂત્રશું પ્રેમ ધરીશ,
શાસ્ત્ર સર્વે સુણીશ. ૩
સત્તર ભેદી જિન પૂજા રચાવો, નાટક કેરા ખેલ મચાવો,
વિધિશું સ્નાત્ર ભણાવો;
આડંબરશું દેહરે જઇએ, સંવત્સરી પડિક્કમણું કરીએ,
સંઘ સર્વને ખમીજે;
પારણે સાહમિવચ્છલ કીજે, યથાશક્તિએ દાનજ દીજે,
પુણ્ય ભંડાર ભરીજે;
શ્રી વિજયક્ષેમ સૂરિ ગણધાર, જસવન્તસાગર ગુરૂ ઉદાર,
જિણંદસાગર જયકાર. ૪

---

## શ્રી પર્યુષણની થોય.

૨

પુણ્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘરે પધરાવો સ્વામી, નારી કહે શિશ નામીજી;
કુંવર ગયવર[1] ખંધ ચઢાવી, ઢોલ નિશાન વજડાવોજી,
સદ્‌ગુરૂ સંગે ચઢતે રંગે, વીર ચરિત્ર સુણાવોજી. ૧
પ્રથમ વખાણે ધર્મ સારથિપદ, બીજે સુપના ચારજી,
ત્રીજે સુપન પાઠક વળી ચોથે, વીર જનમ અધિકારજી;

---

૧ ગજરાજ.

પાંચમે દીક્ષા છઠ્ઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થિરાવળી સંભળાવી, પિઉડા પૂરો જગીશજી. ૨

છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઈ કીજે, જિનવર ચૈત્ય નમીજેજી,
[1]વરશી પડિક્કમણું મુનિવંદન, સંઘ સયળ ખામીજેજી;
આઠ દિવસ લગે અમર પળાવી, દાન સુપાત્રે દીજેજી,
ભદ્રબાહુ ગુરૂ વયણ સુણીને, જ્ઞાન સુધારસ પીજેજી. ૩

તીરથમાં વિમલાચળ ગિરિમાં, મેરૂ મહીધર[2] જેમજી,
મુનિવર માંહી જિનવર મ્હોટા, પર્વ પજુસણ તેમજી;
અવસર પામી સાહમીવચ્છલ, બહુ પકવાન વડાઈ જી,
ખિમાવિજય જિન દેવી સિદ્ધાઈ, દિનદિન અધિક વધાઈજી. ૪

---

## અથ ક્રોધની સજઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે ॥ ક૦ ॥ ૧ ॥

ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય ॥ ક૦ ॥ ૨ ॥

સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ ॥ ક૦ ॥ ૩ ॥

આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે ॥ ક૦ ॥ ૪ ॥

ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી;
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી ॥ ક૦ ॥ ૫ ॥

ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી[3];
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી ॥ ક૦ ॥ ૬ ॥

---

૧ સંવચ્છરી પ્રતિક્રમણ. ૨ પર્વત. ૩ પકડી.

## અથ માનની સજ્ઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે ॥ રે૦ ॥ ૧ ॥
સમકિત વિણુ ચારિત્ર નહીં, ચારિત્ર વિણુ નહીં મુક્તિરે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે ॥રે૦॥ ૨ ॥
વિનય વડો સંસારમાં, ગુણમાંહે અધિકારીરે;
માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો વિચારી રે ॥ રે૦ ॥ ૩ ॥
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યોરે;
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યો રે ॥ રે૦ ॥ ૪ ॥
સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે ॥ રે૦ ॥ ૫ ॥

---

## અથ માયાની સજ્ઝાય.

સમકિતનું મૂળ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત્ ;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે ॥
પ્રાણી મ કરીશ માયા લગાર ॥ ૧ ॥ એ આંકણી ॥
મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ;
જીભે તો જી જી કરે જી, ચિત્તમાંહે તાકે ચોટ રે ॥ પ્રા૦ ॥ ૨ ॥
આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરો જી, એ માયાનો પાસરે ॥ પ્રા૦ ॥ ૩ ॥
જેહશું બાંધે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂળ;
મેલ ન છંડે મનતણો જી, એ માયાનું મૂળ રે ॥ પ્રા૦ ॥ ૪ ॥
તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રી વેદરે ॥ પ્રા૦ ॥ ૫ ॥

ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ; મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે પ્રાણી૦ ॥૬॥ ઇતિ



## ॥ અથ લોભની સઝાય ॥

તુમે લક્ષણ જોજો લોભનાંરે, લોભે મુનિજન પામે ક્ષોભનારે; લોભે ડાહ્યા મન ડોળ્યા કરેરે, લોભે દુર્ધર પંથે સંચરેરે ॥ તુમે૦ ॥ ૧ ॥ તજે લોભ તેહનાં લિઓ ભામણાંરે, વળી પાયે નમીને કરૂં ખામણાંરે ॥ લોભે મરજાદા ન રહે કેહનીરે, તુમે સંગત મેલો તેહનીરે ॥ તુમે૦ ॥ ૨ ॥ લોભે ઘર મેલી રણમાં મરેરે, લોભે ઉંચ તે નીચું આદરેરે ॥ લોભે પાપ ભણી પગલાં ભરેરે, લોભે અકારજ કરતાં ન ઓસરેરે ॥ તુમે૦ ॥ ૩ ॥ લોભે મનડું ન રહે નિર્મલુંરે, લોભે સગપણ નાસે વેગળુંરે ॥ લોભે ન રહે પ્રીતિને પાવડુંરે, લોભે ધન મેળે બહુ એકઠુંરે ॥ તુમે૦ ॥ ૪ ॥ લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે, લોભે હત્યા નિત નવી ગણેરે ॥ તે તો દામ તણા લોભે કરીરે, ઉપર મણિધર થાયે તે મરીરે ॥ તુમે૦ ॥ ૫ ॥ જોતાં લોભનો થોભ દીસે નહિરે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે ॥ લોભે ચક્રી સુભૂમ નામે જુવોરે, તેતો સમુદ્ર માંહે ડુબી મુવોરે ॥ તુમે૦ ॥ ૬ ॥ એમ જાણીને લોભને છંડજોરે, એક ધર્મશું મમતા મંડજોરે ॥ કવિ ઉદયરત્ન ભાખે મુદારે, વંદું લોભ તજે તેહને સદારે ॥ તુમે૦. ॥ ૭ ॥ ઇતિ



## શ્રી અરણિક મુનિની સજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શિશોજી[1]; પાય અણવાણે[2]રે વેલુ પરજલે, તન સુકુમાલ મુનીશોજી. અ. ૧

૧ મસ્તક. ૨ ખુલ્લા ( પગે )

મુખ કરમાયુંરે માલતી ફૂલ જ્યું, ઉભો ગોખની હેઠોજી;
ખરે બપોરે દીઠો એકલો, મોહી માનની દીઠોજી. અ૦ ૨
વચણ રંગીલીરે નયણે વીંધિયો, ઋષિ થંભ્યો તેણે ઠાણોજી;
દાસીને કહે જારે ઉતાવળી, ઋષિ તેડી ઘેર આણોજી. અ૦ ૩
પાવન કીજેરે ઋષિ ઘર આંગણું, વહોરો મોદક સારોજી;
નવજોબન રસ કાયા કાં દહો, સફલ કરો અવતારોજી. અ૦ ૪
ચંદ્રવદનીએ[1] ચારિત્રથી ચૂકવ્યો, સુખ વિલસે દિન રાતોજી;
બેઠો ગોખેરે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫
અરણિક અરણિક કરતી મા ફરે, ગલીયે ગલીયે બજારોજી;
કહો કોણે દીઠોરે મારો અરણીયો, પુંછે લોક હજારોજી. અ૦ ૬
હું કાયર છુંરે મોરી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી;
ધિક્ ધિક્ વિષયારે મારા જીવને, મેં કીધો અવિચારોજી. અ૦ ૭
ગોખથી ઉતરીને જનનીને પાયે પડ્યો, મનશું લાજ્યો અપારોજી;
વચ્છ તુજ ન ઘટેરે ચારિત્રથી ચૂકવું, જેથી શિવસુખ સારોજી. અ૦ ૮
એમ સમજાવીરે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસોજી;
સદ્ગુરૂ શીખ દીએરે ભલીપરે, વૈરાગ્યે મન વાસ્યોજી. અ૦ ૯
અગ્નિ ધીખંતીરે શિલા ઉપરે, અરણિકે અણુસણ કીધુંજી;
રૂપવિજય કહે ધન્ય એ મુનિવરૂ, જેણે મનવાંછિત લીધુંજી. અ૦ ૧૦

---

## અથ આઠ મદની સજ્ઝાય.

મદ આઠ મહા મુનિ વારીએ, જે દુર્ગતિના દાતારોરે;
શ્રી વીર જિણેસર ઉપદિશે, ભાખે સોહમ ગણધારોરે. મદ૦ ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીએ કીધોરે;
જઈ ચંડાળ તણે કુલ ઉપનો, તપથી સવિ કારજ સીધોરે. મદ૦ ૨

---

૧ મોહનગારી સ્ત્રીએ.

હાંજી કુળમદ બીજો દાખીયો, મરિચી ભવે કીધો પ્રાણીરે;
કોડા કોડી સાગર ભવમાં ભમ્યો, મદ મ કરો ઇમ મન જાણીરે.મદ૦૩
હાંજી બળમદથી દુ:ખ પામીયો, [1]શ્રેણિક વસુભૂતિ જીવોરે;
જઈ ભોગવ્યા દુ:ખ નરકતણાં, મુખ પાડંતા નિત્ય [2]રીવોરે. મદ૦ ૪
હાંજી સનત્ કુમાર નરેસરૂ, સુર આગળ રૂપ વખાણ્યુંરે;
રોમ રોમ કાયા બગડી ગઈ, મદ ચોથાનું એ ટાણુંરે. મદ૦ ૫
હાંજી મુનિવર સંજમ પાળતાં, તપનો મદ મનમાં આયોરે;
થયા કૂરગડુ ઋષિ રાજીયા, પામ્યા તપનો અંતરાયોરે. મદ૦ ૬
હાંજી દેશ દશારણનો ધણી, રાય દશારણભદ્ર અભિમાનીરે;
ઇંદ્રની ઋદ્ધિ દેખી બુઝીયો, સંસાર તજી થયો જ્ઞાનીરે. મદ૦ ૭
હાંજી સ્થૂલભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુ:ખદાઈરે;
શ્રુત પૂરણ અર્થ નવિ પામીયા, [3]જૂઓ માન તણી અધિકાઈરે.મ દ૦૮
હાંજી રાય સુભૂમ ષટખંડનો ધણી, લાભનો મદ કીધો અપારરે;
હયગય રથ સવિ સાયર ગળ્યું, ગયો સાતમી નરક મજારરે. મ૦૯
એમ તન ધન જોબન રાજનો, મ ધરો મનમાં અહંકારોરે;
એહ અથિર અસત્ય સવિ કારમું, ક્ષણમાં વિણસે બહુ વારોરે. મ૦૧૦
મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંજમ સુખકારીરે;
કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નરનારીરે. મ૦ ૧૧

---

## અથ શીખામણની સજઝાય.

જીવ વારૂં છું મોરા વાલમા, પરનારીથી પ્રીતિ મ જોડ;
પરનારીની સંગત નહીં ભલી, તારા કુળમાં લાગશે ખોડ.જી૦ ૧

---

૧ શ્રેણિક રાજાનો જીવ. ૨ રાડો ( કરૂણા જનક ). ૩ સ્વોતકર્ષ—આપ બડાઈ કર્યાના ફળ જૂઓ.

જીવ આ સંસાર છે કારમો[1], દીસે છે આળપંપાળ;
જીવ એહવું જાણી ચેતજે, આગળ માછીડે નાંખી છે જાળ. જી૦ ૨
જીવ માતપિતા ભાઈ બેનડી, સહુ કુટુંબ તણો પરિવાર;
જીવ વેતી વારે સહુ સગું, પછી લાંબા કીધા જુહાર. જી૦ ૩
જીવ ડેહલી લગે સગી અંગના,[2], શેરી લગે સગી માય;
જીવ સીમ લગે સાજન ભલો, પછી હંસ એકીલો જાય. જી૦ ૪
જીવ જાતાં થકાં નવી જાણીયું, નવી જાણ્યો વાર કુવાર;
જીવ ગાડું ભરીયું ઇંધણે, વળી ખોખરી હાંડલી સાર. જી૦ ૫
જીવ આઠમ પાખી ન ઓળખી, જીવ બહુલાં કીધાં પાપ;
જીવ સુમતિવિજય મુનિ એમ ભણે, જીવ આવાગમન નિવાર.જી૦૬

---

## અથ આપ સ્વભાવની સજઝાય.

આપ સ્વભાવમાંરે, અવધુ સદા મગનમેં રહના;
જગત જીવ હે કર્માધીના[3], અચરિજ કછુઅ ન લીના. આ૦ ૧
તુમ નહીં કેરા કોઈ નહીં તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. આ૦ ૨
વપુ[4] વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકા વિલાસી;
[5]વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આ૦ ૩
રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઇનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા.[6] આ૦૪
પરકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આ૦ ૫

---

૧ ખોટા—અસાર. ૨ સ્ત્રી. ૩ કર્મને વશ પડેલા- ૪ શરીર. ૫ શ-રીર મમતાને જ્યારે સર્વથા ટાળે—દૂર કરે. ૬ નાયક—પરમેશ્વર.

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી;[1]
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્‌ગલકી બાજી. ॥આ૦॥ ૬
શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવ નારી. ॥આ૦॥ ૭

---

## શ્રી પ્રદેશી રાજાની સજ્ઝાય.

શ્રી શંખેશ્વર પ્રણમું પાસ, પ્રકટ પ્રભાવી પૂરે આશ;
સાધુશિરોમણિ કેશિકુમાર, મહામુનિવર મોટા ગણધાર. ૧
સેતંબી[2] નગરિસમોસરે, પ્રશ્ન દસ પરદેશી કરે;
સાંભળો સુર નરક સંદેહ, પિતા અધરમી માહરો જેહ. ૨
પાપ કરી નરકે તે ગયો, પાછો મુજ આવી નવિ કહ્યો;
કેશી કહે નગરમંડાણ, સૂરિકંતા નારિ સુજાણ. ૩
સેવંતી દીઠી વ્યભિચાર, તું કાં ન દીએ જાવા જાર;
તિમ તેહને ન દીએ આવવા, પરમાધામી નરકે એહવા. ૪
વળી નૃપ કહે નથી સુરલોક, માતા માહરી ધરમીસલોક;
ગઈ સરગે આવી નવિ કહ્યું, પુણ્યથકી ફલ એમ એ લહ્યું. ૫
ગુરૂ કહે જાય તું મજ્જન કરી, [3]દેવકુલે શુચી વસ્ત્ર ધરી;
[4]કોઈક શ્વપચ તેડે નવિ જાય, તિમ સુર નાવે સુખ મહિમાય. ૬
વળી સંશય મુજ જીવ સુરંગ, ચોર ગ્રહી અથ કોઠી અભંગ;
ઘાલી જોયો નવિ દીઠો જીવ, કિહાં ગયો ગુરૂ કહે સુણુ પારથીવ[5] ૭
ભૂમિગ્રહ[6] પેસી કોઈ ઢોલ, તાડે[7] શબ્દ સુણાય અતોલ;
કુણુ મારગે તે શબ્દ નીકળ્યો, તિમ જીવ વાયુસમો અટકળ્યો. ૮

---

૧ નિભ્રંછના લાયક. ૨ શ્વેતાંબિકા. ૩ ( સ્નાન કરી ) સારાં વસ્ત્રો પહેરીને દેવમંદિરે ( જાય ). ૪ તે વખતે કોઇ ચંડાળ તને તેડવા આવે તો તું જેમ ન જાય. ૫ હે રાજા તું સાંભળ. ૬ ભોંયરામાં. ૭ વગાડે.

વળી કહે તિહાં કીડા ઊપન્યા, જીવ કયે[1] મારગ નિપન્યા;
ગુરૂ કહે લોહખંડ તાપવ્યો, અગનિ કયે છિદ્ર માંહે ઠવ્યો. ૯
વન્હી જીમ પઈઠો લોહમાંહિ, તિમ જીવ ઉપન્યા કોઠીમાંહિ;
વળી ભૂપતિ કહે વૃદ્ધ જુવાન, નાંખે બાણુ ધરી એક તાન. ૧૦
એક આસન એક દૂરે જાય, સરિખો જીવ તો અંતર કાંય;
જીવ પદારથ ઈમ નહીં મહી, ગુરૂ કહે સુણુ રાજન ગહુગહી. ૧૧
તનુ ઉપગરણુ સવિ જૂનાં થયા, સરિખા જીવ પણુ કરમે ગ્રહ્યા;
વળી કહે એક દિન ચોર ઝાલીઓ, શૂલારોપ કરી ઊતારિઓ. ૧૨
હિંગ્રી તોલ્યો સરિખો થયો, જીવ અજીવ અધિકો નવિ લહ્યો;
ગુરૂ કહે દડો વાયે ભર્યો, ઠાલો તોલ્યો સમ ઉતર્યો. ૧૩
તિમ એ જીવ ગુરૂ લઘુ નવિ હોય, વળી રાજા જંપે ગુરૂ જોય;
ચોર ગ્રહી જોયો વધ કરી, ખંડોખંડ કરી ફિરી ફિરી. ૧૪
નવિ લાધ્યો તે જીવ સુજાણુ, કર્યો નિશ્ચય મેં જીવ અઠાણુ;
ગણુધર કહે અરણી પાષાણુ, અગ્નિમાંહિ અછે નૃપ જાણુ. ૧૫
નવિ દીસે તે બાહિર મહીં, જીવ અછે પણુ દીસે નહીં;
જંપે ભૂપતિ ઘટ પટ થંભ, દીસેછે પણુ જીવ અચંભ, ૧૬
કાં નજર નાવે તે જીવ, તેણુ મુજ મન સંશય અતીવ;
આચારજ કહે સાંભળ ભૂપ, તરૂ હાલે છે વારૂ સરૂપ. ૧૭
તરૂ દીસે નવિ દીસે વાય, એહ સરૂપી જીવ કહેવાય;
કહે નરપતિ કુંજર કુંથુઆ, સરીખા જીવ તો કાં જુજુઆ. ૧૮
એક મોટો એક લઘુતર હોય, એ સંશય મુઝ હઈડે જોય;
ગણુધર કહે દીવો ગૃહમાંહિ, અજુઆળું કરે સઘળે ત્યાંહિ. ૧૯
કુંડક મહેલ્યો તવ તિહાં, અજુંઆળુ વ્યાપે વળી જીહાં;
તિમ એ જીવ તનુ વ્યાપી રહ્યો, ગુરૂલઘુ કાયાએ તિમ લહ્યો. ૨૦

---

૧ કયા' માર્ગે.

ઇસમું પ્રશ્ન પૂછે નૃપ વલી, સાંભળો ગણનાયક મનરુલી;
પેઢીગત કિમ મુકું ધર્મ, હોએ લાજ મુઝ લાગે શર્મ. ૨૧
ગુરૂ કહે વ્યાપારી જીમ કોય, વ્યાપારે પોહોંચે તું જોય;
લોહખાણી દેખી તે ભરે, વળી તિહાંથી આઘા સંચરે. ૨૨
ત્રાંબુ દેખી છંડી લોહ, એક ન છંડે આણી મોહ;
રૂપું હેમ રયણ ઇમ લીએ, એક ન છંડે લોહું લીએ. ૨૩
ઘરે આવ્યા તે લીલા કરે, લોહગ્રાહક તે દુખીઓ ફરે;
તિમ કુમત છંડી આપણો, કહેણ કરો અમ જીમ સુખ ઘણો. ૨૪
તેહ વચન નિજ હઇડે ધરે, ગુરૂ વંદી ચરણે અણુસરે;
સામી તેં મુઝ તાર્યો આજ, બેસાર્યો શિવપુરને રાજ. ૨૫
બાર વ્રત ગુરૂ કને ઉચરી, શુદ્ધશ્રાવકના વ્રત આદરી;
પહેલે દેવલોકે થયો દેવ, સુર્યાભ નામ કરે સુરસેવ. ૨૬
અવધિ કરી જોઈ જિનસંગ, બત્રીસબદ્ધ નાટક ઉછરંગ;
કરી વીરજિન વંદી જાય, ગૌતમ પૂછે પ્રણમી પાય. ૨૭
સામી એ કુણ કિમ પામી ઋદ્ધિ, સકલ વાત કહી સુપ્રસિદ્ધિ;
એક ભવાંતર મુગતિ જશે, અવિચલ સુખ પૂરાં પામશે. ૨૮
રાયપસેણીમાંહિ અધિકાર, જોઈ કીધો એહ વિચાર;
અધિકું ઓછું જે અહીં હોય, પંડિત જન શુદ્ધ કરજો સોય. ૨૯
ગુરૂનામે લહીએ ગહગટ્ટ, ગુરૂનામે લહીએ શિવવટ્ટ;
એહવા ગુરૂની સેવા મિલે, તો મનવંછિત આશા ફલે. ૩૦
સંવત્ સત્તર પણવીસો સાર, આસાઢ સુદિ તેરસ રવિવાર;
જયવિજયપંડિતસુપસાય, મેરૂવિજય રંગે ગુણગાય. ૩૧

---

# શ્રી સ્થાપના કુલક સજ્ઝાય.

પૂરવ નવમાંથી ઉદ્ધરી, જિમ ભાખે શ્રીભદ્રબાહુ[1]રે;
સ્થાપના કલ્પ[2] અમે કહું, તિમ સાંભળજો સહુ સાહૂરે. ૧
પરમ ગુરૂ વચણે મન દીજે, તો સુરતરૂ ફળ લીજે. એ ટેક.
લાલ વરણુ જે થાપના, માંહે રેખા શ્યામ તે જોયરે;
આયુ જ્ઞાન બહુ સુખ દીએ, તે તો નીલકંઠ[3] સમ હોયરે. ૨
પીત વરણુ જે થાપના, માંહે દીસે બિંદુ તે શ્વેતરે;
તેહ પખાલી પાઈએ, સવી રોગ વિલયનો હેતરે. ૩
શ્વેત વરણુ જે થાપના, માંહે પીત બિંદુ તસ હોયરે;
નયન રોગ છાંટે ટળે, પીતાં ટળે શૂલ શરીરરે. ૪
નીલ વરણુ જે થાપના, માંહે પીત બિંદુ તે સારરે;
તેહ પખાલી પાઈએ, હોય અહિ[4] વિષનો ઉતારરે. ૫
ટાળે વિશૂચિકા રોગ જે, ઘૃત લાભ દીએ [5]ઘૃતવર્ન્નરે;
રક્ત વર્ણ પાસે રહ્યો, મોહે માનવી કેરાં મન્નરે. ૬
શુદ્ધ શ્વેત જે થાપના, માંહે દીસે રાતી રેખરે;
ડંકથકી વિષ ઉતરે, વળી સિઝે કાર્ય અશેષરે. ૭
અર્ધ રક્ત જે થાપના, વળી અર્ધ પીત પુરિપુષ્ટરે;
તેહ પખાળી છાંટીએ, હરે અક્ષિ[6]રોગને દુષ્ટરે. ૮
જંબૂવર્ણ જે થાપના, માંહે સર્વ વર્ણના બિંદુરે;
સર્વ સિદ્ધિ તેહથી હોયે, મોહે નરનારીના વૃંદરે. ૯
જાતિ પુષ્પ સમ થાપના, સુતવંશ વધારે તેહરે;
મોર પિચ્છ સમ થાપના, વંછિત દીએ ન સંદેહરે. ૧૦

---

૧ ચૌદ પૂર્વધર યુગ પ્રધાન શ્રીમાન્ યશોભદ્રસૂરીશ્વરના પટોધર શિષ્યરત્ન. ૨ સ્થાપનાચાર્ય તરીકે જે અક્ષ (ગોળ શંખ–દક્ષિણાવર્ત) રાખવા ફરમાવેલ છે તેના ગુણનું જેમાં પ્રતિપાદન કરવામાં આવે છે તે ગ્રંથ. ૩ મહાદેવ સદૃશ. ૪ સર્પ. ૫ ઘીવર્ણી સ્થાપના. ૬ નેત્ર.

સિદ્ધિ કરે ભય અપહરે, પારદ[1] સમ બિંદુ તે શ્યામરે;
મષક સમ જે થાપના, તે ટાળે અહિ વિષ ઠાણુરે. ૧૧
એક આવર્તે સુખ દીએ, બેહુ આવર્તે ભંગરે;
ત્રિહું આવર્તે માન દે, ચિહું આવર્તે નહિં રંગરે. ૧૨
પંચ આવર્તે ભય હરે, છ આવર્તે દીએ રોગરે;
સાત આવર્તે સુખ કરે, વળી ટાળે સઘળા રોગરે. ૧૩
[2]વિષમાવર્તે સુખ ફળ ભલું, [3]સમ આવર્તે ફળ હીનરે;
ધર્મ નાશ હોય તેહથી, એમ ભાખે તત્ત્વ પ્રવીણુરે. ૧૪
જેહ વસ્તુમાં થાપિયે, દક્ષિણ આવર્તે તેહરે;
તે અખૂટ સઘળું હોયે, કહે વાચક યશ ગુણગેહરે. ૧૫

---

## અથ ગહુંલી.

રાગ—ધોલ.

એની સંચરતારે સંસારમાં, એની સહગુરૂ ધર્મ સંજોગ
વધાવો ગહૂંઅલીરે, એની સદ્દહણા જિન શાસનનીરે,
એની પૂરણ પુણ્ય સંજોગ. ॥ વ૦ ॥ ૧ ॥
એની શમ સંતોષ સાડી બનીરે, બની નવ બ્રહ્મ નવરંગ ઘાટ ॥વ॥
એની તપ જપ ચોખા ઉજળારે, એની સત્યવ્રત વિનય સુપાટ ॥વ૦॥૨॥
એની સમકિત સોવન થાળમાંરે, એની કનક કચોલે ચંગ ॥ વ૦ ॥
એની સંવર કરો શુભ સાથીયોરે, એની આણા તિલક અભંગ ॥વ૦॥૩॥
એની સમિતિ ગુપ્તિ શ્રીફળ ધરોરે, એની અનુભવ કુંકુમ ઘોલ ॥વ૦॥
એની નવ તત્ત્વ હાર હઇયે ધરોરે, એની ચરચો ચંદન રંગરોલ ॥વ૦॥૪॥
એની ભવજળ જેહમાં ભેદીયેરે, એની વિવેક વધાવો શાલ ॥વ૦॥
એની વીર કહે જિન શાસનેરે, એની રહેતાં મંગળમાલ ॥વ૦॥ ૫ ॥

---

૧ પારો. ૨ એકી એટલે–૧–૩–૫–૭ વિ. ૩ બેકી એટલે ૨–૪–૬વિ૦

## અથ ચૂનડી.

હાંજી સમકિત પાળો કપાસનો, હાંજી પીંજણુ પાપ અઢાર;
હાંજી સૂત્ર ભલુંરે સિદ્ધાંતનું, હાંજી ટાળો આઠ પ્રમાદ,
હાંજી શીયલ સુરંગી ચૂનડી. ૧

હાંજી ત્રણ ગુપ્તિ તણો તાણો, હાંજી નલીય ભરી નવ વાડ;
હાંજી વાણો વણોરે વિવેકનો, હાંજી [1]એમા ઝૂંટીય ખાડ ॥હાં૦શી॥૨

હાંજી મૂલ ઉત્તર ગુણ ઘૂઘરા, હાંજી છેડા વણોને ચાર;
હાંજી ચારિત્ર ચંદો વચ્ચે ધરો, હાંજી હિંસક મોર ચકોર ॥હાં૦શી॥૩

હાંજી અજબ બિરાજે ચૂનડી, હાંજી કહો સખી કેટલું મૂલ્ય;
હાંજી લાખે પણ લાભે નહિ, હાંજી એહ નહીં સમતોલ ॥હાંજીશી॥૪

હાંજી પહેલી ઓઢી શ્રી નેમજી, હાંજી બીજી રાજુલ નેટ;
હાંજી ત્રીજી ગજસુકુમાલજી, હાંજી ચોથી સુદર્શન શેઠ ॥હાંજીશી॥૫

હાંજી પાંચમી જંબુ સ્વામિને, હાંજી છઠ્ઠી ધન્નો અણગાર;
હાંજી સાતમી મેઘ મુનીસરૂ,હાંજી આઠમી અવંતિ સુકુમાર ॥હાંજીશી॥૬

હાંજી સીતા કુંતા દ્રૌપદી, હાંજી દમયંતી ચંદનબાલ;
હાંજી અંજના ને પદ્માવતી, હાંજી શીયલવતી અતિ સાર ॥હાંજીશી॥૭

હાંજી અજબ બિરાજેરે ચૂનડી, હાંજી સાધુનો શણગાર;
હાંજી **મેઘ મુનિસ** એમ ભણે, હાંજી શીયલ પાળો નરનાર.
હાંજી શીયલ સુરંગી ચૂનડી. ૮

---

૧ ક્ષમા.

# ॥ અથ પખ્ખિપ્રતિક્રમણ વિધિ ॥

પ્રથમ દૈવસિક પ્રતિક્રમણમાં વંદિત્તુ કહી રહિયે ત્યાં સુધી સર્વ કહેવું; પણ ચૈત્યવંદન સકલાર્હતનું કહેવું અને થોયો સ્નાતસ્યાની કહેવી. પછી ખમાસમણ દઇને "દેવસિઅ આલોઇઅ પડિક્કંતા ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પખ્ખિમુહપત્તિ પડિલેહું? ઇચ્છં" એમ કહી મુહપત્તિ પડિલેહવી, પછી વાંદણાં બે દેવાં, પછી ઇચ્છાકારેણ૦ સંદિ૦ ભગ૦ અબ્ભુટ્ઠિઓહં સંબુદ્ધાખામણેણં અબ્ભિંતર પખ્ખિઅં ખામેઉં? ઇચ્છં ખામેમિ પખ્ખિઅં, [1]પનરસ દિવસાણં, પનરસ રાઇઆણં, જંકિંચિ અપત્તિયં૦ કહી, ઇચ્છાકારેણ સં૦ ભગ૦ પખ્ખિઅં આલોઉં? ઇચ્છં આલોએમિ જો મે પખ્ખિઓ અઇઆરો કઓ૦ કહી "ઇચ્છાકારેણ૦ સંદિ૦ ભગ૦ પખ્ખિ અતિચાર આલોઉં? ઇચ્છં" એમ કહી અતિચાર કહિયે. પછી "એવંકારે શ્રાવકતણે ધર્મે શ્રીસમકિત મૂલ બાર વ્રત એકસો ચોવીશ અતિચાર માંહે જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહે સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવ્વે હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં" કહી "સવ્વસ્સવિ પખ્ખિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! [2]ઇચ્છં તસ્સ મિચ્છામિદુક્કડં" કહી, "ઇચ્છકારી ભગવન્! પસાયકરી પખ્ખિતપ પ્રસાદ કરોજી." એમ ઉચ્ચાર કરીને આવી રીતે કહીયે: "ચઉત્થેણં, એક ઉપવાસ, બે આયંબિલ, ત્રણ નીવિ ચાર એકાસણાં, આઠ બેઆસણાં, બે હજાર સજ્ઝાય યથાશક્તિ તપ કરી પહોંચાડવો." પછી પ્રવેશ[3] કર્યો હોય તો, 'પઇટ્ઠિઓ' કહીએ અને કરવો હોય તો 'તહત્તિ' કહીએ, તથા ન કરવો

---

૧ એક પખ્ખાણં (અંતોપખ્ખસ્સ) પન્નરસરાઈદિઆણં. ૨ ગુરૂ પડિક્કમેહ કહે પછી. ૩ તપ.

હોય તો અણબોલ્યા[1] રહીએ. પછી વાંદણાં બે દેવાં. પછી " ઇચ્છાકા૦ અબ્ભુટ્ઠિઓડહં પત્તેઅખામણેણં અબ્ભિંતરપખ્ખિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ પખ્ખિઅં. [2]પનરસ દિવસાણં પનરસ રાઈઆણં જંકિંચિ અપત્તિયં૦ કહી વાંદણાં બે દેવાં. પછી દેવસિઅ આલોઈઅ પડિક્કંતા ઇચ્છાકા૦ સંદિ૦ ભગવન્૦ પખ્ખિઅં પડિક્કમું[3]? સમ્મં પડિક્કમામિ ઇચ્છં એમ કહી કરેમિભંતે સામાઇયં૦ કહી, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે પખ્ખિઓ૦ કહેવું. પછી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિ૦ પખ્ખિસૂત્ર કહું ? એમ કહી નવકાર ગણી સાધુ હોય તો પખ્ખિસૂત્ર કહે અને સાધુ ન હોય તો ત્રણ નવકાર ગણીને શ્રાવક વંદિત્તુ કહે. પછી સુઅદેવયાની થોય કહેવી. પછી હેઠા બેસી જમણો ઢિંચણ ઉભો રાખી, એક નવકાર ગણી, કરેમિભંતે૦ ઇચ્છામિ પડિ૦ કહી વંદિત્તુ કહેવું. પછી કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે પખ્ખિઓ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહીને બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. તે લોગસ્સ ચંદેસુ નિમ્મલયરા સુધી કહેવા, અથવા અડતાળીશ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારવો, પારીને પ્રકટ લોગસ્સ કહી, મુહપત્તિ પડિલેહીને, વાંદણાં બે દેવાં. પછી 'ઇચ્છાકા૦ અબ્ભુટ્ઠિઓડહં સમત્તખામણેણં અબ્ભિંતર પખ્ખિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ પખ્ખિઅં, 'એકપખ્ખાણં, પનરસ રાઈઆણં પનરસદિવસાણં જંકિંચિ અપત્તિઅં૦' કહી, પછી ખમાસમણ દઈને ઇચ્છાકા૦ પખ્ખિ ખામણા ખામું ? એમ કહી ખામણાં ચાર ખામવાં. પછી દેવસિ પ્રતિક્રમણમાં વંદિત્તુ કહ્યા પછી બે વાંદણાં દઇએ ત્યાંથી તે સામાયિક

---

૧ યથાશક્તિ કેટલાક બોલે છે. ૨ એક પખ્ખાણં પનરસ દિવસાણં પનરસરાઇઆણં. ૩ પખ્ખિઅં પડિક્કમાવેહ ! ગુરૂ કહે 'સમ્મં પડિક્કમેહ' શિષ્ય કહે 'ઇચ્છં', સમ્મં પડિક્કમામિ.'

પારીએ ત્યાં સુધી સર્વ દેવસીની પેઠે જાણવું, પણ સુઅદેવયાની થોયોને ઠેકાણે જ્ઞાનાદિ૦ની થોયો કહેવી. સ્તવન અજિતશાંતિનું કહેવું. સજ્ઝાયને ઠેકાણે ઉવસગ્ગહરં તથા સંસારદાવાની થોયો ચાર કહેવી અને લઘુશાંતિને ઠેકાણે મ્હોટી શાન્તિ કહેવી.

॥ ઇતિ પખ્ખિપ્રતિક્રમણ વિધિ.

---

## ॥ અથ ચઉમાસી પ્રતિક્રમણ વિધિ ॥

એમાં ઉપર કહ્યા મુજબ પખ્ખિની વિધિ પ્રમાણે કરવું પણ એટલું વિશેષ જે બાર લોગસ્સના કાઉસ્સગ્ગને ઠેકાણે વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો અને પખ્ખિના શબ્દને ઠેકાણે ચઉમાસીનો શબ્દ કહેવો તથા તપને ઠેકાણે "છઠ્ઠેણં, બે ઉપવાસ, ચાર આયંબિલ, છ નીવિ, આઠ એકાસણાં, સોળ બેઆસણાં, ચાર હજાર સજ્ઝાય૦" એ રીતે કહેવું ॥ ઇતિ ॥

---

## ॥ અથ સંવત્સરી પ્રતિક્રમણ વિધિ ॥

એમાં પણ ઉપર લખ્યા મુજબ પખ્ખિની વિધિ પ્રમાણે કરવું; પણ એટલું વિશેષ જે બાર લોગસ્સના કાઉસ્સગ્ગને ઠેકાણે ચાળીશ લોગસ્સ અને એક નવકાર અથવા એક સો અને સાઠ (એકસઠ) નવકારનો કાઉસ્સગ્ગ કરવો અને તપને ઠેકાણે "અઠ્ઠમ ભત્તં, ત્રણ ઉપવાસ, છ આયંબિલ, નવ નીવિ, બાર એકાસણાં, ચોવીશ બેઆસણાં અને છ હજાર સજ્ઝાય૦" એ રીતે કહેવું. અને પખ્ખિના શબ્દને ઠેકાણે સંવચ્છરીનો શબ્દ કહેવો.

॥ ઇતિ સંવત્સરી પ્રતિક્રમણ વિધિ.

---

# *પોસહ લેવાની વિધિ.

પ્રથમ ખમાસમણ દઈ, પ્રકટ લોગસ્સ કહેવા પર્યંત ઈરિયાવહિ પડિક્કમી, "ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! પોસહ મુહપત્તિ પડિલેહું?" એમ બોલી, ગુરૂ આદેશ આપે એટલે "ઈચ્છં" કહીને મુહપત્તિ પડિલેહવી. પછી [1]ખમા૦ [2]"ઈચ્છા૦ પોસહ સંદિસાહું?" "ઈચ્છં" ખમા૦ "ઈચ્છા૦ પોસહ ઠાઉં?" પછી 'ઈચ્છં' કહી બે હાથ જોડી નવકાર ગણી, "ઈચ્છકારિ ભગવન્ પસાય કરી પોસહદંડક ઉચ્ચરાવોજી" કહેવું એટલે ગુરૂ પોસહની કરેમિભંતે ઉચ્ચરાવે.

પછી ખમાસમણ દઈ "ઈચ્છા૦ સામાયિક મુહપત્તિ પડિલેહું?" 'ઈચ્છં' કહી, મુહપત્તિ પડિલેહીને, ખમા૦ "ઈચ્છા૦ સામાયિક સંદિસાહું?" 'ઈચ્છં' કહી ખમા૦ "ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ સામાયિક ઠાઉં?" 'ઈચ્છં' કહી બે હાથ જોડી નવકાર ગણી "ઈચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિકદંડક ઉચ્ચરાવોજી" કહેવું. ગુરૂ 'કરેમિ ભંતે સામાઈયં' નો પાઠ કહે. પછી ખમા૦

---

* ધર્મની પુષ્ટિને જે ધારણ કરે તેને "પૌષધ" કહીએ, શ્રાવકના બાર વ્રતમાં એ અગ્યારમું વ્રત છે. અષ્ટમી ચતુર્દશી વગેરે પર્વ તિથિને દિવસે ચાર પહોરનો અથવા આઠ પહોરનો કરવામાં આવે છે, તે પૌષધના મુખ્ય ચાર ભેદ છે. ૧ આહાર. પોસહ-ઉપવાસ વગેરે તપ કરવો તે. ૨ શરીર સત્કાર પોસહ-શરીરની સ્નાન વિલેપનાદિવડે વિભૂષા-સત્કાર ન કરવો તે. ૩ બ્રહ્મચર્ય પોસહ-શિયળ પાળવું તે અને ૪ અવ્યાપાર પોસહ-સાવદ્ય વ્યાપાર સર્વનો ત્યાગ કરવો તે. આ ચારે પ્રકારના પોસહના દેશથી અને સર્વથી એમ બે બે ભેદ થતાં મુખ્ય આઠ ભેદ થાય છે અને સંયોગી ભેદ ૮૦ થાય છે. પરંતુ પૂર્વાચાર્યની પરંપરાએ હાલમાં માત્ર આહાર પોસહજ દેશથી અને સર્વથી કરવામાં આવે છે. બાકીના ત્રણ પ્રકારના પોસહ તો સર્વથીજ થઇ શકે છે. આહાર પોસહમાં ચૌવિહાર ઉપવાસ

ઇચ્છા૦ "બેસણે સંદિસાહું?" ઇચ્છં ખમા૦ ઇચ્છા૦ 'બેસણે ઠાઉં ?" ઇચ્છં૦ ખમા૦ ઇચ્છા૦ "સજ્ઝાય સંદિસાહું ?" 'ઇચ્છં૦' ખમા૦ ઇચ્છા૦ " સજ્ઝાય કરૂં ?" 'ઇચ્છં' કહી, ત્રણ નવકાર ગણવા, પછી ખમા૦ ઇચ્છા૦ ' બહુવેલ સંદિસાહું ?' 'ઇચ્છં' ખમા૦ ઇચ્છા૦ "બહુવેલ કરશું." 'ઇચ્છં' ખમા૦ ઇચ્છા૦ "પડિલેહણ કરૂં ?" "ઇચ્છં' કહીને મુહપત્તિ વગેરે પાંચ વાનાં પડિલેહવા. પોસહ લીધા અગાઉ ઘરે અથવા ઉપાશ્રયે પડિલેહણ કરી હોય તેણે અહિં તેમજ ઉપધિ સંબંધિ આદેશ વખતે માત્ર મુહપત્તિજ પડિલેહવી (મુહપત્તિ ૫૦ બોલથી, ચરવળો ૧૦ બોલથી, કટાસણું ૨૫ બોલથી, સૂત્રનો કંદોરો ૧૦ બોલથી અને ધોતિયું ૨૫ બોલથી પડિલેહવું). પછી ખમાસમણ દઈ, ઇચ્છકારી ભગવન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી." એમ કહી વડિલ (બ્રહ્મચર્યવ્રત ધારી) નું અણપડિલેહ્યું એક વસ્ત્ર [ ઉત્તરાસન ] પડિલેહવું. પછી

---

કરવો તે સર્વથી. અને તિવિહાર ઉપવાસ, આયંબિલ, નીવી અને એકાસણું કરવું તે દેશથી સમજવો. માત્ર રાત્રિના ચાર પહોરનો પોસહ કરનારે પણ દિવસે એમાંનું કાંઈપણ વ્રત કરેલું હોવું જોઇએ, એવો નિયમ છે.

### પોસહમાં ૧૮ દોષ ટાળવા તેનાં નામ.

૧. પોસહમાં વ્રત વિનાના બીજા શ્રાવકનું પાણી ન પીવું.
૨. પોસહ નિમિત્તે સરસ આહાર લેવો નહિ.
૩. ઉત્તરપારણાને દિવસે વિવિધ પ્રકારની સામગ્રી મેળવવી નહીં.
૪. પોસહમાં અથવા પોસહ નિમિત્તે આગલે દિવસે દેહવિભૂષા કરવી નહિ.
૫. પોસહ નિમિત્તે વસ્ત્ર ધોવરાવવાં નહીં.
૬. પોસહ નિમિત્તે આભૂષણ ઘડાવવાં નહીં અને પોસહમાં આભૂષણ પહેરવાં નહીં.
૭. પોસહ નિમિત્તે વસ્ત્ર રંગાવવાં નહીં.

ખમા૦ ઈચ્છા ઉપધિ મુહપત્તિ પડિલેહું ? " ' ઈચ્છં ' કહી મુહ-પત્તિ પડિલેહવી. પછી ખમા૦ ઈચ્છા૦ "ઉપધિ સંદિસાહું ?" ઈચ્છં કહી ખમા૦ ઈચ્છા૦ "ઉપધિ પડિલેહું ?" ઈચ્છં કહીને પૂર્વે પડિ-લેહતાં બાકી રહેલ ઉત્તરાસણ, માત્રું કરવા જવાનું વસ્ત્ર અને રાત્રિ પોસહ કરવો હોય તો કામળી વગેરે ૨૫-૨૫ બોલથી પ-ડિલેહવાં. પછી એક જણે ડંડાસણ જાચી લેવું. તેને પડિલેહી, ઇ-રિયાવહી પડિક્કમીને: કાજો લેવો. કાજો શુદ્ધ કરીને એટલે તપા-સીને ત્યાંજ સ્થાપનાચાર્યની સન્મુખ ઉભા રહીને ઇરિયાવહી પ-ડિક્કમવા. પછી કાજો ઉદ્ધરી યથાયોગ્ય સ્થાનકે अणुजाणह जस्सुग्गहो કહીને પરઠવવો. પરઠવ્યા પછી ત્રણ વાર वोसिरे કહેવું, પછી મૂળ-સ્થાનકે આવીને સૌ સાથે દેવ વાંદવા અને સજ્ઝાય કરવી.

---

૮. પોસહમાં શરીરપરથી મેલ ઉતારવો નહીં.

૯. પોસહમાં અકાળે શયન કરવું નહીં. નિદ્રા લેવી નહીં. ( રાત્રિને બીજે પ્રહરે સંથારા પોરિસી ભણાવીને નિદ્રા લેવી. )

૧૦. પોસહમાં સારી કે નઠારી સ્ત્રી સંબંધી કથા કરવી નહીં.

૧૧. પોસહમાં આહારને સારો નઠારો કહેવો નહીં.

૧૨. પોસહમાં સારી યા નઠારી રાજકથા કે યુદ્ધકથા કરવી નહીં.

૧૩. પોસહમાં દેશ કથા કરવી નહીં.

૧૪. પોસહમાં પુંજ્યા પડિલેહ્યા વિના લઘુનીતિ વડીનીતિ પરઠવવી નહિ.

૧૫. પોસહમાં કોઈની નિંદા કરવી નહીં.

૧૬. પોસહમાં ( વગર પોસાતી ) માતા, પિતા, પુત્ર, ભાઈ, સ્ત્રી વગેરે સંબંધીઓ સાથે વાર્તાલાપ કરવો નહીં.

૧૭. પોસહમાં ચોર સંબંધી વાર્તા કરવી નહીં.

૧૮. પોસહમાં સ્ત્રીનાં અંગોપાંગ નિરખીને જોવાં નહીં.

આ અઢાર દોષ જરૂર ટાળવા.

## *પડિલેહણની વિધિ.

પ્રથમ ઇરિયાવહી પડિક્કમીને ખમાસમણુ દઈ "ઇચ્છા૦ પડિલે-હણ કરૂં ? ઇચ્છં" કહી, ઉભડક પગે બેસી મુહપત્તિ, ચરવળો, કટાસણું તથા સઘળાં વસ્ત્રની એક સાથે પૂર્વે કહ્યા તેટલા બોલથી પડિલેહણ કરવી. પછી ડંડાસણ લઇ, પડિલેહી[1] કાજો લઈ, શુદ્ધ કરી, ત્યાંજ ઇરિયાવહી પડિક્કમીને "અણુજાણહ જસ્સુગ્ગહો" કહી પરઠવવો. અને ત્યાર પછી પૂર્વોક્ત વિધિએ પોસહ લેવો; પણ તેમાં પડિલેહણ ન કરવી અને કાજો ન લેવો. છેવટે 'વિધિ કરતાં જે કાંઈ અવિધિ થઈ હોય તેનો મિચ્છામિ દુક્કડં' દઇને દેવ વાંદવા અને સજ્ઝાય કરવી.

---

* પોસહ કરવાને ઇચ્છનારે પ્રભાતમાં વહેલા ઉઠીને રાઇ પડિક્કમણું જરૂર કરવું જોઇએ. વિધિના જાણ શ્રાવકો તો પડિલેહણ અને દેવવંદન પણ તે સાથેજ કરે છે. ત્યાર પછી જિનમંદિરની જોગવાઈ હોય તો જિન-પૂજા કરીને પછી ઉપાશ્રયે આવી ગુરૂ સમક્ષ પોસહ ઉચ્ચરવો. હાલમાં આ પ્રમાણે પ્રવૃત્તિ છે પરંતુ મુખ્ય વૃત્તિએ રાઇપડિક્કમણની સાથેજ પ્રતિ-ક્રમણ કરી રહી, સામાયિક પાર્યા શિવાય પોસહ ઉચ્ચરવો અને તેમાં પડિલેહણના આદેશ વખતેજ પડિલેહણ કરવી અને પછી દેવ વાંદવા અને સજ્ઝાય કરવી; પ્રતિક્રમણ સાથે પડિલેહણ ન કરનારને આ પ્રમાણે વિધિ કરવી.

[1] પોસહ લીધા અગાઉ કાજો લેનારને કાજો લીધા અગાઉ ઇરિયાવહી પડિક્કમવા નહિ.



## દેવ વાંદવાની વિધિ.

પ્રથમ ખમાસમણ દઈ, ઇરિયાવહી પડિક્કમી, લોગસ્સ કહી, ઉત્તરાસણ નાંખીને ખમા૦ ઇચ્છા૦ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી ચૈત્યવંદન કરી નમુત્થુણં અને જયવીયરાય (આભવમખંડા સુધી) કહી, ખમા૦ દઈ ચૈત્યવંદન કરી, નમુત્થુણં કહી યાવત્ ચાર થોઇઓ કહેવી. પછી નમુત્થુણં કહીને બીજી વાર ચાર થોઇઓ કહેવી, પછી નમુત્થુણં કહી, બે જાવંતિ૦ કહી, સ્તવન ( ઉવસગ્ગહરં અથવા બીજું. ) કહેવું અને જયવીયરાય અરધા ( આભવમખંડા સુધી ) કહેવા. પછી ખમા૦ દઈ ચૈત્યવંદન કરી, નમુત્થુણં કહીને જયવીયરાય સંપૂર્ણ કહેવા. ત્યાર પછી વિધિ કરતાં અવિધિ થઈ હોય તેનો મિચ્છામિ દુક્કડં દઇને, પ્રભાતના દેવવંદનમાં છેવટે સજ્ઝાય કહેવી ( બપોરે તથા સાંજે ન કહેવી ). તે સજ્ઝાયને માટે એક ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ? ઇચ્છં કહી નવકાર ગણીને ઉભડક પગે બેસીને એક જણ મન્હજિણાણંની સજ્ઝાય કહે. ( ત્યાર પછી નવકાર ન ગણવો. )

---

હવે છ ઘડી દિવસ ચડ્યા પછી પોરસી ભણાવવી તેની વિધિ-પ્રથમ ખમા૦ ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસિ ? કહી, બીજું ખમા૦ દઈ ઇરિયાવહી પડિક્કમવા. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં કહીને મુહપત્તિ પડિલેહવી.

ત્યાર પછી ગુરૂ હોય તો તેમની સમક્ષ[1] રાઈ મુહપત્તિ પડિલેહવી તેની વિધિ આ પ્રમાણે—

પ્રથમ ખમા૦ દઇ, ઇરિયાવહી પડિક્કમી, ખમા૦ દઇ ઇચ્છા૦ રાઈ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી

---

૧ આ વિધિ ગુરૂ સમક્ષ રાઇ પ્રતિક્રમણ કર્યું હોય તેને કરવાની નથી, તેમ ગુરૂ ન હોય ત્યારે પણ કરવાની નથી.

બે વાંદણાં દેવાં, પછી ઇચ્છા૦ રાઇયં આલોઉં? ઇચ્છં કહી તેનો પાઠ કહેવો. પછી સવ્વસ્સવિ રાઇય૦ કહીને પંન્યાસ હોય તો તેમને બે વાંદણાં દેવા, પંન્યાસ ન હોય તો એક ખમાસણજ દેવું. પછી ઇચ્છકાર સુહરાઇ૦ કહીને ખમાસમણ દઇ અબ્ભુટ્ઠિઓહં ખમાવવું. બે વાંદણાં દેવા. પછી 'ઇચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી, એમ કહીને પચ્ચખ્ખાણ કરવું (લેવું).



## સાંજની પડિલેહણ વિધિ.

પ્રથમ ખમા૦ દઇ ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી. કહી ખમા૦ ઇચ્છા૦ ઇરિયાવહીયં પડિક્કમામિ કહી, ઇરિયાવહી પડિક્કમવા. પછી ખમા૦ ઇચ્છા૦ ગમણાગમણે આલોઉં ? ઇચ્છં કહી ગમણાગમણે આળોવવા. પછી ખમા૦ ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ઇચ્છં કહી ખમા૦ ઇચ્છા૦ પોસહશાલા પ્રમાર્જું ? ઇચ્છં કહીને ઉપવાસવાળાએ મુહપત્તિ, કટાસણું ને ચરવળો પડિલેહવા, અને જમ્યા હોય તેણે કંદોરો, ધોતીયું, સુધાં પાંચ વાનાં પડિલેહવાં. પછી ખમા૦ "ઇચ્છકારી ભગવાન્ પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી" એમ કહીને વડીલનું એક વસ્ત્ર પડિલેહવું. પછી ખમા૦ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહીને ખમા૦ ઇચ્છા૦ સજ્ઝાય કરૂં? ઇચ્છં કહી નવકાર ગણીને મન્હજિણાણંની સજ્ઝાય ઉભડક પગે બેસીને કહેવી. પછી ખાધું હોય તે વાંદણાં દઇને પાણહારનું પચ્ચખ્ખાણ કરે ( ચોવિહાર ઉપવાસવાળાને તો પચ્ચખ્ખાણ કરવાનું નથી, પણ પ્રભાતે તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ લીધું હોય અને પાણી ન પીધું હોય તો આ વખતે ચોવિહારનું પચ્ચખ્ખાણ કરે ). પછી ખમા૦ ઇચ્છા૦ ઉપધિ સંદિસાહું ? ઇચ્છં ખમા૦ ઇચ્છા૦ ઉપધિ પડિલેહું ] ઇચ્છં કહી પ્રથમ પડિલેહતાં બાકી રહેલાં વસ્ત્રોની પડિલેહણા કરે. તેમાં

રાત્રિ પોસહ કરનાર પ્રથમ કામળી પડિલેહે. પડિલેહણ થઇ રહે એટલે સર્વ ઉપધિ ( વસ્ત્રાદિ ) લઇને ઉભા થાય એટલે એક જણ ડંડાસણ લાવી, પડિલેહી, ઇરિયાવહી પડિક્કમી, કાજો લઇ શુદ્ધ કરી, ઇરિયાવહી પડિક્કમીને વિધિયુક્ત પરઠવે. પછી સર્વે દેવ વાંદે.

---

રાત્રે વડીનીતિ લઘુનીતિ વગેરે પરઠવવા યોગ્ય જગ્યા જોઇ આવીને પ્રતિલેખન નિમિત્તે નીચે પ્રમાણે માંડલાં કરવાનાં છે. તેમાં પ્રથમ સંથારા પાસેની જગ્યાએ છ માંડલાં કરવાં—

१ [1]आघाडे [2]आसन्ने [3]उच्चारे [4]पासवणे [5] अणहियासे.

२ आघाडे आसन्ने पासवणे अणहियासे.

३ आघाडे [6]मज्जे उच्चारे पासवणे अणहियासे.

४ आघाडे मज्जे पासवणे अणहियासे.

५ आघाडे [7]दूरे उच्चारे पासवणे अणहियासे.

६ आघाडे दूरे पासवणे अणहियासे.

બીજા છ ઉપાશ્રયના બારણાની તરફના માંડલાં ઉપર પ્રમાણેજ કહેવા. પણ अणहियासे ને બદલે [8]अहियासे કહેવું.

ત્રીજા છ માંડલાં ઉપાશ્રયના બારણા બહાર નજીક રહીને કરવાનાં તથા ચોથા છ ઉપાશ્રયથી સો હાથને આશરે દૂર રહીને કરવાનાં છે. તે બાર માંડલામાં ફક્ત आघाडे ને બદલે [9]अनाघाडे શબ્દ કહેવો. બાકીના શબ્દો ઉપરના છ છ માંડલામાં લખ્યા પ્રમાણેજ કહેવા. એ પ્રમાણે ૨૪ માંડલાં કર્યા પછી ઇરિયાવહી પડિક્કમીને ચૈત્યવંદન કહેવા પૂર્વક પ્રતિક્રમણ કરે.

---

૧ આઘાટ કારણે. ૨ નજીકમાં. ૩ વડીનીતિ. ૪ લઘુનીતિ. ૫ સહન ન થઇ શકે તો. અહીં પ્રમાર્જના કરવું એ દરેક ઠેકાણે સંબંધ છે, ૬ વચ્ચે. ૭ છેટે. ૮ સહન થઇ શકે તો. ૯ આઘાટ [illegible]નું હોય તો.

# પ્રતિક્રમણ સંબંધી ઉપયોગી વિષયો.

(૧) **મુદ્રા**—મુદ્રાના ત્રણ ભેદ છે. " યોગમુદ્રા, જિનમુદ્રા, અને મુક્તાશુક્તિ મુદ્રા " બે હાથની દશ આંગુલી માંહોમાંહે અંતરિત કરીને કમળના ડોડાને આકારે હાથ જોડી પેટની ઉપર કોણી સ્થાપવી તેને " **યોગમુદ્રા** " કહીએ. આ મુદ્રાવડે ચૈત્યવંદન, શક્રસ્તવ–નમુત્થુણં, સ્તવન આદિ કહેવામાં આવે છે. ચાર આંગળ પગના આગળના ભાગમાં અંતર રાખવું તથા પાછળના ભાગમાં તેથી કંઈક ઓછું અંતર રાખવું, એ રીતે રાખીને ઉભા રહેવું, તેને " **જિનમુદ્રા** " કહેવામાં આવે છે. આ મુદ્રાએ ઉભા ઉભા કરવાની કાઉસ્સગ્ગ, વંદન વગેરે સર્વ ક્રિયા કરવામાં આવે છે, તેમાં યથાસંભવ યોગમુદ્રાનો પણ ઉપયોગ કરવામાં આવે છે. તથા બે હાથ કમળના ડોડાની પેરે પોલા રાખી, જોડીને લલાટે લગાડવા, તેને " **મુક્તાશુક્તિ** " મુદ્રા કહીએ. આ મુદ્રાએ 'જાવંતિ ચેઈઆઇં, જાવંત કેવિસાહૂ અને જયવીયરાય' કહેવા, તેમાં લલાટે હાથ રાખીને તો ફક્ત " આભવમખંડા " પર્યંત " જયવીયરાય " કહેવાની પ્રવૃત્તિ છે.

(૨) **સ્થાપના**—આચાર્ય મહારાજના ૩૬ ગુણે કરીને સહિત એવા ગુરૂ મહારાજની સમીપે ક્રિયા કરવી. તેમને અભાવે અક્ષાદિકની સ્થાપના કરીએ, તે ન હોય તો જ્ઞાન, દર્શન, ચારિત્રનાં ઉપકરણોની સ્થાપના કરવી. અક્ષ ( ગુરૂ મહારાજ સ્થાપનામાં રાખે છે તે ), વરાટક ( કોડા ), કાષ્ટ, ડાંડા, પાટી વગેરે કાષ્ટનાં ઉપકરણો; પુસ્તક, ચિત્રકર્મ ( ચિત્રેલી ગુરૂની મૂર્તિ વા જિનમૂર્તિ અથવા ગુરૂની પ્રતિમા કે જિન પ્રતિમા ) એટલાં પ્ર-

કારે સ્થાપના કરવી. જ્ઞાનનાં ઉપકરણો પુસ્તક નવકારવાળી વગેરે, દર્શનનાં ઉપકરણો જિનપ્રતિમા આદિ તથા ચારિત્રનાં ઉપકરણો પાત્ર, કંબળ, રજોહરણ મુહપત્તિ આદિ જાણવાં. વળી સદ્ભાવ સ્થાપના [ગુરૂની મૂર્તિ તથા પ્રતિમાદિકની] તથા અસદ્ભાવ સ્થાપના ( આકાર રહિત અક્ષાદિક ) એમ બે ભેદે સ્થાપના જાણવી. વળી ઇત્વરિક ( થોડા કાળ રહે તે પુસ્તક તથા નવકારવાળીની અને યાવત્કથિક [ ઘણા કાળ પર્યંત રહે તે પ્રતિમા તથા અક્ષાદિકની ] એમ પણ બે ભેદે સ્થાપના જાણવી.

(૩) **મુહપત્તિના** (૫૦) બોલ—પ્રથમ મુહપત્તિ ઉખેલી તેને બે પાસે જોતાં "સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું [ શ્રદ્ધા પૂર્વક હૃદયમાં ધારણ કરૂં]" એમ ચિંતવવું. ઉર્ધ્વ પપ્ફોડા કરતાં ડાબે હાથે મુહપત્તિ ખંખેરતા "સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરૂં ( ત્યાગ કરૂં )" અને જમણે હાથે ખંખેરતાં "કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગ પરિહરૂં" એમ ચિંતવવું. પછી જમણા હાથની અંગુલીના આંતરા વચ્ચે મુહપત્તિ ભરાવી, ડાબા હાથનું સવળું તલ અણસ્પર્શતાં અંદર લેતાં "સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરૂં" અને તેજ તળીને હસ્તની તરફ મુહપત્તિવડે યત્નાપૂર્વક ઘસી કાઢતાં "કુદેવ, કુગુરૂ, કુધર્મ પરિહરૂં" એમ ચિંતવવું. બીજી વખત એજ મુજબ "જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરૂં" અને "જ્ઞાન વિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના પરિહરૂં" એમ ચિંતવવું; તેજ પ્રકારે ત્રીજી વખત "મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરૂં" "મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરૂં" એમ ચિંતવવું. પછી ડાબો હાથ [illegible] પ્રમાર્જતાં "હાસ્ય, રતિ, અરતિ પરિહરૂં" એમ ચિંત-

વવું. જમણા હાથ પ્રમાણે ડાબા હાથમાં મુહપત્તિ પકડી તેવડે જમણો હાથ ઉંધો પ્રમાર્જતાં "ભય, શોક, દુગંચ્છા પરિહરૂં" એમ ચિંતવવું. મસ્તકની પ્રમાર્જના કરતાં "કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરૂં." મુખની ત્રણ પ્રતિલેખના કરતાં "રસ-ગારવ, ઋદ્ધિગારવ, સાતાગારવ પરિહરૂં" અને હૃદયની ત્રણ પ્રતિલેખના કરતાં "માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિ-હરૂં" એમ ચિંતવવું. ડાબા ખભા અને જમણા ખભાની ઉપર નીચે બે પડખે પ્રતિલેખના કરતાં એક તરફ "ક્રોધ, માન પરિ-હરૂં" અને બીજી તરફ "માયા, લોભ પરિહરૂં" એમ ચિંત-વવું. પછી મુહપત્તિ નાભિથી નીચે ન લઇ જવાય તેથી ચર-વળા વડે પ્રતિલેખના કરવી, તેમાં ડાબે ઢીંચણે પ્રતિલેખતાં "પૃથ્વીકાય, અપ્‌કાય, તેઉકાયની જયણા કરૂં" અને જમણા ઢીંચણે પ્રતિલેખતાં "વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરૂં" એમ ચિંતવવું. એ પ્રકારે સાધુ તથા શ્રાવકે મુહપત્તિ પડિલેહતાં ૫૦ બોલ કહેવા અને લેશ્યા ૩, શલ્ય ૩, કષાય ૪, એ દશ શિવાય ૪૦ બોલ સાધ્વી તથા શ્રાવિકાઓએ કહેવા.

(૪) **સત્તર પ્રમાર્જના**–ખમાસમણ તથા વાંદણા દેતાં સત્તર સ્થાનકે પ્રમાર્જવાની જરૂર છે, તે આ પ્રમાણે–જમણા પગનો કેડથી નીચેનો પગ પર્યંત પાછલો સર્વ ભાગ, પાછળનો કેડ નીચેનો મધ્ય ભાગ, ડાબા પગનો કેડ નીચેનો પાછલો પગ પર્યંત સર્વ ભાગ, એ ત્રણને ચરવલાથી પ્રમાર્જવા; તેવીજ રીતે જમણો પગ, મધ્ય ભાગ અને ડાબો પગ આ ત્રણના આગલા ભાગો પણ પગ પર્યંત પ્રમાર્જવા એમ છ. નીચે બેસતી વખતે ત્રણ વાર ભૂમિ પુંજવી એમ નવ, પછી જમણા હાથમાં મુહપત્તિ

લઈ તે વડે લલાટની જમણી બાજુથી પ્રમાર્જતાં જતાં આખું લલાટ, આખો જમણો હાથ અને નીચે કોણી પર્યંત, ત્યાંથી તેવીજ રીતે ડાબા હાથમાં મુહપત્તિ લઇને ડાબી બાજુથી પુંજતાં આખું લલાટ, આખો જમણો હાથ અને નીચે કોણી પર્યંત, ત્યાંથી ચરવળાની ડાંડીને મુહપત્તિ વડે પુંજવી એમ ૧૧. પછી ત્રણ વાર ચરવળાના ગુચ્છા ઉપર એમ ૧૪ અને ઉઠતી વખતે ત્રણ વાર અવગ્રહ બહાર નિકળતાં કટાસણા ઉપર પુંજવું, એમ સત્તર; આ પ્રમાર્જના વાંદણા દેતી વખતે અવશ્ય કરવી.

[૫] વાંદણાના ૨૫ આવશ્યક—'ઇચ્છામિ ખમાસમણો વં- દિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ અણુજાણહ ' એ પદથી અવ- ગ્રહમાં પેસવા માટે આજ્ઞા માગી ત્યાં મસ્તક નમાવવું, એ પ- હેલું આવશ્યક, બીજી વારને વાંદણે ગણતાં બે આવશ્યક. " ખ- મણિજ્જો ભે " ઈત્યાદિ કહેતાં, કરસંપુટ રચી મસ્તકે લગાડે તે ત્રીજું આવશ્યક. ' અહો, કાયં કાય ' એ ત્રણ પદ બોલતાં ત્રણ આવશ્યક અને બીજા વાંદણાના પણ ત્રણ એટલે સર્વ મળી નવ, દશ અંગુળી ભેગી કરીને ગુરૂને-સ્થાપેલી મુહપત્તિને જેમ થાપો મારતાં દશે આંગળી અડે છે, તેમ હળવેથી સ્પર્શવી. તેમ કરતાં "અ" અક્ષર બોલવો, પછી દશ અંગુલી સહિત ઉત્તાન હાથને લલાટે લગાડતાં " હો " અક્ષર ઉચ્ચારવો; તેવીજ રીતે " કા " અને " યં " તથા " કા " અને " ય " ઉચ્ચારવા. પછી "જત્તા ભે " જવણિજજં ચ ભે " એ ત્રણ પદ ઉચ્ચારતાં ત્રણ આવશ્યક, બીજે વાંદણે છ ગણતાં, સર્વમળી ૧૫ આવશ્યક થયા. આમાં પણ "જ" અક્ષર બોલતાં મુહપત્તિને પૂર્વલી રીતે સ્પર્શવી, " ત્તા " અક્ષર બોલતાં ઉત્તાન હાથ વચ્ચે અધર રહે અને ' ભે ' અક્ષર

બોલતાં તે હાથને લલાટે લગાડવો, એમ "જ" "વ" "ણિ" તથા "જ્જં" "ચ" "ભે" અક્ષરો ઉચ્ચારવા. "સંફાસં" પદ બોલીને ઉત્તાન હાથ મુહપત્તિપર સ્થાપી તેમાં માથું અડે તેમ મૂકવું. તે એક તથા "ખામેમિ ખમાસમણો" ઈત્યાદિ બોલતાં પણ મસ્તક અડાડવું એમ બે. બીજી વારનાં વાંદણાનાં ગણતાં ચાર, સર્વ મળી ૧૯. "નિસીહિ" કહેતો અવગ્રહમાં પેસે તે એક અને બીજી વારનું ગણતાં બે. કુલ ૨૧. "આવસ્સિઆએ" એ પદ કહેતાં અવગ્રહથી પાછા નિકળવું એ એકજ, કારણ કે બીજીવારને વાંદણે પાછા નિકળવું નથી માટે; એમ ૨૨. તથા વાંદણાં દેતાં "મન, વચન, કાય" ના યોગો સ્થિર રાખવા, એ પ્રમાણે ૨૫ આવશ્યક થયા, તે વાંદણાં દેતાં ધ્યાનમાં રાખવા. અહીં બબે અક્ષરના આવર્ત્તમાં પહેલો અક્ષર અનુદાત્ત અને બીજો અક્ષર ઉદાત્ત બોલવાનો છે. અને ત્રણ અક્ષરના આવર્ત્તમાં પહેલો અનુદાત્ત, બીજો સ્વરિત અને ત્રીજો ઉદાત્ત બોલવાનો છે.

[ ૬ ] વાંદણાથી ઉપજતા [પ્રકટ થતા] છ ગુણ—[૧] ગુરૂ મહારાજનો વિનય, ( ૨ ) અભિમાનનો નાશ, [ ૩ ] જિનાજ્ઞાનું પ્રતિપાલન, [ ૪ ] શ્રુત ધર્મનું આરાધન, [૫] પૂજ્ય જે ગુર્વાદિક તેની પૂજા અને (૬) અક્રિયપણું (સિદ્ધત્વ) એમ છ ગુણ પ્રકટ થાયછે.

(૭) ઈરિયાવહિ પડિક્કમતાં મિચ્છામિ દુક્કડંના અઢાર લાખ ચોવીશ હજાર એકસો ને વીશ ભાંગા થાય છે, તે આ પ્રમાણે-

જીવના ભેદ ૫૬૩ છે તેને અભિહયાથી માંડીને દશ પદ ( આ દશ પ્રકારે જીવને પીડા ઉપજાવાય છે માટે ) વડે ગુણીએ ત્યારે પાંચ હજાર છસો ને ત્રીશ થયા, તેને રાગ અને દ્વેષવડે ગુણીએ ત્યારે અગ્યાર હજાર બસો ને સાઠ થયા, તેને મન, વચન

અને કાયાએ કરી ત્રણ ગુણા કરીએ ત્યારે તે ત્રીશ હજાર સાતશેં એંશી થાય. તેને કરવું, કરાવવું અને અનુમોદવું એમ ત્રણ ગુણા કરતાં એક લાખ એક હજાર ત્રણશે ને ચાલીશ થયા. તેને અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણે કાળે ગુણતાં ત્રણ લાખ ચાર-હજાર ને વીશ થયા. તેને અરિહંતની, સિદ્ધની, સાધુની, દેવની, ગુરૂની અને આત્માની સાક્ષીએ કરીને છ પ્રકારે ગુણતાં અઢાર-લાખ ચોવીશ હજાર એક સો ને વીશ ભાંગા થયા, એવી રીતે ઉક્ત પ્રકારે સર્વ જીવ સાથે મિચ્છામિ દુક્કડં દેવા વડે ખમત-ખામણા થાય છે.

વિચાર સિત્તરી પ્રકરણની ટીકામાં પૂર્વોક્ત ભાંગાને જાણતાં અજાણતાં એ બે ભેદ સાથે ગુણતાં ૩૬૪૮૨૪૦ ભાંગા કહેલ છે.

(૮) પ્રતિક્રમણનો કાળ—દૈવસિક પ્રતિક્રમણનો આરંભ અર્ધ સૂર્ય બહાર રહે ત્યારે વંદિત્તુ કહેવાય તેમ કરવો અને રાત્રિક પ્રતિક્રમણ કર્યા પછી દશ પડિલેહણા થાય ત્યારે સૂર્ય ઉગે તેવી રીતે તેનો આરંભ કરવો. અપવાદે ( કારણે ) દૈવસિક પ્રતિક્રમણ દિવસના બાર વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સુધી થાય, તેમજ રાત્રિક પ્રતિક્રમણ રાત્રિના બારથી દિવસના બાર સુધી થાય, પણ કાળે ખેતી કરે તે સફલ થાય, એમ જાણી કાળનોજ ખપ કરવો.

## ( ૯ ) પ્રતિક્રમણના આઠ પર્યાય–

(૧) પ્રતિક્રમણ—પાપથી ઉલટું ગમન કરવું–પાછું ઓસરવું.

(૨) પ્રતિચરણા—શુભયોગપ્રતિ વારંવાર ગમન કરવું.

(૩) પ્રતિહરણા—સર્વ પ્રકારે અશુભ યોગની વર્જના.

(૪) વારણા—અટાર્યને વારવું.

(૫) નિવૃત્તિ—સાવદ્ય કાર્યથી નિવર્તવું.
(૬) નિંદા—આત્મસાક્ષીએ પાપને નિંદવું.
(૭) ગર્હા—ગુરૂ સાક્ષીએ પાપને નિંદવું.
(૮) શુદ્ધિ—આત્માને નિર્મળ કરવો.

એ આઠે પર્યાયનો પરમાર્થ એક બીજા સાથે સંબદ્ધ એટલે બંધબેસતો છે એટલે અર્થ એકજ પણ શબ્દ જૂદા છે અને તે દરેક પર્યાય ઉપર બહુજ અસરકારક દૃષ્ટાંતો પ્રતિક્રમણ ગર્ભહેતુ નામના ગ્રંથમાં આપેલાં છે અને તે દરેકનો બતાવેલો ઉપનય તત્ત્વ જિજ્ઞાસુને બહુજ ઉપયોગી થઇ શકે એવો આલેખવામાં આવ્યો છે તેથી તે વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

(૧૦) કયા આવશ્યકથી કયા આચારની શુદ્ધિ થાય તે કહે છે.—

" સામાયિક, પ્રતિક્રમણ ને કાયોત્સર્ગ " એ ત્રણ આવશ્યકથી " ચારિત્રાચાર "ની વિશુદ્ધિ થાય છે. " ચતુર્વિંશતિસ્તવ (ચઉવિસત્થો–લોગસ્સ )" આવશ્યકથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે. 'વંદન' આવશ્યકથી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારની શુદ્ધિ થાય છે અને "પ્રત્યાખ્યાન" આવશ્યકથી " તપાચાર " ની વિશુદ્ધિ થાય છે અને એ છ આવશ્યકમાં વીર્ય ફોરવવાથી "વીર્યાચાર" ની વિશુદ્ધિ થાય છે.

(૧૧) પ્રતિક્રમણને વિષે ક્રિયા, કર્ત્તા ને કર્મનું વર્ણન–

કર્ત્તા–પ્રતિક્રમણ કરનાર.

ક્રિયા–પાપ શુદ્ધિને અનુકૂળ મન, વચન અને કાયાને પ્રવર્તાવવારૂપ.

કર્મ–મિથ્યાત્વ, કષાયાદિક અથવા પાપ રજરૂપ.

(૧૨) રાઈ પ્રતિક્રમણ મંદસ્વરે કરવું–કારણ કે ઉચ્ચ સ્વરે બોલવાથી ગીરોળી આદિ હિંસક જીવો હિંસા કરવા માંડે છે, મિથ્યાત્વી તથા હિંસકઆદિ પાડોશી હોય તો કોઈ માછલાંની જાળ લઇને નદીએ જાય, કોઈ દળવા માંડે, કોઈ ખાંડવા, ભરડવા તથા લીંપવા માંડે, કોઈ ચૂલો સળગાવે, ઇત્યાદિ ઘણા અનર્થ થાય છે; માટે મંદસ્વરે કરવાનો ઉપયોગ રાખવો.

(૧૩) પ્રતિક્રમણ એક જણ ભણાવે અને બીજા પ્રતિક્રમણનાં સૂત્રો લક્ષ રાખી સાંભળે અથવા મનમાં ભણે જેથી અર્થની ચિંતના બરાબર થાય અને ઉપયોગ એકાગ્ર રહે.

(૧૪) કાયોત્સર્ગ કરતી વખતે દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર સ્થાપવી, તેવું ન બને તો સ્થાપનાચાર્ય ઉપર સ્થાપવી.

(૧૫) પ્રતિક્રમણ કરતી વખતે પણ દૃષ્ટિ સ્થાપનાપર સ્થાપવી. દૃષ્ટિ બીજે ફેરવતાં યા શૂન્ય ચિત્તે પ્રતિક્રમણ કરતાં અવિધિદોષ લાગે છે અને ક્રિયા નિષ્ફળપ્રાયઃ થાય છે, માટે ઉપયોગ રાખવો.

(૧૬) પ્રતિક્રમણ સંબંધી સકળ ક્રિયા પ્રમાદરહિત કરવાની છે માટે તેમાં જરૂર શિવાય કટાસણા ઉપર બેસી જવું નહિ. બનતાં સુધી કાઉસ્સગ્ગ વંદનાદિક સર્વ આવશ્યક યતનાપૂર્વક ઉભા ઉભા સાચવવા. શરીરે બેચેની હોય તો તે વાત જૂદી છે. પ્રતિક્રમણ ઠાવ્યા પછી છ આવશ્યક સુધી ઉભા ઉભા ક્રિયા કરવાની હોય છે માટે કટાસણું કાઢી નાંખવું. ફક્ત વંદિત્તુ તથા છ આવશ્યક પહેલાની અને પછીની ક્રિયાઓ કટાસણાપર રહીને કરવી.

(૧૭) ગુરૂથી શિષ્ય અને શ્રાવક ૩ા હાથ દૂર રહી ક્રિયા કરે તે ગુરૂના બહુમાનાર્થે સમજવું; અને સાધ્વી કે શ્રાવિકા તેર

હાથ દૂર રહે તે મોહપ્રસંગ દૂર રાખવા અર્થે જાણવું. તેજ પ્રમાણે સાધ્વીથી અન્ય સાધ્વી શ્રાવિકાઓમાં બહુમાનાર્થે ૩॥ હાથનું અને સાધ્વીથી સાધુ શ્રાવકને મોહપ્રસંગ નિવારવાર્થે તેર હાથ દૂર રહેવાનું સમજવું. આ ઉત્કૃષ્ટ અવગ્રહ જાણવો.

(૧૮) મુહપત્તિ–એક વેંત અને ચાર અંગુલ લાંબી પહોળી તેમજ ચરવળો બત્રીશ અંગુળ લાંબો–૨૪ અંગુલ ડાંડી લાંબી તથા આઠ અંગુલ દશીનો ગુચ્છો લાંબો હોવો જોઇએ.

(૧૯) પ્રતિક્રમણ કેમ કરવું ?–કોઈપણ સાધુ અથવા સાધ્વી અને શ્રાવક અથવા શ્રાવિકાએ તદ્રુપ ચિત્તવાળા થઇને, તન્મય થઇને, તદ્રુપ તીવ્ર અધ્યવસાયવંત થઇને, તદર્થે ઉપયુક્ત થઇને, તેનેજ પ્રિય માનીને, તદ્ભાવના ભાવિત થઇને, અન્યત્ર કોઈપણ સ્થાનકે મનને નહિ ફેરવતા સતા એક મનવાળા થઇને, વિમનપણા રહિત થઇને, જિનવચન અને ધર્મમાર્ગને વિષે રક્ત મનવાળા થઈને ઉભય કાળ આવશ્યક કરવું. આ પ્રમાણે આવશ્યક કરતાં છતાં ભવ્ય પ્રાણી સંસારસમુદ્રના પાર પ્રત્યે પામે, એ નિઃસંદેહ જાણવું.

(૨૦) **તમસ્કાય**–પૌષધ કે પ્રતિક્રમણમાં લઘુશંકા કે વડીશંકા નિવારવા જનારાનો ઘણો ખરો ભાગ આજ કાલ કટાસણું માથે નાંખી બહાર નિકળે છે. આ માથે નાંખવાનું કારણ ઉપરથી અપ્કાયના જીવો વરસે છે, તેની રક્ષા અર્થે છે. આપણા અંગના સ્પર્શથી તે જીવો હણાય છે પણ અંગ ઉપર ઉનનું વસ્ત્ર હોય તો તેથી તેનો બચાવ થાય છે. માટે કટાસણું માથે નાંખવાથી બાકીનું બધું અંગ ખુલ્લું રહે તેથી તેમા પૂરતો બચાવ થતો નથી, એટલુંજ નહિ પણ કટાસણા ઉપર જે જીવો

પડે છે તેમાંના બચ્યા હોય તે જીવો પણ માત્રું કરીને સ્વસ્થાને જનાર જ્યારે કટાસણું પાથરીને ઉપર બેસે છે ત્યારે વિનાશ પામે છે. માટે આવે કારણે ઉનની કામળ આખે શરીરે ઓઢીને બહાર નિકળવું જરૂરનું છે. આ અગત્યની બાબત ઉપર ખાસ લક્ષ્ય આપવું અને પાછા આવીને તે કામળ ઉપરના જીવોને કિલામણા ન થાય તેમ તેને ઉપયોગ પૂર્વક એક બાજુ ઉંચે મૂકવી.

(૨૧) **છ નિમિત્ત**–૧ ગમે તે ( આઠ થોઈવાળા કે ચાર થોઈવાળા ) દેવવંદનમાં ચાર કાયોત્સર્ગ કરવામાં આવે છે, તેમાં પહેલા ત્રણ કાયોત્સર્ગો છ નિમિત્તે કરવામાં આવે છે અને છેલ્લો સમ્યગ્દૃષ્ટિ દેવતાઓના સ્મરણાર્થે કરવામાં આવે છે; તે છ નિમિત્તનાં નામ કહે છે.–(૧) " **વંદણવત્તિયાએ** " એટલે પ્રભુને વંદન કરવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગ કરવાથી તે નિમિત્તે થવા પામે. [૨) " **પૂઅણવત્તિયાએ** " એટલે પ્રભુની વિવિધ પ્રકારે પૂજા કરવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગથી થવા પામે. (૩) "**સક્કારવત્તિયાએ**" એટલે પ્રભુને આભૂષણો ચડાવવા પ્રમુખ સત્કાર કરવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગથી થવા પામે. (૪) "**સમ્માણવત્તિયાએ**" એટલે પ્રભુની સ્તવના ગુણાદિ કહેવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગથી થવા પામે. (૫) **બોહિલાભવત્તિયાએ** એટલે કાયોત્સર્ગથી સમકિત ( અથવા રત્નત્રયી ) નો લાભ થવા પામે અને (૬) " **નિરૂવસગ્ગવત્તિયાએ** " એટલે કાયોત્સર્ગથી મોક્ષનો લાભ થવા પામે.

(૨૨) **ચત્તારિ અટ્ઠ દસ દોય** એ ગાથાના ભિન્ન ભિન્ન અર્થોનું વર્ણન—

[૧) પેહલે અર્થે અષ્ટાપદને વિષે સ્થાપેલા દક્ષિણ દિશે સંભવાદિ ચાર, પશ્ચિમ દિશે સુપાર્શ્વાદિ આઠ, ઉત્તર દિશે ધર્માદિ દશ અને પૂર્વ દિશે ઋષભાદિ બે; એમ ચોવીશ જિનને વાંદ્યા.

(૨) બીજે અર્થે ચાર ને આઠ ગુણા કરતાં ૩૨ થાય અને દશને બે ગુણા કરતાં ૨૦, સર્વ મળી ૫૨ થાય તે નંદીશ્વરનાં બાવન ચૈત્યને વાંદ્યા.

(૩) ત્રીજે અર્થે "ચત્તારિ" છાંડ્યા ( જીત્યા ) છે અંતરંગ વૈરી જેણે એવા અઠ્ઠ દશ ( અઢાર ) અને દોય એટલે બે બે મળી ૨૦ જિન તે વિચરતા સીમંધરાદિ વીશ જિનવર અને સમેતશિખર ઉપરે સિધ્ધ્યા એવા વીશ જિનવરો તેને વાંદ્યા.

(૪) ચોથે અર્થે આઠને દશ અઢાર તેમાં ૨૦ નો ચોથો ભાગ ૫ નાંખીએ ત્યારે ૨૩ થાય તે નેમિ વિના ત્રેવીશ જિન શ્રી શત્રુંજયે સમોસર્યા છે, તેને વાંદ્યા.

(૫) પાંચમે અર્થે દશને આઠ ગુણા કરતાં ૮૦ તેને દ્વિગુણા કરતાં ૧૬૦ થાય, તે પાંચ મહાવિદેહમાં ઉત્કૃષ્ટ ૧૬૦ જિન હોય તેને વાંદ્યા.

(૬) છઠ્ઠે અર્થે આઠને દશ અઢાર તેને ચાર ગુણા કરતાં ૭૨ થાય, તે ત્રિકાલિક ત્રણ ચોવીશી ભરતાદિક દશ ક્ષેત્રને વિષે વાંદી.

(૭) સાતમે અર્થે ૪ ને આઠ યુક્ત કરીએ ત્યારે ૧૨ થાય તેને દશે ગુણતાં ૧૨૦ થાય, તેને બમણા કરતાં ૨૪૦ થાય; તે ભરતાદિક દશ ક્ષેત્રની દશ ચોવીશીને વાંદી.

(૮) આઠમે અર્થે-મૂળ ચાર છે અને આઠને આઠ ગુણા કરતાં ૬૪ થાય તથા દશને દશ ગુણા કરતાં ૧૦૦ થાય, તે સર્વ મળી ૧૬૮ થાય; તેમાં છેલ્લા બે નાંખીએ ત્યારે ૧૭૦ થાય. તે ઉત્કૃષ્ટ કાળે વિચરતા જિનને વાંદ્યા.

(૯) અનુત્તર, ગ્રૈવેયક, વિમાનવાસી અને જ્યોતિષી એ ચાર સ્થાનક ઉર્ધ્વ લોકના છે. તથા આઠ વ્યંતરનિકાય, દશ ભવનપતિનિકાય, એ અધોલોકના તથા મનુષ્યલોકમાં બે-શાશ્વતી અને અશાસ્વતી પ્રતિમા; એમ એ ત્રણે લોકનાં ચૈત્યો વાંદ્યા.

એવી રીતે આ ગાથામાં તીર્થવંદના લક્ષણ અર્થ બીજા પણ ઘણા છે તે શાસ્ત્રાંતર ( વસુદેવહિંડ પ્રમુખ ) થી જાણવા. ભવ્યજીવોએ આ ગાથા બોલતાં આ અર્થો ઉપર ધ્યાન આપવું.

(૨૩) ચાર પ્રકારનાં પાપકર્મ-( ૧ ) સ્પૃષ્ટપાપકર્મ-સોયના ઢગલાને હાથ વગેરે લાગવાથી વેરાઇ જાય છે તેમ નિંદા ગર્હાથી જે પાપ નાશ પામે તે. ( ૨ ) બદ્ધ પાપકર્મ-દોરાવડે બાંધેલી સોયો દોરો છોડીએ ત્યારે છૂટી છૂટી થઈ જાય છે, તેમ આલોચન પ્રતિક્રમણથી જે પાપ ક્ષય થાય તે. ( ૩ ) નિધત્ત પાપકર્મ-દોરે બાંધેલી સોયો કટાઈ ગઈ હોય તેને તેલ લગાડીને તાપ દેવાથી તથા અન્ય લોઢા સાથે ઘસવાથી મહા મહેનતે જૂદી થાય, તેમ જે પાપ તીવ્ર ગર્હા તથા આકરા તપથી ક્ષય થાય છે તે ( ૪ ) નિકાચિત પાપકર્મ-તેજ સોયના સમૂહને અગ્નિમાં મૂકીને ધમવાથી ( ટીપી નાખવાથી ) એકાકાર થઈ જાય છે, પછી તે જૂદી પડેજ નહીં, તેમ જે પાપ અત્યંત આકરા તપવડે પણ ક્ષય થતું નથી પણ રસ-વિપાકવડે અવશ્ય વેદવું-ભોગવવું-અનુભવવું પડેજ છે તે. આ ચાર પ્રકારનાં પાપકર્મમાંથી પ્રતિક્રમણ કરતાં બે પ્રકારનાં પાપકર્મોનો ક્ષય થાય છે.

(૨૪) છીંક-પખ્ખિ, ચોમાસી અને સંવત્સરી પ્રતિક્રમણમાં અતિચારની પહેલાં છીંક આવે તો ચૈત્યવંદનથી માંડીને પ્રતિક્રમણ ફરી કરવું અને અતિચાર પછીથી છીંક આવે તો **दुक्ख-क्खय कम्मक्खय**" ના કાઉસ્સગ્ગ પહેલાં નીચે પ્રમાણે વિધિ કરવી-

પ્રથમ પરિયાવહિ પડિક્કમી ઇચ્છા૦ સંદિ૦ ભગવન્! ક્ષુદ્રોપદ્રવ ઓહડ્ડાવણુત્થં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં ક્ષુદ્રોપદ્રવ ઓહડ્ડાવણુત્થં કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ૦ કહી ચાર લોગસ્સનો સાગરવર ગંભીરા સુધી કાઉસ્સગ્ગ કરવો અને પારીને નીચેની થોય કહેવી. પછી એક લોગસ્સ કહીને બાકીની વિધિ કરવી.

सर्वे यक्षाम्बिकाद्या ये, वैयावृत्यकराः सुराः ।
क्षुद्रोपद्रवसंघातं, ते द्रुतं द्रावयन्तु नः ॥१॥

(૨૫) ચરણ સિત્તરી—

**वयसमणधम्मसंजम–वेयावच्चं च बंभगुत्तिओ ।**
**नाणाइतियं तव कोह–निग्गहाइं चरणमेयं ॥१॥**

અહિંસાદિ પાંચ મહાવ્રત ૫, દશવિધ યતિધર્મ ૧૫, સત્તર ભેદે સંયમ ૩૨, દશ પ્રકારે વૈયાવચ્ચ ૪૪, નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ ૫૧, જ્ઞાનાદિ ત્રણ ૫૪, બાર પ્રકારે તપ ૬૬, અને ક્રોધાદિ ચાર કષાયનો જય ૭૦, એ પ્રકારે સિત્તેર ભેદ જાણવા.*

* અહીં ચોથા વ્રતનું નિરપવાદપણું દર્શાવવા માટે બ્રહ્મચર્ય વ્રત છતાં ગુપ્તિ જૂદી કહી. વળી પ્રથમ ચરમ તીર્થંકરને પરિગ્રહથી ચોથું વ્રત જૂદું છે તે દેખાડવા માટે પાંચ મહાવ્રત લીધાં. વ્રત છતાં ચારિત્રને જૂદું ગ્રહણ કરવાનું કારણ એ કે વ્રતમાં સામાયિકચારિત્ર એકજ આવે તેથી બીજાં ચારિત્રનું ગ્રહણ કરવા માટે લીધું છે. યતિધર્મમાં સંયમ અને તપનું અંતર્ગતપણું છે પરંતુ તે બંને મોક્ષના ખાસ પ્રધાન અંગ હોવાથી જૂદાં લીધાં છે. વૈયાવચ્ચનો તપમાં અંતર્ભાવ છે પણ તેથી વિશેષ ઉપકાર થાય છે માટે જૂદું ગ્રહણ કરેલ છે. યતિધર્મમાં ક્રોધાદિ નિગ્રહ આવી જાય છે છતાં જૂદા ગ્રહણ કર્યા તેનું કારણ એ કે–ઉદીર્ણ (ઉદયમાં આવેલ) નો નિગ્રહ તે ક્રોધાદિ નિગ્રહ અને અનુદીર્ણ (ઉદયમાં નહી આવેલ) નો નિરોધ તે ક્ષાન્ત્યાદિ (ક્ષમા–નમ્રતા–સરળતા–નિર્લોભતા); અથવા હેય (ત્યાગ કરવું) અને ઉપાદેય (આદરવું) પણું જણાવવા માટે જૂદું ગ્રહણ કરેલ છે.

(२६) કરણ સિત્તરી—

पिंडविसोही समिइ, भावण पडिमा य इंदियनिरोहो ॥
पडिलेहण गुत्तिओ, अभिग्गहं चेव करणं तु ॥ १ ॥

બહેંતાળીશ પ્રકારે પિંડ વિશુદ્ધિ (૪૨ દોષ વર્જી આહારાદિની ગવેષણા કરવી તે) ૪૨, પાંચ સમિતિ ૪૭, દ્વાદશ ભાવના ૫૯, મુનિની પડિમા ૬૦, પાંચ પ્રકારે ઇંદ્રિયનો નિરોધ ૬૫, પ્રતિલેખન (પડિલેહણ) ૬૬, ત્રણ ગુપ્તિ ૬૯ અને અભિગ્રહ [પ્રતિજ્ઞા] ૭૦, એ પ્રકારે સિત્તેર ભેદ જાણવા. અથવા બહેંતાળીશ દોષ રહિત આહારાદિ (આહાર, ઉપાશ્રય, વસ્ત્ર અને પાત્ર) ની ગવેષણા ૪, પાંચ સમિતિ ૯, બાર ભાવના ૨૧, બાર પડિમા ૩૩, પાંચ ઇંદ્રિયનો નિરોધ ૩૮, પચ્ચીશ પ્રકારની પડિલેહણા ૬૩, ત્રણ ગુપ્તિ ૬૬ અને ચાર પ્રકારે (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી) અભિગ્રહ ૭૦, એમ સિત્તેર ભેદ જાણવા.

(૨૬) અઢાર હજાર શીલાંગરથ—

करणाइ तिन्नि जोगा, मणमाईणी हवंति करणाइं ।
आहाराइसन्ना, चउ सोयाइ इंदिया पंच ॥ १ ॥
भोमाई नव जीवा, अजीवकाओ य समणधम्मो अ।
खंताइ दस पयारो, एवं ठिई भावणा एसा ॥ २ ॥

ભાવાર્થ—ત્રણ કરણ (કરવું, કરાવવું, અનુમોદવું), ત્રણ યોગ (મન વચન કાય) ચાર સંજ્ઞા (આહાર, ભય, મૈથુન અને નિદ્રા) અને શ્રોતાદિ પાંચ ઇંદ્રિયો. ૧

પૃથ્વીકાયાદિ નવ પ્રકારના જીવ અને અજીવકાય મળી દશ, ક્ષમાદિ દશ પ્રકારે યતિ ધર્મ; એની ભાવના આ પ્રમાણે જાણવી. (જે સાથેના કોઠામાં છે) ૨

# १८००० शीलांगना[1] भेद

क्षमादिक दश प्रकारना यति धर्मने धारण करनारा निग्रंथ-मुनिजनो ઉપર કોઠામાં જણાવ્યા મુજબ પૃથ્વીકાયાદિક જીવોની દશ પ્રકારે વિરાધના કરે નહિ તેમાં પાંચ સ્થાવરની અને ચાર પ્રકારના ત્રસની તેમજ અજીવ (નિર્જીવ) ને પણ જીવ બુદ્ધિથી વિરાધે નહિ, તેથી દશને દશગુણા કરતાં ૧૦૦ ભેદ થયા. જે ઇંદ્રિયને વશ બની ઉક્ત દશવિધ આરંભ સેવાય છે તે પાંચે ઇન્દ્રિયોના નિગ્રહ મુનિજનો અહોનિશ કર્યા કરે છે તેથી ૧૦૦ ને પાંચગુણા કરતાં ૫૦૦ ભેદ થયા. આહારાદિક ચાર પ્રકારની સંજ્ઞાને આધીન થવાથી ઉક્ત ઇન્દ્રિયોને વશ થઇ આરંભ સેવાય છે તે ચારે સંજ્ઞાને જીતી લેવાથી ૫૦૦ ને ચારગુણા કરતાં ૨૦૦૦ ભેદ થયા. મન, વચન અને કાયાના દંડથી (દુષ્પ્રણિધાનથી) આરંભ સેવાય છે તે ત્રણે દંડો નિવારી તેને કબજે કરવાથી ૨૦૦૦ ને ત્રણ ગુણા કરતાં ૬૦૦૦ ભેદો થાય છે. ઉક્ત રીતે મન, વચન અને કાયાથી મુનિજનો જા. તે આરંભ સેવે નહિં, અન્ય પાસે સેવાવે નહિ તેમજ સેવનારને અનુમોદે નહિ, તેથી ૬૦૦૦ ને ત્રણગુણા કરતાં ૧૮૦૦૦ ભેદ થાય છે.

| | | |
|---|---|---|
| जेनोकरंति ६००० | जेनोकारावंति ६००० | जेनाणुमोयंति ६००० |
| मणसा. २००० | वयसा २००० | तणुणा २००० |

| | | | |
|---|---|---|---|
| निज्जिअआहारसन्ना ५०० | निज्जिअभयसन्ना ५०० | निज्जिअपरिग्गहसन्ना ५०० | निज्जिअमेहुणसन्ना. ५०० |

| | | | | |
|---|---|---|---|---|
| श्रोत्रेंद्रिय १०० | चक्षुरिंद्रिय १०० | घ्राणेंद्रिय १०० | जीह्वाइं० १०० | स्पर्शनेंद्रिय १०० |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| पुढवीकायारंभ १० | अपूकायारंभ १०० | तेउकायारंभ १० | वायुकायारंभ १० | वनस्पतिकायारंभ १० | बेइंद्रियारंभ १० | तेइंद्रियारंभ १० | चौरिंद्रियारंभ १० | पंचेंद्रियारंभ १० | अजीवारंभ १० |
| खंतिजुआ तेमुणीवंदे १ | समद्दवाते मुणीवंदे २ | सअज्जवा ते मुणीवंदे ३ | मुत्तिजुआ तेमुणीवंदे ४ | तवजुआ ते मुणीवंदे ५ | संसजमाते मुणीवंदे ६ | सच्चजुआ तेमुणीवंदे ७ | सोयजुआ तेमुणीवंदे ८ | अकिंचणा तेमुणीवंदे ९ | बंभजुआते मुणीवंदे १० |

१ શીલ એટલે સદાચાર તેને પાળવાના પ્રકારો આ કોઠામાં વર્ણવ્યા છે.

# દ્રવ્ય આવશ્યક.

આવશ્યકાદિક સૂત્રો સ્પષ્ટ અન્યૂનાધિક અક્ષર બોલવા બદલ તેમાં ન્યૂનાધિક અક્ષર બોલતાં, થતા અનર્થનું ભાન કરાવવા માટે થોડાંક શાસ્ત્ર પ્રસિદ્ધ દૃષ્ટાંતો.

લેખક—સન્મિત્ર મુનિ કર્પૂરવિજયજી.

( વિશેષાવશ્યક પૃ. ૪૦૯-૧૨. )

૧ પાટલીપુત્ર નગરમાં મૌર્યવંશનો **અશોકશ્રી** નામે ભૂપાળ હતો. તેને એક રાણી થકી **કુણાલ** નામનો પુત્ર થયો. તેના ભોગવટા માટે રાજાએ **ઉજ્જયની** નગરી આપી. જ્યારે તે કંઈક અધિક આઠેક વર્ષનો થયો, ત્યારે લેખવાહકે ( દૂતે ) આવી અશોકશ્રી રાજાને નિવેદન કર્યું કે આપનો પુત્ર હવે આઠેક વર્ષનો થયો છે. એ વાત સાંભળીને અંતેઉરમાં બેઠેલા રાજાએ સ્વહસ્તથી પુત્ર પ્રત્યે એક લેખ લખી જણાવ્યું કે 'ઈદાનીમધીયતાં કુમારઃ' એટલે હવે યોગ્ય ઉમ્મર થવાથી કુમારે અભ્યાસ કરવો. તે લેખને બીડયા વગર શરીરચિંતા ટાળવા માટે રાજા ગયો ત્યારે એક રાણીએ તે લેખ લઈને વાંચી લીધો અને મનમાં ચિંતવ્યું કે મારે પણ પુત્ર છે પરંતુ તે હજુ કેવળ ન્હાનો છે ત્યારે કુણાલ મ્હોટો છે. જો કુણાલ રાજ્ય યોગ્ય થઈ જશે તો મારા પુત્રને રાજ્યપ્રાપ્તિ થઈ શકશે નહિં. તેથી એમ કરૂં કે જેથી કુણાલ રાજ્યને અયોગ્ય થાય. વળી આ વખત પણ અનુકૂળ આવ્યો છે. એમ વિચારી હાથમાં રહેલી અંજનની સળીને થુંકવડે ભીની કરી અકારની ઉપર બિંદુ કરી દીધું એટલે 'અંધીયતાં કુમારઃ' એમ થયું. એવી રીતે કરીને તે લેખ રાણીએ જ્યાં હતો ત્યાં

રાખી દીધો. રાજાએ પણ એ લેખ ફરીને વાંચ્યા વગરજ બીડી દીધો એટલે એ લેખ કુમાર પાસે આવ્યો. કોઈ એક અધિકારીએ તે લેખ વાંચી જોયો. અપ્રગટ અને વિરૂદ્ધ જાણીને તે કુમારને વંચાવ્યો નહીં. કુમારના અતિ આગ્રહથી તે લેખ વંચાવવામાં આવ્યો. તે લેખમાંની હકીકતથી બરાબર વાકેફ થઈ કુમારે કહ્યું કે 'મૌર્યવંશના રાજાઓની આજ્ઞા કયાંય કોઈ પણ ખંડન કરતા નથી તો હું જાતેજ પિતાશ્રીની આજ્ઞા કેમ ખંડિત કરૂં ? એમ બનેજ નહિં.' એમ કહીને તત્કાળ અગ્નિતપ્ત લોહશલાકા ( લોઢાનો સળીઓ ) લઇને હાહારવ કરતા સહુ જનોએ વાર્યા છતાં તેણે પોતાની બંને ચક્ષુઓને હાંભી દીધી અને પોતે અંધ થયો. એ બધી હકીકત સાંભળીને રાજા બહુ ખેદ પામ્યો. પછી તો ઉજ્જયની નગરીને બદલે તેને અન્ય ગામનો માત્ર ગરાસ આપવામાં આવ્યો. હવે તે ગામમાં રહી કુણાલ સરસ ગીત કળા શિખ્યો. તેને અન્યદા એક પુત્ર થયો. તે પુત્રને રાજ્ય મેળવી આપવા માટે કુણાલ પોતે પાટલીપુરમાં આવ્યો. ગીત કળાવડે તેણે સહુ કોઇને વશ કરી લીધા. તેની ભારે પ્રસિદ્ધિ થઈ. પછી તેને રાજા પાસે લઈ જવામાં આવ્યો. ત્યાં તેણે યવનિકાના આંતરે ( પડદા પાછળ ) રહી એવું તો સરસ ગાયન કર્યું કે તેથી રાજાએ અત્યંત પ્રસન્ન થઈ તેને કહ્યું કે 'ભાઇ! તારી ઈચ્છા હોય તે માગી લે, તને તે આપું' ત્યારે અવસર પામીને તેણે સ્વવૃત્તાંત જણાવી રાજ્યની માગણી કરી. ત્યારે રાજાએ કહ્યું કે 'તું અંધ હોવાથી રાજ્યને શું કરીશ ?" ત્યારે કુણાલે કહ્યું કે 'રાજન્! મારે રાજ્ય લાયક પુત્ર પ્રાપ્ત થયો છે' રાજાએ પૂછયું 'કયારે ?' ત્યારે તેણે જણાવ્યું કે 'સંપ્રતિ' એટલે હમણાં

તેથી તે પુત્રનું નામ 'સંપ્રતિ' જ રાખવામાં આવ્યું અને રાજ્ય તેનેજ આપવામાં આવ્યું. એ સર્વ પ્રસંગવશાત્ કહ્યું. પરંતુ જેમ અકારની ઉપર એક બિંદુ માત્ર અધિક કરી દેવાથી કુમારનાં નેત્ર ગયાં, તેમ પ્રસ્તુત સૂત્રમાં પણ બિંદુ અક્ષર માત્રાદિક અધિક કરવાથી મૂળગો અર્થ ફરી જાય અને તેથી ઉલટો અનર્થ પેદા થાય, એમ સુજ્ઞ જનોએ સમજી લેવું. ઉક્ત વાતના સમર્થનમાં એક બીજું પણ લૌકિક ઉદાહરણ છે.

૨. કોઈ એક અટવીમાં એક સરોવર હતું. તેને લોકો 'કામિક તીર્થ' કહે છે. તે સરોવરના તીરે એક વંજુલ નામે વૃક્ષ હતું. તેની શાખા ઉપર ચઢી કોઇ તીર્યંચ એ સરોવરના જળમાં પડે તો તે તીર્થના મહિમાથી માનવ થઇ જાય અને જો મનુષ્ય પડે તો તે દેવરૂપ થઈ જાય. પરંતુ જો અધિક લોભથી તેમાં કોઈ બીજી વાર પડે તો તે પોતાના મૂળગા રૂપને પાછું પામે એમ હતું. એકદા એક વાનર–વાનરીને જોતાં જોતાં એક મનુષ્ય અને મનુષ્યણી તે વૃક્ષની શાખા ઉપર ચઢ્યાં; ત્યાંથી તે સરોવરના જળમાં પડયાં અને દેદીપ્યમાન કાન્તિવાળા દેવદેવી થયાં. તે જોઈ તે વાનર–વાનરી પણ તેવીજ રીતે તે જળમાં પડ્યાં તો શ્રેષ્ઠ રૂપવાળા નર–નારી થયાં. પછી પેલા વાનરે કહ્યું કે આપણે ફરી પડીને દેવરૂપ થઇએ. તે વખતે સ્ત્રીએ તેને બહુ સમજાવ્યો છતાં તે તો પડયોજ અને પોતાના મૂળરૂપે વાનર થયો. હવે ત્યાં આવી ચઢેલા કોઇકિ રાજાએ તે શ્રેષ્ઠ રૂપવાળી નારીને પોતાની સાથે લઇ લીધી; તે તેની માનીતી રાણી થઈ. પેલા વાનરને કોઈ મદારી લોકોએ પકડી લીધો અને તેને નાચતાં શિખવ્યું. પછી તેને અંતેઉર સહિત બેઠેલા રાજા પાસે લઈ જવામાં

આવ્યો. તે વાનરે રાણીને ઓળખી લીધી તેમજ રાણીએ પણ વાનરને ઓળખ્યો. વારંવાર વાર્યા છતાં પણ તે વાનર રાણીની સન્મુખ તેને લેવા જાય છે ત્યારે રાણીએ તેને કહ્યું કે ' હે વાનર! જેવો અવસર તેવું ચાલવું જોઇએ. તારીજ ભૂલ તને નડી છે, તે તું યાદ કર!' જેમ અધિક લોભનો વિચાર વાનરને અનર્થને માટે થયો તેમ અક્ષર માત્રાદિક અધિક ઉમેરીને બોલવાથી સૂત્ર પણ નુકશાન માટે થાય, એમ બુદ્ધિમાનજનોએ જાતે વિચારી લેવું જોઇએ.

હવે અક્ષર માત્રાદિકન્યૂન સૂત્રપાઠ બોલતાં હાનિ થાય તે બતાવવા માટે ઉદાહરણ આપે છે.—

૨. રાજગૃહ નગરમાં ભગવાન્ મહાવીર સમવસર્યા. તેમની પાસે ધર્મ દેશના સાંભળી સભા વિસર્જન થયા બાદ સ્વગૃહ પ્રતિ જતાં શ્રેણિક રાજાએ પાંખ વગરના થઈ પડેલા પંખીની પેરે આકાશમાં ઉંચા ચઢતા અને નીચા પડતા એક વિદ્યાધરને દૂરથી જોયો. તેનું કારણ જાણવાની ઇચ્છાથી રાજા ત્યાંથી પાછા ફરી સમવસરણમાં આવી પ્રભુને તે વ્યતિકર પૂછવા લાગ્યા. ત્યારે પ્રભુએ કહ્યું કે ' એ વિદ્યાધર આકાશગામિની વિદ્યાનો એક અક્ષર ભૂલી ગયો છે તેથી તે વિદ્યા તેને બરાબર સ્ફુરતી નથી અને એથીજ એ ચઢે પડે છે.' એ વાત અભયકુમારે સાંભળી અને તે વિદ્યાધર પાસે આવી કહેવા લાગ્યો કે ' તમે એક અક્ષર ભૂલી ગયા છો. જો તમે મને એ વિદ્યા આપવી કબુલ કરો તો હું તમને તે અક્ષર બતાવું.' વિદ્યાધરે તેમ કરવા કબુલાત આપી એટલે અભયકુમારે પદાનુસારિણી લબ્ધિવડે તે અક્ષર તેને કહી

બતાવ્યો. પછી વિદ્યાધરે તેને તે વિદ્યા આપી અને પોતે ક્ષેમ કુશળ ઇષ્ટસ્થાને જઈ પહોંચ્યો. ઉપર જણાવવામાં આવ્યું તેવી રીતે જેમ અક્ષરમાત્રાહીન વિદ્યા સ્ફુરતી નથી અને વળી અનર્થ રૂપે થાય છે તેમ સૂત્ર પણ જો ન્યૂનાક્ષર ભણવા ભણાવવામાં આવે તો તે આશ્રયી પણ જાણવું. હવે હીન તેમજ અધિક અ-ક્ષર ઉભય આશ્રયી ઉદાહરણ આપે છે—

૪-૫. રોગી માણસને તેના પિતા માતા કે વૈદ્ય પ્રમુખ જો તેની દયા ચિંતવીને તીખાં, કડવાં, કષાયલાં ઔષધ ઓછાં પ્રમાણમાં આપે તો તે જલદી સાજો થઈ શકે નહિ અને જો સ્વેચ્છાથી તેને અધિક પ્રમાણમાં આપવા માંડે તો તે મરી જાય. એટલે જેમ રોગી માણસને અન્યૂનાધિક ઔષધ આહારવડે ફાયદો થઈ શકે છે અને બાળકને પણ અન્યૂનાધિક આહારવડે સુખ શાન્તિ રહે છે તેમ સૂત્ર આશ્રયી પણ સમજવું. તેમાં હીનાધિક અક્ષર માત્રાદિક કરતાં તેવીજ રીતે દોષ સમજી લેવા. તે કયા કયા દોષ છે, તે શાસ્ત્રકાર પોતેજ સમજાવે છે. "અક્ષર માત્રાદિક હીનાધિક કરતાં સૂત્રનો ભેદ થાય છે, સૂત્રના ભેદથી અર્થનો ભેદ [ફેરફાર] થાય છે ( અર્થમાં વિરોધ આવે છે ), અર્થ ભેદથી ક્રિયા રૂપ ચારિત્રનો ભેદ–વિપર્યય થાય છે, ચારિત્રનો ભેદ થવાથી મોક્ષનો અભાવ [ ગેરલાભ ] થાય છે અને મોક્ષનો અભાવ થવાથી દીક્ષાનું નિષ્ફળપણું સિદ્ધ થાય છે." એ સર્વ આગમથી દ્રવ્યાવશ્યકના પ્રસંગે કહ્યું, તે લક્ષમાં લઈ ભવ્ય જનોએ આગમથી શુદ્ધ સૂત્ર પાઠ કંઠે કરવા અધિક પ્રયત્ન સેવવો ઉચિત છે.

—❋—

# ભાવ આવશ્યક.

લેખકઃ-સન્મિત્ર મુનિ કર્પૂરવિજયજી.

( વિશેષાવશ્યક પૃષ્ઠ ૪૧૪—૪૧૬ )

દ્રવ્ય આવશ્યક કહ્યા પછી અનુક્રમે ભાવ આવશ્યકનો અધિકાર આવે છે. ૧ **આગમથી** અને ૨ **નોઆગમથી** એમ એ ભાવ આવશ્યક બે પ્રકારનું છે.

**આવશ્યક સંબંધી અર્થમાં ઉપયોગ એ આગમથી ભાવ આવશ્યક** જાણવું. અને જ્ઞાન અને ક્રિયા ઉભય પરિણામ એ **નોઆગમથી** ભાવ આવશ્યક જાણવું અહીં 'નો' શબ્દનો અર્થ નકારવાચી નહિ પણ મિશ્રવાચી કરવાનો છે. ૧ લૌકિક, ૩ લોકોત્તર અને ૩ કુપ્રાવચનિક એમ ત્રણ પ્રકારે નોઆગમથી ભાવ આવશ્યક કહેલું છે. તેમાં મધ્યાહ્ન પહેલાં **ભારત** અને મધ્યાહ્ન પછી **રામાયણ** વાંચવું એ **લૌકિક**, મંત્રાદિક પાઠપૂર્વક યજ્ઞ, હોમાદિક કરવાં તે **કુપ્રાવચનિક** અને ઉપયોગ સહિત મુખવસ્ત્રિકાની પડિલેહણા કરવી અને આવર્ત સાચવવા પ્રમુખ ક્રિયામિશ્ર ઉભય કાળ સાધુ શ્રાવક યોગ્ય આવશ્યક સૂત્રને ઉચ્ચરવાં, એ **લોકોત્તર** ભાવ આવશ્યક જાણવું. આ ત્રણે પ્રકારના **નોઆગમથી** ભાવ આવશ્યક મધ્યે, કેવળ સાચાં અનુપમ, શાશ્વત સુખ આપવા સમર્થ હોવાથી **લોકોત્તર** આવશ્યક જ શ્રેષ્ઠ છે અને તેનોજ આ શાસ્ત્રમાં અધિકાર દર્શાવવામાં આવે છે.

હવે આવશ્યકના પર્યાય [ સમાન અર્થ સૂચક ૧૦ નામ ] જણાવે છે,—૧ આવશ્યક, ૨ અવશ્ય કરણીય, ૩ ધ્રુવ, ૪ નિગ્રહ

૫ વિશોધિ, ૬ અધ્યયન ષટ્ક, ૭ વર્ગ, ૮ ન્યાય, ૯ આરાધના અને ૧૦ માર્ગ, એ તેનાં સમાન અર્થસૂચક દશ પર્યાય નામછે. હવે તે દરેક નામની વ્યુત્પત્તિ વગેરેથી સાર્થકતા બતાવે છે.–

૧ સાધુ જનોએ તેમજ શ્રાવક જનોએ અહોરાત્ર મધ્યે અવશ્ય કરવું જોઇએ તેથી તે આવસ્સય–**આવશ્યક** કહેવાય છે. અથવા આઙ્મર્યાદા–અભિવિધિ વાચક હોવાથી આ–મર્યાદા—અભિવિધિવડે ગુણોનો અપાશ્રય એટલે આધાર એવો .તેનો અર્થ થઈ શકે છે, તેથી તે આવસ્સય–**આપાશ્રય** એટલે ગુણાધાર કહેવાય છે. અથવા જ્ઞાનાદિક ગુણો પ્રત્યે આ–સમન્તાત્ આત્માને **વશ્ય** કરે છે તેથી તે **આવસ્સય–આવશ્યક** કહેવાય છે, અથવા ગુણશૂન્ય [ ગુણરહિત ] આત્માને ગુણોવડે આ–સમન્તાત્ વાસે છે–વાસિત કરે છે તેથી તે **આવસ્સય–આવાસક** કહેવાય છે. અથવા વાસ–ધૂપાદિક જેમ વસ્ત્રને સુવાસ આપે છે તેમ સદ્ગુણોવડે આત્માને વાસે–ભાવે–રંજે તેથી પણ **આવાસક** કહેવાય છે. તેમજ **વસૂ**–આચ્છાદને એ અર્થથી જેમ વસ્ત્ર વડે શરીરને આચ્છાદે છે તેમ અનેક સદ્ગુણોવડે આ–સમન્તાત્ આત્માને આચ્છાદે–વીંટી લે તેથી પણ **આવસ્સય**–કહેવાય છે. એ બધી **આવસ્સય** રૂપ પર્યાય નામની વ્યાખ્યા કહી. એવી રીતે 'અવશ્ય કરણીય' વગેરે બાકીનાં પર્યાય નામોની પણ સિદ્ધાન્ત—લક્ષણાનુસારે વિદ્વાન્ જનોએ વ્યાખ્યા કરી લેવી. તે એ રીતે કે મુમુક્ષુ જનોએ અવશ્ય કરવા યોગ્ય હોવાથી તે **અવશ્ય કરણીય** કહેવાય. તથા અર્થથી ધ્રુવ–શાશ્વત હોવાથી તે ધ્રુવ કહેવાય. એ વડે ઇન્દ્રિય કષાયાદિ ભાવ શત્રુઓનો નિગ્રહ કરી

શકાય છે માટે તે **નિગ્રહ** કહેવાય. અન્ય આચાર્યો એમ કહે છે કે પ્રવાહથી અનાદિકાળનાં હોવાથી કર્મને ધ્રુવ કહીએ. તે ધ્રુવ કર્મનો આ વડે નિગ્રહ કરી શકાય છે માટે તે ધ્રુવ **નિગ્રહ** પણ કહેવાય. કર્મવડે મલિન થયેલા આત્માની વિશુદ્ધિ હેતુક હોવાથી તે **વિશોધી** કહેવાય. સામાયિકાદિક છ અધ્યયનરૂપ હોવાથી તે **અધ્યયનષટ્ક** કહેવાય. રાગાદિક દોષો આ વડે દૂર વર્જી શકાય માટે તે વર્ગ કહેવાય. અન્ય આચાર્યો કહે છે કે છ અધ્યયનના સમૂહરૂપ હોવાથી તે **અધ્યયનષટ્ક વર્ગ** પણ કહેવાય. અભીષ્ટ અર્થ સિદ્ધ કરવાનો સમ્યગ્ ઉપાય હોવાથી એ ન્યાય કહેવાય. અથવા જીવ અને કર્મનો અનાદિ કાળનો આશ્રયાશ્રયીભાવ સંબંધ તોડવાનો નિવેડો લાવે છે માટે તે ન્યાય કહેવાય. મોક્ષમાર્ગની આરાધના કરવાના હેતુરૂપ હોવાથી તે **આરાધના** કહેવાય. અને મોક્ષનગરે પહોંચાડનાર હોવાથી તે માર્ગની પેરે માર્ગ કહેવાય. એ રીતે દશે પર્યાયનામની સાર્થકતા સમજી ભવ્યાત્માઓએ ભાવ આવશ્યક કરવા પૂરતો પ્રયત્ન સેવવો. **ઇતિશમ્.**



લેખક—ગુણાનુરાગી મુનિ કર્પૂરવિજયજી.

## વીતરાગ પરમાત્માની ગૃહસ્થ—શ્રાવકો વડે કરાતી પૂજા; તેના જુદા જુદા પ્રકાર, પ્રયોજન તથા ફળ સમજી સુજ્ઞ ભાઇ બ્હેનોએ તેમાં કરવો જોઇતો આદર.

અષ્ટ પ્રકારી, સત્તર પ્રકારી અને એકવીશ પ્રકારી પ્રમુખ પૂજાનો સમાવેશ [1]અંગપૂજા, [2]અગ્રપૂજા અને [3]ભાવપૂજામાં થઇ શકે છે. પહેલી વિઘ્નોપશામિની, બીજી અભ્યુદય કરનારી અને ત્રીજી મોક્ષ આપનારી થાય છે. વિધિવત્ કરેલી પૂજા યથાસ્થિત ફળદાયક બને છે. અંગશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, મનશુદ્ધિ, ભૂમિશુદ્ધિ, પૂજોપકરશુદ્ધિ, દ્રવ્યશુદ્ધિ અને વિધિશુદ્ધિ, એ સાત પ્રકારની શુદ્ધિ પ્રભુ પૂજા વંદનાદિ પ્રસંગે સાચવવી યોગ્ય છે. વળી પૂજા કરનારના આશય—અભિપ્રાયને અનુસરી પ્રભુપૂજા વિચારામૃત સંગ્રહમાં સાત્વિકી, રાજસી અને તામસી એ રીતે ત્રણ પ્રકારની પણ કહી છે. તે એવી રીતે કે—૧ અરિહંત પરમાત્માના ઉત્તમ ગુણોના જ્ઞાન પૂર્વક, ગમે તેવા કષ્ટ સમયે પણ મનનો રંગ બદલ્યા વગર, પ્રભુ ભક્તિ નિમિત્તે મહા ઉત્સાહથી નિસ્પૃહ ભાવે સર્વસ્વ અર્પણ કરતો ભવ્યાત્મા યથાશક્તિ જે પૂજા કરે તે સાત્વિકી પૂજા સમજવી. ૨ જે આ લોકના સુખ પ્રાપ્ત કરવા નિમિત્તે નિશ્ચય રાખી લોકરંજન અર્થે કરવામાં આવે તે રાજસી ભક્તિ સમજવી. તેમજ ૩ પોતાના કલ્પેલા શત્રુઓના નિગ્રહ અર્થે મત્સર ભાવથી દૃઢ નિશ્ચય કરી તેમના માર્ગમાં અવરોધ ઉભો કરવા માટે જે કરાય તે તામસી ભક્તિ જાણવી. રાજસી અને તામસી ભક્તિ સર્વ કોઇને સુખે ( સહેજે ) પ્રાયઃ થઈ શકે છે. પણ મોક્ષ પર્યંત

સુખને આપનારી સાત્વિકી ભક્તિ પ્રાપ્ત થવી અતિ દુર્લભ છે. સાત્વિકી ભક્તિ ઉત્તમ છે, રાજસી મધ્યમ છે અને તામસી જઘન્ય છે. પાછલી બંનેને તત્ત્વજ્ઞોએ આદરેલી નથી પણ પહેલીનોજ સ્વીકાર કરેલો છે.

૧. અંગપૂજા, જળ, ચંદન, પુષ્પ ( પત્રફળ ) અને આભૂષણ વડે કરાય છે.

૨. અગ્રપૂજા, અક્ષત, ફળ, નૈવેદ્યાદિક તથા તાલમૃદંગાદિક વડે કરાય છે.

૩. ભાવપૂજા, વૈરાગ્ય ઉપજાવી, આત્મગુણ જગાવે એવી રીતે વીતરાગ પ્રભુની પાસે તન, મન, વચનની એકાગ્રતાથી સમજ અને ઉપયોગ સાથે ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિક વડે કરાય છે.

૧. જલપૂજા વડે પ્રભુનો અભિષેક કરતાં સ્વચેતનને કર્મમળ રહિત વિશુદ્ધ કરવાનું ભાવવું. ચંદનાદિક શીતળ વસ્તુવડે પ્રભુના સર્વાંગે વિલેપન કરી કષાય તાપ રહિત શાંત થવાનું ભાવવું. સુગંધી પુષ્પ માલ્યાદિક પ્રભુ ઉપર આરોપી ચિત્તની પ્રસન્નતા–પ્રફુલ્લતા રૂડી પેરે ભાવવાં. ઉત્તમ પત્ર, ફળ પ્રભુનાં કર કમળમાં સ્થાપી, ઉત્તમ આભૂષણો આરોપી, ચિત્તની એકાગ્રતા ભાવવી.

૨ અખંડ અને ઉજ્વળ તંદુલ વડે ત્રણ ઢગ પ્રભુ પાસે કરી નિર્મળ રત્નત્રયીની ભાવના કરવી.

ઉત્તમ સરસ શ્રીફળ, આંબા, દાડિમાદિક ફળો વડે અનુપમ એવું પ્રધાન મોક્ષ ફળ ચાહવું. સરસ પકવાન્નાદિક ઉત્તમ નૈવેદ્ય પ્રભુ પાસે ધરીરે આત્માનુંજ નિજ અણુ આહારી પદ ચાહવું.

૩ તાલ મૃદંગાદિક વાજિંત્રના સાજથી સંગીત નૃત્યાદિક પ્રભુ પાસે કરી નિજ ભાન ભૂલી પ્રભુ રૂપ થવું.

'જિન ઉત્તમ ગુણ ગાવતાં ગુણ આવે નિજ અંગ ' એવા ઉચ્ચ આશયથી સ્વપરને સુખે સમજાય અને વૈરાગ્ય ભાવ ઉપજાવે એવાં ઉત્તમ પદ—અર્થ યુક્ત ચૈત્યવંદન, સ્તુતિ સ્તવનાદિ કેવળ પ્રભુ કે પ્રભુના સ્વરૂપ સામેજ દ્રષ્ટિ સ્થાપી રાખી બીજાના ધ્યાનમાં વ્યાઘાત ન આવે તેમ શાન્ત ચિત્તથી ગંભીર સ્વરે ગાવું અથવા અન્યકૃત ગાયનાદિ સાંભળવું અને અનુમોદવું, કે જેથી આત્માની અનાદિ મલિન વિષય વાસનાદિક નિર્મૂળ થઈ સ્વાત્મગુણ જાગૃત થવા પામે અને ઉત્કૃષ્ટ યોગની એકતાથી ચેતન નિજ ભાન ભૂલી જઈ પરમાત્મ સ્વરૂપી થવા પામે.

આ ત્રણ પ્રકારની પ્રસિદ્ધ પૂજા ઉપરાંત એક ચોથી પ્રતિપત્તિ નામની પૂજા પણ કહી છે અને તે પ્રમાદ માત્ર પરિહરી પરમાત્મ પ્રભુની અખંડ આજ્ઞાનું પરિપાલન કરવા વડે બને છે. ઈતિશમ્.

# पार्श्व जिन चैत्यवंदनम्.

ॐ नमः पार्श्वनाथाय, विश्वचिन्तामणीयते;

ह्रीँ धरणेन्द्रवैरोट्या, पद्मादेवी युतायते ॥ १ ॥

शान्तितुष्टिमहापुष्टि–धृतिकीर्त्तिविधायिने;

ॐ ह्रीँ द्विड्व्यालवेताल–सर्वाधिव्याधिनाशिने ॥ २ ॥

जयाजिताख्याविजयाख्या, पराजितयान्वितः;

दिशां पालैर्ग्रहैर्यक्षै र्विद्यादेवीभिरन्वितः ॥ ३ ॥

ॐ असिआउसाय नमस्तत्र त्रैलोक्यनाथताम्;

चतुःषष्टि सुरेन्द्रास्ते, भासन्ते छत्रचामरैः ॥ ४ ॥

श्रीशङ्खेश्वरमण्डन पार्श्वजिन! प्रणतकल्पतरुकल्प!

चूरय दुष्टव्रातं, पूरय मे वाञ्छितं नाथ। ॥ ५ ॥

# શિક્ષક અને શિક્ષણ.

" દયાળુ માતપિતાદિક ધારે તો બાળકોના ઉમદા
શિક્ષકોની ગરજ સારી શકે "

૧ શિક્ષકોનો ધંધો ઉત્તમ છે. ગુરૂ મ્હેતાજી વગેરે શબ્દો, એ ધંધાની મહત્તા બતાવે છે. એ ધંધો ઉપદેશ કરતાં જોખમવાળોને મુશ્કેલ હોવા છતાં માનવંતો છે.

૨ પ્રાચીન શાસ્ત્રોમાં ગુરૂને દેવ સમાન ગણુવાનું કહ્યું છે. સદ્-ગુરૂ સૌથી શ્રેષ્ઠ છે.

૩ મ્હેતાજીએ ઉત્સાહથી કામ કરવાનું છે. કદી નિરૂત્સાહી થવું નહીં.

૪ શિક્ષકનો ધંધો સહેલો નથી. તે ધંધો શિખી સુશિક્ષિત બનવું. લુહાર, સુથાર વગેરેને નિર્જીવ વસ્તુ ઉપર કામ કરવાનું હોય છે ત્યારે શિક્ષકોને ચેતનવંત બાળકોપર કાર્ય કરવાનું હોઈ જો તે યથા યોગ્ય રીતે કામ ન કરે તો સંખ્યાબદ્ધ અમૂલ્ય જીંદગી બગડે; આજનાં બાળકો કાલે માણસ થવાનાં છે.

૫ પુરૂષ શિક્ષક કરતાં સ્ત્રી શિક્ષકની જોખમદારી વિશેષ છે, કેમકે તેના હાથમાં છોડીઓની એટલે ભવિષ્યની માતાઓની કેળવણી રહેલી છે. સ્ત્રીમાં કેટલાક એવા ગુણુ રહેલા છે કે બાળકો સુશિક્ષિત સ્ત્રી પાસેથી પ્રેમભાવથી ઘણું શિખી શકે.

૬ શિક્ષકનો ધંધો ચલાવવામાં ઉપયોગી થઈ પડે એવું ખાસ શિક્ષણ આપવાની પાઠશાળાને ટ્રેનીંગ કોલેજ કહે છે. ત્યાં શિક્ષણનું શાસ્ત્ર શિખવવામાં આવે છે.

૭ સમજુતી, સૂચનાઓ અને નિયમોનો સંગ્રહ, તેનું નામ શાસ્ત્ર અને એ પ્રમાણે કામ કરી અનુભવ મેળવવો, તેનું નામ કળા.

૮ જમાનાની સાથે રહેવા તથા ધંધાને યોગ્ય જ્ઞાનમાં વૃદ્ધિ કરવા શિક્ષકોએ ઉત્તમ પુસ્તકો વાંચવાનો મહાવરો કરવો

અને જીવન પર્યંત જ્ઞાનમાં વૃદ્ધિ કરવાનો ઉદ્યોગ કરતા રહેવું. શિક્ષક આળસુ ન હોવો જોઇએ.

૯ ભણાવવું અને કેળવવું, એ બેમાં મ્હોટો તફાવત છે. ઠાંસી ઠાંસીને જ્ઞાન ભરવું કે ગોખણ કરાવવું તે ભણતર છે અને મનની, શરીરની અને નીતિવિષયક સર્વ શક્તિઓની ખીલવણી કરવી તેનું નામ કેળવણી. શિક્ષકે કેળવણી આપવા ઉપર ખાસ લક્ષ રાખવું.

૧૦ કેળવણીનો અર્થ બ્હોળો છે. બાળક ભણીને પંડિત થાય એટલે બસ નથી. તેના મગજમાં માત્ર જ્ઞાન ભરવાનું નથી. તેની વિચાર શક્તિ ખીલવવાની છે અને જ્ઞાનનો ઉપયોગ કરતાં શિખવવાનું છે.

૧૧ કેળવણી ત્રણ પ્રકારની છે, મનની (માનસિક) તનની (શારીરિક) અને નીતિની ( નૈતિક ).

૧૨ બુદ્ધિની કેળવણી ન મળે તો બાળક અજ્ઞાની અને બોથડ ( બુદ્ધિહીન ) થાય. મનની શક્તિઓ ખીલવાથી બુદ્ધિની કેળવણી મળે છે. ગોખણથી મળતી નથી.

૧૩ શરીરની કેળવણી ન મળે તો બાળકો નિર્બળ અને નિર્માલ્ય થાય. જૂદી જૂદી જાતની કસરત અને ડ્રીલ વગેરેથી એ કેળવણી મળી શકે છે.

૧૪ નીતિની કેળવણી ન મળે તો બાળક અસભ્ય અને અવિવેકી થાય. શિક્ષકની રહેણી કરણી અને નીતીપાઠોની અસરકારક સમજુતીથી એ કેળવણી આપી શકાય.

૧૫ કિન્ડર ગાર્ટનની સીસ્ટમથી ત્રણે પ્રકારની કેળવણી એકી સાથે મળે છે.

૧૬ શિક્ષક સદાચરણી, ન્યાયી અને મનને કબજામાં રાખી શકે તેવો ન હોય તો તેની અસર બાળકો પર સારી થાય નહિ.

૧૭ સેવાવૃત્તિ રાખી દરેક શિક્ષકે કર્ત્તવ્ય પરાયણ થવું.

→※ સમાપ્તોઽયં ગ્રન્થઃ ※←